## અર્પણ

જેમણે સતત માર્ગદર્શક થઇને મ્હારી સંસાર યાત્રાનો વિકટ માર્ગ સરળ કરી આપ્યો છે, તે જીવન્ નેતા ડૉ. સુમન્ત ને તથા મ્હારાં વહાલાં સંતાનો—પ્રેમલીલા, સરલા, રમેશ, અશોક, ઇન્દિરા અને સિદ્ધાર્થ જેમણે મ્હારા જીવનમાં અદ્ભુત આનંદ રેડયો છે તેમને આ જીવન્ સંભારણાં અર્પણ કરું છું.

શારદા



ડૉ. સુમન્ત મહેતા. ૧૯૨૯.

મારો જન્મ અષાડ સુદ ૧૦, ૧૯૩૮, જુન ૨૬. ૧૮
મા અમદાવાદમા લાખા પટેલની પોળમા મારા માતામહ સ
ભોળાનાથ સારાભાઇ દીવેટીઆની હવેલીમા થયો હતો મારા પિ
શ્રી, ગ. ગોપીલાલ-મણીલાલ ધ્રુવ કુટુંબના અને મારા માતુશ્રી
બાળા બ્હેન દીવટીયા કુટુંબના.

ઓગણીસમી સદીના મધ્ય કાળથી તે લગભગ છેવટ
રાવબહાદુર ભોળાનાથ સારાભાઇનું નામ ગુજરાતમા અ
ગણાતું હતું. લક્ષ્મી અને સરસ્વતી બંનેની તેમના ઉપર
પ્રીતિ હતી. તેમનું કુટુંબ તેમના પોતાના આચારવિચારને
ઘણુંજ સંસ્કારિત થયું હતુ. લક્ષ્ય નાગર કુટુંબ, લક્ષ્મી
સરસ્વતીના પ્રસાદવાળુ, એટલે પછી તેમાં શી ન્યૂન હોય ?
વિશાળ સંસ્કૃત કુટુંબમા ઉછરવાનો એક લ્હાવો છે. આ સ્વ
સ્વાતંત્ર્યના જમાનામા એ લાભ મળી શકે નહિં. સંયુક્ત કુટું
પણ અનેક સારા અંશ છે: જુદા જુદા સ્વભાવના મનુષ્યોના પ્ર
ગમા અવાય છે; સ્વાર્થત્યાગની વૃત્તિ કેળવાય છે, બંધુભાવની
થાય છે, અહંતામાથી ઉંચી શકાય છે; ઇત્યાદી-અસંગત કેટ
શક્તિઓ વગર ખીલેલી પણ રહેજ એતો ખાંજ તોપણ ક
તો મન લાગે છે કે થોડે થોડે વખતે ભેગા રહેવાનો પ્રસંગ
તો જરૂર લાભ થાય.

બેક બાળપણની વાતો તો મને બરોબર યાદ નથી
અમારા માતામહને અમે દાદાજી કહેતા હતા મને દાદાજી બરો
સાભરતા નથી માત્ર મને જે સ્મરે છે તે તેમનુ મૃત્યુજ. મ્હા
મ્હેન શ્રી વિદ્યાગૌરી એક સાંજરે પુષ્કળ રડતા હતા તેમજ તેમ
સાથે બાળાં બેન સાત નાના છોકરા રડતા હતા. કોણ સમા

ારમાં અમ્હે બેઠા હતા, કારણ કે હવેલીમા દાદાજી ગુજરી ગયા હતા, એટલુ યાદ આવે છે.

વિદ્યાબ્હેન ઉપર દાદાજીનો બહુજ પ્રેમ હતો અને અમારામા મોથી મ્હોટા એટલે દાદાજીના પ્રસંગમા એ વધારે આવેલા. ત્યાર-પછી કેટલુ સ્મરણ છે કે લાખા પટેલની પોળમા શેઠની પોળની સામ્હે મોટી હવેલી છે તેમા એ વખત જમવા જતા. ન્હાવાનું પણ ત્યાંજ. કુવા પાસે ન્હાની ઓરડીમા, બબ્બે ત્રણ ત્રણ છોકરા સાથે ન્હાતા. અને તે પણ પાંચ મિનીટની અંદર. કપડા પોતાની મેળેજ બોળીને નીચોવી નાખવાના. નોકર ચાકરોનો ઠાઠ બહુ જ મોટો હતો. ત્રીસ- ચાળીસ ઠામ સાથેજ મંડાતા. પણ બધી વ્યવસ્થા એટલી સુંદર ! ગરબડ કે કનસકટ કંઈજ નહિં. આખા કુટુંબનુ ઉપરીપણું અમ્હારા માશી ( જેમને આખું કુટુંબ 'જીજી' કહીને બોલાવતુ. અને જેમનું નામ જીવુબા હતુ ) કરતા. દરરોજ સવારમા જીજી અમને પોતાને ઘેરથી વ્હેલા આવે અને ચાળીસ— પચાસ માણસની રસોઈ પહોંચે. બધુ કુટુંબ નાની હવેલીમા આગલા ઓરડામા ને પાસેની પરશાળમા એકઠું થતુ. મોટાને તો બરોબર સ્હાય મળતી, પણ અમારા જેવા ન્હાના છોકરાને તો એક નાની પીતળની કાછી ભરીને ન્હાયુ ચોકડીમા મહામહેનતે મળતી. જરા મોડુ થાય કે પાછળપડ્યા તો રહીજ જાય. પછી કોઈની મગદૂર નહિ કે માંગાય અમ્હારા માતુશ્રીથી પણ એમ ના કહેવાય કે મારું છોકરું ન્હાયમા રહી ગયું, એવી સખત ધાક ! મોટા બધા બેઠા હોય ત્યા ન્હાના છોકરાથી બેસાય નહિં તો પછી રમાય કે રડાય તો ક્યાંથીજ કરાય ! સ્હવારમા તો રમાયજ નહિં. કોઈ મોટાનું કામ કરવાનુ અથવા ભણવાનું બપોરે તો જીજીને ઉંઘ વાનુ, એટલે ચું કે ચાં થાય જ નહિ; સ્હાંજ થયે નીચે દિવાન-

ખાનામાં રમીએ અથવા પોળના ચોકઠામાં રમવાનું. સાતતાળી, ગીલ્લીદંડા, સંતાવ દાવ, લંગડી, દહીંનો ઘોડો વિગેરે ઘણી રમતો રમતાં. પુષ્કળ છોકરાં એકઠા થતાં. પણ લડાઇ, ટંટા બહુજ થોડા થતા, એમ સાંભરે છે. ખાસ કરીને હું ને મ્હારા ભાઇ રા. ગટુભાઇ સમોવડીયાં, તે તો કોઇ સાથે લડતાંજ નહિં. એક તો જીજીની બ્હીક. બીજું અમ્હારાં માતુશ્રી સૌ. બાળાબ્હેનની પ્હેલેથી શીખામણ એજ પ્રકારની કે કોઇની સાથે લડવું નહિં. આપણી પાસે વસ્તુ હોય તે કોઇને આપી દઇનેજ રાજી થવું. એજ એમનો હંમેશનો બોધ. એટલે અમે કોઈ દિવસ બનતાં સુધી ઠપકાને પાત્ર થઇએ નહિં. અને ઘણુંજ આનન્દ ને સંતોષમાં રહેવાનું મળે. વળી સગાંવ્હાલાં વખાણ કરે તે જુદાં ! જે હોય તે કહેતાં, “ બાળા, ( મારાં માતુશ્રીને બધાંજ ઘણું કરીને ટુંકે નામે બોલાવતાં ) તું તે તારાં છોકરાંને કેવી રીતે કેળવે છે કે સાનમાંજ સમજી જાય છે ? ” એક આંખના ઇસારાથી અમે માની જતાં, એવું અમારાં માતુશ્રીનું શિક્ષણ.

મ્હારા પિતા મુ. શ્રી. ગોપીલાલને અમે તેમનાં છોકરાંઓ બાવાભાઇ કહીને બોલાવતાં મુ બાવાભાઇને શરૂઆતમાં ખરચમાં બહુજ ટુંકા પગારની નોકરી હતી., મા, સૌ. બાળાબ્હેન વાત કરતાં હતાં કે ૨૫ રૂ. ની નોકરી શરૂઆતમાં મીઠાનાંખાતામાં બાવાભાઇએ કરેલી. મારા મોસાળમાં તો પુષ્કળ પૈસો, નોકર ચાકર, એટલે બહુજ સુખમાં બાળાબ્હેન રહેલાં તેમજ મારા બાપના મોસાળમાં સ્થિતિ બહુજ સારી. મોળાનાથના કુટુંબની સાથે મોતીભાઇ દીવેટીયા ( મ્હારા પિતાના માના બાપ ) ના કુટુંબને હંમેશાં પૈસાની સ્પર્ધા. પણ મારા દાદા એટલે મધુલાલની સ્થિતિ બહુજ સાધારણ તેથા મારા પિતાએ તો ઠીક ગરીબાઇ ભોગવેલી. પોતાના અભ્યાસ સાથે ઘરનું કામકાજ પણ કરવું પડે. અને છેવટ કુટુંબની સ્થિતિ ગરીબ



શ્રી બાળાબહેન
શારદાબહેનના માતુશ્રી

સિપાહીગીરી નહોતી. ) ચોકઠામાં ખુલ્લા મેદાનમાં ઘર હતું. ઉપલો માળ અમારે કબજે હતો. માત્ર બે કે ત્રણજ ઓરડા ને એક મોટી છોબંધ અગાસી ને રાવટી. ઘર ન્હાનું હતું પણ બહુજ સ્વચ્છ ને ચંગલો કહેવાતું. અમે ત્રણજ જણ તે વખતે હતા. મોટાંબહેન વિદ્યાબહેન દશ અગીઆર વર્ષના એટલે ભણવા માટે અમદાવાદ મોસાળમાં રહેતા. એટલે હું ને મ્હારા ભાઈ ગટુભાઈ બેજ ઉમરેઠમાં. મ્હારી ઉમર પાંચ વર્ષની ને ગટુભાઈ એક વર્ષે મોટા એટલે ૬ વર્ષના. બાળા બહેન અમને ઘેરજ શીખવતા. પણ વળી કોઈ કોઈ વાર નિશાળે પણ જતા. ગામડાના લોકોને બરોબર બોલતા આવડે નહિં. અમારા નામ બરોબર આવડે નહિં એટલે ગટુમટુ શાકદાળ એમ કહીને બોલાવતા.

બાવાભાઈની કચેરી ઘરથી બહુ પાસે હતી એટલે અમે ઘણીવાર બપોરના કચેરીમાં જતા. ત્યાંના મુનસફ ગ. રણછોડલાલ પરીખ કરીને હતા તે અમને જોઈને બહુજ ખુશ થતા. કેમકે અમારા કપડા હમેશ સ્વચ્છ હોય માથા તો હોળેલાજ હોય. કપડા મેલા ને ડાઘા અમારા શરીરપર હોય એવું મ્હને સાંભરતું નથી. તેમ કપડાની સંખ્યા તો બહુ જ થોડી અને સાચું તો કપડાં ને કોઈ કોઈ દિવસ જ દેવાય તે છતાં કપડા કદી મેલાં ન હોય એ તો નક્કી જ તે વખતે ધોબી ને ગંદવાડ આજના જેટલા નહિં—કારણ કોણ જાણે—યુનિવરસિટી નહોતી. મુનસફ સાહેબના કુટુંબમાં ચોખવટ શું તે નિયમ કોઈ જ નહોતાં જાણતાં! આજના જમાનામાં માગે પરમાર્થ કહેવાથી કુટુંબના સંસ્કારોમાં બહુજ સુધારો થયો છે પણ રહેલાના વખતમાં તો એવા સંસ્કાર બહુજ થોડા કુટુંબમાં જોવામાં આવતા. જે પ્રમાણે કપડાં તેજ પ્રમાણે ખોરાક માત્ર રહેવાર બે વખત જોઈએ તેટલું દૂધ,

ઘી, રોટલી વિગેરે સ્વચ્છ ખાવાનું. બાળાબહેનની રસોઇમાં જે મીઠાશ હતી તેટલી સુધી કોઇની રસોઇમાં અમને લાગી નથી. રસોઇ માટે તેમને અસલથી બહુજ કાળજી. પોતાના છોકરાને અને બાવાભાઇને સારામાં સારી રસોઇ કરીને રોજ સાંજ સવાર જમાડવાં એ તો એમનું મોટામાં મોટું કામ. હરરોજ જૂદું જૂદું ખાવાનું, શાક, કઠોળ બધામાં વિવિધતા, મીઠાશ તેમજ પુષ્ટિ. જે કોઇ આહારના સુધારા માટે વાંચવામાં આવે, તેનો ઉપયોગ કરતા. ન્હાનપણમાં પોતાના પિતાને ત્યાં કદી રસોઇ કરેલી નહિં. પણ મોટપણે રસોઇને માટે જરા આળસ નહિં. ઉલટો શોખ. અને સારામાં સારી ચીજો બનાવવાની હોસ ! આખા કુટુંબમાં એમની રસોઇ વખણાએલી જ રસોઇ ઉત્તમ, અથાણાં મુરબ્બા પણ તેવાજ. બહુજ કહીને આખે વળગે તેવું. દરેકે દરેક જણની વર્ષગાંઠ, રાણા વિગેરે પ્રસંગ કાંઇક મિષ્ટાન્ન તો બનાવેલું જ હોય ! ખરે જ ! હવે એમ થાય છે કે કયા પ્રકારે ત્રેવડ કરતા કે આટલા સુખમાં અમે રહી શકતા ! કોઇ દિવસ એક પાઇનું પણ ઉછીતું તો લેવાનું જ નહિં. મુ બાવાભાઇને એ બાબતનો તો બહુજ આગ્રહ કે કોઇ દિવસ ઉધાર વસ્તુ લાવવી નહિં, અને આવક કરતા વધારે ખર્ચ કરવો નહિ. તે વખતે સોંઘવારી ખરી એ વાતખરી. પણ ત્રેવડ તો ખરીજ એ તો નક્કીજ. કાંઇ પણ વ્યર્થ બગાડો તો થવા દે જ નહિં અને બધું જાતેજ કરવું. કામ કરનાર નોકર હોય તેના ઉપર પુરેપુરી દેખરેખ. ગમે તેમ હોય અમને ન્હાનપણમાં એજ સાદાઇ અને સુંદરતાનું ઉમદા શિક્ષણ મળ્યું હતું.

બપોરના વખતમાં અમને બન્નેને લખવા વાંચવાનું બાળા-બહેન શીખવતાં. અને કાંઇ સારી વાતો કહેતા. સાંજ પડે તળાવ

ઉપર ફરવા જતાં. રાત્રે જમીને હરરોજ અમે ચારે જણા પ્રાર્થના માળામાંથી સંગીત કરીને પ્રાર્થના કરતાં.

સગાં સંબંધી અમારે ઘેર ઘણીવાર આવતા. ડાકોર પાસેજ હતું એટલે ઘણા જણા જતે આવતે ઉતરતાં. તે વખતે આતિથ્યમાં કોઇ રીતે ઉણપ નહોતી આવતી. અને રોજ એકલા રહેવાનું થતું એટલે કોઇ સગાં આવે એટલે અમે તો આનંદથી ઘેલાં ઘેલાં થતાં એમ સાંભરે છે.

ગામના લોકોએ અમારી સાથે બહુજ ભાવથી રહેતા. અને તેજ પ્રમાણે અમારા પિતા અધરાત મધરાતે કોઇનું કામ પડે તો તે કરવામાં ચુકતા નહિં.

## પ્રકરણ ૨ જું.

---

ઉમરેઠ પછી ૧૮૮૮ માં મુ. બાવાભાઇની બદલી અમદાવાદ થઇ એટલે અમે પાછા અમદાવાદ આવ્યા. તે વખતે અમે આકાશેઠ કુવાની પોળમા ભાડાના ઘરમા રહેતા હતા. ગમે તેવું ઘર હોય પણ તેમા બાળાબહેનના પગલા થાય એટલે ઘરનું રૂપજ બદલાઇ જતું. સ્વચ્છતા અને સુઘડતા એમના દરેક કાર્યમા. ગમે તેવું એમને ચાલેજ નહિં. ન્હાનું હોય તેની હરકત નહિં. પણ ગદવાડ તો નાજ જોઇએ. તેમ પોતાનું શરીર મૂળથી નબળું એટલે જાતે બહુ મહેનત ના કરે પણ બીજા પાસે કામ લેતા આવડે. દરરોજ બપોરે મુ. બાવાભાઇ કચેરીમા જાય ને વિદ્યાબહેન ને ગટુભાઇ નિશાળે જાય એટલે મ્હારે ને બાળા બહેનને અમારે મોસાળ જવાનુ. ત્યા બપોરે એક વાગે એટલે જીજી પરસાળમા હીંચોળાખાટમા ઊંઘવા સૂવે, તે વખતે દરરોજ જીજીના પગ દાબવાનુ કામ મ્હારે કરવાનુ હતું, રોજે બપોર થાય એટલે મ્હને ખુબ પડે.

પોતાના છોકરાને સાગમાં સારૂ શિક્ષણ આપવું, તે શિક્ષણમા સરળતા કરી આપવી એ બાળાબહેન પાતાનુ ઘણુ મોટું કર્તવ્ય માનતા, તેથી દરેક રીતે અમાગમા સારા સંસ્કાર રેડવાનો તેમનો પ્રયાસ, તેમની સતત શીખામણ નેવીજ, તેમજ તેમની વર્તણુક. જે કુટુંબમા બાળકો સદગુણ અને સદ્વર્તન, પ્રેમ, અને સંપ જુએ તે બાળકોને શિખામણની વાતો શીખવવાની જરૂર રહેતી નથી.

અસલના વખતમા અમારા દાદાજીને અંબાજી માના ઉપર શ્રદ્ધાજ આસ્થા હતી. તેઓ ઘણાજ ધર્મિષ્ટ હતા. સેવા પૂજા બહુજ

જીવન ગાળવાની ઉત્કટ ઇચ્છા એ ભાવનાઓ મનમાં દૃઢ થઇ ગઇ. પ્રાર્થના સમાજમાં વારંવાર કલકત્તા તરફથી મહાન ઉપદેશો અને બ્રાહ્મધર્મ પ્રચારકો આવતા અને કથાકીર્તનો કરીને સદુપદેશ આપતા તે સ્મરણો હજી પણ તાજાં છે એ સદ્બોધની છાપ બાળકના મનમાં પડેલી તે જનમભર ભૂસાય નહિં.

સામાન્ય શિક્ષણ તરફ પણ અમારા માતુશ્રી ખાસ જ કાળજી રાખતા. નિશાળે બેસાડ્યા પછી પણ અધિક પાઠ તેઓ ઘેર શિક્ષણ શાળામાં અપાય છે તેમાં ધ્યાન લેતાં. સારા નંબર આવે, કે સારી રીતે પરીક્ષા પસાર કરીએ તો ઉત્તેજન આપતા દરેક રીતે પોતાના બાળકો સારા સંસ્કારી થાય એજ એમનું લક્ષ્ય હતું. પોતે અનેક અગવડો વેઠીને પણ છોકરાના શિક્ષણમાં હમેશ સગવડતા કરી આપતા. સાધારણ કુટુંબમાં નોકર ચાકર તો ઝાઝા હોય નહિં. કામ હાથોહાથ કરવાનું હોય, છોકરા ન્હાના હોય એટલે કામ પણ હોય જ, તેવી વખતે દશ બાર વર્ષની છોકરી મ્હોટી આગળ હોય તો કેટલી કામમાં આવે ને માને શ્રમ ઓછો પડે આવી વખતે ઘણી માતાઓ પોતાનો શ્રમ ઓછો કરવાને માટે છોકરીઓને નિશાળેથી ઉઠાડી લે છે પણ અમારા માતુશ્રીનો તો દૃઢ નિશ્ચય કે પોતાને અગવડ ગમે તેટલી પડે પણ છોકરાની માફક જ છોકરીને શિક્ષણમાં કાંઇ પણ ન્યૂનતા રાખવી નહિં. પોતે ઘરનું બધું કામ કરી લે પણ છોકરીના ભવિષ્યના સુખ માટે તેના અભ્યાસમાં અડચણ ના આવવા દે. છોકરા ને છોકરી બન્નેને કેળવણી આપવામાં ભેદ નાખવોજ નહિં એ અમારા પિતા માતા બન્નેનો આગ્રહ, તેનેજ લીધે વિદ્યા બ્હેન અને હું બન્ને નિવૃત્તિથી અભ્યાસ કરી શક્યા.

અમદાવાદ આવ્યા પછી શરૂઆતમાં મગનભાઇ કન્યાશાળામાં થોડે વખત મેં અભ્યાસ કરેલો પણ કુટુંબમાંથી મોટી બ્હેન

તેમજ મામાની છોકરીઓ વિગેરે મોટી નિશાળમાં ફિમેલ ટ્રેનીંગ કૉલેજમા અંગ્રેજી શીખે તેથી તેજ નિશાળમાં હું પણ દાખલ થઇ. તેજ અરસામાં વિદ્યા બહેનનું લગ્ન ગ. રમણભાઇ સાથે થયું. તેમનો પ્રથમ વિવાહ અમદાવાદનીજ ન્યાતમાં સારા કુટુંબમાં થયો હતો પણ ઉચ્ચ કેળવણી અને ઉચ્ચ આશયવાળી જીંદગીને વધારે મહત્વ આપવાના કારણે તે સગાઇ છોડી. રમણભાઇ જે બી. એ. પરીક્ષામા પા... હતા તેમજ મહીપતરામભાઇ સાથે ઘરવટ અને ...ભક ઉપાસના ...ક જ જાતની સંસ્કૃતિ લાગવાથી આ સબંધ થયો હતો. પરગામ વિવાહ કરવાનો રિવાજ નહિં જેવો; તેમા એ મહીપતરામ વિલાયત જઇ આવેલા એટલે ન્યાત બહાર ગણાય તેને લીધે અમારા કાકા, વિગેરે પિતાશ્રીનું આખું કુટુંબ આ નંબંધની બહુ જ વિરૂદ્ધ થયુ. બહુ બહુ રીતે પિતાશ્રીને તેમજ માતાને બન્નેને કનડગત કરી. બહુ મન ઊંચા થયાં. બાળાબ્હેન સારા કામને માટે તો દૃઢ આગ્રહી અને હિંમતવાન એટલે સઘળું સહન કર્યું અને છોકરીના ભવિષ્યના સુખનોજ વિચાર કર્યો. અને પોતાનો વિચાર મક્કમ રાખ્યો. આ પ્રમાણે સ્ત્રીઓ જે પોતાની છોકરીઓ માટે આજુબાજુનો વિચાર કર્યા વગર માત્ર પોતાની છોકરીના સુખનો વિચાર કરે તો કુટુંબ જીવન સુખી થાય. વખત જતા જે સંબંધીઓ લગ્નની વિરૂદ્ધ હતાં તેના તેજ પાછા સમ્મત થયા અને સારો સંબંધ રાખવા લાગ્યાં.

✓ આ વખતમાં પારસી અને યુરોપીયન વર્ગ સાથે અમારા મામાઓ તેમજ માસીને ઓળ ખાણ વધવા માંડેલાં તેથી થોડા થોડા એ સંસ્કારોની છાપ કુટુંબ ઉપર પડવા માંડી. કપડાં લત્તાં, રહેણી કરણીમાં પણ એ અસર જણાવા લાગી. તેને પરિણામે વ્યકિત સ્વાતંત્ર્યની ભાવના પણ જરા વધવા લાગી. એટલે સંયુક્ત

કુટુંબની જે એકતા હતી તે તૂટવા લાગી. એ ભાન એટલી ઉમ પણ મ્હને થવા લાગ્યું હતું એમ બરોબર સાંભરે છે. પહેલાં કુટુંબમાં અરસ્પરસ સ્નેહ અને એકતાન હતાં તેમાં ભંગ પડ્યો. સં સહુને જૂદે રસ્તે ચાલવા માડ્યા એમ લાગ્યું. થોડો વખત પર પ્રસંગે એકઠા રહેવું પડે તે ભારે થઈ જવા માડ્યું. ન્યાત જા સબધી પણ સ્વતંત્ર વિચારો એટલે આપણો પોતાનો જે જથો કહેવાય તેનાથી જૂદા પડી ગયા. અને એક જૂદીજ સંસ્કૃતિનું પોષણ થયુ. તે વખતે તો સુધારાની ધુનમાં કોઇને આડો અવળો વિચાર જ નહોતો આવતો તે વખતે પવન જ એવો હતો કે કેટલાક કુટુંબમાં પશ્ચિમની દરેક બાબતના વખાણ થતા. અને તેનું અનુકરણ પણ થોડું ઘણું થતું. આ રીતે અમારી બાળકપણની કેળવણીમાં આ છાપ પડી. એથી અમને પોતાને તો કોઇ રીતે ગેરલાભ નથી થયો. પરંતુ જન સમાજનો વિરોધ બહુજ સહન કરવો પડ્યો. કદાચ અગ્રેસરોની એજ સ્થિતિ હશે.

✓ હમેશ એકના એક સહવાસમાં રહ્યા પછી કોઇ મુસાફરી કે જાત્રા કરી હોય છે તો તેની છાપ મનપર બહુજ રહી જાય છે એમ અનુભવ ઉપરથી લાગે છે ઇ. સ. ૧૮૯૧ મા એટલે હું માત્ર જ્યારે નવ વર્ષની હતી ત્યારે મ્હારા મામાની દીકરી અ સૌ. સત્યવતી બહેન જેમનું લગ્ન ભાવનગરવાળા ગ. ગ. લલુભાઇ શામળદાસ સાથે થયું હતું તેમની સાથે હું ભાવનગર ગઇ. સાથે સૌ સત્યવતીના બહેન સૌ વસંતકુમારી જે વસુ બહેનને નામે ઓળખાતા તે મ્હારી ઉમરના જ લગભગ હતા તે પણ હતા. અમે બન્ને સમોવડીઆ અને મામાંફોઇના ભાડુ એટલે મિત્રાચારી પણ બહુજ હતી. ગ લલુભાઇનો સ્વભાવ અમલથી બહુજ માયાળુ. તેજ પ્રમાણે સૌ. સત્યવતી બહેન પણ બહુજ સ્નેહાળ એટલે એમના ઘરમાં

કોઇને અણગમો આવેજ નહિ. બે મહિના સાથે રહ્યાં પણ કોઇ દિવસ ઘેર જવાનું મન થએલું નહિ. તે વખતે રા. લલુભાઇ ભાવનગર સ્ટેટના રેવન્યુ કમીશનર હતા એટલે આખા પ્રાન્તમાં એમને મુસાફરી કરવી પડતી. તે નિમિત્તે અમે પણ કાઠીઆવાડનાં ઘણાં ગામ ફર્યાં. કુંડળા, લીલીયા, તળાજા, તુળશી શ્યામના કુંડ, ગીરના ડુંગર, જંગલો, વિગેરે જોયા. તેના સ્મરણો હજી તાજાંજ છે. કોઇ વખતે ગાડામાં બેસીને રસ્તો ભૂલી ગએલા, જંગલી પ્રાણીઓની બૂમો સંધ્યાકાળ થાય ને સંભળાય ને અમારી ગભરામણનો પાર ના રહે. રસ્તા પણ પહાડી એટલે ખળદનાં શીગરામમા હેલ્લા પણ પુષ્કળ આવે. બધી એવી અગવડ છતા નિર્દોષ મન તેથી પ્રફુલ્લ સ્વભાવ રહ્યા કરે અને દરેકમાથી આનંદ મળે. લગભગ બે મહિના આ કુટુંબના સંસર્ગમા રહેવાથી બહુ ઘરવટ થઇ ગઇ અને બધા સાથે બહુજ સ્નેહ બંધાયો. હજી સુધી એ સ્નેહભાવ ટકી રહ્યો છે.

બીજે વર્ષે સુરત પાસે ડુમસ હવા ખાવા બે મહિનામાં ગયા. અમારા મામા રા. નરસિંહરાવ તથા રા. કૃષ્ણરાવ ( નનુમામા અને મનુમામા ) એમણે ડુમસમાં પેસતા પહેલોજ બંગલો રાખ્યો હતો, તેમની સાથે રહ્યા. લગભગ મહીનો રહ્યા હોઇશું, તે વખતે રા. બા. નંદશંકરનાં કુટુંબજનો બધા ત્યાંજ હતા. એ કુટુંબ સાથે મ્હારાં મોસાળીઆંને પ્રથમથી સારો સંબંધ હતો. પણ મ્હેં તો સૌને પ્રથમજ જોયાં. તે વખતે ખ્યાલ નહોતો કે એ કુટુંબ સાથે મ્હારે સંબંધ થશે. અમે પહેલ વહેલાં આવેલા દરીઆકાંઠે એટલે મ્હને ને મ્હારા ભાઇ ગટુભાઇને બહુજ ગમ્મત પડતી. શંખ કોડીઓ પુષ્કળ વીણતાં. પહેલાં જેવો કુટુંબનો સ્નેહ ટકી રહ્યો નહોતો, એકત્રતા નહોતી એમ સાંભરે છે. અને અત્યારે એમજ લાગે છે કે ઇંગ્રેજી સંસ્કૃતિને પરિણામેજ એ સ્નેહભંગ થાય છે.

હુમસથી અમદાવાદ ગયા તે જ વખતે રા સા મહીપતરામ ભાઇનુ મૃત્યુ થયુ અક સ્માત કોલેરા પોરબંદરથી આવતા થઇ ગયો રા રમણભાઇનુ કુટુંબ જૂદુ થઈ ગયુ વિદ્યા બહેનને બહુજ ન્હાની ઉમર માત્ર ૧૫ વર્ષમા ઘર માથે પડયુ. પણ રમણભાઇનો મરગ સ્વભાવ તેમજ બાળાબહેનની સતત સહાય અને મદદને લીધે ભારે ના પડયુ ઘરની દેખરેખની સાથે વિદ્યાભ્યાસ ચાલુ રાખ્યો ઇગ્રેજી છઠ્ઠા ધોરણમાથીજ વધારે સખત અભ્યાસ કરીને ત્રણ મહિનાની મહેનતમા મેટ્રીકયુલેશનની પરીક્ષા આપવાની તૈયારી કરી ત્યારસુધી કોઇ ગુજરાતી છોકરીએ યુનીવર્સિટીની પરીક્ષા આપેલી નહીં પણ રમણભાઇને હોસ બાળાબહેન તેમજ બાવાભાઇને તો છોકરીઓ ને ભણાવવાનો બહુજ આગ્રહ અને વિદ્યાબહેનની પોતાની ઈચ્છા બધુ એકઠુ થયુ એટલે કામ ચાલ્યુ. મહાલક્ષ્મી ફીમેલ ટ્રેનીંગ કોલેજને અંગે છોકરીઓની હાઇસ્કુલ ટગુમગુ ચાલતી હતી એટલુ બધુ સારૂ શિક્ષણ અપાતુ નહોતુ માત્ર ઇગ્લીશ સારૂ શીખવાતુ મેથમેટીક્સ સાયન્સ, ગુજરાતી વિગેરેના શિક્ષણ માટે ખાનગી શિક્ષકો રાખીને પુષ્કળ મહેનત કરીને ત્રણ છોકરીઓ એ સસ્થામાથી પહેલ વહેલી મેટ્રીકયુલેશનની પરીક્ષા માટે તૈયાર થઇ એક વિદ્યાબહેન, બીજા શ્રી યશોદાબાઇ ઠાકોર અને ત્રીજી એક પારસીની છોકરી આ ત્રણમાથી બે પાસ થયા વિદ્યાબહેન અને યશોદાબાઈ તેમા વિદ્યાબહેન બહુ સારી રીતે પાસ થયા ગુજરાતીના વિષયમા તો એમના સારા માર્કસ આવ્યા કે એકજ માર્ક માટે એ વિષયનુ ઇનામ ખોયુ પરીક્ષક રા રા. શ્રી ગોવર્ધનરામ ત્રિપાઠી હતા તેમણે જ્યારે પાછળથી જાણ્યુ કે વિદ્યાબહેને એક માર્ક માટે ઇનામ ખોયુ ત્યારે થયા. પણ એમને ખબર નહોતી. છોકરા છોકરીઓના પેપર ...દા જોવાય છે અને છોકરીઓ તરફ પક્ષપાત થાય છે એમ



શ્રી શારદાબ્હેન ૧૮૯૨.
( ૧૦ વર્ષ )

વિશેષ કરીને જે ઈંગ્લીશ બહેનો અમને શીખવતી તે તો હેતાળ હતાં. એમના પ્રત્યે તો બહુજ ભાવ અમને હતો. એમને પડયો બોલ અમે ઉપાડી લેતાં, શિક્ષક તે ગુરૂ તેમજ મિત્ર જેવ હતાં. સ્ત્રી શિક્ષકોજ આટલો પ્રેમ રાખી શકે. પ્રાથમિક શાળામ તેમજ માધ્યમિકનાં પ્રથમ ધોરણોમાં સર્વ ઠેકાણે સ્ત્રી શિક્ષકે સારૂં શિક્ષણ પામેલી અને સારા કુટુંબની હોય તો શિક્ષણનું કામ બહુ સુંદર થાય અને કેળવણીનો પાયો મજબૂત બંધાય છોકરા તેમજ છોકરીઓ બન્નેને માટે સારાં સ્ત્રી શિક્ષકો આવશ્યક છે. કારણ કે સ્ત્રીઓજ બાળ સ્વભાવ પારખે અને તેને સન્માર્ગે દોરી શકે. આવાં સંસ્કારી શિક્ષકોની આપણે ત્યાં જ્યાં સુધી ખોટ છે ત્યા સુધી કેળવણી શુષ્ક અને નિરસ રહેશે.

## પ્રકરણ ૩ જું.

### માધ્યમિક શિક્ષણ.

જે સમયે માધ્યમિક શિક્ષણ લેવાની ઉમર છોકરીઓને હોય છે તે વખતે ( એટલે બારથી ચૌદ પંદર વર્ષની ઉમરે ) તેમનું આરોગ્ય તપાસવાની ઘણીજ જરૂર પડે છે. કેમકે તે વખતે શરીર વધવાનો વખત હોય છે. જો મગજ ઉપર બોજો વધારે પડે તો શરીર ક્ષીણ થઇ જતા વાર લાગતી નથી. હાલનો આપણો અભ્યાસ ક્રમ એટલો વિચિત્ર રીતે ગોઠવાયો છે કે એજ વર્ષોમાં બાળકના કોમળ મગજ ઉપર પુષ્કળ બોજો રહે છે અને તેને લીધે શરીર ઘસાઇ જાય છે. આનું મૂળ ઇંગ્લીશ ભાષા શીખવાનો હદપાર શ્રમ એ છે. આ વાત અત્યારે સમજી શકાય છે. બાકી એ અભ્યાસ કરતી વખત તો નવો નવો ઉત્સાહ એટલો બધો હોય છે કે શ્રમ લાગતો નથી. પણ ગમે તે રીતે મગજનો આ બોજો બાળકના મગજ ઉપરથી ઓછો કરવાનો પ્રયત્ન થવો જ જોઇએ. અભ્યાસ ક્રમમા અને અભ્યાસના વખતમા સદંતર ફેર કરવાની જરૂર છે. ઇંગ્લીશ ભાષા શીખ્યા વગર હાલ છૂટકો નથી, પણ એને જોઇએ તે કરતા ઘણું વધારે મહત્વ અપાય છે તે વાત સમજવાની ઘણીજ જરૂર છે, અને માતૃભાષાનો પ્રચાર, આપણી ભાષા દ્વારા શિક્ષણનો પ્રચાર–જે વાસ્તવિક રસ્તા છે, તેના તરફ ઘણા વધારે આગ્રહની જરૂર છે.

મને સાંભરે છે, કે ઇંગ્રેજી પાંચમા અને છઠા ધોરણના અભ્યાસ વખતે ઇતિહાસ; ભૂગોળ ગણિત સાયન્સ અને સંસ્કૃત એ બધા વિષયો અંગ્રેજી ભાષા દ્વારા શીખવાના હોવાથી એ વિષયનું ઊંડું

જ્ઞાન થતુ નહોતુ માત્ર ઉપરચૂગીઆ હકીકત ગોખી નાખવા અને તેમા અંગ્રેજી ભાષાની ભૂલ ન હોય તે તરફ વધારે ધ્યાન આપવ તરફ લક્ષ રહેતુ આ કારણને લીધે બુદ્ધિની ખીલવણી જરૂર ઓછી થાય અને પોતાની મેળે વિચાર કરવાની શક્તિ કે કલ્પના શક્તિનો વિકાસ જરા થાય નહિ. આપણા બાળકોની બુદ્ધિ ઘણીજ તીવ્ર હોય છે, છતા આ મોટી ગાડખીલીને લીધે આપણી પ્રજા જ્ઞાનશક્તિમા મોવારણ રીતે પછાત રહે છે આપણ સાહિત્ય ઓછુ રહે છે—અપવાદ તો અનગન કોઇ હશેજ પણ સામાન્ય સ્થિતિ આવીજ છે આ વસ્તુ ઉપર જેમ બને તેમ સમાજ નેતાઓનુ લક્ષ વધારે દોરાય અને ઉગના છોકરાઓનુ રક્ષણ થાય તો ભવી પ્રજાનુ કલ્યાણ થાય.

બારથી પદર વર્ષ સુધી આ કારણને લીધેજ મારી તબીયત બહુ નરમ ચાલતી હતી સગા વહાલાને ત્યા ગામ પરગામ હવફેર કરાવીને તબીયત સાધારણ રહે એવી સવડ માતાપીતાએ કરી આપી. અને એમ કરીને એ વર્ષ પુરા કર્યા

મહાલક્ષ્મી ફીમેલ ટ્રેનીંગ કોલેજમા તે વખતે મિસ મેરી સોરાબજી નામના એક ક્રિશ્ચીયન થએલ ગએલા પારસી બાનુ અધિષ્ઠાત્રી હતા. સોરાબજી કુટુબ બહુ જાણીતુ હતુ. અને તેમા આ બાઇના સૌજન્ય, સુશીલતા, સુઘડતા, નિયમિતતા વગેરેની જે છાપ તે વખતે પડી હતી તે હજી ભૂલાતી નથી કુમળી વયમા આવા ચારિત્ર્યવાન શિક્ષક મેળવવા એ પણ એક સદ્ભાગ્યજ છે એ ભલા બહેન હવે તો બહુ વૃદ્ધ થયા છે, ઇંગ્લડમા રહે છે, એમના હાથ નીચે તો સખ્યાબધ વિદ્યાર્થી આવી ગયા હશે, છતા સાભળ્યુ છે, કે હજી અમને ખૂબ મમતાથી યાદ કરે છે

મિસ મેરી સોરાબજી અમારા સહવાસમા લાવે. વખત ૨૪

નહિ. પણ જેટલું રહ્યા તેટલામા એમણે ખૂબ લાભ આપ્યો. તેમના પછી મિસીસ મેકેંઝી અમારા સુપ્રિન્ટેન્ડેન્ટ હતાં. એ બાઇનું હૃદય બહુજ ચોખ્ખું હતું. અને તેમના પોતાના એટલે ખ્રિસ્તી ધર્મ ઉપર તેમને બહુજ શ્રદ્ધા હતી. અને અમને એ ધર્મના મુદ્દા સમજાવવા બહુજ પ્રયત્ન કરતા. તેથી બાઇબલ વાચવાનો અને સમજવાનો લાભ મળ્યો. Sermon on the mount નામનું પ્રકરણ જે બાઇબલમા સારામા સારૂ ગણાય છે, તેમાથી તેઓ બોધ આપતા. રજાના દિવસોમા કાગળ લખતા તેમા પણ એ ધર્મનો ઉપદેશ આપતાં. એ બાઇ અત્યારે લગભગ ૮૫ વર્ષનાં છે. છતા એનો એજ ભાવ કાયમ રહ્યો છે અને દર વર્ષે નાતલની વખત એમના ધર્મ સૂત્રોમાથી ટાચણ કરીને વર્ષાભિનંદન મોકલે છે.

એમના પુત્રી મિસ મેકેંઝી બાળપણથી અમારી સાથેજ ભણેલાં—ફીમેલ ટ્રેનીંગ કૉલેજમાજ ગુજરાતી ઇંગ્રેજીનો અભ્યાસ કરેલો. અમે સમોવડીઆ એટલે ખુબ મિત્રાચારી થએલી, હજી પણ એ સખિભાવ સચવાઇ રહ્યો છે

અંગ્રેજી પાચમા ધોરણમાથી શરૂઆત થઇ ત્યારે વિદ્યા બહેને કૉલજનો અભ્યાસ શરૂ કર્યો, એટલે ઉચ્ચ અભ્યાસને વેગ મળ્યો. મેટ્રીક્યુલેશનની પરીક્ષા મારે પણ આપવી એવો ઘરમા બધા વડીલોનો નિશ્ચય થયો. ગટુભાઇ પણ પાચમા ધોરણમા ને હું પણ પાચમા ધોરણમા—છતાં ગટુભાઇનો અભ્યાસ બહુ ચઢીઆતો. છોકરાઓની હાઇસ્કુલનું શિક્ષણ ઘણુંજ ચઢીઆતું અને અમારી નિશાળમા તો બહારની દુનીઆ સાથે સ્પર્ધા નહોતી એટલે જ્યા ત્યા ગાડું ચાલતુ. પણ જ્યારે મેટ્રીક્યુલેશન પરીક્ષા આપવાનું નક્કી થયું ત્યારે તો અભ્યાસ બહુજ વધારવો પડયો. મ્હારા પિતાશ્રીને ઘણીજ હોસ. બધી સવડ એ કરી આપે. થોડું ઘણું પોતે શીખવે.

અભ્યાસમા ખુબ ઉત્સાહ આપે તે વખતે ઘડીઆળમા અલાર્મ સાધારણ રીતે નહાના પગ મ્હારે માટે ખસ એ મોટી ઓરડીમા અનારમ મુકાવી આપ્યુ ને રોજ વખતસર ઉઠાડવાની ચાનક રાખે પોતે પરોઢીઆમા ઉઠીને પ્રાર્થના ભજન કરતાજ હોય એટલે પાસે તેમીને અભ્યાસ કરવામા ખૂબ આનદ થતો ગરભાની બીજી ભાષા સસ્કૃત હતી અમારી નિશાળમા તો સસ્કૃતને સ્થાનજ ન હોતુ તે કે તે વખતે ગુજરાતી બીજી ભાષા તરીકે લેવાતુ પણ મુ રમણભાઇના મનમા પહેલેથીજ મ્હને પણ કોલેજમા મોકલવાની હોસ એટલે તેમનો સસ્કૃત માટે બહુ આગ્રહ પણ શીખવુ શી રીતે ? મ ગોપદેશિ ાની શરૂઆત તો વિદ્યા બહેને કરી. પણ પછી એમને તો એમની પરિક્ષાની તૈયારી કરવાની એટલે મુ રમણભાઇએ તે વખતથી અમને બન્ને ભાઇને સસ્કૃત શીખવવાનો આરભ કર્યો તે વખતથી જે શિક્ષણનો આરભ કર્યો તે છેક બી એ ની પરીક્ષા આપી ત્યા સુધી એમના શિક્ષણનો લાભ એ હર હમેશ આપતા રહ્યા મેટ્રીક્યુલેશનની પરીક્ષા પસાર કરી ત્યા સુધી તો ગમે તેટલુ કામ હોય પણ દરરોજ એક કલાક તો ઓછામા ઓછો અમને શીખવવા પાછળ કહાડતાજ એમને શીખવવામા બહુજ આનદ થતો અને અમને તો મોટો લાભ હતો એટલે દિવસભરમા જ્યારે એ આનદનો કલાક આવે તેની રાહ જોતાજ રહીએ. એમનો આનદી અને ગમતી સ્વભાવ શીખવવાની સયોગ્યતા ને તીવ્ર ઇચ્છા, વિષયનુ ઘણુ સગીન જ્ઞાન એ બધાને પરિણામે બહુ સુદર શિક્ષણ મેળવવા પામ્યા એ તો નક્કી એ ઋણ ક્યે ભવે વાળી શકાશે ?

એ શિક્ષણથી બેસુમાર લાભ થયો. કેમકે નિશાળના માસ્તરો કે પગારદાર શિક્ષક રાખ્યો હોય તે તો જરૂર પૂરતુજ શીખવડે, અને કમને કલાક પુરો કરે, પણ આનો વખતમા વધારે અને સારામા સારૂ શિક્ષણ આપવા તત્પરજ હતા એટલે એક શ્લોક કે વાર્તા

સભળાવ. એ દિવસો યાદ કરતા ફરી એમના વિદ્યાર્થી થઇ બેસવાના હોંસ થાય છે. વળી માત્ર સંસ્કૃત શીખવીને એ બેસી ન રહ્યા– ત્યારે લાગ્યું, કે ઇંગ્રેજીમા અને ગણિતમા નિશાળમા તો બહુ થોડું શીખવાય છે, ત્યારે એ વિષયો પણ તેમણે હાથમા લીધા. એટલે તો પછી સવારના વખતનો પોણો ભાગ તો એમનો અમને શીખવવામાં જતો. તે વખતે નિશાળમા અમારા વર્ગમા બે બીજી બાળાઓ હતી. એક પારસી બહેન મિસ દીનબાઇ પેસ્તન જામાસ્પ અને બીજી એક જસોદા કાળીદાસ. એ બહેન જાતે ખારવા હતી. અને ઘરમા કંઇજ અભ્યાસનું વાતાવરણ નહિ છતાં જાતી મહેનતથી માત્ર ૩ રૂપીઆ સ્કોલરશિપ લઇને ફીમેલ ટ્રેનિંગ કોલેજમા ત્રીજા વર્ષમા પસાર થઇ હતી. અને પછી અંગ્રેજીનો અભ્યાસ કરીને ઠેઠ પાચમા ધોરણ સુધી આવી પહોચી હતી. એ બન્નેનું ઇગ્લીશ વગેરે બધું નબળું એટલે મને પોતાનેજ એમ થયુ, કે જે લાભ અમને ઘેર મળે છે તે એમને મળે તો સારૂં, કેમકે ખાનગી શિક્ષક ગખવાની કોઇની તાકાદ નહોતી. રમણભાઇને પૂછતા તરત હા પાડી. એટલે તો લગભગ ન્હાની સરખી શાળાજ એમના ઘરમા રોજ બેસતી. બહેન જસોદા તો બિચારા અકાળે મૃત્યુવશ થયા. પણ મિસ પેસ્તન જામાસ્પ તો હજી એ દિવસો યાદ કરે છે ! આ પ્રમાણે આનંદ અને ઉત્સાહથી અભ્યાસ કરતા અમે ત્રણ જણ હું, ગટુભાઈ અને મિસ પેસ્તન જામાસ્પ મેટ્રીક્યુલેશન સુધી આવી પહોચ્યા પહેલેથી જરા સંસ્કૃતનો અભ્યાસ મોડો શરૂ થયો એટલે પહેલે વર્ષે મેટ્રીક્યુલેશનમા પાસ થવાયું નહિ. તત્કાળ તો દુખ બહુ એ લાગ્યું. પણ ફરી કમર કશીને બીજે વર્ષે ત્રણે જણ સારી રીતે પાસ થઇ ગયા.

આ પ્રમાણે શાળાનો અભ્યાસ ચાલતો હતો તે દરમીઆન

દર રવીવારે પ્રાર્થના સમાજ તરફથી સદ્ધર્મ અને નીતિ શિક્ષણ વર્ગો ચાલતા હતા. તેમાં પણ સ્વ. રમણભાઈજ શિક્ષણ આપતા હતા. તેમા જૂદા જૂદા ધર્મોની સમાલોચના, બ્રાહ્મધર્મનું ખાસ શિક્ષણ, વિગેરે વિષયોનો ઊંડો અભ્યાસ કરાવતા. ઉપનિષદ, ભગવદ્ગીતા, વગેરેનું શિક્ષણ પણ આપતા. તે ઉપરાંત પ્રાર્થના માળા તથા બીજા શિષ્ટ સાહિત્યનું વાચન, પીંગળશાસ્ત્ર વિગેરે શીખવતા આ અભ્યાસના વર્ગો બહુજ સુંદર ચાલતા અને તેમા ઘણું ઘણું જાણવાનું મળતું. આ સુ. રમણભાઈ જેવા ગુરૂ પાસે જ્ઞાન મેળવવાના અનેક સાધન અમને મળ્યા, તે પણ અમારા સદ્ભાગ્ય એમજ લાગે છે. એમના પોતાના સંતાનોને જેટલો લાભ નહિ મળ્યો હોય તેટલો અમને મળ્યો.

માતા પિતાના ઉત્તેજન, શાળાનાં શિક્ષકોની સહાનુભૂતિ, અને સુ. રમણભાઈની મહેનત ને પરિણામે માધ્યમિક શિક્ષણ સમાપ્ત થયું.



ડૉ. સુમન્ત અને શારદાબ્હેન
લગ્ન પ્રસંગે ૧૮૯૮

# પ્રકરણ ૪ થું.

---

## લગ્ન.

આ તો ત્રીસ બત્રીસ વર્ષની વાત છે, તે વખતે ઊચી ગણાતી ન્યાતો માં–સુધરેલાં ગણાતાં કુટુંબોમાં પણ છોકરી દસ અગીઆર વર્ષની થઇ એટલે એનાં લગ્નની વાતો ચાલવા માંડે, તે પહેલાં સગપણ તો ઘણે ભાગે થઇ ગએલું હોયજ, એટલે જો છોકરી બાર વર્ષની થઇ ને સગપણની વાત સરખીએ ના સંભળાય તો તો પછી માબાપ ઉપર પસ્તાળ પડે એમા નવાઇ શી! સંતાન ઉપર પ્રથમ હક્ક માબાપનો હોય– લગ્નથી સુખી દુખી થનાર પરણનાર વ્યકિત અથવા તેનાં માતા પિતા, છતા લોકો જાણે કે સારી જ્ઞાતિ ઉપર! એમ મ્હારી બાબતમાં થયું. મ્હેનનું સગપણ એક વાર કરીને તોડવું પડયું અને વિચારો જરા આગળ વધ્યા એટલે માતાપિતાનો દૃઢ નિશ્ચય કે જ્યારે સારૂં કુટુંબ અને સારો સંબંધ મળે ત્યારે જ સગપણ કરવું. છતા જ્યારથી મ્હારી ઉમર બાર વર્ષની થઇ ત્યારથી સગાં સ્નેહી બધા કહેટયાં–ને મ્હોઢે તેમજ પાછળ ખુબ ચર્ચા કરવા મંડયા કે આવડી મોટી છોકરી કરવી ને સાપનો ભારો સંઘરવો તે વ્યાજબી નથી. જેમ તેમ લાકડે માકડું વળગાડી દેવાના પ્રયત્નો થવા માંડયા. બાર વર્ષની ઉમર એ તો અવધિ. એ તો બહુજ મોટી ઉમર થઇ એટલે સારો વર તો મળેજ નહિ. માટે બીજ વરની તૈયારી થવા માંડી– કોઇ કાંઇ નામ સૂચવે ને કોઇ કાંઇ નામ સૂચવે. પરણનાર વ્યકિતને ખ્યાલ પણ નહિ કે શેની વાતો ચાલે છે, એકાદ વાર તો ખાસી મોટી ઉંમરના કુટુંબ કબીલાવાળા ગૃહસ્થ સાથે

લોકોએ પોતે પોતાની મેળેજ પાટીઉં ગોઠવ્યું પણ ખરૂં. સદ્દભા તે વખતે માસી બહુ મક્કમ રહ્યાં ને લોકનું ચાલ્યું નહિ. કા આવાડ, કચ્છમાં તો ઉંઢજ બાળકપણમાં લગ્ન થાય એટલે પહેલી કે બીજીવારની બૈરી ગુજરી તો પછી જરૂર તો મોટી ઉમ બૈરીની પડે. ગુજરાતમાં કોઇક મોટી મળે. એટલે એ લો દડી ગુજરાત તરફ દોડે. ગુજરાતમાં એકાદ બે નાગર કન્યા ' વર્ષની છે એમ કાઠીઆવાડમા જાણ થઇ એટલે તો પઠી ૯ જેમ એક કારકુનની જગ્યા સરકારમાં ખાલી પડે ને મેંકડો : જીઓ આવે છે તેમ કચ્છ કાઠીઆવાડમાંથી તો ખરેખર ર સર્ટીફિકેટ સાથે મ્હારા પિતા ઉપર અરજીઓ આવવા માંડી. તે વ મ્હને તો ભાન પણ નહોતું, અને જે હોય તે વાપરવાની ૮ નહોતી કારણ કે માતા પિતાએ બધાનો નકાર કર્યો. વડીલોનો નિશ્ચય અચળ રહ્યા અને ચોદ વર્ષ થયાં ત્યાં સુધી કાંઇજ હિ હાર્યા નહિ ને ઇશ્વર ઉપર વિશ્વાસ રાખીને બેઠા, ને જેમ દિ જાય તેમ હિંમત વધારે આવી ને એમજ નિશ્ચય કર્યો કે ૭ સારૂં ઠેકાણું મળશે ત્યારેજ છોકરીને પરણાવીશું. કુંવારી રાખ, પણ ખાડામાં તો નહિજ નાખીએ. નિકટનાં સગાં સંબંધીન ન્યાતજાતના લોકોની ટીકાઓ સહન કરીને એટલી હિંમત ર એ તે જમાનામાં ઓછી કસોટી નહોતી ગણાતી.

ઉત્તર માતુશ્રીને વિચાર સુઝયો. સુરતમાં રા. બા. નંદશંકર ઇના કુટુંબ સાથે સારો સંબંધ ઘણાં વર્ષથી અને ભોળાનાથભા એ કુટુંબ સાથે સંબંધ કરવાની બહુ ઇચ્છા પણ એ બન્ને કુ સગોત્રી એટલે બન્યું નહિ. એમ બધી વાત માતુશ્રી જાણે. બટુકરામ તે નંદશંકરભાઇના મોટા જમાઇ. તેમને મ્હારા પિતા પણ ઓળખાણ સારૂંએ, તેથી ઘર તરફ નજર ઠરી. તજ



શ્રીમતી અ સૌ ડાહીગૌરી
ડૉ સુમન્તનાં માતુશ્રી

થવા માટે એમના પુત્ર રા. સુમન્તભાઇ તે વખતે મેડિકલ કૉલેજમા અભ્યાસ કરતા અને ઉમરમા પણ અમારે પાચ વર્ષનો તફાવત ઘણુ ઘણા વિક્ષેપો નડયા સુ. રમણભાઇનો ખુબ પ્રયાસ–ડૉ. ગરૂડરામભાઇ ઈંગ્લેંડ જઈ આવેલા એટલે ન્યાતનો વાંધો, છતાં મિત્રવર્ગની હિંમત ખાસ કરીને રા. બા. લાલશંકર ઉમીઆશંકર અને રા. બા. હરગોવિંદદાસ કાંટાવાળા એ બન્નેનો ખૂબ ટેકો એટલે વાટાઘાટ થઇ સંજોગ એમ બન્યો મેટ્રીક્યુલેશનની પરીક્ષાનુ પરીણામ ૧૮૮૭ના ડીસેમ્બરમા જણાયુ તે વખતે રમાભાઇએ રા. કૃષ્ણલાલ ઝવેરીને કાગળ લખેલો કે હુ અને મ્હારા ભાઇ ગરુભાઈ બન્ને પરીક્ષામા બેઠા છીએ તેથી પરિણામ જણાવે તાર કરવો પરિણામને દિવસે નીચે પ્રમાણે તાર આવ્યો

" ગરુભાઇ શારદા દીનમણિ પાસ થાય છે શ્રીપદના અભિનંદન "

( 'શ્રીપદ' તે ડૉ. સુમન્તનુ મોસાળનુ નામ અને ઘણે ભાગે એજ નામે તે ઓળખાતા ) આતો સહેજ જ બીના બની પણ એ વાત કુમળા મગજમા પેઠી અને ત્યારથી મનમા એ વાત જરા ખુપવા લાગી અને જ્યારે જ્યારે માતુશ્રી લગ્ન વિષે વાત કરે ત્યારે શરમને લીધે ઝઝુ તો બોલાયજ નહિ પણ બે ચાર નામ સુચવે તો એમ જવાબ દઉ કે ડૉ. બટુકરામના દીકરા સાથે થાય તો મારૂં કારણ કાઇજ સમજવામા નહોતુ પણ કાઇક પ્રેરણાજ એમ થતી આમ એક પછી એક પાટીઆ ગોઠવાયા અને અનેક વિઘ્નો વટાવીને સગપણ તો ગોઠવાયુ એક એકનો પરિચય જરા નહિ–પણ મનથી શ્રદ્ધા એટલે પાસો નાખ્યા બરોબર હતુ પણ તે જમાનો જુદો હતો એટલે પરિચયની અપેક્ષા નહોતી

સગપણ થયા પછી લગ્ન થોડા વખતમા કરવાની ઉતાવળ થઇ કેમકે ડો બટુકરામનો વિચાર પુત્રને જલદી ઈંગ્લંડ અભ્યાસ માટે મોકલવાનો હતો અને એજ કારણસર પહેલા કરેલુ સગપણ તેમણે તોડયુ હતુ. તેમા પણ અનેક અતરાયો નડયા છતા વડીલોના દબાણ અને મિત્રોની સહાયથી બધુ સાગોપાગ ઉતર્યું. ઘણીજ સાદાઇથી છતા દરેક ધર્મ વિધિ સાચવીને લગ્ન વિધિ થયો. ડો. બટુકરામને રૂઢિના બધનો પ્રત્યે જરા પણ સહાનુભૂતિ નહિં. અને અમારા કુટુબમા પણ તેજ વૃત્તિ એટલે કાઇ વિક્ષેપ પડી તો નડયો નહિ.

આ પ્રમાણે અમે લગ્ન સબધથી જોડાયા. ગ બા. લાલશકરભાઇએ એ કૌટુબિક ઇશ્વર પ્રાર્થના સમયે અમને આશીર્વાદ આપ્યો અને પરિણીત જીવનની ગભીરતા, અને સ્ત્રી પુરૂષના સયુક્ત કર્ત્તવ્યનો ઉત્તમ બોધ આપ્યો એ બોધ વચન કુમળા મગજ ઉપર હમેશ માટે કોતરાઇ ગયા

લગ્ન પછી અમે પતિ પત્ની–તે વખતે તો બહુજ વિચિત્ર લાગતુ–થોડીવાર પરિચ યાર્થે મળ્યા છતા એ મેળાપમા કાઇ અર્થ નહોતો પરસપરસ હૈયા ખાલી નહોતા થયા એટલે કાઇ મનોભાવ માલુમ પડયા નહિ. લગ્ન પછી તરતજ મ્હારા પતિને ઇગ્લડ વધુ અભ્યાસ માટે જવાનુ હતુ એટલે થોડા વખત માટે અભ્યાસમા નડતર થાય એમ કરીને અમને વધારે પરિચય ના થાય એમ ગોઠવણ થઇ અને વડોદરે ના જતા અમદાવાદમાજ મ્હારે રહેવાનુ નક્કી થયુ દરમ્યાન અમારે પત્ર વ્યવહાર શરૂ થયો અને એ પ્રમાણે એક બીજાના વિચારની આપ લે કરી અને અરસપરસ સારી રીતે ઓળખાણ થઇ ઇગ્લડ જતા પહેલા એકવાર

મેળાપ થયો પણ તે માત્ર થોડા કલાકનો. છતાં તે વખતે જરા સ્વભાવ પરીક્ષા થઇ.

ઇંગ્લંડ ગયા પછી એટલે બરોબર સ્હાડા ચાર વર્ષનો નિયપત્ર વ્યવહાર ચાલ્યો. અને તેમા અમે બન્ને અમારા વિચાર પ્રાય અને અનુભવ ઠાલવતાં. એટલે ઠીક ઠીક પરિચય થયો છતાં દૂર તે દૂર–ખરો પરિચય તો પ્રત્યક્ષ પરિચયમાં આવ્યા ? થયો. છતાં ત્યા સુધી મનમા એક અડગ એનેરો વિશ્વાસ સંપૂર્ણ સંતોષ હતો. શા કારણને લીધે તે કહી શકાતું નથી! પિતાનો બાળકો માટે કેટલો ઉદ્વેગ વેઠવો પડે છે, કેટલી કસોથી પસાર થવું પડે છે તેનો અનુભવ એ ઉમરે પણ થયો. ઋણ અને એવા બીજાં અનેક ઋણો વાળવાં તો અસંભવિત છે!

# પ્રકરણ ૫ મું.

## કૉલેજમાં વિદ્યાભ્યાસ.

મે ટ્રીક્યુલેશનની પરીક્ષા પસાર કર્યા પછી કૉલેજમા તો જવું જ હતું—કેમકે વિદ્યા બ્હેને માગ કરી આપ્યો હતો, છતાં આપણા સમાજને એ પગલું ગળે ના ઉતર્યું. વિદ્યા બ્હેને તે લગ્ન કરેલું હતું. મહીપતરામભાઇનું કુટુમ્બ તો સુધરેલું બહુજ ગણાય એટલે તેમને ત્યા તો જે કરે તે પગવડે પણ એક સામાન્ય સ્થિતિના કુટુંબની છોકરી-તે પણ કુવારી તે વળી કૉલેજમા છોકરાઓ સાથે બેસીને વિદ્યાભ્યાસ કરે ' એ તો કાંઇ ગજબજ થઇ ગયો '

આજ તો આવી વાત કરીએ તો છોકરાઓ હસે—પણ એ જમાનામા તો એટલી છૂટ લેનાર ઉપર શીંગડા ઉગવાના જ બાકી રહેતા. એટલી કનડગત થતી એક રીતે મ્હારે જરા સુખ હતુ મ્હારા ભાઇજ મ્હારા વર્ગમા હતા એટલે મ્હારે બહુ પંચાત પડતી નહિ. તદ્દન નવો અનુભવ એટલે અમને પણ સંકોચ તો બહુજ આવતો. છતા શીખવાની ઘણીજ ઇચ્છા અને એમાજ આનંદ માણેલો એટલે બધી અડચણો દૂર કરવાજ પ્રયત્ન કર્યો. વિદ્યા બ્હેન બી. એ. કલાસમા અને અમે પ્રિવીઅસ કલાસમા. અમારી કલાસમા હું અને એક પારસી બ્હેન એમ બે સ્ત્રી વિદ્યાર્થી. આચાર્ય શ્રી આનંદશંકરભાઇ અમારા સંસ્કૃત અધ્યાપક તેમને થોડી ઘણી અમારી ઓળખાણ થયેલી પણ તે વખતે આનંદશંકરભાઇ સાથે અમારા કુટુંબને ઝાઝો પરિચય નહિ અને એમના વિચારો, અભિપ્રાયો કે

હશે તેનો પણ ખ્યાલ નહિં. ત્નાં પિનાશ્રીએ સંપરત તો કરેલીજ. આચાર્ય શ્રી બહુ થોડાબોલા પણ મમતાળુ ખરા.

અમારી બેઠક છોકરાઓની બેન્ચોથી જરા દૂર છુટી મુકવામા આવતી. પ્રોફેસર વર્ગમા દાખલ થાય પછીજ અમે દાખલ થઇએ અને કાતો પુસ્તકમા નજર રાખીએ અથવા ભાષણ કરતા પ્રોફેસર તરફ નજર માંડીને બેસી રહીએ, અથવા તો નોટબુકમાં લખ્યા કરીએ. આજ અમારો ક્રમ. વર્ગમા કોણ બીજું છે તે તરફ નજર સરખીએ કરીએ નહિ એટલે માત્ર હાજરી પુરતી વખતે કેટલાકના નામ કાને પડે, બાકી ખબર પણ ના પડે કે કોણ કોણ વિદ્યાર્થી છે. ગ્રેજ્યુએટ થયા પછી ઘણા લોકો અમારી સાથે ભણ્યા હતા એમ કહે છે પણ અમે એ લોકને ઓળખી શકીએ નહિ કારણ જરા ઓળખાણ કરવાનો પ્રયાસ કરેલોજ નહિ. કોલેજમાં ભણતી વખતે કોલેજના જીવનનો લાભ જે છોકરાઓને મળે તેનો સોમો હિસ્સોએ અમને ના મળે. માત્ર વિદ્યા પ્રાપ્ત કરવી એજ ધ્યેય પાર પડે બીજું કાઇ નહિં; કેમકે પ્રોફેસરના કે બીજા વિદ્યાર્થીભાઇઓના સંસર્ગમા જરા પણ આવીએ નહિ, પ્રોફેસર વર્ગમાંથી ઊઠીને ચાલવા માડે એટલે અમે પણ તેમની પાછળ જ ચાલી જઇએ અને અમારે માટે રાખેલા ધલાયદા ઓરડામા જઇને નવરાસનો વખત ગાળીએ. આટલો સખત નિયમ પાળતા છતા લોકોએ ટીકા કરવામાં બાકી નહોતી રાખી. એટલુંજ કે એવી ટીકા સાંભળવાને અમે તૈયાર જ હતા—અમને કાઇ જ એની અસર થતી નહિ. છોકરાઓએ પણ કનડગત કરવામા બાકી નહોતી રાખી. કાંઈ કાંઇ નનામા કાગળો આવે—અમારી બેઠકની ખુરસીઓ પાડી નાખે—ડેસ્ક ઉપર ગમે તેવાં લખાણો કરે! અમારે આવવાની સડક ઉપર ગમે તેવા લખાણ કરે. બેઠક ઉપર કૌવચ નાંખીને પજવણી કરે! આ બધું

તો સહન કર્યું. પણ છેવટ જ્યારે મ્હારાં લગ્ન વખતે છોકરાઓએ તોફાન કરવા માંડ્યું ને વિઘ્નો નાખવાની ધમકી આપી ત્યારે મનં બેશુમાર દુઃખ થયું–છતાં હિંમત રાખી અને કર્તવ્ય કર્યાં કર્યું નીચું માથું રાખીને અભ્યાસ તરફજ લક્ષ રાખીને પહેલું વર્ષ પસાર કર્યું. પછી તો ગાડું ચીલે ચઢ્યું અને બધા ચેતી ગયા કે આમા કંઇ સાર નથી. પ્રીન્સીપાલે પણ એકાદ બે વખત સખત ઝાટકણી કહાડી. છેવટ ઇન્ટરમીડીએટના વર્ગમાં જ્યારે આવ્યા ત્યારે છોકરાઓએ પોતાની વર્તણુક બદલી અને અમે પણ નિશ્ચિંત થયાં–બાકી ત્યાં સુધી તો કોલેજમા જવું એ તો મોટો ત્રાસ હતો.

સમાજની ઠઠ્ઠા મશ્કરી સહન કરવી, છોકરાઓનાં અપમાન સહન કરવાં એ બન્નેમાથી પછી મુક્ત થયા.

---



ડૉ. બટુકરામ શોભારામ
ડૉ સુમન્તના પિતાશ્રી

# પ્રકરણ ૬ ઠ્ઠું.

## રાજકીય તથા સામાજીક વાતાવરણ.

જુના જમાનામા શાળાઓમા તેમજ ઘરમા રાષ્ટ્રીય ભાવના હાલમા છે તેના કરતા બહુજ જુદી માલુમ પડતી હતી. કવિ નર્મદાશંકર અને નવલરામે દેશની પ્રશસ્તિઓ કરેલી, ' યા હોમ કરીને પડો ફત્તેહ છે આગે, ' એવા પડકાર કરેલા, કવિ હરિ હર્ષદ ધ્રુવે જનનિ સેવાની બાગ પુકરેલી છતા વિક્ટોરીઆ રાણીના શાન્ત રાજ્યમા માતૃભૂમિ માટેનો ઉમળકો જરા જણાતો નહોતો. કવિ દલપતરામની કવિતાઓ–

જે રાણીજીના રાજ્યમા સ્થિર થઇ અમે સુખીઆ થયા–જીવો વિક્ટોરીઆ, ઝેર ગયા ને વેર ગયા વળી કાળા કેર ગયા કરનાર, દેખ બિચારી બકરીનો પણ કોઇ ન જાતા પકડે કાન, એ ઉપકાર ગણી ઇશ્વરનો હરખ હવે તું હિન્દુસ્થાન–આવા આવા અનેક કાવ્યો અને પાઠોની છાપ હૃદયમા ઊંડી ઊંડી પેસાડવાના પ્રયત્નો થઇ રહેતા, તે વખતે બ્રિટીશ રાજ્ય માટે રાજભક્તિ–loyalty–નાજ બોધ આપવામા આવતા. અનેક વર્ષોના મુસલમાન, મરાઠી, રજપૂત વિગેરે વિગ્રહો પછી દેશમા શાન્તિ થઇ હતી એટલે એ જમાનામા જે સાધનો વડે શાન્તિ થઇ હોય તેના ગુણ ગવાય, અને તેને અગ્રસ્થાન આપવામા આવે એમા નવાઇ નહિં. આવા આવા અનેક સંસ્કારોને લીધે ઉછરતાં છોકરાના મગજમા ગોરી ચામડી માટે એક પ્રકારની બીક અને માન મિશ્રની લાગણી વ્યાપી ગએલી હતી. અને કેળવણીકારોએ એજ લાગણીને પોષી હતી. ઇતિહાસનાં પુસ્તકોમાં એજ પાઠ શીખવાના અને રાજા કદી

ખોટું કરે જ નહિ 'The king can do no wrong' એજ સંસ્કાર રેડાતા. ઇંગ્રેજ રાજ્યની સફેદ બાજુજ દેખાડવામાં આવતી, આ પ્રકારના શિક્ષણના મૂળ ઊંડાં ઊંડાં નાંખવામા આવેલાં. સરકાર મા બાપ જે કરે તે વ્યાજબી જ કરે અને એમા તો કાઇ દોષ હોઇ શકે જ નહિં. એવું જ મનાવવામાં આવતું. આ ભાવનામા તલ્લિન થઇ ગએલી પ્રજા બ્રિટીશ સલ્તનતનાં ગુણનાં સ્તવન કરતી પ્રજા એક જાતનો માદક પદાર્થ પીને જડ થઇ ગએલી હતી. અને ઉઘાડી આંખે ગુલામીની બેડીઓ એક પછી એક અજાણતાં પહેરે જ જતી હતી. આ ઘોર નિદ્રામાંથી પ્રથમ જાગૃત કરનાર સાંભરવા પ્રમાણે શ્રી. દાદાભાઇ નવરોજી હતા. આ મહાન દેશભક્ત પાર્લામેન્ટમા મેમ્બર થયા પછી જ્યારે ભારતવર્ષમા પાછા ફર્યા ત્યારે ગામે ગામ ફરીને તેમણે આપણી પ્રજાને નિદ્રામાંથી ઉઠાડવાનો પ્રયત્ન કર્યો, હિંદી પ્રજા કેટલી બધી ગરીબ છે. વેપાર અને ગણ્યતંત્ર બને માર્ગે કરોડો રૂપીઆ કેવી રીતે ઈંગ્લાંડ તરફ ઘસડાઇ જાય છે એ બધા ભ્રમ ભગ્યા અને તાજમા કાંઇ કાણુ છે તો ખરૂં એ ભાવના ઉત્પન્ન થવા લાગી. ખરી રાષ્ટ્રીય ભાવના, ખરી દેશભક્તિ કેવા પ્રકારની હોવી જોઇએ તેની ઝાંખી આ મહાન પુરૂષે કરાવી, એમ ચોક્કસ મ્હારા મગજ ઉપર છાપ છે. બાળક મગજ ઉપર કોઇક પ્રસંગે છાપ બેસી જાય તે કદી ભુંસાતી નથી. શ્રી દાદાભાઇ નવરોજીએ સ્ત્રી કેળવણી માટે બહુ પ્રયાસ કરેલા. તેથી જ્યારે તેઓ અમદાવાદમા ૧૮૯૩-૯૪ ની સાલમાં પધાર્યા ત્યારે સમસ્ત શહેરની સ્ત્રીઓ તરફથી તેમને માનપત્ર આપવામા આવ્યું હતું. તેના જવાબમાં હિન્દના લોકના કર્તવ્ય માટે એમણે જે બોધનાં વચનો કહ્યા હતા તે હજી સુધી મગજમા કોતરાઇ રહ્યા છે. તેમણે એટલું જ કહ્યું કે હિંદવાસીઓએ જાગૃત થઇને ખબરદાર રહેવાની જરૂર છે. નહિ તો વેપારી ઇંગ્રેજ પ્રજા

ગરીબ હિન્દ દેશને ચૂસી લેવામાં બાકી નહિ રાખે, અને જે ઘસારો દેશને થતો જાય છે તેને લીધે દેશ પાયમાલ થઇ જશે.' આજ લગભગ ચાળીસ વર્ષ આ વાતને વીતી ગયાં છે. અને એક મહાન દેશ ભકતનાં વાકયો રજેરજ ખરાં પડયાં છે, એની કોણ ના કહી શકશે ? ઠીક, કહેવાની મતલબ કે એ વાકયોએ મારા મગજપર કોઇ અજબ અસર કરી એમ લાગે છે. કેમકે ત્યાર પછી બ્રિટીશ સલ્તનતની ઉજળી બાજુ શિવાય બીજી બાજુ પણ છે એની કાંઇક ઝાખી થઇ.

૧૮૯૫ ની સાલમા પૂનાની ઇન્ડીઅન નેશનલ કોગ્રેસ ભરાઇ ત્યારે એ સંસ્થાની હયાતીની ખબર પડી. જોકે કુટુંબનું વાતાવરણ એવા પ્રકારનું હતું કે કોગ્રેસ તરફ બહુ તો સહાનુભુતિ નહિ—અને તેમાએ એ પ્રસંગે નો સંસાર સુધારા કોન્ફરન્સ અને કોગ્રેસના નેતાઓ ન્યા. મૂ. રાનડે અને લોકમાન્ય તિલકને મતભેદ થએલો—એટલે કાઇક વિરોધની લાગણી છતા ત્યાર પછીથી આ બન્ને સંસ્થાઓ વિષે માહિતગાર રહેવાનો પ્રયત્ન કરેલો. સામાજીક સુધારા માટે કુટુંબના દરેક જણનો આગ્રહ એટલે એ સંબંધ. ઘરમા ચર્ચાઓ પણ ઘણી જ થાય. મુંબઇ શહેરમા ૧૮૯૪ ની સાલમાં હિન્દુ મુસલમાનનાં હુલ્લડ થયા તે વખતે હિન્દુ વિધવા વિવાહને સક્રિય ઉત્તેજન આપનાર શેઠ માધવદાસ રૂઘનાથદાસ પોતાના પુત્ર ભગવાનદાસના લગ્ન માટે અમદાવાદ આવ્યા. કારણ કે મુંબઇમા વિધવા વિવાહના વિરોધીઓનો પક્ષ બહુ મજબૂત હતો એટલે પુત્રના લગ્ન શાન્તિથી નહિ થાય એવી ધાસ્તી હતી આ કુટુંબના સહવાસથી તેમજ મુ. શ્રી. રમણભાઇ વિધવા વિવાહ ઉત્તેજન સભાના સેક્રેટરી હોવાથી તથા રા. બા. લાલશંકરભાઇના સહવાસથી સમાજ સુધારાના આ વિષય ઉપર વધારે લક્ષ ખેંચાયું. સ્ત્રી કેળવણી, બાળલગ્ન વિરોધ, વિધવા વિવાહ, સ્ત્રી સ્વાતંત્ર્ય પક્ષના વિચારો મગજમાં ઠસ્યા.

લેડીઝ કલબ નામની ચાલતી સંસ્થામા પારસી, યુરોપીય
સ્ત્રીઓ, શહેરના શેઠીઆઓની સ્ત્રીઓ સાથે સબધ થતા કુટ
અને ન્યાતના વાતાવરણ કરતા વિશાળ વાતાવરણમા પ્રવેશ થવ
લાભ મળ્યો અને તે દ્વારા સ્ત્રીપુરૂષોના સંયુક્ત સમેલનોમા ભ
લેવાનો લાભ મળ્યો છોકરા છોકરીઓના સહશિક્ષણ પ્રત્યે જેટ
વિરોધ તે સમયે હતો, તેટલો કે કદાચ તેથી વધારે વિરોધ અ
મિશ્ર સમેલનો માટે હતો એ સમેલનોમા ભાગ લેનાર તો વ
ગણ્યાના જ ગણાતા-કાઇ વ્યાખ્યાન કે સભા હોય ત્યા એક બાજુ
અને એ બહેનો જાહેર બેસીએ તો એ લોકને રૂચે નહિ તો પ
સ્નેહ સમેલનની તો વાતજ શી ? એવા મેળવડામા જો કે
ગરબો ગાવાની કે સગીત ગાવાની ધૃષ્ટતા કરે તો તેને બી
દિવસે કાઇ કાઇ ગાળો સાભળવી પડે, નાચનારીઓ નાચી–
શબ્દો તો અનેકવાર સાભળેલા આ સ્થિતિમા અત્રે થોડ
ગુજરાતી અને પારસી બહેનોએ શરદપૂર્ણિમા નિમિત્તે ગરબાપા
કરવાનો નિશ્ચય કર્યો તે વખતના આસિસ્ટન્ટ કલેક્ટર મી જહાંગ
નવરોજી કાબરાજીને સગીતનો બહુજ શોખ. તેમણે લગભગ છ
મહિના સુધી ગરબાની તાલીમ આપી અને સારા સરકારી ગર
સ્ત્રી પુરૂષના મિશ્ર સમેલનમા ગવડાવ્યા આ ગરબાની ખૂબ
પ્રશસા થઇ ગરબા જેવી સુદર સસ્થા સરકારી કુટુબોમા
લગભગ તદ્દન નાબુદ થઇ ગઇ હતી, અને જે ગરબા ગવાયા હ
તે માત્ર કૃષ્ણગોપીના વિલાસના અને ઘણીવાર બિભત્સ ગી
ગવાતા તેને બદલે સારા ઉચ્ચ પ્રકારના ગરબાની પસદગી કરી
ગાવાની પ્રથા આ ગરબાપાર્ટીથી ગુજરાતમા શરૂ થઇ એ
કહીએ તો ચાલે ત્યાર પછી જ લગભગ ઘણુ ગામોમા એજ ગી
શરદુત્સવ ઉજવાતો થયો અને ગરબાની સુદર સસ્થાનો પુનરૂદ્ધ
થયો, તેમજ સ્ત્રી પુરૂષના સયુક્ત સમેલનો પણ ત્યાર પછી વધા
ને વધારે થવા માડયા

૧૮૯૮ ની સાલમા દી. બા. અંબાલાલ સાકરલાલ વડોદરાની નોકરીમાથી પેન્શન લઇને અમદાવાદમાં આવીને વસ્યા. એમના આવવાથી અમદાવાદના જાહેર જીવનમાં ઘણો ફેર પડયો. કેળવણી, અર્થશાસ્ત્ર, સમાજશાસ્ત્ર વિગેરે વિષયોની ગીઢ અનુભવી અને અભ્યાસી, સ્વતંત્ર વિચાર ધરાવનાર હિંમતવાન દેશભક્ત અને દેશની આર્થિક અને સામાજિક ઉન્નતિ માટે ખૂબ ઉત્સાહ ધરાવનાર આ નેતાએ અમદાવાદની પ્રજાની આંખો ઉઘાડી. એમના ઘણાં વ્યાખ્યાનોમા જવાની તક મળવાથી વિચારક્ષેત્ર બહોળું કરવાનો લાભ મળ્યો. એમના ભાષણો ગુજરાતીમાં હોય તોએ તે વખતે સ્ત્રીઓ પુરૂષો ભેગા ભાગ્યેજ જતા. પણ અમે બે બહેનો તો બનતા સુધી લાભ લેવાનો ચુકતા જ નહિ. કોઇ કોઇ વાર તો એકલા હોઇએ તો એ જતાં-તે વખતનો એક પ્રસંગ યાદ આવે છે મદ્રાસથી એક વ્યાખ્યાનકાર મી. નાયર કરીને આવ્યા હતા. તેમણે હિંદુસ્થાનની આર્થિક દુર્દશા ઉપર વ્યાખ્યાન આપ્યું હતું. દી. બા. અંબાલાલ પ્રમુખ હતા. હિન્દુસ્થાનની દરિદ્રતાનો વ્યાખ્યાનકારે આબાદ ચિતાર આપ્યો. પ્રમુખ સાહેબે પોતાના ભાષણમા મી. રમેશચંદ્રદત્તના તરતના છપાએલા અર્થશાસ્ત્રના પુસ્તકમાથી હિન્દુસ્થાનમા વારે વારે પડતા દુકાળ ખેડુતોની નિર્ધનતા, માછલીની પેઠે હિન્દુસ્થાનની પ્રજાની વૃદ્ધિ-એ વિષયો ઉપર ઘણુંજ સુંદર ચિત્ર રજુ કર્યું. આ ભાષણની છાપ પણ બહુજ ઉંડી પડી, અને દેશની સ્થિતિનો કાઇક ખ્યાલ આવવા માંડયો. લગભગ તે પછી જ દેશની રાજકીય હીલચાલમા રસ લેવા માડયો. અમદાવાદના વકીલ વર્ગમા અને બીજા શહેરીઓમાં પણ રાજકીય વિષયમા રસ ઉત્પન્ન કરનાર દીવાન બહાદુરજ કહી શકાય. અમદાવાદના જાહેર જીવનનો ત્યાર પછી વધારે ને વધારે વિકાસ થતો ગયો.

ઈ સ ૧૮૯૯ મા ગુજરાતમા ઘણોજ સખત દુકાળ અનાવૃષ્ટિને લીધે પડયો છપનીઆનો કાળ અગણોતરાના કાળ કરતા ઘણો વસમો ગણાયો કેમકે પ્રજામાથી કસ જતો રહ્યો હતો. શારીરિક અને આર્થિક સહન શકિત ક્ષીણ થઇ ગઈ હતી સરકાર તરફથી ખેડુતોને મદદ કરવાની વ્યવસ્થા થઇ. બાધકામોની શરૂઆત થઇ, પણ પ્રજા તરફથી તે વખતે વ્યવસ્થિત કામ થયુ ન હોતુ. છૂટા છવાયા પ્રયત્નો થતા, મીશનરી લોકોએ અને મ્યુનિસિપાલીટીવાળાઓએ ખુબ કામ કર્યું—અને સંગીન કામ કર્યું—કારણ કે એ લોકનુ કામ બહુ પદ્ધતિસર હતુ—આપણા લોકોમા અનાથાશ્રમો ખોલવામા આવ્યા ખરા અને ઘણા માણસોને આશરો મળ્યો—પણ વ્યવસ્થામા ખામી ખરી—કારણ કે એ વિષયમા આપણે કેળવાએલા નહિ—આ પ્રસંગે અમદાવાદમા રહેતા કમીશનર મી. લીલીના પત્ની મિસીસ લીલી બહુ સારી સેવા કરતા, તેમની સાથે રહીને ગુજરાતની બહેનો પણ દુકાળના કામમા મદદ કરવા લાગી, અમને બન્ને બહેનોને મિસીસ લીલી આ કામની જગાએ લઇ જતા અને ગરીબ લોકોને અન્ન વસ્ત્ર આપવાની વ્યવસ્થા કરતા નીરખતા—દુઃખી, ગરીબ, ગામડાની પ્રજાના સબંધમા પહેલ વહેલાજ આવવાથી એ લોકોનુ દુઃખ ઘણુજ વસમુ લાગ્યુ. નહના ગેરનામા આખ ફેરવાનુ બદલ કે નજ ઉઘાડી જોઇને આખમ આસુ આવતા અમે કોલેજની અને શાળાઓની છોકરીઓએ મળીને ખાનગી ફાળો ઉઘરાવવાનુ નક્કી કર્યું તેનગી ઉત ગુજરાતની કકડતી ટાઢમા દુકાળીઆ ગરીબો માટે કપડા ખરીદવાનુ ધાર્યું ઓઢણ ખુ પીછાણમ થી અને કુટુબીઓમાથી થોડા પૈસા ઉઘરાવ્યા જુના કપડા ખુબ ભેગા ક અને પછી અમે જઇને તે કપડા ગામડામા વહેચ્યા આ એક નાની સખીઓને સેવા કરવાની એ પ્રથમ તક મળવાથી

મનમાં ખૂબ આનંદ અને સંતોષ થયો. તે ઉપરાત કોઇ પણ રીતે આપણા ગરીબ દુ:ખી બંધુઓની સેવા કરવાની ભાવના જાગૃત થઇ. રોજના વિદ્યાભ્યાસ ઉપરાત રાજકીય અને સામાજિક જીવનમા રસ લેવાથી જીવન બ્હેલાવવાનો અવકાશ મળે છે એ તો સત્યજ છે.

અમદાવાદ પ્રાર્થના સમાજનો સાવત્સરિક ઉત્સવ ડીસેંબર મહિનામાં ઉજવવામા આવે છે. આ દુષ્કાળને વર્ષે તે મહિનામા ગરીબ લોકોનું દુ:ખ ખૂબજ વ્યાપી ગએલું હતુ. તે પ્રસંગને લઇને સુ. રમણભાઇએ ઉત્સવને વખતે હરિકીર્તન કર્યું હતું. પુરાણોમાથી અનેક કથાઓ લઇને દુ:ખની વખત ધૈર્ય રાખવાનો, સહનશીલતા કેળવવાનો તેમજ સમયસૂચકતા રાખવાનો સદ્બોધ એટલા રસિક રીતે આપ્યો હતો કે શ્રોતા વર્ગ ઉપર ખૂબ ઉંડી અસર થઇ. સાદા ભાષણ કરતા સંગીત સાથેના કીર્તનની અસર જનસમાજ ઉપર ઘણી સચોટ થાય છે. સંખ્યાબંધ લોકો વ્યવસ્થિત કામ કરવાને તૈયાર થઇ ગયા. પ્રાર્થના સમાજ મારફત જાહેર સેવાનું કામ કરવાની આ પ્રથમ શરૂઆત થઇ ધર્મમા મનુષ્યની સેવા એ એક અતિ મહત્વનું અંગ છે એ સિદ્ધાન્તનો સ્વીકાર થયો. અને સમાજ સેવાનું ક્ષેત્ર ખુલ્લું મૂકાયુ, છતા એટલું તો ખરૂં કે એ જમાનામા જે લોકો સેવા કરતા તેમની વચ્ચે અને જેમની સેવા થતી તેમની વચ્ચે એ શુમાર અંતર રહેતુ એમ અત્યારે લાગે છે. ગામડામા જતા, વાતો કરતા, પણ ગ્રામ્ય જનોથી આપણે જૂદા, આપણે કાંઇ મોટા એવી ભાવના રાખીને તેમની દયા ખાતા—સમાનતાની ભાવના જાગૃત થઇ નહોતી—તેટલે દરજ્જે અત્યારે તેની કીંમત ઓછી અંકાય. એક ઉચ્ચ આદર્શ તરફ પહોંચવાના એ ફાંફાં-ખરી જનસેવા, બન્ધુભાવની ભાવના ખીલવવાનું એ,

સાધન કે માર્ગ ના કહી શકાય. અને તેટલે દરજ્જે આત્મ વિકાસ ઓછો કહેવાય, પણ એ જમાનામા એ જ્ઞાન નહોતું મળ્યું. એટલે જેટલી બુદ્ધિ પ્હોચી તેટલું કામ થયુ–તે વખતના સમાજ નેતાઓએ સમાજ સેવાના પુષ્કળ કામ કર્યા. છતા ઉણપ રહી ગઇ તેનુ કારણ જ આ છૂપો રહેલો ભેદ ભાવ–જાણી બુજીને રાખેલો નહિ, પણ એટલી સંસ્કારની ખામીને લીધે અજાણતા, રહી ગએલો–પરંતુ એ ભાવનાના બી રોપ્યા તેથી આજના જમાનામા તેના ફળ તો સુંદર જ થાય–અને બીજ રોપનારને માટે ઉપકાર વૃત્તિ થાય એ તો સહજ સમજાય એવી વાત છે.

# પ્રકરણ ૭ મું.

છપ્પનીઆના દુષ્કાળ પછી એક પછી એક ખેડુત વર્ગ માટે વર્ષો ખરાબ આવતા ગયાં-પહેલાના વખતમાં આઠ દશ વર્ષે દુષ્કાળનું વર્ષ આવે. પરંતુ એ મોટા દુકાળ પછી તો લગભગ ત્રીજે ને ચોથે વર્ષે અનાવૃષ્ટિ થવા લાગી. પહેલાંના સીંચેલા કોઠારો ખાલી થઇ ગયા. પૈસો જે ઝવેરાત વીગેરેમા રોકેલો રાખતા તેને બદલે મીલોમા રોકાવા લાગ્યો એટલે એક પ્રકારે નાખ્યાની લેવડ દેવડ માઠી. પણ દેશનું ધન પરદેશ વધારે ઘસડાવવા માંડ્યું. જૂની ને નવી પરિસ્થિતિમા ક્રાન્તિ માલુમ પડવા લાગી. અમદાવાદ શહેરમા પ્રથમ કાતવા વણવાની મીલ સ્થાપનાર વેપારની દીર્ઘદ્રષ્ટીવાળા અને વિશાળ બુદ્ધિમાન નાગરિક રા. બા. રણછોડલાલ છોટાલાલ એજ અરસામા દેવલોક પામ્યા. રાજનગરને તેમની ભારે ખોટ પડી. કારણ કે દરેક દિશામા નગરજનના એ સલાહકાર હતા. અમદાવાદ મ્યુનિસિપાલીટીના તેઓ પ્રથમ લોક નિયુક્ત પ્રમુખ હતા. મ્યુનિસિપાલીટીની તેમણે અટંગ સેવા બજાવી છે. ગુજરાતમાં પાણીના નળ પ્રથમ અમદાવાદ મ્યુનિસિપાલીટીમા તેમણે જ દાખલ કરાવ્યા. અને તેની ડ્રેનેજની યોજના પણ તેમણે દાખલ કરાવી. મ્યુનિસિપાલીટીની આર્થિક સ્થિતિ સુધારનાર પણ એજ નર હતા. અમદાવાદના આગેવાન નાગરિક તરીકે રા. બા. રણછોડલાલનું નામ અમર થઇ ગયું છે.

પોતાની વિશાળ બુદ્ધિથી અખુટ ધન તેઓ કમાયા, સરકાર દરબારમાં પુષ્કળ નામના મેળવી અગ્રગણ્ય ગુજરાતી નાગરિક તરીકે પંકાયા. છતા એમની રહેણી કરણી એટલી સાદી હતી કે આસપા-

સના સર્વ લોક આશ્ચર્ય ચકિત થઇ જાય.એક ઘોડાની સાદી ભુમ ગાડી શિવાય ભાગ્યેજ બીજું વાહન કદી એમણે વાપર્યું હોય ! આજના મોજીલા મીલ માલીકો અને મુઠીવાદીઓને એમનું દૃષ્ટાન્ત લેવા જોગ છે. એકંદર રીતે જોનાં આજ જે મોજ શોખ વધ્યા છે, અને પૈસો પાણીની માફક ખરચી નંખાય છે તે પ્રમાણે તે વખતે થતું ન હોતું. લગ્ન મરણ પાછળ અને ધર્મના કર કરી-આવરમા પુષ્કળ પૈસો ખરચાતો. પરંતુ રોજના જીવન વ્યવહારમા આજ જેટલો લખલુટ ખર્ચ થતો નહોતો. રા. બા. રણછોડલાલ છોટાલાલના સ્વર્ગવાસ પછી થોડે ઘણે અંશે એમનું સ્થાન દી બા. અંબાલાલ સાકરલાલે પૂર્યું. પરંતુ મીલના ઉદ્યોગમા અને મ્યુનિસિપાલીટીના કમમા જે અગમ બુદ્ધિ જોઇએ તે રા. બા રણછોડલાલભાઇમાં હતી. અને અંબાલાલભાઇમાં તેમ નહોતું. તેથી અમદાવાદ એક મહાન નેતા વગરનું રહ્યું.

જે પ્રમાણે રણછોડલાલભાઇએ અને અંબાલાલભાઇએ આર્થિક અને રાજકીય બાબતોમા નેતૃત્વ લીધું હતું, તેજ રીતે રા. બા. લાલશંકરભાઇએ સામાજીક જીવન અને સુધારણામાં નેતૃત્વ લીધું હતું. સાંસારિક સુધારો અને કેળવણીનો પ્રચાર એ તેમનું ધ્યેય હતું. અને વિશેષ કરીને સ્ત્રીઓની ઉન્નતિ માટે તેમણે અમદાવાદ શહેરની ખૂબ સેવા કરી છે.

દરેક કોમની સ્ત્રીઓ અરસપરસ વિચારની આપ લે કરે, તેમજ કાઇ વિદ્યાભ્યાસમા અને લલિતકળામાં વધારો કરે તે માટે એક લેડીઝ કલબ એટલે સ્ત્રી સમાજ કેટલાં વર્ષથી કઠુમગુ ચાલતો હતો. તેમાં પ્રાણ રેડનાર રા. બા. લાલશંકરભાઇ હતા. ગ. બા. ભોળાનાથ સારાભાઇના સ્મરણાર્થે સ્ત્રીઓની એક સંસ્થા ખોલવી એવું નક્કી થયું હતું. તેને માટે અમુક રકમ એકઠી પણ

થઇ હતી. તે માટે કાયમનું એક મકાન બાંધવાનું કામ રા. બા લાલશંકરભાઇએ લીધું અને ઘણુાજ થોડા ખર્ચમાં એક સુંદર મકાન શહેર વચ્ચે ઉભું કર્યું. અને તેનો ઉપયોગ સ્ત્રી સમાજને કરવાની છૂટ આપી. તેમાં સ્ત્રીઓને માટે એક લાઇબ્રેરી તથા વાચનાલય સ્થાપ્યું. અને સમાજના સેક્રેટરી તેમના પત્ની સૌ. દીવાળીબા હતા, તેમને એ સમાજના કાર્યમા હરહમેશ સહાય કરતા રહ્યા. તેને પરિણામે સમાજની આર્થિક સ્થિતિ સુધરી એટલુંજ નહિં પણ સ્ત્રીઓની હીલચાલના સર્વક્ષેત્રનું આ સંસ્થા કેન્દ્રસ્થાન બની. સ્ત્રીઓની એ સંસ્થામા અનેક ભાષણો થતા, સંવાદ થતા, સભાઓ થતી, અને રમત ગમતના સાધન પણ ત્યાં પુરા પાડવામા આવતા. આજે પણ એ સંસ્થા સ્ત્રીઓના લાભાર્થેજ વપરાય છે. આજ અમદાવાદમા અનેક સ્ત્રી સમાજો અને સ્ત્રી મડળો છે તેનું મૂળ આ સ્ત્રી સમાજ અને સ્ત્રીઓની સંસ્થા-લેડીઝ ઇન્સ્ટીટયુટ છે. અને તેના વાસ્તવિક નેતા રા. બા. લાલશંકરભાઇજ હતા. ગુજરાતમા અમદાવદ કેળવણીનું કેન્દ્ર સ્થળ ગણાય છે, અને વિશેષ કરીને સ્ત્રી કેળવણીનો પ્રચાર અમદાવાદમા સહુથી વિશેષ જોવામા આવે છે તો તે બધાને માટે અમદાવાદ તેમનું ઋણી છે એમ કહેવામા જરાએ અતિશયોક્તિ નથી

લેડીઝ ક્લબ અને લેડીઝ ઇન્સ્ટીટયુટ ઉપરાત ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીનું કામ પણ રા. બા. લાલશંકરભાઇએ ખૂબ કુનેહથી કર્યું હતું. અને તેમાં પણ સ્ત્રીઓની કેળવણી તરફ તેમનું ધ્યાન વિશેષ હતું. શાળામાથી અભ્યાસ છોડીને ઉઠી ગએલી બાળાઓ માટે તેમજ મોટી ઉમરની સ્ત્રીઓના શિક્ષણમા સુધારો કરવાના ઉદ્દેશથી ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી મારફત [illegible] આપવાની યોજના કરી. [illegible] ચાર વર્ષ સુધી આ

યોજના બહુ સુંદર રીતે સફળ થઇ દર વર્ષે આ વક્તૃત્વોત્તેજક આપણો સાંભળવા માટે શહેરની સંખ્યાબંધ સ્ત્રીઓ એકઠી થતી સ્ત્રીઓની ઉન્નતિ અને સમાજ સુધારણાના વિષયોના વ્યાખ્યાનો સ્ત્રીઓ જ આપતી અને સ્પર્ધામાં જે પ્રથમ નંબરે પાસ થાય તેને રૂ. ૨૫ નું ઇનામ આપવામાં આવતું. આનો લાભ બહુ સારી રીતે લેવાયો. અને સ્ત્રીઓ ઘરકામ ઉપરાંત બીજા વિષયોમાં રસ લેતી થઇ.

એજ અરસામાં વિદ્યાબ્હેન કોલેજમાં દાખલ થયા અને પ્રથમ પરીક્ષા એટલે પ્રીવિઅસની પરીક્ષામાં પસાર થયા તેમને જાહેર માન આપવામાં આવ્યું અને સ્ત્રીઓની કેળવણીમાં એ રીતે શહેરની સ્ત્રીઓને રસ લગાડયો આજ ત્રીસ વર્ષ લગભગ આ બીનાને થઇ ગયા છે. એટલે આજની સ્ત્રીઓને તેમાં નવાઇ નહિ લાગે પરંતુ એ જમાનામાં જનતાના વિચાર વિરૂદ્ધ થઇને ઘરકામ પોતે એકલે હાથે કરીને યુનિવર્સિટીની પરીક્ષા સાસરામાં રહીને પસાર કરવી એ જેવી તેવી વાત નહોતી. જોઇ જોહાણીના મન રાખીને પોતાનો અભ્યાસ તેમણે ચાલુ રાખ્યો. રમણભાઇના ઉત્તેજનને લીધે અને તેમના સરળ સ્વભાવને લીધે તે સફળતા મેળવી શકયા. આપણા સમાજમાં જ્યાંસુધી બાળલગ્નનો પ્રચાર ચાલુ છે ત્યાં સુધી પત્નીની કેળવણીની જવાબદારી પતિને શિરજ રહેલી છે. એ વાત આપણા યુવકોએ બહુ સમજવાની જરૂર છે. સ્ત્રી કેળવણીને વખાણનાર આજ સંખ્યાબંધ પુરૂષો જોવામાં આવે છે પરંતુ પોતાની બહેન, દીકરીઓ, અને પત્નીના અભ્યાસમાં સરળતા કરી આપનાર જુજ પુરૂષો માલુમ પડે છે ત્યાં સુધી યુવાનો એમ નહિં સમજે કે અમારે સુશિક્ષિત પત્નીઓજ જોઇએ બીએ અને બહેન, દીકરીઓને સુશિક્ષિત કરવીજ છે ત્યાં સુધી સ્ત્રી કેળવણીમાં વેગ આવવાનો નથી.

સ્ત્રી વકતૃત્વોત્તેજક ભાષણ ઉપરાંત સ્ત્રીઓને ઘેર બેઠે સારૂં વાંચન પહોંચાડીને તેની પરીક્ષા લેવાની યોજના, તથા સ્ત્રી ઉપયોગી વિષયો બાળઉછેર, અકસ્માત વખતે તાત્કાળિક ઉપાય, માંદાની માવજત ઇત્યાદિ વિષયોના વર્ગો અને તેની પરીક્ષાની યોજના પણ સોસાઇટી મારફત અને લેડીઝ કલબ તરફથી કરવામાં આવી. પણ આપણી સ્ત્રીઓમાં શીખવાની જીજ્ઞાસા ઓછી, ઘરમાથી ઉત્તેજન ઓછું-સમાજ બધન વિચિત્ર એવા એવા કારણોને લઇને યોજનાઓ નિષ્ફળ ગઇ. છતા છૂટા છવાયા બીજ રોપાયાં એતો નિઃસંશય વાત.

આ પ્રમાણે રા. બા. રણછોડલાલભાઇ. લાલશંકરભાઇ, અને દી. બા. અંબાલાલભાઇએ અમદાવાદ શહેર અને ગુજરાતનું ભાવિ ઘડવામા સફળતાથી નેતૃત્વ લીધુ હતું તેને પરિણામે ગુજરાત તેના ફળ અનુભવે છે

—

# પ્રકરણ ૮ મું.

૧૮૯૯ ની સાલમા ઇન્ટરમીડીએટની પરીક્ષા પસાર કર્યા પછી જ્યારે જુનીઅર બી. એ. ના ક્લાસમા આવ્યા ત્યારે કાંઇક એમ લગ્યુ કે કૉલેજમા અભ્યાસ ચાલે છે. કેમકે તે વખતે અધ્યાપકોના સહવાસમા જરા વધારે અવાય અને વિદ્યાર્થીઓ સાથે પણ ઓળખાણ વધારે થઇ શકે તે સંકોચ ઓછો લાગે.

ઐચ્છિક વિષયો લૉજીક અને મૉરલ ફિલોસોફી લીધા હતા. વિદ્યા બહેનના પણ એજ વિષયો હતા. એટલે સાથે વાચવાની સગવડતા થાય જુનીઅર બી એના વર્ગમાથી હુ અને વિદ્યા બહેન એકજ વર્ગમા આવી ગયા. વિદ્યા બ્હેન તો મ્હારાથી બહુ મોટા અને બહુ વ્હેલેથી કૉલેજમા દાખલ થએલા પણ એમને વચ્ચે વચ્ચે બાળકો થયા એટલે વિદ્યાભ્યાસ અટકતો હતો. અમે બન્ને સાથે થયા તે પછી એ વર્ષમા અભ્યાસ પુરો થયો અને બી. એની પરીક્ષા આપી દીધી

રાજ્યાતમા ઇતિહાસના પ્રૉફેસર શ્રીયુત કાશીરામ સેવકરામ હવે હતા એ ભાઇ ખરેખર ઇશ્વર રનુ માણસ હતા, ભલા, સાદા, અને માયાળુ હતા જે વખતે ઇતિહાસ શીખવે ત્યારે એમનુ લક્ષ માત્ર પોતાના વ્યાખ્યાનમા જ હોય, બીજે કાઇ જ વિચાર ના કરે. એક વખત વર્ગની શરૂઆત થઇ તે કલાક પુરો થયો ત્યા સુધી ઇતિહાસનો પાઠ એક ક્ષણના પણ વિશ્રામ વગર શીખવી જતા હતા. પહેરેલા ડગલાની અંદર કાઇ ખુચતુ હોય એમ બીજાને લાગ્યા કરે છતા હાથ જરા ઊચા નીચા કર્યાજ કરે, પણ ભાષણ અટકાવે નહિં. જ્યારે વર્ગ પુરો થયો અને રજા પડી ત્યારે

પોતાના ઓરડામા જઇને જાયુ તો ડગલામા ઘીરાળી ભગાઇ ગએલી છતાં એમને કાઇ જ ઉદ્વેગ નહોતો એક ઋષિ જેવા સ્વચ્છ નિખા લસ અત કરણના Plain living & High thinking ના આદર્શ હતા છોકરાએ। જો અધ્યાપકોના સદ્ગુણ ઉપર લક્ષ આપે ને મસ્કરી કરવાનુ અને ધાલકાપણ છોડી દે તો વિદ્યાર્થી જીવનમા કાશીરામભાઇ જેવા અધ્યાપક પાસેથી અણમોલુ શિક્ષણ મેળવી શકે ગુજરાત કૉલેજનું નસીબ નહિ એટલે એ બિચારા બહુજ ન્હાની વયમા લગભગ સાડત્રીસ વર્ષની વયે મૃત્યુ પામ્યા કૉલેજે એક આદર્શરૂપ અધ્યાપક ગુમાવ્યો અને ગુજરાતનો એક ખરો સાધુ પુરૂષ જતો રહ્યો તેમના પછી ઇતિહાસના અધ્યાપક રા ભુલાભાઇ જીવણજી દેસાઇ થયા. જેઓ હાલ મુંબઇમા અને ગુજરાતના પ્રખર ઍડવોકેટ તરીકે ખૂબ જાણીતા થઇ ગયા છે તરતના જ એમ એ થયેલા ને મુંબાઇના પોશીશવાળા, ઇંગ્રેજી ભાષા ઉપર બહુજ સારો કાબુ અને ઇતિહાસનુ જ્ઞાન પણ સરસ એટલે એમના વ્યાખ્યાન વખતે વિદ્યાર્થીઓ મુગ્ધ થઇ જતા વયમા પણ ન્હાના એટલે બધા સાથે હળી પણ ખૂબ ગયા હતા પણ જુવાન માણસ એટલ પખેરૂ જેવા એલ એલ બી થયા એટલે અધ્યાપકનુ કામ મુબઇની વકીલાત અને વિશાળ જીવનક્ષેત્રનો અનુભવ કરવા ખાતર અમદાવાદ તેમણે છોડયુ પણ જેટલા વખત રહ્યા તેટલા વખતમા સારી નામના મેળવી બોલવાની છટા એમનામા અસલથી જ બહુ હતી આચાર્ય આનંદશંકરભાઇ અમને સંસ્કૃત શીખવતા અને બી એ, ના વર્ગમા ફીલૉસૉફી પણ શીખવતા એમની પાસે સંસ્કૃત શીખવાનો એક અમુલ્ય લ્હાવો હતો ફીલૉસૉફીના વર્ગમા એમની સાથે નિકટ સમાગમા આવ્યા પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાન અને આપણા તત્ત્વજ્ઞાનનો બન્નેનો એમનો અભ્યાસ બહુજ ઉંડો અને વિશાળ, એને લીધે બન્ને

સરખામણી કરીને તુલનાત્મક શિક્ષણ આપતા વિષય બહુ ગહન અને ન્હારી ઉમ. ઘણીજ ન્હાની એટલે વિષયનું પૂરું મહત્ત્વ તો સમજાય નહિં. સિદ્ધાન્તોનું રહસ્ય પણ જોઇએ એટલું ન સમજાય. છતા એટલું ભાન થાય કે વિશાળ જ્ઞાન સમુદ્રમા ચંચુપાત કરવા માટે પણ અધિકારની જરૂર છે. હવે એમ કોઇ વાર થાય છે કે વચમા ત્રીસ વર્ષ જતા રહે અને ફરી એના એજ વિષયો એજ ગુરૂવર્યની પાસે શીખ્યા હોઇએ તો કેટલું બધું જ્ઞાન મેળવાય. કમનસીબ એટલુંજ કે તે વખતે લાભ ના લીધો. બાકી ગુરૂવરે તો એમનો આત્મા અમારા આગળ ખાલી કર્યો હતો

ઇંગ્લીશના પુસ્તકો પણ એકાદ બે અમને શીખવ્યા હતા. મ્હને યાદ છે કે એક પ્રસંગે શેક્સપીઅરનું નાટક શીખવતા હતા તે વખતે કહ્યું કે આજ તો આ ઇંગ્લીશ નાટક વાંચો છો પણ જ્યારે અભ્યાસ સંપૂર્ણ થાય ત્યારે સંસ્કૃત સાહિત્યનાં સ્ત્રી પાત્રો અને ઇંગ્લીશ સાહિત્યનાં સ્ત્રી પાત્રોની તુલના ઉપર જરૂર સારો લેખ લખજો. પણ એ તુલનાત્મક સમાલોચના કરવી એ કાંઈ સહેલું નથી અને એવા મોટા અધ્યાપકની દૃષ્ટી આગળ એવો કોઇ લેખ લખીને વળી પરીક્ષા આપવી એ ધૃષ્ટતા કેમ થાય ? આનંદશંકરભાઇએ જે પ્રમાણે વિદ્યાભ્યાસ વખતે અમારા કાર્ય માટે ખંત રાખી હતી તેજ પ્રમાણે હજી સુધી પણ અમારા કાર્ય ક્ષેત્ર તરફ એમની મીઠી નજર ખરીજ અને કોઇ વાર સલાહની ગરજ પડે તે એમની પાસે જઇએ તો સલાહ આપતા ચુકે તો નહિંજ, બન્ને પક્ષનો સારાસર બતાવેજ.

નિશ્ચય પૂર્વક એક માર્ગજ ગ્રહણ કરવાનુ તો એ કદી કહેજ નહિં.—એ એમના સ્વભાવમાંજ નથી. એમના વિશાળ જ્ઞાન અને વિશાળ વાયનનો ખ્યાલ તો જ્યારે એમના ગાઢા પરિચયમાં

અત્રાય ત્યારેજ આવે છે ત્યારે સીનીઅર બી એ. ના વર્ગમા હતા ત્યારે મુ શ્રી રમણભાઇ અમને કાવ્ય પ્રકાશ, શીખવતા અને શ્રી રમેશચંદ્ર દત્તની Civilization in India અને India under Victorian age તથા શ્રી. રાનડેની History of the Marathas અને Economicsનું આ બધા પુસ્તકો અમારી સાથે વાચતા અમદાવાદના ઉન્હાળાના તાપમા બરોબર અભ્યાસ ના થાય તેથી સુરતની પાસે ડુમસમા એક મકાન ગખીને ઉન્હાળો ત્યા કઢાડયો, અને અમારા અભ્યાસમા સરળતા કરી આપી બહુજ ઉત્સાહ અને ખંતથી અમને શીખવતા જોઇને ડુમસમા તે વખતે ગ. ચિનયક નદશકર મહેતા તથા ગ. ધીરજલાલ ડાહ્યાભાઇ નણવટી તથા મ્હારા ભાઇ રા. ગટુલાલ જુનીઅર બી એ ના વર્ગમા હતા તેમને પણ સસ્કૃત શીખવાનો ઉત્સાહ થઈ આવ્યો તેથી રોજ સ્હવારે એક ન્હાનો સરખો સંસ્કૃતનો વર્ગ રમણભાઇ ચલવતા. પોતાનું સાહિત્યનું કામ તો હોયજ છતા વિદ્યાર્થીઓને શીખવવાનો એમને એટલો પ્રેમ કે ખૂબજ મહેનત લઇને વખત આપતા આ શિક્ષણને લીધે અમને સહુને બહુજ લાભ થયો, કેમકે શિક્ષણના પુસ્તક ઉપરાત આસપાસના સામાન્ય વિષયનુ જ્ઞાન અને માહિતી ખૂબજ મળતી અને સાથે સાથે આનદમા વખત જતો કારણ કે રમણભાઇનું શિક્ષણ એટલે અંદર ઊંડી ઊંડી મશ્કરી અને ટકોર તો હોય જ. એ નિર્દોષ આનદના દિવસો તો વહી ગયા ! ડુમસમા આ પ્રમાણે અભ્યાસમા વખત જતો તેની સાથે ત્યાના સામાજિક જીવનમા પણ ખૂબ ભાગ લેવાનો પ્રસગ મળ્યો સાધારણ રીતે ઉન્હાળામા ડુમસમા ઠીક લોકોની વસ્તી થાય છે. કારણ કે તે સુરતથી માત્ર દશેક માઇલ છેટું અને બીજા હવા ખાવાના સ્થાન જેવુ મોઘુ પણ નથી. આનદમા વખત કઢાડવાને લોક એકઠા

ચના, બાળકોની રમતો, સ્પર્ધા વિગેરે ૯૭ વર્ષે થતુ. પણ તે વખતે તો એ મળાવડાએ મોટું સ્વરૂપ લીધું. સ્ત્રીઓની સંગીત સ્પર્ધા થઇ પુત્રોએ કોઇ મુખપાઠ કર્યો કોઇ વિનોદમય વાચનો વાચ્યા ને મોટી ઉમરના લોકોની રમત ગમત પણ થઇ સ્ત્રીઓએ એટલા મોટા પ્રમાણમા તેજ વર્ષે ભાગ લીધો. અને એ મેળાવડો તે ત્યાની વાર્ષિક સસ્થા ત્યાર પછી થઇ. રા. બા. નંદશંકરભાઇનુ કુટુંબ અને રા. બા. ભીમભાઇ કીરપારામનુ કુટુબ એ બે તો ત્યા ૯૭ વર્ષે હોયજ, ધીમે ધીમે તો સચીનના નવાબ સાહેબ જે ઉનહાળામા ડુમસ રહેતા તે પણ ખૂબ ઉત્સાહભેર ભાગ લેતા થયા. અને સ્થાઇ કલબ જેવું ત્યા થઇ ગયું. એ ડુમસની લહેર જીવનમા કદી વીસરાશે નહિં!

એ વર્ષના નવેબર મહિનામા બી. એની પરીક્ષા થઇ. સંસ્કૃતનો ભારે અભ્યાસ, ઋગવેદ, કાવ્ય પ્રકાશ, તર્કસગ્રહ જેવા અઘરા પુસ્તકો, ઇતિહાસ, અર્થ શાસ્ત્ર, લૉજીક, ફીલોસૉફીના મોટા પુસ્તકો એ બધાનો ઊંડો અભ્યાસ કરવાનો અને ગ્રહણ કરવા જેટલી ઉમર નહિં! તે કારણોને લીધે ખૂબ ડર લાગતો પણ એ વર્ષની ખરી મહેનત અને અધ્યાપકોનુ શિક્ષણ એ બધાને પરિણામે પરીક્ષામા પાસ તો થઇ ગયા. વિદ્યા બ્હેન તો સેકન્ડ ક્લાસમા આવ્યા બી એ, ની પરીક્ષા પસાર કરવી એ કાઇ મોટો જંગ નહોતો પણ તે વખતે મનમા ધારેલી એક વાત પાર પડી તેને લીધે સતોષ અને નિવૃત્તિ થઇ મ્હારા અભ્યાસમા તો કાઇ ડખલ નહોતી. મ્હારો માર્ગ તો સરળ હતો પણ વિદ્યાબ્હેને વિદ્યાભ્યાસ કર્યો હતો તેનો ખ્યાલ આપવો તો મુશ્કેલ છે. ત્રણ ન્હાના છોકરા—સહુથી મોટી બાળકી તે ચાર વર્ષની, બીજી ત્રણ વર્ષની અને છોકરો એક બે વર્ષનો આ ત્રણ છોકરાની બરદાસ કરવાની—તેમા ત્રણે છોકરા મૂળથી જરા નબળા એટલે માંદા સાજા

રહે, ઘરનુ તપાસવાનુ, અભ્યાસ કરતા હોય ને છોકરા પજવે એ બધુ વેઠીને માત્ર એક લક્ષ્ય રાખેલું કે દુખ વેઠીને પણ અટલુ પુરૂ કરવુ તે છેવટ પાર પડ્યુ તમા મ્હારા માતુશ્રી બાળાબ્હેનની મદદ કારણ કે છોકરા એમને સોપીને કૉલેજમા જવુ પડે અને રમણભાઇનો સરળ સ્વભાવ તેથી થયુ છતા મગજ ઉપર જે બોજો પડ્યો તેનુ પ્રમાણ તો કહાડી ના જ શકાય, છોકરા રગબડ કરે ને અમે સાથે વાચતા હોઇએ ત્યારે મ્હારાથી વચાય નહિ એટલે છોકરાને બહાર મોકલાવી દેવા પડે વિદ્યાબ્હેનનો જીવ કપાઇ જાય નજર આગળથી છોકરાને વેગળા ખસેડવા પડે તે જરા ગમે પણ નહિ માનો જીવ તે તણાયા વગર રહે નહિ મન દુખવીને પણ અભ્યાસ પુરો કર્યો મહેમાન આવે ને ઘરની વ્યવસ્થા કરવી એટલે રાતના ઉજાગરા વેઠીને પરીક્ષા આપવા માટે વાચવુ અત્યન્ત શ્રમ અને ઉદ્વેગ વેઠીને એમણે અભ્યાસ કર્યો અને સફળતા મેળવી તેથી એમની ધીરજને ધન્ય છે કારણ કે એટલો શ્રમ વેઠીને ગુજરાતી સ્ત્રીઓની ઉચ્ચ કેળવણીના દ્વાર ખુલ્લા કર્યા, પરતુ એટલુ તો ખરૂ જ કે જો છોકરીઓને ઉચ્ચ અભ્યાસ કરાવવો હોય તો સસારનો બોજો પડ્યા પહેલાજ કરાવવો કારણ કે પાછળથી મગજને બે ગુમાર શ્રમ પડે છે અને તબીયતને નુકશાન થવા સભવ છે ઘણા મા બાપો, પોતાની કન્યાઓને વહેલી પરણાવી દેવી હોય છે ત્યારે વિદ્યા બ્હેનનુ દૃષ્ટાન્ત આપે છે પણ મ્હારી તો સહુને સલાહ છે કે લગ્નની ઉપાધિ વળગ્યા પહેલાજ અભ્યાસ પુરો કરાવવો એજ યોગ્ય છે વિદ્યા બહેન તો એક અપવાદ કહેવાય, ન છૂટકે વિદ્યા બહેનને એમ કરવુ પડ્યુ, પણ તે ઉપરથી એમનુ અનુકરણ કરવાની ઇચ્છા ન રાખવી

5

## પ્રકરણ ૯ મું.

---

ચાર વર્ષનો એક સતત અભ્યાસ પુરો કરીને જ્યારે બી. એ. ની પરીક્ષા પસાર કરી ત્યારે એમ લાગ્યું કે જીવનનું કાર્ય પુરૂં થયું. તે વખતે સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે એ તો જીવનમા પ્રવેશ કરવાનો ઉમરો હતો જીવન પર્યટન તો બધું જ પછી શરૂ થવાનું હતું. ૧૮૯૮ થી ૧૯૦૧ ના નવેંબર સુધી કૉલેજ જીવન એકધારૂં વહી ગયું. વિદ્યાભ્યાસ માટે અત્યન્ત ઉત્માદ એટલે આસપાસના જીવન વ્યવહારમા ઝાઝું ચિત્ત પરોવેલું નહિ લગ્ન થયું તો હતું—છતા લગ્નની ધુંસરીમા જોડાવવું પડ્યું નહોતું. શ્વશુર પક્ષમા સહુનો એકજ ખ્યાલ કે બી. એ. નો અભ્યાસ કાંઇ પણ ખલેલ વગર પુરો કરવા અનુકુળતા કરી આપવી. મ્હારા માસુજી અ. સૌ. કાશી બહેનને બહુજ હોંસ હતી. પણ કમનસીબે એમનું કવખતે મૃત્યુ થયું. ૧૯૦૧ ની સાલના ફેબ્રુઆરી મહિનામા ન્યુમોનીઆથી એકાએક તેઓ મૃત્યુવશ થયા. મ્હારા પતિ તે વખતે ઇંગ્લંડમા વિદ્યાભ્યાસ કરતા હતા. તેમને પરદેશમા માતાના સ્વર્ગવાસની ખબરથી અત્યન્ત દુઃખ થયું હશે એ ખ્યાલથી મ્હને પણ શોક થયો. ડોક્ટર સાહેબ ( બહુચરામભાઇ ) ની તબીયત મારી નહોતી રહેતી તેમને ગળાની રગમા કાંઇ રોગ થયો હતો. તેનું દરદ અસહ્ય હતું. એ વેદના હતી ને કુંટુંબ ઉપર આપત્તિ આવી—કવખતે ઘરભંગ થયું ત્રણ ન્હાના છોકરા—બે છોકરા ને એક ચાર વર્ષની છોકરી નમાયા રહ્યા આગળ ને ત્રણ મોટાં છોકરા તેમા બે પુત્રો ઇંગ્લંડમા ને એક મોટી દીકરી એમ છ છોકરાંની જવાબદારી એકલાને માથે આવી ને પત્ની વિયોગનું દુઃખ અસહ્ય થઇ પડ્યું. ન્હના બાળકની દેખરેખ રાખનાર સંભા-



વિદ્યાબ્હેન, શારદાબ્હેન.
ગ્રેજ્યુએટ થઇને નગત ૧૯૦૧

વિદ્યાભ્યાસ માત્ર પોતાના હિતને ખાતર કર્યો હતો એમ નહોતું-કારણ કે વિદ્યાની જ્યોત તો જેમ એક પછી એક પ્રગટાવાય તેમ પ્રકાશ વધતો જાય. એટલે અમે મેળવેલું જ્ઞાન અમારી પાસે રાખી મુકવાનું નહોતું-તે જ્ઞાનનો લાભ બીજાને આપવાનો હતો. અને તેનો ઉપયોગ સારી રીતે કરીને ઉચ્ચ દૃષ્ટાન્ત પુરૂં પાડવાનું હતું. એટલે આચાર અને વિચારનું ઉચ્ચ ધ્યેય સાચવીને જીવન વ્યવહાર ચલાવવો એ અમારૂં કર્ત્તવ્ય થયું જોઇએ. સેવાના ક્ષેત્રમા સંપૂર્ણ ફાળો આપવો જોઇએ. સ્ત્રીઓની પ્રગતિમા સક્રીય ભાગ લેવો જોઇએ એ અમારૂં કર્ત્તવ્ય ક્ષેત્ર હોવું જોઇએ. આ બધો ખ્યાલ તે વખતે આવ્યો. એટલે જગતની દષ્ટી અમારા તરફ તે વખતે તો ઘણીજ ચિકિત્સાવાળી હતી. સ્વાભાવિક રીતે સમાજ અમારા ઉપર નજર રાખે એમાં કાઇ નવાઇ નહિ. કારણ કે નવો અખતરો સફળ થાય છે કે નહિ એ જોવાનું સમાજનું કામ છે. શિક્ષિત પુરૂષ વર્ગ તરફથી અમને ઘણું સમર્થન મળ્યું હતું. વિશેષ કરીને જુવાન વર્ગ તરફથી અમારો સત્કાર સારો થયો હતો. છતાં એક એવો મોટો વર્ગ હતો જેમને ગળે અમારી વાત જરા ઉતરતી નહોતી. આ વર્ગના સ્ત્રી પુરૂષોએ અમને દુઃખ દેવામા બાકી નહોતું રાખ્યું-અનેક પ્રકારનાં દુષ્ટ લખાણો, ભાષણો, વિગેરે કરીને અમને અને અમારાં કુટુંબી જનોને હલકાં પાડવાનો પ્રયાસ કરવામા આવ્યો હતો. પણ સારી વાત અને ખરી વાત છેવટ તરી આવે છે. તેમ એ લોકના બકવાટ શાન્ત પડી ગયા. અને સ્ત્રી કેળવણી પ્રત્યે લોકોની સહાનુભૂતિ દિવસ જતાં વધવા માંડી.

જે પ્રમાણે અમદાવાદમા માનપત્ર અપાયું તે પ્રમાણે મુંબઇના એલફીન્સ્ટન કોલેજના ગુજરાતી મંડળે અમને માનપત્ર આપ્યું હતું. તેમજ શેઠ વ્રજભુખણદાસ, તથા અન્ય શેઠીઆ વર્ગ તરફથી પણ સ્ત્રી પુરૂષના મિશ્ર મેળાવડામા અમને અભિનંદન આપ્યું હતું

–મતલબ કે મુંબઇનો શિક્ષિત વર્ગ ઉચ્ચ કેળવણીની તરફેણમાં હતો. અભિનંદન લેવાઅને આપતાં એમા બન્ને પક્ષની ભિન્ન ભિન્ન જવાબદારી રહેલી છે. એક રીતે અમને તો તેનાથી લાભ જ થયો. કારણ કે સંસાર યાત્રામાં કયે માર્ગે અમારે જવાનું છે તે માર્ગની રેખા સમાજે અમને દોરી આપી. કુટુંબ સેવા ઉપરાંત સ્ત્રીઓને સમાજ સેવા કરવાની છે એ સિદ્ધાન્ત ખુલ્લે ખુલ્લી રીતે અમને બતાવી આપ્યો અને અમારો માર્ગ સરળ કરીઆપ્યો.

આ અભિનંદનોમાથી પરવાર્યા પછી કયે માર્ગે જવું એનો વિચાર કરવાનો અવકાશ મળ્યો. વિદ્યાબ્હેનનું ક્ષેત્ર કેટલેક અંશે જાણીતું હતું. કેમકે તેમને તો પોતાના કુટુંબની ફરજો હતી. અને સાથે સાથે મુ શ્રી રમણભાઇ જે જે કામ કરતા હતા તેમા મદદ કરવાનું એમનું કામ હતું. તે ઉપરાત લેડીઝ કલબ, પ્રાર્થના સમાજ વિગેરે સંસ્થાનું કામ એમને સંભાળવાનું હતું.

મ્હારે મ્હારૂં ક્ષેત્ર શોધવાનું હતું. મ્હારા પતિ ઇગ્લંડમાં ડૉકટરી લાઇનનો અભ્યાસ કરતા હતા તે પુરો થયો નહોતો. તેમને હિન્દુસ્થાન આવવાને વાર હતી અહીં મ્હારો અભ્યાસ પુરો થયો હતો એટલે ઘરકામમા મદદ કરવા ઉપરાત મ્હારે કાઇ કાર્ય ક્ષેત્ર શોધવાનું હતું.

બાળપણથી જ મ્હને શીખવવાનો શોખ હતો. અમારા મોસાળમાં માળી, પગી, નોકર ચાકર હોય તેમને વાચતા લખતા શીખવવાનો આરંભ કરેલો. પછી પણ ઘરમા રહેતા નોકરોને નવરાશના વખતમાં વાચતા શીખવવાનું રાખેલું. એટલે એ વસ્તુ હમેશ મ્હને પસંદ હતી. તેથી મ્હારા અભ્યાસનો લાભ પ્રાથમિક શિક્ષણ લઇને ઉઠી ગએલી છોકરીઓને આપવાનો નિશ્ચય કર્યો. અમદાવાદમા ખાડીઆમા-રણછોડભાઇ કન્યાશાળામા એવો એક વર્ગ ખોલવાની ઇચ્છા થઇ. પણ વાતાવરણ અનુકુળ ન લાગ્યું. છોકરીઓને તો

શીખવાની ઘણી જ હોસ હતી. પણ છોકરીઓના માતા પિતાને મન બાર વર્ષ ઉપરની છોકરી શાળામાં એકાદ કલાક શિક્ષણ લેવા જાય એ તો અવધિ જ આવી ગઈ લાગતી. બિચારી કેટલીક બાળાઓએ તો નામ પણ નોંધાવેલાં ને ઘેર જઈને વધામણી ખાધી. ત્યારે તો તેમના ઉપર ઠપકાનો વરસાદ વરસ્યો. નાગર, બ્રહ્મક્ષત્રીય જેવી ઉચ્ચ ગણાતી જ્ઞાતિમાં તે વખતે આ સ્થિતિ હતી

રણછોડભાઈ કન્યાશાળાનું એટલે ખાડીઆનું વાતાવરણ ઠીક ના લાગવાથી રાયપુર તરફ પ્રયત્ન કર્યો, તેમાં થોડેક અંશે સફળતા મળી. કેટલીક નાગરની બાળાઓ શ્રાવક વાણીઆ બ્રાહ્મણની બાળાઓ દાખલ થઈ. થોડો વખત ખાનગી ગૃહસ્થના ઘરમાં વર્ગ ચલાવ્યો અને પાછળથી વડનગરા નાગર ક્લબના મકાનમાં વર્ગ ચાલુ રાખ્યો. ચાર પાંચ ચોપડીઓ નિશાળમાં શીખીને ઉઠી ગયા પછી એ બાળાઓને થોડું ઇંગ્રેજી, ગુજરાતી સાહિત્યનું વાચન, થોડું સંસ્કૃત, તથા આરોગ્યનું જ્ઞાન આપવાની શરૂઆત કરી, શીવણ ભરતનો વર્ગ પણ રાખ્યો હતો. આ પ્રમાણે થોડા કુટુંબો સાથે સારો સહવાસ કરવાનો પણ પ્રસંગ મળ્યો, અને બાળાઓએ લાભ પણ શરૂઆતમાં ઠીક લેવા માંડયો મ્હને જ્યારે નવરાશ નહોતી મળતી ત્યારે મ્હારા મામાની દીકરી બહેન વસન્ત કુમારી મ્હને આ કામમાં બહુ સારી મદદ કરતી. આ વર્ગને જો પ્રોત્સાહન મળ્યું હોત તો ઠીક જામી જાત પણ આપણા સમાજમાં ઉચ્ચશિક્ષણનું મહત્ત્વ તે વખતે તો જરા સમજાયું નહોતું એટલે એ બાબતમાં ઉંડ જ બેદરકારી હતી. વર્ષેક દિવસ એ વર્ગ ચાલ્યો. અને જ્યારે મ્હેં ૧૯૦૨ માં અમદાવાદ છોડયું એટલે ધીમે ધીમે નિયોગે વર્ગ નાશ પામ્યો.

આ વર્ગ ઉપરાંત મહીપતરામ અનાથ આશ્રમમાં બાળાઓને

નીતિ અને ધર્મનું વાચન સંભળાવવાનો એક દિવસ મ્હેં રાખ્યો હતો. દર રવીવારે એકાદ બે કલાક એ છોકરીઓની સાથે ગાળવા માંડયો.

લેડીઝ ઇન્સ્ટીટ્યુટમાં લેડી લીલી કમીશનરનાં સ્રી મુસલમાન બૈરાંને શીખવવાના શીવણના વર્ગ ચલાવતા હતાં તેમાં પણ અવાર નવાર શીખવવા જવાનું અને દેખરેખ રાખવાનું કામ લીધું હતું.

વળી ફર્સ્ટ એઇડ અને નર્સીંગના વર્ગો ડૉ. કલ્યાણવાળા ચલાવતા હતા તેમાં શિક્ષણ લેવાનો પણ આરંભ કરેલો. એ વર્ગો તે વખતે બહુ સારી રીતે ચાલતા અને બધાં બહુ ઉત્સાહથી શીખતા. ફર્સ્ટ એઇડનું સર્ટીફીકેટ સેંટ જૉન્સ એમ્બ્યુલન્સ એસોસીએસન તરફથી મેળવ્યું હતું. આ વિષય સ્રીઓને માટે ઘણોજ ઉપયોગી છે. તે આગળ ઉપર જણાયું.

ઘરનું કામ કાજ, શિક્ષણના વર્ગો અને બીજાં થોડા કામ આ પ્રમાણે શરૂઆતમાં હાથમા લીધેલા તે ક્રમ લગભગ વરસ દિવસ ચાલ્યો, પછી અમદાવાદ છોડવાનો વખત આવ્યો.

---

## પ્રકરણ ૧૦

### ગૃહસ્થાશ્રમ.

૧૮૯૮ ના માર્ચ મહિનામા લગ્ન થયા પછી તરતજ એક મહિનાની અંદર મ્હારા પતિ, દાક્તરનો અભ્યાસ કરવા માટે ઇગ્લંડ ગયા હતા. એ મહિના દરમીઆન પત્રદ્વારા થોડો ઘણો પરિચય થયો હતો. અને ઇગ્લંડ ઉપડવાના એકાદ બેદિવસ પહેલા અમદાવાદ મુલાકાત દેવા આવેલા, પણ અંતર ખોલીને કદી વિચારની આપ લે થઇ નહોતી. ઇગ્લંડ ગયા પછી પત્ર વ્યવહાર ઘણોજ નિયમસર અમે બન્નેએ સાચવ્યો હતો. વિદ્યાર્થી અવસ્થા બન્નેની હતી કૉલેજના અનુભવ, સભાઓની હકીકતો, શહેરમા ચાલતી બીનાઓ, ગુજરાત, હિન્દુસ્થાનમા બનતી મોટી બીનાઓ, કુટુંબીઓની થોડી હકીકત એવા એવા વિષયો ટુંકાણમા કાગળમા લખવાની મ્હને ટેવ હતી. મ્હારા પતિને જુદીજ ટેવ હતી. આખા અઠવાડીઆની ડાયરીજ લગભગ અઠવાડીક પત્રમા આવતી. એટલે મ્હારા પર હન્ના એમના પત્ર વધારે વિગતવાળા અને વધારે માહિતીવાળા આવતા. અને તેની સાથે જાણવા, વિચારવાનું ઘણું મળતુ અને પરિચય પણ વધારે કરાવી શકે એવા પત્ર હતા છતા અંગત ઓળખાણ નહિ—એટલે એક જાતનું પારકાપણું લાગ્યાજ કરતુ હતું. એમના કુટુંબીઓ સાથે પણ ઝાઝો પરિચય નહોતો થયો. ચાર વર્ષના ગાળામા બે ત્રણ મહિના ભાગે એ કુટુંબની સાથે રહેવાનો પ્રસંગ આવ્યો હતો. એટલે એકંદર રીતે એ જગત બહુ પરાયું લાગતું હતું. ગામમા ને ગામમા હોય તો એ ઓળખાણ વધારે થાય આ તો ગામ જુદું અને વિદ્યાભ્યાસના રોકાણને લીધે મળવાનો પ્રસંગ ઓછો એટલે નિકટ સંબંધ બંધાયો નહિ.

વિદાયગીરીનું નાટક ભજવવાનું હતું. કણ્વમુનિએ શકુન્તલાને જે છેલ્લો ઉપદેશ આપ્યો હતો તેનાં વાકયો કાનમાં ગુંજી રહ્યાં હતાં ને મ્હારે મ્હારાં માતા પિતા, ભાઇઓ, બહેન સગાંસ્નેહી મિત્રવર્ગમાંથી વિદાયગીરી લેવાની હતી. સંસારનાં સુખનો લ્હાવો લેવાની ગમે તેટલી પ્રબળ ઇચ્છા હોય છતાં સ્ત્રીજાતિને પોતાનું સર્વસ્વ છોડીને સ્હામા પક્ષમાં સ્વાર્પણ કરવાનું હોય, પોતાના વ્યક્તિત્વનો કેટલેક અંશે ત્યાગ કરીને બીજાની વ્યક્તિમાં તન્મય થવાનું હોય તે વખતે મનની સ્થિતિ વિચિત્ર થાય એ સ્વાભાવિક છે. તેમાં વળી મ્હારા મનમાં તો કેટલોક ડગડગો હતો. જો કે રમણભાઇએ મુંબઇથી આવીને મ્હારા મનને ઘણીજ હિંમત આપી હતી. અને કાંઇપણ ચિંતાને સ્થાન નહોતું. છેવટ એ દિવસ આવ્યો ને નવેંબરની પચીસમી તારીખે માતાની શીળી ઓથ છોડીને વડોદરામાં ગૃહસ્થાશ્રમનો આરંભ થયો.

પત્રદ્વારા કોઇપણ વ્યક્તિનો પરિચય થયો હોય તે વાત જૂદી અને અંગત ઓળખાણ થાય તે વાત જૂદી. નવા જીવનમાં મ્હને અસંતોષનું કાઇજ કારણ રહ્યું નહિં. અને દિવસ જતાં મ્હને લાગ્યું કે પરમાત્માની મ્હારા ઉપર સંપૂર્ણ કૃપા હતી.

અમારે નવી મિત્રાચારી બાંધવાની હતી. પણ પ્રેમનો પંથજ ન્યારો છે—એક આત્મા બીજા આત્માને ઓળખે પછી અશ્રદ્ધાને સ્થાન નથી રહેતું. અને જીવનક્રમ સરળતાથી ચાલી શકે છે, અરસ્પરસ અનેક વિચારની આપ લે કરવામાં, જીવનના ધ્યેય ઘડવામાં, પોતાના આત્માની પ્રગતિ કરવાના ઉપાય સાધવાના વિચાર કરવામાં અને બને તેટલાં લોકોપયોગી કાર્ય કરવાનાં સ્વપ્નાં ઘડવાની વાતોમાં અમારો શરૂઆતનો વખત જતો હતો. સ્વભાવ એક એકને અનુકૂળ પડશે એમ લાગતું ગયું તેમ અમારો માર્ગ સરળ અને સુખી થતો ગયો. ન્હાની ઉમરમાં છોકરાં છોકરીઓને

પરણાવી દે અને અમુક આદર્શો મનમાં ઠસેલા હોય. તેમને લગ્ન જીવનમાં નવિનતા ના લાગે. પણ અમુકઆદર્શોમાં ઉછરેલાં હોય અને સમજણી વયે ગૃહસ્થાશ્રમ શરૂ કરવાનો હોય ત્યારે પતિ પત્નીના સ્વભાવનો સંપૂર્ણ પરિચય થયો હોય તોએ પણ વાસ્તવિક સહજીવન શરૂ થાય ત્યારે એ સંયોગ સુખી થશે કે કેમ એ પ્રશ્ન રહે છે. કાયમની મિત્રાચારી બાંધવી એ કામ કાંઇ સરળ નથી. બન્ને પક્ષમાં Give & take, લે મુકની ભાવના રહેલી હોય તોજ સુખી સંબંધ રહે. સ્વભાવની ભિન્નતા છતા મન સ્વચ્છ હોય, છૂપા પડદા ન હોય, અને ઉચ્ચ આશય હોય તો મિત્રાચારી ટકી રહે.

અમદાવાદમાજ બાળકપણુ ગાળેલું અને વડોદરામા મ્હારે કોઇ સ્નેહી કે મિત્ર નહિ એટલે બધો જ વ્યવહાર નવો બાંધવાનો હતો. અમદાવાદ કરતાં ગાયકવાડી વાતાવરણ સંકુચિત તો ખરૂં જ. ગૃહસ્થ કુટુંબની સ્ત્રીઓથી ચાલતા જાહેર રસ્તે ફરવા જવાય નહિ, ગાડીના પડદા બંધ રાખવા પડે, સ્ત્રી પુરૂષોની એકઠી સભા હોઇ શકે નહિ—એવા એવા સંકોચ ઘણા હતા. અમારો એકજ નિશ્ચય હતો. જે કામ સારૂં હોય, દેશની પ્રગતિને ધક્કો પહોંચે તેવું ના હોય તો તે કરવામાં લોકની ટીકાનો વિચાર કરવો નહિ. ઘરમા નોકર, ચાકર હતા એટલે કામકાજ ઝાઝું નહિ—ખુલ્લી હવામા ફરવાથી શરીર તથા મન બન્નેને ફાયદો થાય છે એ અભિપ્રાય એટલે સાંજ સ્હવાર અમે બન્ને સાથે પગે ચાલતાં ફરવા જતાં. અમારા રહેવાન મકાનની પાસે ઘોડદોડની જગ્યા હતી. ત્યાં વસ્તી ઝાઝી નહિ અને ખુલ્લી હવા પણ મળે, ત્યા ફરવા જતા. આ પ્રમાણે સ્ત્રી પુરૂષ કોઇ પણ કુટુંબમાંથી સાથે ફરવા જતાં નહિ. એટલે લોકો અમારા સ્હામુ ટીકયા કરતા. ખુદ અમારા મહારાજા સાહેબ જેમણે અનેક વાર યુરોપની મુસાફરી કરેલી તેમને પણ આ

વસ્તુ ખુંચેલી. લોક લાગણી કોઇ રીતે દુખવવી નહિં અને લોકની દૃષ્ટિએ બહુ ચઢવું નહિ એવી સામાન્ય માન્યતા. શ્રીમંત મહારાજા પણ અપવાદ નહોતા. ખેર–અમે તો ચાલુ રાખ્યું અને બાર મહિનાની અંદર વડોદરાના અધિકારી વર્ગમાંથીજ કેટલાએ યુગલ સ્હવાર સાંજ ઘોડદોડ પર ફરવા જતા માલુમ પડવા લાગ્યા, આજ તો આ વસ્તુ તદ્દન મામુલી લાગશે પણ ત્રીસ વર્ષ ઉપર આપણું ગુજરાતી જગત્ કેવું હતું તેનો ખ્યાલ આ બીનાથી આવી શકશે વળી દરેક પ્રગતિની બાબતમાં હમેશ એમજ થાય છે કે પહેલ કરનાર તરફ લોક ચીંધે અને પછી થોડો વખત પછી એની એજ વસ્તુ બોલનારા માણસોજ કરે.



શારદાબ્હેન. ૧૯૦૨.
ગ્રૅજ્યુએટ થયા પછી તરત.

# પ્રકરણ ૧૧

મહાબાદના વાતાવરણ કરતા વડોદરાનુ વાતાવરણ ઘણુંજ જડ અને નિરસ શરૂઆતમા તો લાગતુ બહુ કારણ ઓ માટે ત્યા કાંઈ સ્થાનજ નહોતુ, પુરૂષો ને તો ઓરીએન્ટ જેવી એક સંસ્થા પણ હતી જો કે એમા વડોદરાનો ય જનતાને મુદ્દલ સ્થાન નહોતુ

રાજ્યધાનીનુ શહેર—મહારાજા સાહેબ, અને મુખ્ય અધિ-ઓનો વસવાટ ઘણોજ નિકટ એટલે શહેરમા બીજી વસ્તી કે ક તેનુ પણ ભાગ્યેજ ભાન થતુ, બહુ ઠગના મગનાના નહિ એટલે ઓળખાણ થવી પણ મુશ્કેલ એટલે નજીકમા ર બે ત્રણ મોટા અધિકારીઓના કુટુંબ સાથે થોડુ ઓળખાણ હતુ શ્રી મનુભાઇ નંદશંકર નીકટના સગા અને ઘણાજ મા રહેતા એટલે સબંધ બહુ હતો બાકી તો નવી જગ્યામા ત પડત ઘરમા પણ વસ્તી મારી હતી દાક્તર સાહેબ બહુકામ ) ની તબીયત બહુ નરમ રહેતી એટલે તેમનો તથા ભાણેજો ત્યા રહેતા, ખાસ કરીને તો તેમના ન્હાના વિન્યાગૌરી તો પોતાના બાળકો સાથે લાંબા વખતથી ઘરની ખ રાખવાને તથા છોકરાને સાચવવાને ત્યાંજ રહેતા ને ઘરના કામકાજનો બોજો મ્હારે માથે નહોતો તેનજ ર સાહેબનો સ્વભાવ પણ સરળ હતો અને પોતાના છોકરાને પણ જાતની અગવડ વેઠવી ના પડે, અને ઈગ્લંડના લાંબા ાટ પછી હિન્દુસ્થાનની રહેણી કરણીથી એકદમ ત્રાસ ના થાય રફ તેઓ બહુજ કાળજીથી લક્ષ આપતા મદદાક થતા ારે એ માટે ખૂબ કાળજી રાખતા એમના મિત્ર મંડળમા

અમારૂં કોઇ રીતે અપમાન ના થાય એ તો એ બહુજ સાચવી લેતા. પોતાનાં છોકરાં પ્રત્યે જેટલી લાગણી તેટલીજ મ્હારે માટે રાખના એટલે ઘરમાં તો મ્હને તરતજ ગોઠી ગયું હતું, જો કે ઘણા બાબતોમાં વિચારમાં મતભેદ ઠીકમાલુમ પડી આવતા હતા.

ડૉ. બટુકરામનું કુટુંબ સમાજ સુધારામાં ઘણુંજ આગળ પડતું છતાં તે વખતે જે સમાજ સુધારકો કહેવાતા તેમનાથી એ કુટુંબ અલગ રહેતું—અને સુધારકો માટે ટીકાઓ પણ ઘરમાં ખૂબ થતી. હું એવા એક કુટુંબમાં ઉછરેલી અને અનુભવ ઝાઝો નહિ એટલે એવી ટીકાઓ ખૂબ સાલતી. સ્હામી ટીકા કરવાની હિંમત નહિં એટલે બધું ગળી જવું પડે. અને મનમાં દુઃખ તો ખુબજ થાય. પણ ધીમે ધીમે સ્વભાવ પરીક્ષા થતી ગઇ એટલે દુઃખ ઓછું થતું ગયું.

૧૯૦૨ માં અમદાવાદમાં ઇન્ડીઅન નેશનલ કોંગ્રેસ ભરાઇ કોંગ્રેસ પ્રત્યે સહાનુભૂતિ ઘરમાં બધાને ખરી પણ જાહેર મેળાવડામાં જવા આવવાની પ્રથા ઓછી એટલે અમદાવાદ જવાની વૃત્તિ ઘરમાં કોઇની જણાઇ નહિ. મ્હેં એ કોંગ્રેસ જોએલી નહિ—અને આ ઘર આંગણે આવેલી વસ્તુ જોવાશે નહિ એમ ખૂબ લાગ્યા કર્યું. છેવટ મ્હારી ધારણા પાર પડી અને હું અને ડૉ. સુમન્ત બન્ને ડીસેમ્બરમાં અમદાવાદ ગયાં. હિન્દુસ્થાનમાં જે મોટા રાજપુરુષો કહેવાય તેમને જોવાનો અને સાંભળવાનો લાભ પહેલવહેલોજ મળ્યો. સુરેન્દ્રનાથ બેનરજી તે વખતે પ્રમુખ હતા. તેમનું ત્રણ કલાકનું ભાષણ—તેમની ગર્જના તો હજી સુધી કાનમાં ગુંજે છે. સર ફિરોજશા મહેતા, ચંદાવરકર, મદનમોહન પ્રતિષ્ઠિત માણસો બધાને સાંભળ્યા. અને ખુબજ આનંદ થયો. દી. બા. અંબાલાલ સાકરલાલ રીસેપ્શન કમિટીના પ્રમુખ હતા. ને તેમનું ભાષણ પણ ખૂબ મનનીય હતું. તે વખતે ગુજ-

`

રાતીઓમા કોંગ્રેસ પ્રત્યે–બ'કે એકદર રાજદ્વારી બાબતો પ્રત્યે બહુજ ઉદાસીનતા હતી કોંગ્રેસની બેઠકના મુખ્ય આત્મા રા ગોવીંદરાવ પાટીલ–દક્ષણી બ્રાહ્મણ વકીલ–હતા બીજા બધા એમની પછાડે ચાલતા અમદાવાદમા કોંગ્રેસ ભરાઇ ત્યાર પછી કાઇક પ્રાણ આવ્યો, કોંગ્રેસની સાથે સસાર સુધારા પરિષદ્ પણ થઇ હતી તેમા ઠીક ઠીક ઠરાવ પસાર થયા હતા એ જમાનામા તો કોંગ્રેસમા પણ સાધારણ ઠરાવોજ થતા જો કે એ વખતે તો એટલુ પણ વધારે પડતુ લાગતુ

કોંગ્રેસ પુરી થએ અમે વડોદરે પાછા ગયા ડૉ બટુકરામની તબીયત લથડતી જતી હતી અને ત્રણ ન્હાના છોકરા મા વગરના મ્હો આગળ હતા એટલે વડોદરા છોડીને ના જવુ એવો એમનો આગ્રહ ખરો વડોદરામા મહારાજા માહેબને ને ડૉ બટુકરામને મિત્રાચારીનો સબધ એટલે નોકરી મળતા વાર લાગી નહિ–મે એક મહિનામા ડફ્રીન હૉસ્પીટલમા મેડીકલ ઑફીસરની જગ્યા મળી–જો કે ઇગ્લીશ ડીગ્રીના પ્રમાણમા પગાર ઠીક ઓછો હતો પણ કુટુબની અગવડ વીચારોને જે મળે તે સ્વીકારવુ પડયુ ત્યારથી વડોદરામા અમારો સ્થાયી વસવાટ થયો

ઘરમા બે ન્હાના દીયરો અને એક નણદ એ ત્રણેના અભ્યાસ ઉપર દેખરેખ મ્હે રાખવા માડી મ્હને શીખવવાનુ કામ તો પહેલેથી જ ગમતુ હતુ બીજા એકાદ બે સગા પણ શીખવા મ્હારી પાસે આવતા ઇગ્લીશ સાહિત્ય અને તત્ત્વજ્ઞાનની ચોપડી ઓનો અભ્યાસ અમે બન્ને એ સાથે સાથે કરતા અમારા મહારાજા સાહેબને વાચનનો બહુજ શોખ એટલે રાજમહેલની લાયબ્રેરીમા પુસ્તકો મહુ સુદર રહેતા તેથી વાચવાનો લાભ તો ખૂબજ મળતો, તેમાએ ડૉક્ટરને વાચવાનો ભારે શોખ એટલે

મ્હારો શોખ ઘણો મજબૂત થયો. નવરાશનો વખત તો વાચનમાં જ જતો. આ પ્રમાણે પાંચ છ મહિના વીતી ગયા. ડૉ. બટુકરામ પોતાની તબીયત સુધારવા માટે અને જે ભયંકર રોગ તેમને લાગ્યો હતો તેની યુરોપીઅન ડૉક્ટરો પાસે ચિકિત્સા કરાવવાને યુરોપ ગયા, ત્યાં એકાએક તેમનું અવસાન થયું. તેમની ઉમર માત્ર ૪૯ વર્ષની હતી. ત્રણ બાળકો ન્હાનાં હતાં તેમની કેળવણી બધીજ બાકી હતી, અને ગૃહસ્થાશ્રમ શરૂ થતાં જ આ મહાન દુઃખ આવી પડ્યું—અને જવાબદારી માથે આવી પડી. તેથી ડાકટરને ખૂબજ મનને દુઃખ થયું. પણ મનને એટલું કેળવેલું કે અંતરની લાગણીનું પ્રદર્શન તો કદી કરેજ નહિ. અત્યન્ત વેદના હૃદયમાં થાય, અનેક આંટી ઘુંટી મનમાં થાય પણ તેનો તોડ, વિચાર કરીને પોતાની મેળેજ કરી લે. બહારના માણસને એમ લાગે કે મન લાગણી વગરનું છે. પણ સુખ દુઃખમાં મન સ્થિર રાખવું એજ મક્કમ સિદ્ધાંત મનમાં ઉતારેલો. આ તેનુંજ પરિણામ હતું. આ પાઠ પહેલ વહેલો હું શીખી. ગીતાજીના શ્લોકો વાંચેલા તો ઘણીએ વખત, પણ આચારમાં મુકાતા જોઇએ ત્યારેજ તેનું ખરૂં મહત્વ સમજાય. કુટુંબમાં મૃત્યુ થાય એટલે સગાં સબંધીઓ દુઃખ કરવા આવે, તે બધી વખતે ધીરજ રાખીને બધાંની વાતો ગંભીરાઇથી સાંભળી રહેવી એમાં પણ ખૂબ હિંમત જોઇએ છે. આ પદાર્થપાઠ મ્હારે તો તદ્દન નવોજ હતો.

ડૉ. બટુકરામનું મૃત્યુ ઇગ્લંડમાં થયું હતું, પણ એમની ઉત્તર ક્રીયા તો હિંદુસ્થાનમાં રીવાજ પ્રમાણે કરવી પડે. ડૉકટરના પોતાના સિદ્ધાન્તો તો એ રીવાજો પાળવાની તદ્દન વિરૂદ્ધ, તેમાંએ ડૉક્ટર બટુકરામે તો ' વીલ ' કર્યું હતું કે ઉત્તરક્રીયા કાંઇ કરવી નહિ અને બ્રાહ્મણોને જરા દાન આપવું નહિ. આ વસ્તુ વર્તનમાં

મુકતાં કેટલો ત્રાસ પડે છે તેનો ખ્યાલ મને તે વખતે આવ્યો. કુટુંબનાં બધાં વડીલો એક બાજુ અને બીજી બાજુએ એકલા પોતે છતાં એક એકની સ્હામે ટક્કર ઝીલી અને એક પાઈ પણ બ્રાહ્મણોને દાન કરવામાં આપી નહિ. અને કાંઇ પણ જાતની ઉત્તરક્રીયા કરી નહિ. ન્યાતના લોકો, કુટુંબના લોકો બબડતાં રહ્યાં, પણ મ્હોંડેથી એક પણ શબ્દ ઉચ્ચાર્યા વગર પોતાનું ધાર્યું કર્યું. જો ગુસ્સે થઇને મીજાજ કબજે ન રાખ્યો હોત તો બધી બાજી બગડત. પણ શાંત અને ગંભીરતાથી કામ લીધું એટલે કુટુંબમાં કલેશ, કજીઆ કે ઊંચાં મન થયાં નહિ. અને ઘરના બધાંના ઉપર સખત છાપ પડી કે એમની સાથે કામ લેવું તે સહેલું નથી, પોતાના સિદ્ધાન્તોને દઢતાથી વળગી રહેવાનો આ બીજો પાઠ તેજ પ્રસંગે મળ્યો. ન્હાની ન્હાની બાબતોથી માણસનો સ્વભાવ ઘડાય છે તે સત્યજ વાત છે.

કુટુંબ સાથે કે ન્યાત સાથે આને લીધે કાંઇ પણ ઘર્ષણ થયું નહિ અને ચારે તરફ છાપ તો સારીજ પડી.

---

# પ્રકરણ ૧૨ મું.

૧૯૦૩ માં વડોદરામાં કેરશાસ્પજી દાદાચાનજી દીવાન પદવીએ હતા. એમના કુટુંબ સાથે ઠીક પરિચય થયો હતો. એક દિવસ વાતમાં ને વાતમાં તેમણે મને પૂછ્યું—"કેમ શારદાબાઈ, વડોદરામાં તો ત્હમને નહિ ગમતું હોય ? અહીં કાંઇ લેડીઝ કલબ છે ? અમદાવાદ જેવી પબ્લીક લાઇફ છે ? " અલબત્ત અમદાવાદ જેવું જીવન તો મને નહોતું જ લાગતું. એટલે મેં જવાબ આપ્યો કે કાંઇક એવું હોય તો સારું તો ખરું જ.—

આ વાત એમણે ઉપાડી લીધી. અને ફીમેલ ટ્રેનીંગ કૉલેજનાં પ્રિન્સીપાલ એક ક્રિશ્ચઅન બાઇ હતાં તેમને બોલાવ્યાં. એ બાઇનું નામ મિસ બોર હતું.

એ બાઇએ ઇંગ્લંડમાં કેળવણી લીધી હતી. અને ઓળખાણ પીછાણ પણ સારી હતી. તેમને બોલાવીને લેડીઝ કલબ સ્થાપવાનો બંદોબસ્ત એકદમ કરી દીધો. રજવાડી કામ એટલે મકાન મળ્યું, નોકર મળ્યા, રમત ગમતનાં સાધન મળ્યાં. સરદાર, દરકદાર, શેઠીઆ લોકો અને અધિકારીનાં બૈરાં સૌને આમંત્રણ કરીને કલબની સ્થાપના થઇ. મિસ બોર સેક્રેટરી થયાં. ગાયકવાડ સરકારનાં ભાભી શ્રી. આણંદરાવનાં પત્ની–પ્રમુખ થયાં અને કામ ચાલવા માંડ્યું. પડદાનો રિવાજ તે વખતે તો ગાયકવાડી રાજ્યમાં સખત, એટલે કનાતો બાંધીને બંગલાના કમ્પાઉન્ડમાં મીટીંગો થતી. મોટા લોકની સ્ત્રીઓને માટે ઠીક એક મળવાનું સ્થાન થયું. ઓળખાણ વધ્યાં. પણ સ્વતંત્ર વિચારવાળાને માટે એ સ્થાન નહોતું. બધુંજ ગેર અને દમામ વાળું—જેને અત્યારે બુર્ઝ્વી mentality કહે છે તેનાથી ભરેલું અને કોણ જાણે શા કારણને લીધે ગુલામી

વાતાવરણવાળુ બ્રાગતુ ગાયકવાડી દમામ અને ગાયકવાડી ગુલા મીનાળુ જ બધુ હતુ. તો એ નહીં મામા કરતા કાણા મામા સારા એમ થયુ

ધીમે ધીમે મલિન વાતાવરણ કંઈનેક અંશે ઓછુ થયુ જે ચેકોને મહામહેનતે ખેચી આણ્યા હતા તે આપોઆપ ઓછા થયા પ્રમુખપદ મિસીસ કેખશરૂપજીને અપાયુ અને સેક્રેટરી મને નીમી

એ દુનીઆમા ઇનેક્ષા જેવુ કાઇ હતુ જ નહિ સભ્યોની સખ્યા જરા ઓછી થઇ, પણ કચરો ચળાઇ ગયો એટલે પછી રમત ગમતના સાધન તરીકે એ મસ્થાએ વડોદરામા ઠીક કામ કર્યુ કાઇ રમતોની સ્પર્ધા થઇ, મેળાવડા થયા, અને મિત્રાચારી ખૂબ જામી એ સસ્થાનુ મત્રીપણુ લગભગ ત્રણ વર્ષ સુધી મારી પાસે રહ્યુ મેળાવડામા સભ્યો સિવાય બીજા બહેનો પણ આવતા જો કે તદ્ વડોદરાવાસી તો બે ચાર કુટુબો જ ગુજરાતી બહેનોમા રમતનો શોખ ઘણો ઓછો અને મરાઠી બહેનોને બહાર નીકળવુ બહુ ગમે નહીં, એટલે ઘણે ભાગે ઉત્તરના ભાગમા પારસી બહેનોએ સમાજનો કબજો લીધો છતા એટલુ ખરૂ કે આ સમાજે વડો-રાના સ્ત્રી જીવનમા પ્રાણ પૂર્યા

વખત જતા થોડા મરાઠીઓમાં ખૂબ સ્નેહ ભાવ વધ્યો ખાનગી કુટુબના મેળાવડા ઠીક થવા માડયા અને મોજશોખ માણવાને માટે સમાજ શરૂ થયો ખરો તે વખતે બીજા જીવનનો ખ્યાલ આવ્યો નહોતો

ચાસિરોમા શાખાઓ નાખવા રમત ગમતના મેળાવડા કરવા, સગીતના જલસા કરવા અને મ તો કોઇ કોઇ વાડાની મુલાકાત લેવી એ ન ... [illegible] ... તે કે એમાથી પણ ક... નાસ

ટેનીસ, ક્રિકેટ, પાના, મધુ રમે પોતાના બગનામા સાધન કરાવે માટે ખાગડ છોકરી તેને માટે મગવડ સાચવે પણ સાન્જનો વખત તો એ પ્રમાણે આનદમાજ ગાજે એ વડોદરે હતા, તેઅ્લામા એમની પુત્રીઓ, તેમના કુટુબીઓ અને સ્નેહીઓ મહિના ને મહિના આવીને રહેતા તેથી બગાળના સુશિક્ષિત કુટુમ્બો સાથ બહુ મારા ઓળખાણ થયા તેમાએ તેમના વડા પુત્રી મિસીસ પ્રમથનાથ ગોઝ, અને તેમની પાચ પુત્રીઓ સાથે તો કુટુમ્બ જેવો જ સહવાસ થયો એ દિવસો તો હજી વિસરાતા નથી વડોદરાના ગરબા પહેલેથી વખણાતા-પરતુ શિષ્ટ લોકને લાજ આવે એવા બિભત્સ ગરબા થતા હતા તેમાથી અમારા મડળે સુવરેના હમના ગરબા વખન કર્યા તે આ વખતેજ એ ગગ્મામા શ્રી રમેશચદ્ર દત્તની દુહિતાઓએ ખુબ ભાગ લીધો આજ તો એ વસ્તુને લગભગ ચોવીસ વર્ષ થઇ ગયા છતા એ બગાળી બહેનો એ ગુજરાતી ગરબા ગાય છે ! સ્ત્રી પુરુષોના મિશ્ર મેળાવડા પણ તેજ વખતે શરૂ થયા દરેક કુટુબના સ્ત્રી પુરુષો આ પ્રમાણે ખૂબ હળતા મળતા થયા વડોદરાના આ મેળાવડાની તો મુબાઇ, સુરત, અમદાવાદ બધે અદેખાઈ થવા લાગી વેપાર ઉદ્યોગના સ્વદેશી વસ્તુના અનેક પ્રદર્શનો એ અરસામા થયા ધારાસભા ગ્રામ્ય પચાયત, મહાન પચાયત, મફત અને ફરજ્યાત પ્રાથમિક કેળવણીની શરૂઆત થઈ એટને પ્રજામા પણ એક જાતનુ ચેતન આવ્યુ વડોદરાનુ મલિન વાતાવરણ ઘણે દરજ્જે ઉજળુ થયુ એક મહાન વ્યક્તિ કેટલુ કરી શકે છે તેનુ આ ઉજળુ દષ્ટાત છે ! સરકાર તથા પ્રજા બન્નેના માનીતા અધિકારી વડોદરા રાજ્યના નમીસમા ઝાઝો વખત ના રહ્યા ચાર વર્ષના અધિકાર પછી તો તેમનુ અવસાન થયુ પણ આ ચાર પાચ વર્ષ દરમીઆન વડોદરા મહેજ થયુ એ તો નિસશય એમની સ્થપેલી સસ્થાઓ એમની પછવાડો મૃત-

પ્રાય ના થઇ ગઇ. એ પોતે તદ્દન નિષ્પક્ષપાત માણસ, ત્રાહિત—એટલે રાજ્યની મેલી ખટપટથી તો પર જ રહેતા. મેલી ખટપટ ઘણે ભાગે થવા પામે જ નહિ. એમના ગયા પછી કોઇ માનીના અણમાનીતા હતા જ નહિ એટલે કાંઇ ત્રાસ રહ્યો નહોતો. પ્રજાના હિત માટે મહારાજા સાહેબને કુનેહથી સમજાવીને પગલાં લેતા. પણ હિત પ્રજાનું જ જોતા. વિશાળ દૃષ્ટિવાળા મહારાજા કેવી રીતે ખુશ રહેશે, રખેને મહારાજાની ખફા દૃષ્ટિ થશે એવો સંકુચિત વિચાર કરતા જ નહિ—કારણ કે મહારાજાની પ્રસન્નતા મેળવવી કે ઊંચી પદવી મેળવવી એ એમનું લક્ષ જ નહોતું—એમનું લક્ષ્ય તો પ્રજા શાસન સ્થાપવા માટે પ્રજાને તૈયાર કરવા તરફ જ હતું. હિન્દની આર્થિક સ્થિતિ સુધારવા માટે એમનું જે વિશાળ ક્ષેત્ર હતું તેમાં આ તો એક બિન્દુ સમાન હતું. એમની દૃષ્ટિ મર્યાદામાં તો વિશાળ ભારત જ હતું ! એમના અવસાનથી વડોદરા રાજ્યે એક અણમોલું રત્ન ગુમાવ્યું અને અમે તો પિતા સમાન વડીલ પણ ગુમાવ્યા.

અમદાવાદમાં તો વિદ્યાર્થી અવસ્થા ગાળેલી. વડોદરામાં આવીને ગૃહસ્થાશ્રમ માંડયો, તેજ વખતથી એમ લાગતું કે સાહિત્ય દ્વારા કે અમે તે રસ્તે જે શિક્ષણ લીધું છે તેનો લાભ બીજાને આપવો. પણ ક્ષેત્ર જડતું નહોતું. એક અમુક વિષયનો સંગીન અભ્યાસ કરેલો નહીં એટલે એક વસ્તુ લઇને બેસાય તેમ નહોતું છતાં અનાયાસે લખવાનું કામ હાથ લાગ્યું. રાજ્ય તરફથી ન્હાના બાળકો માટે પુરાણમાંથી ટુંકી વાર્તાઓનું સંશોધન કરીને પુસ્તક લખવાનું કામ તે વખતના વિદ્યાધિકારી શ્રી. જમશેદજી દલાલે મને સોંપ્યું. જમશેદજી દલાલ અમદાવાદની ગુજરાત કૉલેજમાં એક વખત પ્રિન્સીપાલ હતા. મારા મોસાળના કુટુંબીઓને તથા ગ. સા. મહીપતરામભાઇને તે સારૂં ઓળખતા. એટલે તેમણે એ કામ બહુ



શારદાબહેન અને તેમનાં પ્રથમ પુત્રી પ્રેમલીલાબહેન

૧૯૦૪

આનંદથી મને આપ્યું. આ મારો પ્રથમજ પ્રયાસ હતો. પુરાણની બાળબોધ વાર્તા સંગ્રહ એ નામથી એ પુસ્તક ખાતા તરફથી પ્રસિદ્ધ થયું. એ જમાનામાં બાળકોનું સાહિત્ય નહિ જેવુંજ હતું. એટલે એ પુસ્તક ઠીક ઉપયોગમાં આવ્યું. અને થોડા વખતમાં એની નકલો ખપી ગઇ. પણ રાજ્યને બીજી આવૃત્તિ છપાવવાની રહી નહીં.

શ્રી રમેશચંદ્ર દત્ત તો સાહિત્યના ઊંડા અભ્યાસી અને શોખ પણ પુષ્કળ. એમની એક ઇંગ્રેજી નવલકથા The Lake of Palms તાડ સરોવર—નામની હતી. તેનો તરજુમો મને કરવાનું કહ્યું. પુસ્તક ઠીક મોટું હતું એટલે મેં ને વિદ્યા બહેને થોડાં થોડાં પ્રકરણો વહેંચી લીધાં. અને સુધાહાસિની નામે એ પુસ્તક ગુજરાતીમાં પ્રસિદ્ધ થયું. દત્ત સાહેબની હયાતીમાંજ એ પુસ્તક તૈયાર થયું, તેથી એ બહુજ ખુશ થયા. ગુજરાતી વાંચતાં તો આવડતુંજ હતું, એટલે એમણે એ બહુ હોંસથી વાંચ્યું. એ પુસ્તક વાંચીને તરત એમણે મને કાગળ લખ્યો તે એટલો બધો લાગણી ભરેલો હતો કે તેનો ઉતારો આપવાને લોભાઉં છું.

Baroda,
17th April 1909

My Dear Sharada,

" Yes I have received " Sudha Hasini " & for the last three days I have read nothing else. The translation is so deeply interesting to me I see my own characters my own scenes, my own thoughts, in the garb that you have so well bestowed on them. The gentle faithful Bindu chats quietly with her husband in Gujarati,

Binau's pompous & garrulous but good natured aunt boasts of her wealth in Gujarati × × × I go over all the old scenes recognise all my dear old friends, read again all my old thoughts-clear & vivid as in my own language You & your sister have me hours & hours of the greatest joy & I read & read ( as Sarat used to speak & speak ) till the hard of the clock indicates midnight × × × Tell me your honest opinion, Sharada, do you not think I would do well to devote the remaining years of my life in writing such books as the Lake of Palms "—Ay in compiling a complete history of Indian people—than to work & vegetate in Baroda ? I am the Amatya here I am acting Dewan here, people look upon me with feelings of awe & respect—but I feel I am proving false to my higher pursuits false to my destiny. I have done something in Baroda in these years, let me plunge back to these pursuits which are dearest to my heart—I am longing to return from Baroda to the larger world of literature & political work Tell me what you think—with love to your dear children & to all, Yours affectionately

**Romesh Dutt.**

સુધાહાસિની લખ્યા પછી જરા હિંમત આવી. અમારાં મહારાણી સાહેબે પોતાના ઈંગ્લંડના વસવાટ દરમીઆન The Position of Indian Women નામનું પુસ્તક લખ્યું હતું. તેનો ગુજરાતી તરજુમો કરવાનું કામ મને તથા વિદ્યાબ્હેનને સોંપ્યું. એ પુસ્તકમાં સ્ત્રીઓ સ્વાશ્રયી કેવી રીતે થાય તેમજ નિરાધાર, અનાથ સ્ત્રીઓને માટે કેવી કેવી સંસ્થાઓ સ્ત્રીઓ ચલાવી શકે, તે ઈંગ્લંડમાં ચાલતી સંસ્થાઓની રૂપરેખા આપીને ઠીક બતાવ્યું છે. આજ કાલતો એવી સંસ્થાઓ હિન્દુસ્થાનમાં છૂટી છવાઇ ઘણી થઈ છે. છતાં હજી આપણી સંસ્થાઓની વ્યવસ્થા યુરોપની સંસ્થાઓ કરતાં ઘણે દરજ્જે ઉતરતી છે. અને ઘણા સુધારાને અવકાશ છે, એ વાત આ પુસ્તક પરથી બહુ સ્પષ્ટ રીતે સમજાય છે.

આ બન્ને પુસ્તકો, તથા ફ્લોરેન્સ નાઇટીંગેલનું ચરિત અને બાળકનું ગૃહશિક્ષણ એમ ચાર પુસ્તકો એ વખતે લખાયાં. ત્યાર પછી માસિકોમાં લેખો, ભાષણો ઘણાં લખ્યાં પણ પુસ્તક એકે લખાયું નહિ. જીવન વ્યવસાય બહુ બદલાઇ ગયો.

વડોદરાના એક મશહુર કુટુંબને ભૂલું તો કૃતઘ્નીજ કહેવાઉં કેમકે જે વખતે અમે વડોદરામાં કોઇને ઓળખતાં નહોતાં તે વખતે શ્રી. અબ્બાસ તૈયબજી તથા એમનાં પત્ની અમીનાબીબીએ અમને કુટુંબી માફક ગણ્યાં. એ પતિ, પત્નીનો તો સ્વભાવજ એટલો હેતાળ છે કે કોઇ પણ વડોદરામાં નવું માણસ આવ્યું તો તેનું સ્વાગત કરે અને જરા અજાણ્યું લાગવાજ ન દે–પોતાના સ્નેહી મિત્ર વર્ગમાં ઓળખાણ કરાવે અને રસ્તે પાડી આપે. અમે બે હું ને ડોક્ટર જગતનાં બિન અનુભવી અને ત્રણ નાનાં બાળ ઘરમાં–એટલે આખા કુટુંબની જવાબદારી–તે કારણને લઇને અમારૂં જુવાન કુટુંબ બધાંની નજરે ચઢતું. તેમાં શ્રી. અબ્બાસ સાહેબના

ઘરનાં તો અમને માંદે સાજે બહુજ મદદ કરતાં. એમનાં મોટાં પુત્રી, હાલ જેઓ પરણેલાં છે અને જેમનું નામ મિસીસ હામીદઅલી છે તે બહેન શરીફા તો મારાં સગાં બહેન સમાં હતાં. એ કુટુંબને લઇને અમારો જીવન:વ્યવસાય બહુ સરળ અને સુગમ થયો અને વ્યવહારમાં પણ અમને જોવા જાણવાનું ઘણું મળ્યું. એ સંસ્કારી કુટુંબની છાપ અમારી રહેણી કરણી ઉપર ઘણી પડી. એ મુસલમાન કુટુંબ છતાં અમને કાંઇજ જુદું લાગે નહિ. બદરૂદ્દીન તૈયબજીનું ખાનદાન ઘણુંજ મોટું, તે આખા કુટુંબમાં અમે કુટુંબી જેવાં થયાં.

શ્રી. અબ્બાસ સાહેબ ને લીધે વડોદરામાં જે કોઇ માનવંતા મેમાન પરોણા આવે તેની સાથે અમારે ઓળખાણ થતી રહી. અને વિવિધ પ્રકૃતિ, જાત, ભાતનાં લોકનો સમાગમ થયો. એ એક જીંદગીનો મોટો લાભ–કારણ કે દરેક સ્થળેથી નવો અનુભવ થાય. ઉગતી ઉમરમાં જે વખતે સંસ્કાર ઘડાતા હોય ત્યારે તેની અસર થાય.

આ પ્રમાણે વડોદરામાં અમારું જીવન રસિક, અને સુખી થતું ગયું. ધીમે ધીમે મોજમજાહ પરથી ભાવ ઉતરતો ગયો. અને જીવનની ગંભીરતા સમજવા લાગી–કારણ જમાનો પણ બદલાયો, ૧૯૧૦ સુધી એટલે લગભગ આઠેક વર્ષ આ પ્રમાણે ગયાં.



શ્રી. રમેશચન્દ્ર દત્ત, આઇ સી એસ
વડોદરા રાજ્યના અમાત્ય તથા દીવાન

ત્યાગજ કર્યો, ગુજરાતમા તે વખતે આ ભાવના પૂર જોસમા જામેલી નહિ એટલે અમારા સગા સ્નેહીઓને તો ઘણીજ નવાઇ લાગે, કે આ તો પૂરા સાહેબલોકશાહી રીતે રહેનારા તેમા વળી આ વિચિત્ર ફેરફાર શો ? પણ આ છાપ ખુબ ઊડી ઉતરેલી હતી જરા પણ ઉપર ઉપરની નહોતી એટલે ઉત્તરોત્તર સ્વદેશીમા શ્રદ્ધા વધતી ગઇ શ્રી ખાશેરાવ જાધવને આ બાબતની ધૂન હતી શ્રી આબાસાહેબના મોટા દીકરી શ્રી શરીફાબહેન, દત્ત સાહેબની દીકરીઓ અને હુ એમ બધા મળીને અમારા ઓળખાણ પીછા ણવાળાને સ્વદેશી વ્રત લેવા માટે સમજાવીએ હાલના હાઇકોર્ટના જજ શ્રી મડગાવકર તે વખતે ભરૂચમા હતા ખાશેરાવના એ ખૂબ મિત્ર પણ પૂરા સાહેબ ડૉ સુમત પણ સપૂર્ણ સાહેબ એ બનેને અમે બધાએ મળીને ખૂબ પલાળ્યા દરબાર ડ્રેસ પુરેપુરો સ્વદેશી કરાવ્યો, હેટ કઢાવી ને ફેટાનો આશરો લેવડાવ્યો માત્ર સરકારી કામે જાય ત્યારે યુરોપીઅન સુટ પહેરે પણ તેનુ એ કપડુ તો સ્વદેશીજ છોકરાના કપડા પણ સ્વદેશી આ પ્રમાણે કુટુબમા અને વડોદરામા સ્વદેશીનો પગ પેસારો કર્યો પછી તો દત્ત સાહેબના વખતમા સ્વદેશી પ્રદર્શન પણ થયુ બ્રિટિશ વસ્તુનો મોહ તે વખતથીજ ઉતરી ગયો અમારા કુટુબમા એક પણ વિદેશી કાપડ ૧૯૦૬ પછી આવ્યુ નહિ આ શુદ્ધ અને પવિત્ર ભાવના લાવનાર દત્ત સાહેબ અને તેમનુ કુટુબ

બગાળની અસર ગુજરાતમા થોડે ઘણે અશે આવેલી તો ખરી સ્વદેશી ગીતો રચાયા ને સ્વદેશી કીર્તનો થતા. છતા તે વખતે ગણતરી કરનાર ગુજરાતીઓ મોળા તો ખરા બગાળી લોકો ભાવના શરા બહુ અને દક્ષણી બ્રાહ્મણ વર્ગમા સ્વદેશપ્રેમની ભાવના ઊડી ખરી પજાબમા પણ આર્યસમાજીસ્ટોમા દેશ માટે ઝનુન ખરૂ પણ ગુજરાતનુ માનસ બદલાતુ નહોતુ બગાળી છોકરાઓ

મરણીઆ થઈને સમજે વગર સમજે પણ દેશને માટે પ્રાણ આપતા, બરબાદ થઈ જતા. ગુજરાત નિદ્રાવશ રહેતું. બંગાળના કિસ્સા સાંભળીને રોમરોમ ખડાં થતાં. નાનાં નાનાં, બંગાળી છોકરાંઓ અને સ્ત્રીઓ વન્દેમાતરમ્‌નું ગીત, ભારતમાતાની પ્રશંસાનાં ગીત અને વિપ્લવનાં ગીત ગાતાં સાંભળીને શરમ આવતી કે આ ઊર્મિ આ જ્વાળા આપણા કુટુંબોમાં કયારે આવશે ? કવિ નર્મદનો ઉત્સાહ, હરિલાલ ધ્રુવના ઉદ્‌ગારો, એવા છૂટા છવાયા ઉભરાઓ રણમાં વીરડી જેવા માલુમ પડતા હતા. પણ આખુંએ માનસ તો આ ભાવના પ્રત્યે તદ્દન ઉદાસીન, આ વસ્તુ તે વખતે ખૂબ ખુંચતી. ભવિષ્યં તે વખતે કોઈએ ભાખ્યું નહોતું કે ગુજરાત સમસ્ત દેશનું અગ્રણી થઈને ભાવિ યુદ્ધમાં નેતૃત્વ લેશે !

અમારા કુટુંબમાં આ પ્રમાણે સ્વદેશ પ્રેમનો મંત્ર જામ્યો તેજ પ્રમાણે સામાજિક વિપ્લવની વાતો તો થયાજ કરતી. લગ્ન મરણની ક્રીયાઓ, ખરચો, બ્રાહ્મણોને દાન એ સંબંધી ટીકાઓ અને ચર્ચાઓ થયાં જ કરે. અને જ્યારે જ્યારે પ્રસંગ આવે ત્યારે વિચાર પ્રમાણે આચરણ કરવાનો પ્રયત્ન થાય. ડૉક્ટરની હિંમત બહુ જબરી. મારૂં મન એટલું ઘડાએલું નહિં એટલે કેટલીકવાર હું ડીલું મુકું પણ એ તો પોતાના સિદ્ધાન્તોને અડગપણે વળગી રહે.

પોતાના નાના ભાઈઓના વકીલ તરીકે એ ચાલી જાય. જો કે એમના પિતાએ તો એમના બન્ને ભાઈ શ્રી. માર્કંડરાય નંદશંકર તથા શ્રી મનુભાઈ નંદશંકરને વાલી નીમેલા, બન્ને નાના ભાઈઓને જ્ઞાતની રૂઢિ પ્રમાણે જનોઈ દેવાનો વખત થયો. ઘરમાં વૃદ્ધ ડોશીઓ હતાં તેમનો ખૂબ આગ્રહ કે ધર્મની વિધિ કરીને જનોઈ દેવાં. માર્કંડરાય, જેમને માજુભાઈને નામે બધાં બોલાવતાં તેમનો અને મનુભાઈનો પણ ખૂબ આગ્રહ. તેમનાં વૃદ્ધ માજીશ્રી તથા તેમના પિતા વિદ્યારામભાઈ એ બધાંના મનને ગોર જનોઈ



શ્રી. અબ્બાસ તૈયબજી અને તેમનું કુટુંબ.

દેવાની વાતો કરે, ડૉકટરનો એ બાબતનો વિરોધ–એમની માન્યતા એવી કે ઉપનયનનો જે મૂળ સિદ્ધાન્ત હતો તે હવે જરા રહ્યો નથી. ગાયત્રી મંત્ર ગમે તે રીતે શીખવી શકાય છે. અર્ધું ભણેલો બ્રાહ્મણ જનોઇનો તાંતણો પહેરાવી જાય તેનો ઉપયોગ જરાએ રહ્યો નથી. માત્ર સાપ ગયાને લીસોટા રહ્યા જેવી વાત સમજુ લોકોએ શા માટે ચલાવી લેવી જોઇએ એ તેમની દલીલ. અને વળી તેની સાથે એ વસ્તુમાં ઠાઠમાઠ ને ખર્ચ પણ પણ શા માટે! આ તકરારો ખૂબ ચાલી. છેવટ બેચાર વર્ષને અંતે રીતસરનું જનોઇ દેવાની સાથે ડૉકટર સમ્મત ના થયા ત્યારે બંને ભાઇઓ ભાસ્કર તથા નાનકને માણુભાઇ, મનુભાઇ અને એમનું કુટુંબ કરનાળી જઇને નર્મદાને કાંઠે અમારી કોઈની પણ હાજરી વગર જનોઇનો તાંતણો પહેરાવી આવ્યાં. એ ભાઇઓએ તરતજ જનોઇ નર્મદા નદીમાં ફેંકીને આવ્યા. કેમકે એમને તો શ્રદ્ધાજ નહોતી. એ અરસામાં મારા એક સગાને ત્યાં જનોઇ મોટી ધામધુમથી થવાનાં હતાં. મને ત્યાં જવાને આમંત્રણ આવ્યું. ત્યાંનો ધાક તો શરૂઆતમાં ખૂબ હતો, મારાં માતુશ્રીને પણ ડૉકટરના આ સિદ્ધાંતોની ખબર નહિ. જનોઇમાં જવા માટે મને ખૂબ આગ્રહ કરીને તેડાવેલી. આમ સુડી વચ્ચે સોપારી જેવી મારી સ્થિતિ–મારા સિદ્ધાન્ત એ વખતે બરોબર દૃઢ થએલા નહિ એટલે મન ડગું મગું થાય, પણ ડૉકટરનો સખત આગ્રહ એટલે છેવટ હું નાજ ગઇ. તે વખતે સગાં વહાલાંને ખૂબ માઠું લાગ્યું. કારણ કે સિધ્ધાંતને માન આપવા જેટલું બળ તે જમાનામાં નહોતું. હજીએ કાંઇ આ વસ્તુ સ્થિતિ બદલાઇ નથી તો પણ ફેર તો પડયો જ છે. આ એક પાઠ પછી મને બળ આવ્યું. માણસ પોતાના સિદ્ધાંતને વળગી રહે અને તકરારો કર્યા વગર તે સિદ્ધાંતનો અમલ કરે તો આપણા સામાજિક બંધનોનો કોયડો

ઓછો વિકટ થાય. આ ફિરસ્તો થયા પછી ગામમાં ને ગામમાં જનોઇ પ્રસંગે હાજરી આપી હશે, પણ બીજે ગામ તો એનું મહત્વ ગણીને કદી હાજરી આપી નથી.

વડોદરામાં ન્યાત જાતના સંઘથી દૂર રહેવાને કારણે કેટલીક રીતે લાભ થયો. સંકુચિત વાતાવરણમાં રહેવાથી વિશાળ ભાવના ખીલવી શકાતી નથી. અને છતાં જો જ્ઞાતિના લોક સાથે તકરારો કરીને વિરોધ કરતાં નથી તોએ સૌનો પ્રેમ તો મેળવી શકાય છે. એટલે એ રીતે અમારો માર્ગ જરા સરળ હતો. ક્રમે ક્રમે આદર્શને આચરણમાં મુકવાને અવકાશ મળતો ગયો. વડોદરા શહેરના વાતાવરણમાં પણ એજ પ્રમાણે ફેરફાર થતો આવ્યો.

શ્રી. રમેશચંદ્ર દત્ત જે અરસામાં વડોદરામાં હતા તે વખતે રાજકીય અને સામાજિક સમુદાયમાં જે પ્રમાણે નવું જીવન આવ્યું, તેજ પ્રમાણે સાહિત્યમાં પણ નવી જમાવટ થઈ. ડોકટરને સવારના વખતમાં દવાખાનાનું કામ ખુબ પડે. પણ બપોરના ભાગમાં આરામ અને સાંજનાં પણ કામ થોડું–પ્રાઇવેટ પ્રેક્ટીસ પાછળ કોઇ દિવસ ફાંફાં માર્યાં નથી. દ્રવ્ય ઉપાર્જન કરવા માટે પહેલેથીજ અણગમો. જ્યારે ને ત્યારે એકજ કહેવત સંભળાવે–પૈસાને તો કુતરાંએ સુંઘતાં નથી. એ વિષય માટે બેદરકારીજ બહુ–એટલે નવરાશ સારી મળતી. વાંચવાનો શોખ પુષ્કળ અને ઊંચા પ્રકારનો સમાગમ કેળવવા માટે ખુબ ઇચ્છા. આ હેતુથી એક Social & Literary Association સામાજિક અને સાહિત્ય સભા કાઢવાનો વિચાર કર્યો. નિયમોનો ખરડો કર્યો. અને પાસેજ ખા. બા. જમશેદજી દિવાન રહેતા હતા તેમને બતાવ્યો. દિવાન તો ખુબ ખુશ થયા. અને એમણે સબળ ટેકો આપ્યો.

કેશાસ્પજી દિવાન, દનાન, દત્ત, આબાસ સાહેબ, મનુભાઇ, સમર્થ સાહેબ, ગોવીંદભાઇ બધાંને ઘેરેઘેર જઇને મળી આવ્યા ને આ સસ્થા ઊભી કરી અને એમનેજ સેક્રેટરી કર્યા બે ત્રણ વર્ષ સુધી આ સસ્થા ખુબ સરસ ચાલી તેમા સારા સારા વાચન થતા-કોઇ વખતે ભાષણો થતા કોઇ વખતે ચ્હા પાણીના મેળાવડા થતા, સ્ત્રી પુરૂષોનો એકત્ર સમાજ અહી થતો, એટલુજ કે ઇંગ્લીશ સાહિત્યનુ વાચન આ સભામા થતુ આ સમાજમા સમર્થ ખુબ ભાગ લેતા આ સદ્દગૃહસ્થ વડોદરા રાજ્યનુ ભૂષણ હતા દિવાનની પદવી કોણ જાણે કેમ એમને મળી નહિ પણ દિવાન કરતા વધારે સત્તા એમણે પ્રાપ્ત કરેલી ઘણાજ એક માર્ગી, દૃઢ વિચારના, સ્વતત્ર ભાવનાવાળા, પોતાના સિદ્ધાન્ત ને કોઇ કાળે નમતુ ના આપે-વિદ્વાન પણ તેવા એમની દૃઢ માન્યતાઓ અને સ્વતત્ર ભાવનાને લીધેજ એ દિવાનની પદવી ના મેળવી શક્યા કેમકે મહા રાજા સાહેબથી એ વસ્તુ સહન થઇ શકતી નથી દત્ત સાહેબ એક માત્ર અપવાદ

લેડીઝ ક્લબ અને આ સયુક્ત સભા બનેને લીધે જે ઓળ-ખાણો થયા તેને લીધે અરસ્પરસ સ્નેહ ભાવ ખુબ થયો

એક પ્રસગે થોડા [illegible]એ મળીને છોકરાઓનો એક જલસો કર્યો, જૂદી જૂદી રમુજ સુરતી રીતે ગુજરાતી, ઉર્દુ ફકરાઓ ભજવી બતાવવાનો પ્રયોગ કર્યો આવો જલસો વડોદરામા પહેલ વહેલોજ થએલો એટલે છોકરાઓએ ખૂબ હોંસથી ભાગ લીધો અને લોકોએ પણ ખૂબ આવકાર આપ્યો આ જલસામા હિન્દુ, પારસી, મુસલમાન,બધાજ છોકરાએ ભાગ લીધો હતો અને મેળાવડામા પણ સ્ત્રી પુરૂષો બધાજ આવેલા બહેન શરીક તથા બે બનેએ

મળીને આ જલસો કરાવ્યો હતો. વડોદરાની સમાજમાં આ પ્રથમ જ પગલું હતું. હવે તો એવા જલસાની નવાઇ રહી નથી. તે વખતે તો આવા મિશ્ર મેળાવડા થતાજ નહિ. પણ ક્રમે ક્રમે વડોદરાનું વાતાવરણ કેવી રીતે બદલાતું ગયું તેનું આ એક નાનું દૃષ્ટાંત માત્ર છે.

# પ્રકરણ ૧૪ મું.

૧૯૦૭ માં સુરતમાં કોંગ્રેસ થઇ. આ ઐતિહાસિક કોંગ્રેસની બેઠક કદી ભૂલાય તેમ નથી. બંગ ભંગ પછી દેશમાં જાગૃતિ તો ખૂબ આવી હતી. બંગાળ, નાગપુર, પંજાબ મહારાષ્ટ્ર દરેક ઠેકાણે અશાંતિ જામેલી હતી. ગુજરાતમાં તેના છાંટા તો સારી પેઠે ઉડયા હતા. સ્વદેશીની હીલચાલ ઠીક જોરમાં ચાલી હતી. રાષ્ટ્રીય ગીતો, રાષ્ટ્રીય છાપાં પ્રજાની જાગૃતિમાં ખૂબ સહાય આપી રહ્યાં હતાં. સુરતમાં તે વખતે ગુજરાતી અઠવાડિક વર્તમાનપત્ર ' શક્તિ ' નામનું રા. મનંતરાય રાયજી ચલાવતા હતા. તેમના રાજકીય વિચાર લોકમાન્ય તિલકના મતને મળતા હતા. આ વર્તમાન પત્રે ગુજરાતમાં એક નવું જ બળ આપ્યું. આ અરસામાં સુરતમાં કોંગ્રેસ ભરાવાની હતી. વાતાવરણ ઉગ્ર હતું, મતભેદ દેશમાં ખૂબ હતો. તે વખતે કોંગ્રેસના પ્રમુખ કોણ થાય તે માટે ખૂબ ચર્ચાઓ થઇ. બધા વિરોધી મતને સમજાવીને એકત્ર કરે એવી વ્યક્તિઓમાં તો માત્ર બે ચાર જણજ હતા દાદાભાઇ નવરોજજી, રમેશચંદ્ર દત્ત, સુરેન્દ્રનાથ બેનરજી એવા બે ચાર હતા. અને તેમાંથી સુરેન્દ્રનાથ બેનરજી થોડાજ વખત ઉપર પ્રમુખ થએલા હતા. મધ્ય પ્રાંત અને મહારાષ્ટ્ર શિવાય બીજા પ્રાંતો તરફથી રાસ બિહારી ઘોષની પસંદગી થઇ હતી. મધ્ય પ્રાંત અને મહારાષ્ટ્રને લોકમાન્ય તિલક માટે આગ્રહ હતો શ્રી દાદાભાઇ નવરોજજી અને રમેશચંદ્ર દત્ત બને ઈંગ્લંડ હતા. જેમ જેમ કોંગ્રેસનો સમય પાસે આવતો ગયો તેમ તેમ મતભેદ બહુ તીવ્ર થતો ગયો. જ્યાં એકાદ મહિનો બાકી રહ્યો ને કોંગ્રેસની

તડામાર તૈયારી થઇ રહી ત્યાં સુરતમાં તો અનેરા રંગ જામ્યો. લો. મા. તિલકના અનુયાયીઓએ તો નાગપુર વગેરે સ્થળેથી આવીને સુરતમાં અડ્ડો જમાવ્યો. પંજાબના યુવાન વિપ્લવવાદીઓ અને બંગાળના નવ જુવાન વિપ્લવવાદીઓ તિલકના પક્ષના. આમ ચારે તરફથી તિલકના પક્ષનું જોર ખૂબ જામ્યું. મામા પક્ષ તરફથી કાંઇ તૈયારી નહિ, એટલે જે દિવસે કોંગ્રેસની બેઠકનો આરંભ થવાનો તે દિવસે મોટું રમખાણ થયું. તિલક પક્ષના લોકોએ પ્રમુખ પદ લોકમાન્યને આપવું એવો દઢ આગ્રહ કર્યો. અને પ્રમુખ માટેની મામા પક્ષની દરખાસ્ત ઉરાડી મુકવાને માટે ખૂબ તોફાન કર્યું. લોકમાન્ય તિલક એક બાજુએ મભામાં ઉભેલા, બીજી બાજુએ રાષ બિહારી ઘોષ ઉભેલા એકેની પસંદગી આખી કોંગ્રેસે પસાર કરેલી નહિ, મતની ગણતરી થએલી નહિ. એક બાજુએથી લોકમાન્યને બેમી જવાને માટે બુમો પડે, બીજી બાજુએથી નિર્ણીત થએલા પ્રમુખને બેસી જવા માટે બુમેબુમ થાય. વાતાવરણ ખૂબજ ગરમ થયું. એકે પક્ષ નમતું ના આપે. એટલામાં તો મારામારી ને ઝપાઝપી થવા માંડી. અમને સ્ત્રી વર્ગને પ્લેટફોર્મ પરથી ખસેડી દેવામાં આવ્યાં. એટલામાં તો કાંઇ ખુરસીઓની ફેંકા ફેંકી, લાકડીઓના માર ને જોડા મારવાનું ને એવું તોફાન થયું ને કોંગ્રેસ તુટી પડી

આ પછી થોડા કલાકને અંતે બે પક્ષ વાળાએ જુદી જુદી બેઠકો ભરી. તિલકવાળો પક્ષ તે ઉદ્દામ પક્ષ ( extremist ) કહેવાયો અને સામો પક્ષ તે વિનીત પક્ષ ( moderate ) કહેવાયો. આ પ્રમાણે દેશની એકની એક રાષ્ટ્રીય સંસ્થામાં તડ પડયાં. કેટલાં વર્ષ સુધી આ મતભેદ સંધાયો નહિ.

આ કોંગ્રેસની બેઠકમાં જવાનો લાભ મને મળ્યો હતો.

કોંગ્રેસની સાથે ઔદ્યોગિક પ્રદર્શન પણ સુરતમાં ભરાવાનું હતું. તેના પ્રમુખ શ્રી. મનુભાઇ નંદશંકર થયા હતા. એટલે એમનું આખુંએ કુટુંબ જવાનું હતું તેમજ શ્રી. અબ્બાસ સાહેબ, તેમનાં પુત્રી શરીફા બહેન, બીજાં અમારાં થોડાં મિત્રો પણ હતાં. એટલે અમે બધાં સાથેજ સુરત ગયાં. અને ગોપીપુરામાં શ્રી. નંદશંકરભાઇના મકાનમાં ઉતર્યાં હતાં. શ્રી. રમેશચંદ્ર દતના દીકરીનાં દીકરી શ્રી. સુરમા રાય ત્યાં પોતાના પતિની સાથે આવેલાં હતાં. શ્રી. રજતરાય તિલક પક્ષના હતા. આ નવ પરિણીત યુગલ અમારા મુકામપરજ હતું એટલે ઉદ્દામ પક્ષની બધી માહિતી અમને મળતી. અને બન્ને પક્ષની ખૂબ ચર્ચાઓ થતી.

કોંગ્રેસના વિભાગ પડતાં દેશમાં એકત્રતાની તુટ તો પડી. પરંતુ લોકમત મજબૂત રીતે કેળવાતો ગયો. લોર્ડ કર્ઝને બંગાળના ભાગલા પાડીને લોકમાં નવીજ ભાવના જાગૃત કરી. અને સુરતની કોંગ્રેસની ફાટફુટથી દેશમાં નવું ચેતન આવ્યું અને સ્વતંત્રતાની ભાવના વધારે જોરથી પ્રગટી ઊઠી. લોકો સ્વતંત્ર રીતે વિચાર કરતા થયા. યુવકો દેશને માટે કુરબાની કરવા તૈયાર થયા. તેમાં આ પ્રસંગે બંગાળે અગ્રભાગ ભજવ્યો, ગુજરાતમાં કોંગ્રેસ થોડા વર્ષના ગાળામાં બીજીવાર ભરાઇ તેથી થોડી ઘણી જાગૃતિ ચાલુ રહી સ્વદેશી માલ વાપરવા તરફ વધારે વૃત્તિ થઇ. છતાં બહુ મોળું મોળું કામ હતું. ગુજરાતે કોઇ જાતનું ભારે સંકટ વેઠેલું નહિ. બીજા પ્રાન્તો કરતાં આર્થિક સ્થિતિ પણ જરા ઠીક એટલે રાષ્ટ્ર ભાવનામાં ગુજરાત જરા મંદજ હતું. ગુજરાતમાં સ્વદેશી કારીગીરીના પ્રદર્શનો ઠેકઠેકાણે થતાં અને રાષ્ટ્રગીતો થોડાં ઘણાં ગવાતાં. તે સિવાય બીજી પ્રગતિ જોવામાં આવતી નહિ. બંગાળ પંજાબની રાષ્ટ્ર ભાવના ગુજરાતે ઝીલી નહિ, છતાં ગુજરાતમાં વસનાર દક્ષણી

વર્ષમાં એ ભાવના જીવન્ત રહેલી—તેનું કારણ માત્ર તેમના નેતા લોકમાન્ય તિલકનો મહાપ્રભાવ. એમના લેખો અને ભાષણો દ્વારા એ જ્યોત જ્વલંત રહેતી હતી. એમનો પ્રભાવ એટલો વિશાળ હતો કે એમના અનુયાયીઓમાં ખૂબ ઉંડી છાપ પડતી હતી. જ્યારે એમને સરકારે ૭ વર્ષની સખ્ત કેદની શિક્ષા કરી ત્યારે આખું મહારાષ્ટ્ર બળી ઊઠયું, અને તેની જવાળા ગુજરાતમાં પણ થોડે ઘણે અંશે લાગી. પણ તે બહુ ટકી ના રહી વેપારી ગુજરાત પાછું પોતાને રસ્તે ચાલ્યું. આમ એક પ્રાન્ત ઉગ્ર અને બીજો પ્રાન્ત શિથિલ તેનેજ લીધે ભારત વર્ષની પ્રગતિ મંદજ રહી. કોંગ્રેસના નેતાઓમાં બળ નહિ. કોંગ્રેસમાં જીવ નહિ તેથી એક મત થઇ શકયો નહિ, અને તેથીજ મોર્લી મિન્ટો રિફોર્મ્સને લીધે હિન્દુસ્થાનનો શુક્રવાર વળ્યો નહિ.

જ્યારે આખા ગુજરાતમાં રાષ્ટ્રભાવના મંદ હતી ત્યારે વડોદરામાં દક્ષણીઓના વસવાટને લીધે એ ભાવના સતેજ હતી. શ્રી. અરવિંદ ઘોષના લેખોને લઇને તેમજ બંગાળી યુવકોની કળાભવનમાં હાજરી હોવાને લીધે ઠીક જાગૃતિ જણાતી. અને શ્રી. મહારાજા સાહેબને પણ દેશ માટે ઓછી લાગણી નહોતી. એક સમય તો એવો પણ આવ્યો હતો કે આખા ભારત વર્ષમાં મહારાજા સાયાજીરાવે સૌનાં હૃદય મેળવ્યાં હતાં અને એમજ ઝંખના હતી કે રાષ્ટ્રપતિને માટે જો કોઇ લાયક હોય તો તે મહારાજા સયાજીરાવજ હતા. કારણ એ પાંચ વર્ષમાં ખાસ કરીને તેમના અમેરિકાના પ્રવાસ પછી અને શ્રી. રમેશચંદ્ર દત્તની સલાહથી રાજ્યમાં ઉત્તમમાં ઉત્તમ સુધારાનો આરંભ કર્યો. કમ ભાગ્ય એટલુંજ કે પ્રજા તે ઝીલી શકી નહિ અને તે ઝીલાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો નહિ. તેમજ શ્રી. દત્ત સાહેબનો ટુંક વખતમાં સ્વર્ગવાસ થયો.



શ્રી રમેશચંદ્ર દત્તના પુત્રી શ્રી કમળાબોસ
દોહિત્રીઓ અને ચારુબ્હેન.

૧૯૦૯ માં લોર્ડ મીન્ટો વાઇસરોય વડોદરાની મુલાકાતે આવ્યો. તે વખતે બંગાળમાં બોમ્બ યુગ પુરો જામેલો હતો. તેથી વાઇસરોયની મુસાફરી દરમીયાન કોઇ ઠેકાણે અટકચાળું થાય નહિ તેનો ખૂબ જાપ્તો હતો. શ્રી. મહારાજા સાહેબને ત્યાં વાઇસરોય અતિથિ તરીકે આવે ને કાંઇ આડું અવળું વેતરાય તો ગાયકવાડ સરકારને કાળીટીલી લાગે. એટલે ખૂબ જોખમ ખેડવાનું હતું. બિચારો કોઇ પણ બંગાળી યુવક રસ્તે ચાલતો જણાય તો તેને તો અટકાવીજ દેતા. અમારૂં મકાન સરીયામ રસ્તા ઉપર ડફરીન હોસ્પીટલ સામુંજ હતું. એટલે બધુંજ માલુમ પડતું. મીલીટરી ચોકી રાત દિવસ રહેતી. ઘેરેઘેર કોઇ માણુસ આવે તો સી. આઇ. ડી. વાળો તજવીજ રાખે, કોઇ ભળતા માણુસને બિચારાને અટકમાં રાખે, આ બધી જવાબદારીનો બોજો બિચારા વૃદ્ધ દીવાન દત્ત સાહેબને માથે હતો. એમને એટલો શ્રમ એ દિવસોમાં પડયો. જે દિવસે લોર્ડ મિન્ટોને છેલ્લા દિવસની મીજબાની અપાતી હતી તેની અધવચજ એમના હૃદયમાં દુખાવો થઇ આવ્યો. રાતના બરોબર એક વાગે અમારાં બારણાં એમના ગાડીવાળાએ ખખડાવ્યાં. ને ડોકટર એમની સારવારમાં ગયા. છેક સ્હવારે પાંચવાગે ડોકટર ઘેર આવ્યા. તેમણે કહ્યું કે દત્ત સાહેબને અસાધ્ય રોગ લાગુ પડયો છે. ને ભાગ્યેજ થોડા દિવસ કહાડી શકશે, બિચારા દત્ત સાહેબ તે દિવસે તો એકલાજ હતા. માત્ર એમના મિત્ર બી. એન ગુપ્તા પાસે હતા, એકદમ મિસિસ દત્તને તથા તેમના પુત્ર શ્રી. અજયદત્ત જેઓ કલકત્તે હતા તેમને તાર કર્યા. એ લોક આવી તો પહોંચ્યાં. પણ દત્ત સાહેબને શુદ્ધી જરા નહોતી. પંદર દિવસની જીંદગી ભોગવીને રાજા પ્રજાના આ માનીતા દિવાન જો કે પરદેશી હતા છતાં લાખોનાં આંસુ કઢાવીનો ઇશ્વરના ધામમાં ગયા.

અમારે તો એક વડીલ, મિત્ર, સ્નેહી, જે કહો તે ગયા. અમારા ઘર આગળજ જ્યાં ગાયકવાડનાં રાજવંશીઓને અગ્નિ સંસ્કાર કરવામાં આવે છે તેજ જગ્યાએ એમનો ખૂબ ઠાઠ માઠથી બાદશાહી માન સાથે અગ્નિ સંસ્કાર થયો.

અમને આ વૃદ્ધમિત્ર અને પિતા સમાન વડીલની ખોટ બહુ જ સાલી ! એમણે જે છાપ અમારા બન્નેના મન પર પાડી હતી તે કદી વીસરાય એવી નહોતી. અમને એમનાં કુટુંબી-છોકરાં જેવાં ગણીને ખૂબ લાડ કર્યાં હતાં મ્હારાં ત્રણે છોકરાં બે પુત્રી ને એક પુત્ર એમને ખૂબ લાડકાં હતાં. તેમાંએ મોટી પુત્રી લીલા બંગાળી ગીતો લલકારે, વન્દે માતરમ્ ગાય તેથી એના ઉપર તો એમની બહુજ મમતા. મારા પુત્રનું નામ રમેશ પાડયું તેથી તો એ બહુજ ખુશ થયા. મારા પહેલા પુત્રના જન્મ પછી તેમણે પત્ર લખ્યો હતો તે નીચે પ્રમાણે હતો.

BARODA,
15th February 1907

MY DEAR SHARDA,

It is really very good of you to name your boy after me, & to make me his godfather though I have not seen the young gentleman yet, let me accord to him a most cordial welcome to this world of ours & sincerely wish that he may live long & happily. Let me know the date of his birth, for I must keep a note of it.

ROMESH C. DUTT.

---

# પ્રકરણ ૧૫ મું.



ઇ. સ. ૧૯૦૯ ના એપ્રીલ મહિનામાં શ્રી. મહારાજા સાહેબ માથેરાન ગયેલા, તેવખ તે પોતાના ડૉકટર તરીકે ડૉ. સુમંતને સાથે લઇ ગયા હતા. પ્રથમથીજ ડૉ. બટુકરામના સંબંધ અને મૈત્રીને લીધે ડૉકટર પ્રત્યે શ્રી. મહારાજા સાહેબ ખૂબ વાત્સલ્ય બતાવતા હતા. તેમાં એ થોડો વખત માથેરાન સાથે રહ્યા તેથી અરસપરસ ખૂબ પરીચય થયો અને સદ્ભાવ થયો. માથેરાનથી ઠેઠ દક્ષિણમાં ઉટાકામાન્ડ સુધી ટ્રેનને બદલે મોટરમાં જવાની ઇચ્છા મહારાજાની થઇ. બીજો બધો કાફલો રેલ્વેને માર્ગે ગયો. પણ શ્રી. મહારાજા, એક એ. ડી. સી, એક મિત્ર રેવરન્ડ એડવર્ડ વીડન તથા ડૉકટર એટલા મોટરને રસ્તે જવા નીકળ્યા. રસ્તામાં મહાબળેશ્વરમાં ખૂબ મુશ્કેલમાં મુશ્કેલ જગ્યાએ ચઢવાનું સાહસ ડૉકટરે કરવા માડયું. શ્રી. મહારાજા તો ઘણી વાર મહાબળેશ્વર જઇ આવેલા એટલે એ તો જાણે કે એ જગ્યા બહુજ વસમી હતી. છતાં જ્યારે ડૉકટરે જવા માંડયું ત્યારે એ પોતે પણ સાથે જવા મંડયા. મહારાજા સાહેબને સાહસિક માણસ હમેશ ખૂબ પસંદ પડે. છતાં પોતાના કરતાં કોઇ વધારે સાહસ ખેડે તે જરા ખુંચે !

મહાબળેશ્વરથી મોટરમાં નીકળીને કોલ્હાપુર વગેરે સ્થળોએ પડાવ નાંખીને ઉટી પહોંચતાં ખૂબ દિવસ નીકળી ગયા. એક દિવસ રસ્તો ચૂકયા. કેટલા કલાક અંધારામાં જંગલમાં અટકી જવું પડયું, કેમકે મોટર બગડી ગઇ અને રસ્તો પણ ચૂકેલા. આપદા પડે પણ મહારાજા શાંતિથી વીટંબણા સહન કરી લે. આ પ્રકારની સરળતાને લીધે મુસાફરી ખૂબ આનંદજન્ય થઇ. કારણ

કે દક્ષિણનો એ પ્રદેશ ખૂબ સુંદર ને ફળદ્રુપ. તેમજ જ્યાં જ્યાં ઉતારો થાય ત્યાં ખૂબજ સ્વાગત થાય. કોલ્હાપુર, સાવંતવાડી, બેંગલોર બધેજ ખૂબ આગતા સ્વાગતા થાય. આ પ્રસંગને લીધે શ્રીમંત મહારાજા સાહેબની પ્રકૃતિનો ડોકટરને ઠીક અનુભવ થયો. અને મહારાજાને ડોકટરનો થયો. તે ઉપરથી ૧૯૧૦માં જ્યારે મહારાજાએ જાપાન થઇને અમેરિકા અને યૂરોપ જવાનો નિશ્ચય કર્યો ત્યારે ડોકટરને પોતાની સાથે લઇ જવાની ઇચ્છા બતાવી. લગભગ દસ મહિનાની મુસાફરી હતી. શ્રી મહારાજા સાહેબ સાથે મુસાફરી કરી આવેલા અધિકારીઓમાંથી કોઇ કંટાળી ને પાછા આવેલા ને કોઇને કાંઇ અસર થએલી નહિ. કંટાળેલા માણસો સલાહ આપે કે જવું નહિ. ન કંટાળેલા કહે કે જરૂર જવું. લગભગ જગતની પ્રદક્ષિણા જેવું પર્યટન હતું. એટલે એ લાભ લેવાને ખૂબ જણા ઉત્સુક હતા. આ તક ચૂકવી તો ન જોઇએ એમ ડોકટરને લાગ્યું. ઘણા વિઘ્ન સંતોષી લોકોએ પથરા નાંખ્યા, અને ક્યાં સુધી મહારાજા પણ નિશ્ચય ના કરી શક્યા. એક દિવસ સંભળાય કે ડૉ. સુમંતનું નામ યાદીમાં છે. બીજે દિવસે બીજા ડોકટરનું સંભળાય. લગભગ મહિના સુધી એ ખટપટ ચાલી. છેવટ મુસાફરીના દશ બાર દિવસ પહેલાં જવાનું નક્કી થયું. દસ મહિના સુધી પરદેશ જવાનું અને હું તથા છોકરાં અને નાના ભાઇ બહેનો બધાં અહીં એકલાં રહેવાનાં એટલે જરા ભારે તો લાગ્યું. છતાં નવા દેશ જોવાની તથા નવા અનુભવો લેવાની અભિલાષા કેમ છોડી દેવાય ! છેવટે મહારાજાને હા પાડી અને જવાની તૈયારી થવા માંડી. એમની ગેરહાજરી દરમીઆન મારે તથા છોકરાંને અમદાવાદ મારા પિતાશ્રીના ઘરમાં રહેવાનું નક્કી થયું અને નાનાં ભાઇ બહેનોને માટે યોગ્ય વ્યવસ્થા થઇ.

મહારાજા સાહેબ તથા મહારાણી સાહેબની એક ખાસ ટ્રેન

માલુમ પડી કે વડોદરાના વાતાવરણમાં હોય ત્યારે એમની પ્રકૃતિ જૂદી અને મુંબાઇનું બારૂં છોડે એટલે જૂદી પ્રકૃતિ. વડોદરાના સંકુચિત વાતાવરણમાં મોટાઇનો હાક વધારે જણાય અને બહાર નીકળે એટલે મિત્રતાના સંબંધથી જુવે એટલે મુસાફરી દરમીઆન મુશ્કેલી ના લાગે.

આ વિશ્વ પર્યટનથી ડોક્ટરના મન ઉપર ખૂબ અસર થઇ. ચીન, જાપાન, યુનાઇટેડ સ્ટેટસ, કેનેડા, ઇન્ગ્લંડ ફ્રાન્સ, સ્વીટઝર્લેન્ડ, જર્મની, ઇટલી વગેરે પ્રદેશોમા અનેક પ્રકારની જનતા સાથે ખૂબ સંબંધમાં આવ્યાથી મન ઉપર અનેક પ્રકારની છાપ પડી. મૂળથી એમની પ્રકૃતિ આત્મનિરીક્ષણ કરવાની ખૂબજ, તેમજ આસપાસના વાતાવરણનું ઝીણવટથી નિરીક્ષણ કરવાની પણ ખૂબ ટેવ તેથી આવા પર્યટનથી ભારે અસર થાય એ સ્વાભાવિક છે મહારાજા શેંગહાઇ, હોંન્કોંગ પેકીંગ, વગેરે સ્થળે જ્યારે ગયા ત્યારે ત્યાંની પ્રજાએ તેમનું અપૂર્વ સ્વાગત કર્યું. એ વર્ષોમાં મહારાજાની દરેક રીતે ખૂબ ચઢતી કળા હતી. વડોદરા રાજ્યમાં ખૂબ સારા સુધારા દાખલ કરવાનો પ્રયત્ન કર્યો હતો. શ્રી. રમેશચંદ્ર દત્ત જેવા દીવાનની સહાયતાથી મફત અને ફરજ્યાત પ્રાથમિક શિક્ષણ દાખલ કરવામાં આવ્યું હતું, ગામ પંચાયતોનો આરંભ થયો થઇ હતો, વેપાર ઉદ્યોગને ખીલવવામાં રાજ્યે ખૂબ સારી મદદ આપવાની શરૂઆત કરી હતી, ન્યાય અને મુલ્કી ખાતાં જૂદાં ચાલતા હતાં, આ પ્રમાણે સર્વત્ર પ્રજાની પ્રગતિ તરફ ધ્યાન આપીને એક રાષ્ટ્રપતિને યોગ્ય રાજનીતિનું ધોરણ રાખ્યું હતું. અને ભારત વર્ષને એક દષ્ટાંત આપે એવા ધારા ધોરણ કરવાની ઇચ્છા હતી! બ્રિટીશ સલ્તનતની ત્રુટીઓ પુરી સમજ્યા હતા. અને એ સલ્તનતથી દબાઇ ન જવાની ઇચ્છા ધરાવતા હતા.

આ બધાં કારણોને લીધે સુધરેલા જગતમાં શ્રી. મહારાજા ગાયકવાડની કીર્તિ ખૂબ ફેલાએલી હતી. તેથી જ ભારત વર્ષના એક અગ્રગણ્ય મહારાજા, તથા એક મહાન શહેરી તરીકે દરેક સ્થળે એમને જે માન મળ્યું તે અદભૂત હતું. આ બધા પ્રસંગે ડૉક્ટરને અને તેમના સાથીદારોને જરા પણ મહારાજા દૂર રાખતા નહોતા. એટલે જગતની ઘણી ઘણી મોટી વ્યક્તિઓના પ્રસંગમાં આવવાનો લાભ મળ્યો, આ પ્રકારનો લાભ જીવન સંચયમાં એક અણમોલ લાભ થઇ પડે છે એતો નક્કીજ.

હોન્કોંગમાં હિન્દુસ્થાની વેપારીઓ પુષ્કળ સંખ્યામાં છે. શૅંગ-હાઇમાં પણ ખૂબજ છે. આ બે સ્થળે એ વેપારીઓએ ભવ્ય સ્વાગતના મેળાવડા કર્યા. અને આખા દેશમાં મહારાજાની જવલંત કીર્તિનો ખ્યાલ આપ્યો !

જાપાનમાં તો લગભગ મહિનો દોઢ મહિનો રહેવાનું થયું. એટલે ત્યાંના તો એકેએક મોટાં શહેરો અને નામાંકિત શહેરીઓ સાથે ઓળખાણ થયું. જાપાનમાં જે પ્રમાણે વેપારની ખીલવણી કરવામાં આવે છે તેજ પ્રમાણે કળાની પણ ખૂબ ખીલવણી કરવામાં આવે છે. ત્યાંની સ્ત્રીઓ અને બાળકોમાં પ્રકૃતિ જન્ય એક જાતની રસિકતા રહેલી છે. તેમનાં રહેવાનાં મકાન તેમની રોજની ખાવા, પીવાની, ફરવા હરવાની ટેવ, બાગ બગીચાની ખીલવણી સર્વમાં કળાને દક્ષતાનો સુયોગ છે. એશીઆની પ્રજા છે એટલે સ્ત્રી પુરૂષના વ્યવહારમાં કાંઇ કઢંગુ કરાય લાગે. છતાં નવી સદીની જાગ્રતી ત્યાં ખૂબ આવેલી દેખાઇ અને સ્ત્રી પુરૂષ પોતાની જવાબદારી સમજતાં થયેલાં લાગ્યાં. સ્ત્રી કેળવણીના નવા પ્રયાસો ખૂબ સહેલાઇથી ત્યાં થવા માંડેલાં તેને પરિણામે નવા જમાનાની સ્ત્રીઓ યુવતીઓ ખૂબ તૈયાર થવા માંડી હતી.

જાપાનમાં બૌદ્ધ ધર્મનો પ્રચાર ખૂબ થએલો. અને આજે પણ એજ ધર્મમાંથી નીકળેલો ધર્મ ત્યાં પ્રચલિત છે. બૌદ્ધ ધર્મનાં અનેક મંદિરો ત્યાં સારી સ્થિતિમાં રહેલાં છે. અને ઘણા ધર્મ ગુરુઓ અને અનુયાયીઓ ત્યાં છે. એ ધર્મમાં જે વિશાળતા રહેલી છે તથા સામાન્ય જનતા પ્રત્યેની જે એક પ્રકારની નાજુક લાગણી છે તેને લીધે એ ધર્મના સિદ્ધાંતો બુદ્ધિને વધારે સ્વીકાર્ય લાગે છે અને સ્વાભાવિક રીતે તેના તરફ મનુષ્ય દોરવાય છે. તેમાં એ મહાત્મા બુદ્ધના ચારિત્ર્ય માટે તો સૌને પૂજ્ય ભાવ હોય જ. વળી જ્યાં એ ધર્મ જીવંત હોય, તેના વિદ્વાન ધર્મ ગુરુઓ એજ બોધ આપતા હોય, બધું વાતાવરણ બુદ્ધમય હોય ત્યાં એ પૂજ્ય ભાવ વધારે ખીલી નીકળે એ સ્વાભાવિક છે, એક એવા મોટા બુદ્ધ મંદિરમાં જાપાનના કીઓટો શહેરમાં એક પ્રસંગે મહારાજા સાહેબ ગયા હતા, ડૉક્ટર સાથે હતા. મંદિર અત્યંત ભવ્ય અને વિશાળ હતું. મહારાજા મંદિર નિહાળી રહ્યા હતા ત્યારે ત્યાંના એક મહાન ભીખ્ખુની સાથે ડૉક્ટર ખુબ વાતમાં પડયા હતા. વાત કરતાં એ વિદ્વાન ભીખ્ખુએ એક મોટું સુંદર આલ્બમ જે બહુજ સુંદર હતું તે બતાવ્યું કલાક બે કલાક પછી મંદિરમાંથી બહાર નીકળતી વખતે એ આલ્બમ ડૉક્ટરે માંગ્યું. વિદ્વાન્ ધર્મ ગુરૂ કહે કે એ વસ્તુ આજ સુધી કોઇને આપી નથી અને આપી શકાયજ નહિ. દામ લઇને અપાય નહિ તેમ બક્ષિસ પણ અપાય નહિ. ને પોતાની બહુજ લાચારી બતાવી. એ ભીખ્ખુ સાથે ડૉક્ટરને ઠીક પરીચય થયો હતો. તેથી ડૉક્ટરે વિદાય લેતી વખતે એ સુંદર કૃતિ ના મળી શકી તેથી શોક પ્રદર્શિત કર્યો. એ વાત ત્યાં અટકી. રાત્રે એ બધી હકીકતનો વિચાર કરતાં ડૉક્ટર નિદ્રાવશ થયા. મધ્યરાતે એમનાં બારણાં ઠોકતો એક અવાજ સંભળાયો. એજ ભીખ્ખુ એ દરવાજા આગળ આવી ને હાથ લંબાવીને આલ્બમ

આપ્યું. ને કહે કે મને ઉંઘમાં ભગવાન બુધ્ધે સ્વપ્નું દીધું ને આદેશ કર્યો કે એ આલ્બમ મારે તમને આપવું, તેથી હું આપવા આવ્યો છું. આ સાંભળીને એ તો ખૂબ ઉપકૃત થઈ ગયા અને વિદ્વાન વૃદ્ધ ભીખ્ખુનો ખૂબ પાડ માન્યો. એ આલ્બમ વીસ વર્ષ થયાં હજી અમારા ઘરમાં એક ઐતિહાસિક બક્ષિસ તરીકે બાળકો માચવી રહ્યાં છે, કીઓટોના બુધ મંદિરના 'ઓતામા ભીખ્ખુ'ની એ અણુમોલી ભેટ પોતાના હાથના અક્ષરથી લખેલા નામવાળી જેની તે સ્થિતિમાં હજી છે !

જગતમાં બુદ્ધ ભગવાનનાં ત્રણ મોટાં પૂતળાં છે. તેમાંનું એક-મોટામાં મોટું પૂતળું વડોદરામાં ન્યુઝિઅમ બાગમાં આજ શોભી રહ્યું છે. તે પણ મહારાજાને જાપાનની ભેટ છે !

# પ્રકરણ ૧૬ મું.

---

ડૉક્ટર શ્રી. મહારાજા સાહેબ સાથે યુરોપ, અમેરિકા, જાપાન વિગેરે સ્થળે ગયા તે અરસામાં અમારે અમદાવાદ રહેવાનું હતું. બરોબર એક દશકાના ગાળા પછી લાંબી મુદત સૂધી અમદાવાદમાં રહેવાનું થયું. અમદાવાદમાં ગાળેલી બાળક વયની અને વિદ્યાવસ્થાની જીંદગી અને પછીના જીવનમાં ફેર તો લાગે જ. સંસારની જવાબદારી અને ગંભીરતાનો ખ્યાલ આવે અને જીવન તે એક માત્ર આનંદ અને મોજ મજાહ ભોગવવાનું સાદું નથી પણ ઘણી ગંભીર વસ્તુ છે તે સમજાવવા લાગ્યું. આ બાબત વધારે તો ક્યારે સ્પષ્ટ માલુમ પડી કે એક જૂના મિત્ર શિવપ્રસાદ પંડિતે દેવી અઘોર કામિનીના જીવન ચરિત્ર ઉપર એક વ્યાખ્યાન પ્રેમાભાઇ હોલમાં આપ્યું તે વખતે પ્રમુખ સ્થાન મને આપ્યું. આ કર્ત્તવ્ય પરાયણ બાઈઓના સ્વાર્પણ અને પરોપકારની હકીકત સાંભળીને શરીર ઠંડું જ થઇ ગયું. એક વ્યક્તિ પોતાનો સ્વાર્થ, મોહ, લોભ, સર્વસ્વ છોડીને જગત બંધુઓ માટે કેટલું બધું કષ્ટ વેઠી શકે છે, પોતાની વિદ્યા, જ્ઞાન, પરિસ્થિતિનો કેટલો સદુપયોગ કરી શકે છે એ બધું જાણીને મનને જરા ક્ષોભ થયો; કે આટલાં વર્ષનો ઉપયોગ જોઇએ તેટલો કર્યો નહિ. પરોપકારાર્થે જીવન ગાળ્યું નહિ. ખરેખરા જન સમૂહ સાથે સંસર્ગમાં આવ્યાં નહિ અને જન સમાજથી અળગું જીવન ગાળ્યું એમ લાગવા માંડ્યું. આ વસ્તુ બહુ ખુંચવા લાગી, અને ચિત્ત અવ્યવસ્થિત રહેવા લાગ્યું.; આવી બાબતના મનના આવેશની વાત બીજાને કહી શકાય નહિ. પણ શું કરવું તેના વિચારો મનમાંને મનમાં થયા કર્યા. પણ એક આ વ્યાખ્યાનથી આંખ તો ઊઘડી ગઇ. જનસમાજના ઉપલા વર્ગમાં

રહીને કાંઇ પણ સેવા થઇ શકે નહિ એ સમજાયું. આત્મ સિદ્ધિ માટે વધારે નમ્રતા મેળવી જોઇએ. મધ્યમ વર્ગમાં અને દલિત વર્ગમાં ફરવું જોઇએ. એટલું માલુમ પડયું છતાં આ મર્મનાં મૂળ બહુ ઊંડાં પહોચ્યાં ન હોતાં. અમદાવાદ વનિતા વિશ્રામમાં એકાદ બે વાર સ્ત્રીઓના મેળાવડા સમક્ષ વ્યાખ્યાનો આપ્યાં હતાં. સ્ત્રીઓની પ્રગતિ માટે કેળવણીનો બહુ વધારે પ્રચાર થવો જોઇએ એ સત્ય સમજાવવાનું કામ બહુ મુશ્કેલ હતું. ઉચ્ચ શિક્ષણમાટે લોકને અભિરૂચિ ઉત્પન્ન થઇ ન હોતી. સામાન્ય કેળવણી મધ્યમ વર્ગમાં તો લેવાતીજ હતી. પણ ઉચ્ચ શિક્ષણથી દૃષ્ટિબિન્દુની વિશાળતા વધે, સ્ત્રી પુરૂષનું સ્વભાવનું અંતર દૂર થાય એ સિદ્ધાંત વ્યવહારમાં મુકાયો નહોતો. આ સંબંધી કાર્ય કરવાની બહુ ઇચ્છા થઇ હતી. પણ મનના આદર્શ મનમાંજ રહ્યા. વ્યવહારમાં કાંઇ મુકાયું નહીં.

કુટુંબમા બાળકોને શીખવવાનું, સારાં પુસ્તકો વાંચવાનું, શીવવાનું, ભરવાનું કાંઇ છૂટાછવાયા લેખ લખવાનું એવાંજ કામમાં વખત જતો હતો. નાના ભાઇ કુંજવિહારીને મેટ્રીકયુલેશનની પરીક્ષા પાસ કરવાની હતી. એટલે લગભગ પાંચ મહિના ,સુધી તો એક વિદ્યાર્થીની માફક એની સાથે ઈંગ્લીશ, ઇતિહાસ, ભૂગોળ, જીઓમેટ્રી વિગેરેનો અભ્યાસ કર્યો અને કરાવ્યો. અંતે એણે પરીક્ષા પસાર કરી અને મારા શિક્ષણને યશ અપાવ્યો. એટલું ,કામ તો ખરૂં સંગીન થયું.

જાપાન, અમેરિકા બધેથી ડોકટરના પત્રો બહુ નિયમસર આવતા. રાજા મહારાજાઓ સાથે રહેવામાં સુખ અને દુઃખ બધાંના અનુભવ એમને થયા. શ્રી. મહારાણી સાહેબ સાથે વધારે હરવા ફરવાના પ્રસંગ પડયા તેથી મહારાણી સાહેબનો સદ્‌ભાવ મેળવી શકયા. અને તેને લીધેજ યુરોપની મુસાફરી શાન્તિથી થઇ શકી. એમની તબીયત એ દેશની હવાને લીધે સારી રહેતી. અને

નવા પ્રદેશો જોવાને લીધે અને નવાં ઓળખાણુ કરવાને લીધ એમનો વખત જલદી પસાર થતો. અંહીંના સારા જીવનમાં ખાસ નવિનતા નહીં એટલે વખત બહુ લાંબો લાગ્યો, છતાં બાળગોપાળના સહવાસમાં અનેકુટુંબી જ તેની શીળી છાયાને લીધે આનંદ અને શાંતિમાં વખત ગયો.

નવેંબર મહિનામાં ડોકટર લાંબા પર્યટન પછી પાછા ફર્યા. અને અમે રાજમહેલના કોમ્પાઉન્ડમાં મસ્તુબાગના વિશાળ બંગલામાં રહેવા માંડયું. એ બંગલો ભૂતીઓ ગણાતો એટલે કોઇ એમાં રહેવા માટે કબુલ થતું નહોતું. શ્રી મહારાજાના ડોકટર તરીકે એ બંગલો અમને સોંપ્યો. અમને તો ભૂત પ્રેત નડતું જ નહોતું એટલે કાંઇ પણ રગઝક વગર એ બંગલામા રહેવા માંડયું, આસપાસ મોટો બાગ અને સ્વચ્છ હવા એટલે છોકરાંને ને મોટાંને બધાંને બહુ લાભ થયો.

ચારેક મહિના થયા નહિ હોય એટલામાં મહારાજા સાહેબને ફરી ઇગ્લંડ જવાનું નક્કી થયુ. ડોકટરને સાથે જવા કહ્યું. એટલા થોડા વખતમાં ફરી કુટુંબનો વિયોગ કરવાનું એમને ઠીક લાગ્યું નહીં, ત્યારે મહારાજા સાહેબે મને પણ સાથે આવવા માટે કહ્યું, ૧૯૧૧ ના વર્ષમા મોટો દરબાર લંડન ખાતે થવાનો હતો. અને ત્યાં હિન્દુસ્થાનના ઘણા મહારાજાઓ અને નામાંકિત ગૃહસ્થોને આમંત્રણ હતા, એટલે હિન્દુસ્થાનથી સંખ્યાબંધ માણસો ઇગ્લંડ જવાને તૈયાર થયાં હતાં. આ વખતે ડૉ. સુમંતને મહારાજા પોતાના ડોકટર તરીકે માત્ર લઇ જતા નહોતા. પણ એ. ડી સી. તરીકે લઇ જતા હતા. દરબારમાં હાજરી આપવા માટે એ એ. ડી. સી. ની જરૂર હતી. મહારાજા સાહેબ હમેશ પોતાની તહેનાતમાં જે માણસ રાખે તેના ગુણુ સ્વભાવની સાથે ચાલાક દેખાવ, સારી

રીતે વાતચીત કરી શકે એવા માણુસનેજ પસંદ કરતા. એક એ. ડી. સી. તરીકે સીરમૂરના ભાયાત શ્રી શિવરાજસિંહજી હતા. તે દેખાવના ખૂબ હોંશિઆર ને સ્વભાવે બહુ ભલા. ડોકટરને વાતચીત કરવાની ખૂબ ટેવ અને વાંચવાનો ખૂબ શોખ એટલે એ બન્નેને એ. ડી. સી. તરીકે રાખ્યા.

મારે જવાનું લગભગ નક્કી થયું હતું. કપડાં વિગેરેની તૈયારી કરવા માંડી હતી. મારાં માતુશ્રી બાળાબહેનની તબીયત સારી નહોતી રહેતી. એટલે મારું મન પાછું હઠતું હતું. છતાં આવો પ્રસંગ ખોવો નહિં એમ એમણે પણ કહ્યું. ત્રણ બાળકોને સંભાળવાનું વિદ્યાબહેને માથે લીધું. ઇગ્લંડમાં રહું તેટલો વખત ડોમેસ્ટિક સાયન્સનું શિક્ષણ લેવું એવી મહારાજા સાહેબની ઇચ્છા ખરી. એટલે ખાલી વખત કોઇ ગાળે એ તો તેમને ગમે જ નહિં. આમ બધું નકકી થયું. પણ છેવટ પેસેજ મળ્યો નહિ. એટલા લોકોની તુટાતુટ કે મારો પત્તો લાગ્યો નહિં. અને છેવટ ડોકટરને કમને એકલા જવું પડયું. ૧૯૧૦ માં તો નવા પ્રદેશો જોવાના હતા. આ ફેરી તો ઇગ્લંડમાં જ રહેવાનું હતું એટલે એમને જરાએ મન નહોતું. તેમાંએ ગઇ ફેરીની મુસાફરી વખતે રાજ કુટુંબનો હિસાબ રાખવો પડયો હતો. છતાં જવું પડયું તેથી બહુ દુઃખ થયું. ૭ મહિના માટેજ જવાનું હતું એટલું ઠીક હતું.

આ પ્રમાણે ફરી અમે ૭ મહિના માટે છૂટાં પડયાં.

આ પ્રવાસ વખતે ડોકટરને ત્યાં ખૂબ ઓળખાણ પીછાણ નવાં થયાં. અને અહીના રાજા રજવાડાનો સમુદાય પણ ઇગ્લંડમાં ઠીક મળેલો. એટલે એ લોક સાથે પણ સારું ઓળખાણ થયું. હિન્દુસ્થાનનો એક વર્ગ જે પ્રજાને ચુસીને લખલુટ પૈસો પરદેશમાં ઉરાડી દે છે, બ્રિટિશ પ્રજા તેમને કેવી રમતો રમાડે છે, સરકાર

પણ કેવા દાવ તેમની સાથે ખેલે છે; એ બધો પરિચય થયો. અને ભારતની ઉન્નતિ માટે જે જે લોક પ્રયાસ કરી રહ્યા હોય તેમની આંખમાં, ધૂળ નાંખીને, તેમને દમ દાટી આપીને, તેમને અનેક પ્રલોભનોમાં નાંખીને આપણી પ્રજાને કેવી રીતે દબાવી દેવામાં આવે છે એ બધાંના ચિત્ર વિચિત્ર અનુભવો થયા. શ્રી. મહારાણી સાહેબના હૃદયમાં ભારત વર્ષ માટે ખૂબ ઉંડી લાગણી હતી. અમેરિકાના સ્વતંત્ર દેશમાં પ્રવાસ કરેલો એટલે સ્વદેશને માટે ખૂબ સ્વમાનની લાગણી અને તે સ્વમાન સાચવવા માટે જેટલો પ્રયાસ થાય તેટલો કરવાને તૈયાર. તેમના આ પ્રયાસમાં ડૉકટરની સાથે વારે વારે વાટાઘાટ થાય. અનેક દેશ પ્રેમી બંધુઓ અને બહેનોની મુલાકાત થાય. ખરેખરી દેશ પ્રેમની જાગૃતિ ડૉકટરના મનમાં લાવનાર શ્રી. મહારાણી સાહેબને ગણી શકાય, અને તેને માટે હજી પણ એ બેની વચ્ચે માતા અને પુત્ર જેવી લાગણી રહેલી છે'

યુરોપના આ પ્રવાસનું સુંદર પરિણામ એ આવ્યું કે ડૉકટરના વિચારમાં આ મોટું પરિક્રમણ થયું. દેશની ગુલામી ખૂબ ખૂંચવા લાગી. અને એ બંધનો તોડવાને શું કરવું તેનાજ વિચારોનાં આન્દોલન થવા માંડયાં. આ પરિક્રમણને લીધે અમારા આખા કુટુંબનું વાતાવરણ બદલાઇ ગયું.

---

## પ્રકરણ ૧૭ મું.

૧૯૧૧ માં ઇગ્લંડમાં રાજા જ્યૉર્જને રાજ્યાભિષેકની ક્રીયા થઇ તે વખતે ભારતવર્ષના દેશી સંસ્થાનોના રાજા મહારાજાઓ લંડનમાં એકઠા થયા હતા. તેમની સાથે તેમના અધીકારીઓ, નોકરોની સંખ્યા પણ તેટલીજ હતી, રાજ્યાભિષેક નિમિત્તે ખર્ચ થયો હશે, તેના કરતાં આપણા રાજા મહારાજાઓએ તો કરોડો રૂપીઆનો ધુમાડો કર્યો હશે.

જે દેશમાં એંશી ટકા વસ્તીને એક વખત પણ શરીર પોષાય તેટલો ખોરાક મળતો નથી, કપડાં મળતાં નથી, કેળવણી કે આરોગ્યના સાધન મળતાં નથી, તે દેશમાં પરદેશી રાજ્ય તો શોષણકળાનો ધંધો કરે, પણ આપણા પોતાનાજ ગણાતા રાજાઓ જ્યારે પ્રજાનું હીર ચુશી લેવાનો ધંધો કરે, એશઆરામ, જૂઠી મોટાઇ અને શોખ માટે કરોડો રૂપીઆ ખર્ચી નાંખે, ત્યારે ગરીબ પ્રજાનું હૃદય કકળી ઊઠે છે ! બ્રિટિશ પ્રજાને તો હિંદુસ્થાનના રાજા નવાબોના ધનને માટે વિચિત્ર કલ્પના હોય છે ! હિંદુસ્થાન તે સોનાની ખાણ છે એમ હજી પણ ત્યાંની પ્રજા માને છે ! આ મન્તવ્યને જાણે ખરૂં પાડવા માટે આપણા રાજા મહારાજાઓએ રાજ્યાભિષેક વખતે જે હીરા મોતીનાં આભૂષણોના પ્રદર્શન કર્યાં હતાં, તેના વર્ણનો વાંચી વાંચીને તો માત્ર એ રાજવીઓ પ્રત્યે તિરસ્કારની લાગણી થતી હતી. આ પ્રકારની ખોટી મોટાઇને વશ થઇને કે કોણ જાણે શા કારણથી પણ વડોદરા નરેશનાં એકનાં એક રાજકુમારીના વેવીશાળ ગ્વાલીઅરના નરેશ સાથે તે વખતે નક્કી કરવામાં આવ્યાં. કુમારી ઇંદિરા રાજા તે વખતે સમજી શકે એટલી ઉમરના હતાં, યુરોપીય કેળવણી લીધેલી હતી, મારા ઉમર

સંસ્કારો તેમનામાં નાખવાના પ્રયત્નો થએલા હતા, છતાં એક પત્ની ઉપર બીજી પત્ની કરવાને તૈયાર થએલા લગભગ ચાળીશ વર્ષના મહારાજા સાથે પોતાનું જીવન જોડવાની સંમતિ કેવી રીતે આપી હશે તે કળી શકાતું નથી. પરંતુ ધન અને સત્તા જે ન કરે તે ઓછું. વડોદરામાં જ્યારે આ ખબર પડી ત્યારે રાજ્યના સમજુ સ્ત્રી વર્ગને અત્યંત આશ્ચર્ય થયું. બીજા કોઇ રજવાડી કુટંબની વાત હોય તો તે માની શકાય, પરંતુ શ્રી. મહારાજા ગાયકવાડ સરકાર સામાજિક સુધારામાં અગ્રેસર ગણાય, તે પોતાની પુત્રીને સહપત્ની તરીકે પરણાવે, અને તે કોની સાથે ?ગ્વાલીઅર નરેશ કે જેમની અને રાજકુમારીની વયમાં લગભગ વીશ વર્ષનું અંતર હતું ! આ બધો જ પ્રશ્ન એક કોયડા સમાન હતો, છતાં વાજતી ગાજતી વાત વીલાયતથી વડોદરે આવી ! વીલાયતનાં છાપામાં તો છબીઓ પણ આવી. શ્રી. ઇંદિરારાજે માટે વડોદરાની સ્ત્રીઓ અને કન્યાઓમાં બહુ સદ્દભાવ. તે સૌ થોડે ઘણે અંશે દીલગીર થયાં. સામાજિક સુધારાની પ્રગતિને ધોક્કો લાગતો હતો એમ સૌને લાગ્યું. પરંતુ ગરીબ માણસની જે દશા થાય તે ધનિક જનની નથી થતી એ તો ચોક્કસ-લગ્નની તૈયારી વડોદરામાં તડામાર થવા માંડી. એ અરસામાં રાજકુટુંબ લંડનના તમાશા પછી પાછું ફર્યું. થોડા દિવસ થયા ને બધી બાજી બદલાઇ ગઇ. કોઇ આકસ્મિક કારણને લઇને કે ગમે તે રીતે શ્રી. રાજકુમારીના નિશ્ચયનો પલટો થયો. લગ્નમાં આપેલી સંમતિ પાછી ખેંચી લીધી ને રાજવી માતા પિતાનો અત્યંત આગ્રહ છતાં પોતાનું બુદ્ધિ સ્વાતંત્ર્ય વાપરીને શ્રી. ઇંદિરારાજેએ જે હિંમત વાપરી તે માટે ભવિષ્યની પ્રજા જરૂર એમને ધન્યવાદ જ આપશે. એમનું મિત્ર મંડળ ખૂબ રાજી થયું. કેટોકટીને પ્રસંગે તેમણે અજબ કુનેહ વાપરી. માતા પિતાનો

ગુસ્સો વહોરી લીધો. પરંતુ મિત્ર વર્ગે સારો સાથ આપ્યો અને તે એમને પડખે રહ્યો. આ દષ્ટાંતની અસર મજબૂત થઇ. સારું ઉચ્ચ શિક્ષણ આપી, સ્વતંત્ર વિચાર અને વાતાવરણમાં બાળકીઓને ઉછેર્યા પછી તેમની પાસે જૂના રૂઢી ચુસ્ત વિચારો અને આચારોની આશા રાખવી એ બહુ મોટી ભૂલ છે. અને આજના આપણા જમાનામાં જે મા બાપો આ ભૂલ કરે છે તેમને પસ્તાવવું પડે છે ! વિચારની સ્વતંત્રતાની સાથે આચારની સ્વતંત્રતા હોવીજ જોઇએ, નહિ તો બુદ્ધિ હીન ગુલામીનું જ વાતાવરણ કાયમ રહે. આ પ્રકારના જીવનને રાજકુમારીએ જે ઠોકર મારી તે માટે તેમને ધન્યવાદજ ઘટે. ભારતની સ્ત્રી જાતિના ગૌરવમાં એમના નિશ્ચયને લીધે જરૂર વધારો થયો ! જો આપણા દેશની કેળવાએલી બાળાઓ એમનો ધડો લઇને પોતાની ઇચ્છા વિરૂદ્ધ લગ્ન ધુંસરીમાં ન જોડાવવાનો સત્યાગ્રહ કરે તો પરિણિત જીવનનાં કેટલાંએ દુઃખો ઓછાં થાય ! અસ્તુ– એ બે ત્રણ વર્ષો જ શ્રીમંતના જીવનની ગ્રહદશાનાં હતાં એમ ભાસે છે !

જે વખતે આ કૌટુમ્બિક ઉપાધિમાં શ્રીમંત સરકાર ગુંચવાએલા હતા, તે વખતે રાજકીય ઉપાધિ પણ એમને ન સહન કરી શકાય તેટલી હતી. વ્યક્તિ સ્વાતંત્ર્ય અને આત્મનિર્ણય, એ સૂત્રો ઉપર બ્રિટીશરો અત્યન્ત ભાર મુકે છે. પણ એ પોતાનો સ્વાર્થ-સિદ્ધ થતો હોય ત્યાં સુધીજ. જો તેમાં કોઇ પણ જાતનો વિરોધ થાય તો એ સિદ્ધાંતોને તિલાંજલિ આપવાની. પોતાને માટે વ્યક્તિ સ્વાતંત્ર્ય જોઇએ, પણ જો આપણા તરફથી એવી વાતો થાય તો તેને તરત દાબી દેવામાં આવે. બંગ ભંગ વખતે બંગાળની પ્રજાએ જે કાંઇ પુણ્ય પ્રકોપ બતાવ્યો, તે દાબી દેવાના પ્રયત્નો અજાણ્યા નથી. એ વખતે આખા દેશમાં સરકાર વહેમનીજ દ્રષ્ટિથી જોતી

હતી. જે કોઇ માથું ઊંચું કરવાનો પ્રયત્ન કરે તેને કચરી નાંખવામાં આવતો. બંગાળના રાજકીય વાતાવરણની અસર પંજાબ અને ગુજરાત તથા દક્ષિણમાં થોડે ઘણે અંશે થઇ હતી. ગુર્જર નરેશ શ્રી. ગાયકવાડ સરકારનામાં જે ઊંડી સ્વદેશપ્રેમની અને સ્વાભિમાનની લાગણી હતી તેનો કોઇ દિવસ ઢાંક પીછોડો તેઓશ્રીએ કર્યો નહોતો. બ્રિટીશ સરકાર એમનો સ્વતંત્ર મતવાદ સહન કેવી રીતે કરી શકે ? –જે સમયે મહારાજા સાહેબ આખા દેશમાં અનેરી વ્યકિત તરીકે પ્રશંસા પામ્યા–તેમના રાજકારભારથી, પોતાની પ્રજાની ઉન્નતિને માટે લીધેલાં પગલાંથી–વગેરે અનેકાનેક કારણથી ઉત્તર, દક્ષિણ, પૂર્વ, પશ્ચિમ તેમની યશસ્વી રાજવી તરીકે પ્રશંસા થવા માંડી. તેજ પ્રસગે કાંઇ અવનવા સંજોગો ઉત્પન્ન કરીને મહારાજા સાહેબની કીર્તિને ફટકો આપવામાં આવ્યો, તે ઇતિહાસની વાત થઇ ગઇ છે.

૧૯૧૧ માં દિલ્હી દરબાર વખતે શ્રી. મહારાજા સાહેબનું જે અપમાન થયું હતું તે વાત અજાણી નથી. ગમે તે કારણ હોય પણ તે વર્ષો પછી શ્રીમંતની કારકીર્દી કેટલેક અંશે ઝાંખી થઇ. કૌટુંબિક જીવન દુઃખી થયું–અને તેમનો ઉત્સાહ મંદ થઇ ગયો. આ બધાની અસર ગાયકવાડી પ્રજા ઉપર અને અધિકારી વર્ગ ઉપર પણ થવા માંડી.

બ્રિટીશ સરકાર અને વડોદરા રાજ્યનો સંબંધ બહુજ હદસરનો ચાલતો હતો. પરંતુ છેલ્લા બનાવ પછી તેમાં પણ પલટો થયો! વડોદરા રાજ્યના જે અધિકારીઓ ઉદાત્ત વિચાર ધરાવતા હતા તેમને માટે કસોટિનો પ્રસંગ આવ્યો. કેટલાઓને રાજ્ય છોડીને ચાલી જવું પડયું, કેટલાઓને રાજ્યમાંથી કહાડી મુકવામાં આવ્યા ! આ પ્રકારનું બ્રિટિશ દબાણ વડોદરા માટે નવુંજ હતું. એ વસ્તુસ્થિતિમાં શો ભેદ હતો તે કોઇ સમજી શકયું નથી !

ઇ. સ. ૧૯૧૧–૧૨ નાં વર્ષોનો વડોદરાનો ઇતિહાસ એક દુઃખદ પ્રકરણ જેવો છે. અને તેજ અરસામાં રાજ્ય કુટુંબ સાથે નિકટના સહવાસમાં રહેવાને લીધે એ ઇતિહાસની તાદૃશ્યતા બહુજ દુઃખ ઉત્પન્ન કરતી હતી! આ બધી પરિસ્થિતિની અસર અમારા કુટુંબ ઉપર એટલી બધી થઇ કે આખું અમારૂં જીવન પલટાઇ ગયું!

ઇંગ્લંડની સ્વતંત્ર ભૂમિ ઉપર લાંબા વખતનો વસવાટ, ત્યાંના સ્વાતંત્ર્ય પ્રિય વાતા વરણ અને ભાવનાશીલ વ્યક્તિઓનો સંસર્ગ, હિન્દીઓ પ્રત્યેની બ્રિટિશરોની વર્તણુકને લીધે આપણા લોકોમાં જે માનભંગની લાગણી ઉત્પન્ન થાય છે અને તેને લીધે ભારત વર્ષની ગુલામીનો ડંખ ઉંડો લાગે છે, તે અને એવાં એવાં અનેક કારણોને લીધે છેલ્લા ઇગ્લંડના પ્રવાસથી ડૉક્ટરના વિચારોમાં અજબ ફેરફાર થયો. આટલા વર્ષોના વિચારોના મંથનને પરિણામે જીવનની દિશામાં ચોક્કસ પ્રકાશ લાગવા માંડયો. પાશ્ચાત્ય કેળવણી-ની જે સારી અસર થાય છે તેનાં ફળ પાકવા લાગ્યાં. પૂર્વ અને પશ્ચિમના સંસ્કારોના યોગ્ય મિશ્રણની છાપ પ્રગટ થઇ! પ્રથમથીજ ગૂઢ રહેલો દેશ પ્રત્યેનો પ્રેમ જ્વલંત થયો. અને દેશને ચરણે જીવન સમર્પણ કરવાની ઉત્કંઠા જાગૃત થઇ. વડોદરા રાજ્યની પરિ-સ્થિતિએ તેમાં જરૂર સારી મદદ આપી! કારણ કે રાજ્યની ગુલામી તે દેશની ગુલામીના અંશ નહીં કે પુંચવા લાગી! આત્મ ભોગ વગર આત્મ વિકાસ અને આત્મ નિર્બંધની પ્રતિતિ ન થાય એ સત્ય સમજાયું. અત્યંત વાંચન, જગતનું પર્યટન, સહમિત્રોનો સહવાસ એ સૌનું એકત્રિત પરિણામ આવવા લાગ્યું. જે ભાસ્યા એમનામાં જાગૃત થઇ અને જેને પોતીને ખુબ ખીલવી તે કલાએ ખરેખી વગાવા જેટલી સારી શક્તિ નહેતી એમ મને પ્રથમથીજ લાગ્યું. મારી હુબ્બપ મને તે વખતથીજ લાગતા સારી. છતાં



ડૉ. સુમન્ત અને શ્રી. શિવરાજસિંહજી
શ્રી. મહારાજા સાહેબના એ. ડી. સી. ૧૯૧૦.

એમણે મને અને પોતાના કુટુંબને પોતાની સાથે આચાર વિચારમાં રાખવાનો હરહમેશ પ્રયત્ન કરેલો. તેથી એમનો પોતાના આદર્શને પહોંચતાં વિલંબ થાય છતાં મને સાથેજ રાખવાનો પ્રયાસ કરતા–આમ કરીને મારા વિચાર આચારની પ્રગતિમાં તેમણે જે સહાયતા આપી છે તે કહેવાની જરૂર નથી. એ વાત સત્ય છે કે નીચે પડેલા માણસને ઉપર લાવવા માટે ઉંચે ચઢેલા માણસે નીચા પડીને હાથ આપવાની જરૂર પડે છે. એ નીચા પડવામાં જેને નાનમ લાગે છે. તે માણસ બીજાનું તારણ કરી શકે નહિ. આ સત્ય ઘણા નેતાઓએ શીખવાની જરૂર છે. આ પ્રકૃતિ તે એક નેતાનું ખાસ લક્ષણ હોવુંજ જોઇએ.

# પ્રકરણ ૧૮ મું

ઇ. સ. ૧૯૧૧ ના ઇગ્લંડના વસવાટ પછી તેમજ શ્રી. મહારાજા સાહેબની રાજનીતિના પલટાથી વડોદરા રાજ્યમાં નોકરી કરવા પરથી ડોકટરનું ચિત્ત ઉઠી ગયું. અને તેની સાથે આચાર વિચારમાં પણ ખૂબ ફેરફાર થઇ ગયો.

ઇગ્લીશ કેળવણીને પરિણામે અમારા ઘરમાં રહેવાની ઢબ ઘણી ઇગ્લીશ પદ્ધતિની હતી તે બધી ધીમે ધીમે અમે બદલવા માંડી. સાદાઇથી રહેવામાં સુખ છે, તેમજ બાળકોનાં મગજ ઉપર પણ સારી છાપ બેસે છે એમ લાગવાથી ઘણી ટેવો મુકી દીધી. અત્યાર સુધી સ્વદેશી વસ્તુઓ તો વાપરતાંજ હતાં પણ તેનું રહસ્ય વધારે ઉંડું ઉતારીને જીવનમાં ઉતારવાની શરૂઆત કરી.

અમુક પ્રકારે ગોઠવાઇ ગએલા વાતાવરણમાંથી એકદમ બહાર નીકળવાનું મુશ્કેલ પડે છે. તેથી એવા વાતાવરણથી થોડો વખત દૂર રહેવાથી પલટો થવો સરળ પડે એમ ધારીને વડોદરામાંથી લાંબા વખત માટે બહાર રહેવાનો વિચાર થયો, એકદમ લાંબી રજા લેવાનું નક્કી થયું. પશ્ચિમના દેશો તો ડોકટરે ઘણા જોયા હતા પણ હિંદુસ્થાનમાં બધો મુલક જોયો નહોતો. તેમજ જૂદાં જૂદાં સ્થળોમાં જૂદા જૂદા સ્વભાવનાં સ્ત્રી પુરૂષોનો મેળાપ કરવો એ પણ એક પ્રકારની કેળવણી છે એમ વિચાર કરીને ઉત્તર હિંદુસ્થાન તથા બંગાળમાં પ્રવાસ કરવાનું ધાર્યું. અને તેની સાથે ભવિષ્યનું જીવન કેવી રીતે ઘડાવવું તેનો વિચાર કરવાનું રાખ્યું. કેમકે જે જીવન અત્યાર સુધી ગાળ્યું હતું તેનાથી સંતોષ થયો દેશને ખાતર, આપણાં બંધુઓની ખાતર વધારે સેવા

કરીને, તેમનો સહવાસ કરીને, અરસપરસ વિચારની આપ લે કરીને ઉચ્ચત્તર ધ્યેય પ્રાપ્ત કરવાનો નિશ્ચય કર્યો. ૧૯૧૨ ના જાન્યુઆરી મહિનાથી અમારા સામાન્ય ગૃહસ્થ જીવનની પ્રણાલિકા બદલાતી ચાલી. રાજ્યની નોકરીમાંથી નવ મહિનાની પ્રથમ રજા લીધી. એટલે ત્યારથી ગાયકવાડી ઠાઠમાઠને છેલ્લી સલામ કરી દીધી. અને ગુલામીમાંથી છૂટવાના પ્રયાસ આરંભ્યા. કચરાઈ રહેલો આત્મા છૂટો થતો હોય એમ લાગ્યું. વડોદરાનું મોજશોખનું ઘર ઉપાડી લીધું. સરસામાન એક નાના મકાનમાં ભાડે રાખ્યો. ડૉકટરના એક ભાઈને અભ્યાસ કરવા ઇંગ્લંડ મોકલ્યા. બીજા ભાઈ મુંબાઈમાં રહ્યા. અને બહેનને નિશાળની બોર્ડીંગમાં મૂક્યાં વડોદરામાં સગાં સંબંધીઓ ઘણાં હતાં પણ છોકરાંઓ છૂટાં રહીને સ્વાશ્રયી થતાં શીખે એ હેતુથીજ એ બહેનને બોર્ડીંગમાં રાખ્યાં. અમારી મોટી છોકરીનો ગુજરાતી અભ્યાસ ચોથા ધોરણ સુધીનો ઘેર પુરો કર્યો હતો. એટલે એને અમદાવાદમાં ગર્લ્સ હાઈસ્કુલમાં ભણવા મૂકી. અને મારાં માતુશ્રી અને બહેનની દેખરેખ નીચે રાખી.

બીજાં બે બાળકો મારી સાથે હતાં. વડોદરા છોડીને થોડા દિવસ અમદાવાદ રહીને ઉત્તરની મુસાફરીએ જવાનું નક્કી કર્યું હતું. નાનાં બાળકો સાથે લાંબા વખતની મુસાફરી ફાવે નહિ. તેથી એ બે બાળકોને પણ મારાં માતુશ્રીને સોંપવાનું નક્કી કર્યું. આ મુસાફરી દરમીયાન શહેરોની જોવા લાયક જગ્યાઓ જોવાનો અમારો મુખ્ય આશય નહોતો. પણ ખુબ લોકોના પરિચયમાં આવવાની તેમજ જૂદી જૂદી સંસ્થાઓ જોવાની ઇચ્છા હતી. તેથી જેટલાં બન્યાં તેટલાં ઓળખાણોના કાગળો સાથે રાખ્યા હતા. મુસાફરીમાં ખાવા માટે મને બહુ મુશ્કેલી નડશે એમ પહેલાં લાગ્યું. કેમકે તે વખતે હાલ છે તે બધી સવડો નહોતી. તેમજ હિંદુઓના થાક

ભાજીના ખોરાક શિવાય હું તો કાંઇજ ખાતી નહોતી. પણ એ સંબંધી મને કાંઇજ કનડગત નડી નહિ દરેક ઠેકાણે રહેવાની જગ્યા યોગ્ય મેળવવાને પહેલેથી ગામે ગામ ગોઠવણ કરી રાખી હતી. અને કાગળો લખી દીધા હતા. એ બાબતમાં ડૉકટરનું કામ ખૂબ ચોક્કસ. તારીખ વાર બધો કાર્યક્રમ ઘડી રાખ્યો હતો. અમદાવાદમા પાંચ ૭ દિવસ રહીને અમે મુસાફરીની શરૂઆત કરી. જયપુર. આગ્રા, દિલ્હી, અલીગઢ, લાહોર, અમૃતસર, બનારસ, હરદ્વાર, અલ્હાબાદ, લખનૌ, ગોરખપુર, કલકત્તા દાર્જીલીંગ, નાગપુર, એમ ઘણાં શહેરો જોયાં. અને ચિત્રવિચિત્ર લોકોને મલ્યા. તેમજ દરેક ઠેકાણેની ઉપયોગી સંસ્થાઓ જોઇ. તે વખતે પણ લાગ્યું હતું અને આજ પણ એ મત કાયમજ છે કે થોડાં ઘણાં કુટુંબોમાં સંસ્કૃતિ ઉચ્ચ પ્રકારની દાખલ થએલી છે. પરંતુ ગુજરાતનું એકંદર પ્રમાણ સંસ્કૃતિમાં બહુ ઉંચે આવે છે. અને તેમાં ઘણે અંશે સ્ત્રીઓમા જે પડદાનો રિવાજ છે તે એક મોટું કારણ છે. ગુજરાતમાં પડદો નહિ જેવો છે. સ્ત્રીઓને ખૂબ પ્રમાણમાં છૂટ મળે છે. તેમજ ગુજરાતની આર્થિક સ્થિતિ પણ સારી જણાય છે. તેથી ગુજરાતમાં જે જાતની સામાન્ય refinement સુસંસ્કૃતિ છે તે બીજે નથી. કેળવણી પામેલાં શ્રીમંત કુટુંબો અપવાદ રૂપ ગણાય. આ મુસાફરીમા ગામેગામનાં મોટાં કેળવાએલાં કુટુંબોના પરિચયમાં આવ્યાં. અને ઉપરથી લાગ્યું કે જ્યાં સંસ્કૃતિ છે ત્યાં ઇંગ્રેજી સંસ્કૃતિનાં મૂળ ઉંડા પેસી ગયાં છે. ભરતખંડ ઉપર પરદેશી રાજ્યો તો સૈકાથી ચાલે છે. પણ હિંદી સંસ્કૃતિ જળવાઇ રહી હતી. હિંદુ ધર્મ સચવાઇ રહ્યો હતો. ઉદ્યોગ વેપાર ટકી રહ્યો હતો. બલ્કે મુસલમાનોમાં તો ખૂબ વૃધ્ધિ થઇ હતી. પરંતુ બ્રિટિશ રાજ્યના પગપેસારાથી તો બધુંજ નાશ પામ્યું. હિંદીએ હિંદી પણું ગુમાવ્યું. અને ગુલામીની શૃંખલા ખૂબ સખત પહેરી લીધી. પરંતુ

એટલું કહેવું પડશે કે એ ઈગ્લીશ સાહિત્યના બળથી ભારત વર્ષની આંખ ઉઘડી અને પડળો ખસવા માંડયા. અને જન્મો જન્મની ધુંસરી ખંખેરી નાંખવાની મનોવૃત્તિ થઇ આવી.

જ્યાં મૂળ ઊડાં પેઠા હશે ત્યાં કદાચ ઊખડતાં વખત લાગશે. પરંતુ ઉખડયા વગર તો હવે રહેવાનાંજ નથી. બંગ ભંગના સમયથીજ એ મૂળ ઉખેડવાનો પ્રયત્ન થઇ રહ્યો છે, છતાં એ રાક્ષસી બળ એટલું જબરૂં છે કે તેની સામે બાથ ભીડતાં મનુષ્ય હારી જાય છે.

ઉત્તર તરફનાં લોકોની સાથે સહવાસ કરતાં લાગ્યું હતુ, કે શ્રીમંત કુટુંબો જેમાં ઈગ્લીશ સંસ્કૃતિ ખૂબ પ્રવેશ પામી હતી તે તો ઠીક હતાં; પરંતુ સામાન્ય સ્થિતિનાં કુટુંબોની સ્થિતિ તો ત્રિશંકુ જેવીજ લાગતી. હિંદી સંસ્કૃતિ ભૂલી ગએલાં અને બ્રિટીશ સંસ્કૃતિ ઝીલી શકેલાં નહિ એટલે ખરેજ દયાજનક સ્થિતિ માલુમ પડતી હતી.

આર્ય સમાજનું જોર પંજાબમાં ઠીક પ્રમાણમાં, એટલે તેને લીધે કાંઇક લગામ કાબુમાં હતી. પરંતુ બંગાળમાં તો બ્રહ્મ સમાજને લીધે ભયંકર પરિસ્થિતિ ઉત્પન્ન થવા પામી હતી. બ્રહ્મ સમાજની ધાર્મિક પ્રગતિ થવાને બદલે સામાજિક સ્થિતિ બહુ કઢંગી થઇ ગઇ, ધન સંપત્તિ સારી એટલે તેના પ્રમાણમાં મોજશોખ ખૂબ પ્રમાણમાં વધી ગયા અને દરેકમાં પશ્ચિમનું અનુકરણ થયું. ખૂબ ખર્ચાળ રહેણી કરણી થઇ ગઈ, અને તેને લઇને જીવનનું ધોરણ બહુ અને અનિયત્રિત થઈ ગયું. આ વસ્તુસ્થિતિ બહુ સામાન્ય થઇ ગઇ.

કલકત્તામાં રહીને બ્રહ્મ સમાજી કુટુંબોમાં અમે ખૂબ ફર્યાં. પરંતુ અસલ બંગાળી હિંદુ કુટુંબોનો ઝાઝો ખ્યાલ ના આવ્યો. પડદાનો રીવાજ ખૂબજ સખત એટલે સ્ત્રી જીવનની ઝાંખી થવી

મુશ્કેલ-કેળવણીમાં પણ બહુજ પછાત, પુરૂષોએ ઈગ્લીશ કેળવણી સારી લીધેલી, પણ સ્ત્રી કેળવણીની સ્થિતિ તો દયાજનક. ગરીબાઇ પણ તેટલીજ.

વેપાર ઉદ્યોગ બધો પરદેશીના હાથમાં અને પ્રજા ગુલામીમાં જકડાએલી, ઇગ્લીશ ટોપીને ત્યાં જેટલું માન મળે, તેટલું મુંબાઇ ઇલાકામાં ન મળે. મુંબાઇ ઇલાકો પોતાનું પદ સાચવી શક્યો છે. ઇગ્રેજ અધિકારીનો દોરદમામ પણ ત્યાં બેશુમાર. અને હિંદી પ્રજાને અપમાન પણ ત્યાં કરવામાં આવે તેટલું આ બાજુએ નહિ. કારણ કે મુંબાઇનો વેપાર મુંબાઇગરાના હાથમાં ઘણે દરજ્જે રહેલો એટલે પોતાની ટેક સાચવી શકે

આ બધાની સાથે એટલું તો ખરૂં કે જ્યાં જુલમ વધારે થયો હોય ત્યાં અસંતોષ વધારે જલદી ફેલાય. અને એક વાર પ્રજાનો કોપ પ્રગટી ઉઠે તો તે જવાળા હોલવવી મુશ્કેલ પડે.

આજ એજ સ્થિતિ આવીને ઉભી છે.

આ મુસાફરી દરમ્યાન બે ત્રણ વસ્તુ પરત્વે ધ્યાન ખેંચાયું.

પહેલું તો મ્હેં ઉપર કહ્યું તેમ પાશ્ચાત્ય સંસ્કૃતિ અને તેને અંગે ઉપસ્થિત થતાં અનિષ્ટોનો પ્રવાહ ખૂબ જોરથી આપણા દેશ ઉપર પ્રસારો કરી રહ્યો હતો. ગ્રામ્ય પ્રજા અને શહેરની પ્રજા વચ્ચેનુ અંતર ખૂબ વધ્યું જતું હતું—પ્રાચીન આર્ય સંસ્કૃતિની છાપ શિક્ષિત વર્ગમાંથી ભૂસાઇ જવાની શરૂઆત થઇ રહી હતી

બીજું સ્ત્રીઓની કેળવણીનું પ્રમાણ કાંઇ જ સુધરતું નહોતું. બંગાળમાં અને પંજાબમાં ઊચ્ચ કેળવણી લીધેલી સ્ત્રીઓ કેટલેક અંશે માલુમ પડતી હતી—પરંતુ આ શિક્ષિત સ્ત્રી વર્ગ પ્રત્યે સામાન્ય — રીતે અણવિશ્વાસ હતો. ડૉકટર સુમન્ત અને હું ઘણાં

સારા કુટુંબોમાં ઉતરવાનું રાખતા ત્યાં અમને રહેવા કરવાની ખૂબ સગવડ મળતી. પરંતુ કુટુંબમાં સામીલગીરી ન મળે. જે હેતુથી અમે પ્રવાસ આરંભ્યો તે કેટલેક અંશે નિષ્ફળ ગયો. જે જગ્યાએ ત્રણ ચાર દિવસ રહીએ ત્યાં તો જોર જુલમથી કુટુંબની સ્ત્રીઓનો સાથ શોધી લેતી. નહિ તો અમને દૂરનાં દૂર રાખે. શિક્ષિત સ્ત્રીઓની એક જાતની કોણ જાણે કેમ બીક પેસી ગએલી. ઘરમાં જઇએ એટલે જૂદું રહેવા કરવાને ઓરડો હોય તો સારૂં–પણ ખાવાનું ને ચ્હા પીવાનું પણ ઇલ્હાયદું. આ વસ્તુ અમને તો બહુજ કઢંગી લાગતી. પુરૂષ વર્ગ બહુ પ્રેમાળ હૃદયથી અમારી સાથે વાતચીત્ત કરે. પછી તો અમે મ્હોડે ચઢીને માંગી લઇએ કે ભાઈ અમને તમારા કુટુંબની સ્ત્રી જનતા સાથે ઓળખાણ તો કરાવો ! એ લોકો એક જ પ્રકારનો જવાબ આપે કે એ તો ભણેલાં નથી ! તમને નહિ ફાવે, એમ તેમ ગલ્લાં તલ્લાં કરે. પછી જ્યારે અમે બહુ કહીએ ત્યારે અમારો પત્તો લાગતો અને એક વાર મન મળ્યા પછી એ લોકો પોતેજ છોભીલાં થઈ જતાં.

લાહોરમાં વીસનગરા નાગર કુટુંબમાં અમે ઉતર્યાં હતા. શ્રી. વિદ્યાનું નામ તો ગુજરાતમા એ અજાણ્યું નથી. એ કુટુંબમાં પણ અમને સ્ત્રીઓ સાથે મહા મુશીબતે પરિચય થયો. એ લોકોએ તો ચોખ્ખું કહી દીધું કે અમને તો બંગાળી ભણેલી સ્ત્રીઓનો ખૂબ અનુભવ થયો છે. તેથી તમે કેવાંએ હશો એમ અણવિશ્વાસ આવ્યો." મારી સાથે જ્યારે એક દરજ્જાથી ગુજરાતીમાં વાતચીત કરવા માંડી ત્યારે એમનો વહેમ દૂર થયો અને પછી તો એ લોકને ખુબ ખુશી થઇ. હજી પણ એ કુટુંબ અમારી સાથે વ્યવહાર સાચવે છે. ઉત્તર તરફ લાંબા વખતથી જઇ વસેલા ગુજરાતી કુટુંબોમાં સ્ત્રીઓએ ગુજરાતી ભાષા સાચવી રાખી છે. પુરૂષો હિંદી બોલે છે.

ઓઓનું ગુજરાતી આપણાથી જુદું પડે. કેટલેક અંશે જૂના ગુજરાતીને મળતું આવે. પણ અંતે ગુજરાતી તો ખરું જ.

પંજાબમાં આર્ય સમાજની અસર બહુ છે. આર્ય સમાજીઓમાં કેળવણીનો પ્રચાર બહુ વધારે છે અને એકંદર સંસ્કૃતિ પણ ઊંચા પ્રકારની છે. પંજાબ અને બંગાળની સ્ત્રી કેળવણીમાં એ મોટો ફેર જોવામાં આવ્યો. પંજાબમાં આર્ય સંસ્કૃતિ સાચવીને કેળવણી આપવામાં આવે છે અને બંગાળમાં ઇંગ્લીશ ઢબેજ અપાય છે.

અલ્હાબાદ, લક્નૌ, બનારસ એટલે જોડીઆ પ્રાંતમાં કેળવણી બહુજ પછાત. છેકજ ગણ્યાં ગાંઠયાં કુટુંબો કાંઈક કેળવાએલાં જોવામાં આવ્યાં. તે વખતે બનારસ હિંદુ યુનીવર્સીટી સ્થપાએલી નહિ, પણ થિઓસોફી વાળાની બનારસ કોલેજ હતી.

અલ્હાબાદમાં શ્રી. મોતીલાલ નેહરૂના કુટુંબ સાથે ઓળખાણ થઈ હતી. તે વખતે તો સંપૂર્ણ ઈંગ્લીશ રાજદ્વારી ઢાંકમાં તેમનું આખું કુટુંબ રહેતું હતું. સાદામાં સાદી રીતે રહેતાં છતાં લખેશ્રી કુટુંબ રા. બા. સુંદરલાલજીનું હતું. એમની હવેલીઓ તો ખુબજ મોટી પણ એમની રહેવા કરવાની રીત તો ખુબજ સાદી હતી. એમના જેટલું કાયદાનું જ્ઞાન તે વખતે અલ્હાબાદમાં બીજા કોઈનું નહોતું અને કમાણી પણ અઢળક. પણ ઘરમાં બેઠેલા એમને જોયા હોય તો કોઈ જાણે નહિ કે આટલા શ્રીમંત હશે.

તેજ પ્રમાણે લાહોરમાં લાલા હરજપતરાયની સાદાઈ અને સાલસતા એમની રહેણી કરણીમાં પ્રત્યક્ષ થતી હતી. લાહોરમાં કોઈ આર્ય સમાજીને ત્યાં જનોઈ દેવાનો પ્રસંગ હતો, લાલાજી પોતેજ પુરોહિતનું કામ કરતા હતા. અમે ત્યાં તેમને મળવા માટે ગયાં. વિધિ કરાવતે કરાવતે ઉઠીને અમને મળ્યા અને વાતો કરી.

આ માદાઇને લીધે સામાન્ય જનતામાં એ બહુ ભળી શકતા. લોકના સુખ દુઃખ વધારે સારી રીતે સમજી શકતા. Aristocracy નો ભાસ પણ એમનામાં નહોતો જો કે એમના મ્હોં ઉપર જે એક પ્રકારનુ ઓજસ હતું તે અદ્ભુત હતું. દેશને માટે એમણે જે બલિદાન આપ્યુ તે કાઇ જેવું તેવુ નહોતું. એમણે તો એમનું સર્વસ્વ હોમી દીધું હતું.

સ્વામી શ્રદ્ધાનંદ જે તે સમયે લાલા મુનશીરામને નામે ઓળખાતા હતા, તેમને અમે ગુરૂકુળ કાંગ્રીમાં મળ્યાં હતાં કાંગ્રી ગુરૂકુળની મુલાકાતના પ્રસગ વખતે એક ગમ્મત પડી હતી. કાંગડી જવા માટે અમારે હરદ્વાર ઉતરવાનુ હતું. ગુરૂકૂળમાં પહેલેથી મુનશીરામજીને અમે લખેલુ કે અમે અમુક વખતે હરદ્વાર પહોચીશું જેવા અમે હરદ્વારને સ્ટેશને ઉતર્યા કે એક હૃષ્ટ પુષ્ટ બ્રાહ્મણ જેવા જણાતા ગૃહસ્થ ઉઘાડે માથે અમને મળવાને આવ્યા. અમારી ખબર પૂછી અને સામાન લેવડાવવા લાગ્યા હરદ્વારના સ્ટેશન ઉપર પડયાઓ ખૂબ હેરાન કરે છે એ તો ખબર હતી. અમને લાગ્યુ કે ગામમાંથી કોઇ પડયાજી અમને હેરાન કરે છે. ડોકટરે તો એકદમ પેલા માણસને ઉધડો લેવા માડયો ને બહુ મહેનતે અમે બહાર નીકળ્યા. ને ટાંગામાં બેઠા તો એ માણસ જોડે ને જોડે. જ્યારે કાંગડી પહોચ્યા ત્યારે માલુમ પડયુ કે એ તો પ્રો. રામદેવ—ગુરૂકુળના એક અધ્યાપકને અમને તેડવા માટે શ્રી. મુનશીરામે મોકલેલા અમે તો બહુ જ વીલા પડી ગયા ' એજ રામદેવે અને તેમનાં પત્નીએ અમારી ગુરૂકુળમા ખૂબ આગતા સ્વાગતા કરી તે પ્રસગે ગુરૂકુળને પદ્દીદાન સમારભ હતો. એટલે ત્યા યજ્ઞ વિધિ વગેરે જેવાનો ઠીક લાભ મળ્યો જો કે ત્યા સ્ત્રીઓને અને પુરૂષોને એકઠા મળવા દેતા નહોતાં એટલે મુનશીરામના ઉપદેશનો લાભ અને નહોતો મળ્યો એ આશ્રમ બ્રહ્મચારીઓ માટે અલગ હતો

એટલે તેમને સ્ત્રીઓથી તદ્દન અલગ રાખવામાં આવતા. હવે તો એ સંસ્થામાં બહુ ફેરફાર થયા છે પરંતુ તે વખતે પણ રાષ્ટ્રીય દૃષ્ટિ બિન્દુથી શિક્ષણ અપાતું. હિંદી દ્વારાજ બધું શિક્ષણ અપાતું; ઇંગ્લીશને બીજી ભાષા તરીકે ગૌણ સ્થાન હતું. અને ઇતિહાસનું શિક્ષણ ખરેખરૂં ઐતિહાસિક મુદ્દા પર અપાતું. માત્ર બ્રિટીશ પ્રજાનું માહાત્મ્ય બતાવવાને નહોતું અપાતું. પ્રો. રામદેવે પોતે જ ઇતિહાસનાં પુસ્તકો તૈયાર કર્યાં હતાં. બ્રહ્મચારીઓને સખત તાલીમ અપાતી હતી. શિસ્ત સાચવવા માટે નિયમોનું પાલન ખૂબ કરવામાં આવતું, ખોરાક બહુજ જ સાદો અને સાત્વિક, દિનચર્યા નિયમસર, વ્યાયામ ઉપર બહુ લક્ષ અપાતું. અખાડામાં રીતસરની તાલીમ અપાતી. બાળક વિદ્યાર્થી ઉપર વ્યાયામ અને શિક્ષણનો બોજો જરા વધારે પડતો લાગતો હતો. આજ તો આ પ્રકારના આશ્રમો અને ગુરૂકુળો સંખ્યાબંધ છે પણ આપણા દેશમાં આ પ્રકારની સંસ્થાની પહેલ તો આ ગુરૂકુળે જ કરી હતી. અને એ એક સંસ્થા દેશને દીપાવે એવી હતી. એ સંસ્થાનું વાતાવરણ નૈતિક અને ભૌગોલિક, બહુજ રમ્ય અને સુંદર લાગતું હતું. સર્વત્ર ત્યાંના સંસ્થાપકની છાપ દેખાઇ આવતી હતી. આ પ્રકારનું શિક્ષણનું કામ કરનાર લાલા મુનશીરામ આગળ જતાં સન્યસ્તધારી સ્વામી શ્રદ્ધાનંદજીને રાજકીય જીવનમાં ઝંપલાવવું પડયું અને સ્વદેશની વેદી ઉપર બલિદાન આપવું પડયું એ પણ કેવો સંજોગ !

પંજાબ, બંગાલ અને સંયુક્ત પ્રાન્તોમાં હિન્દુ મુસલમાન વચ્ચે આપસ આપસમાં ઝેર રેડવાની નીતિ વર્ષો થયાં ત્યાં ચાલુજ હતી. ગુજરાત અને મુંબઈ ઇલાકામાં એ બહુ મોડેથી દાખલ થઇ હતી.

બ્રહ્મસમાજની અસર કલકત્તા સિવાય બીજે કોઈ સ્થાને

જોવામાં આવી નહિ, અને કલકત્તામાં પણ ધાર્મિકજીવન કરતાં તેની અસર સામાજિકજીવનમાં વધારે માલુમ પડતી હતી.

ત્યાં અમે શ્રી. રમેશચંદ્ર દત્તની દોહિત્રી શ્રી. સુરમા રૉયને ત્યાં રહ્યાં હતાં. રૉયનું કુટુંબ સાધારણ બ્રહ્મ સમાજી પંથનું હતું. અને રૉયનાં વૃદ્ધ માતુશ્રી બહુ ધર્મનિષ્ઠ હતાં. પોતાના સમયમાં એમણે હિંદુ ધર્મ પાળેલો એટલે તે સંસ્કાર રહેલા અને બ્રહ્મ ધર્મ પછીથી સ્વીકારેલો તેમાં પણ ખૂબ શ્રદ્ધા–પૂર્વની સંસ્કૃતિ એમનામાં ખૂબ દીપતી હતી–કેમકે પૂર્વ પશ્ચિમનો યોગ એમનામાં સારી રીતે થયો હતો. એમને મળીને ખૂબ આનંદ થયો. આ કુટુંબમાં રહીને અમે લગભગ બધાંજ બ્રહ્મો કુટુંબને મળી શકયાં. પણ ખરાં હિંદુ કુટુંબોમાં ઓળખાણ ના થયું. બિપીનચંદ્ર પાલને માત્ર મળ્યાં. એ બિચારા ખૂબ ગરીબ અવસ્થા ભોગવતા, રખડતા–રઝળતા રહેતા. છતાં અમને પોતાને ઘેર લઇ ગએલા. ખરેખરો બંગાળી ખોરાક આપેલો. એમનો દેશ પ્રત્યેનો પ્રેમ તો શબ્દેશબ્દમાં જણાઇ આવતો.

ટાગોર કુટુંબનો મેળાપ પણ કરવાનો પ્રસંગ મળ્યો. એક નાનું સરખું નાટક શ્રી. રવીબાબુનું લખેલું એમનાં કુટુંબીઓ ભજવતાં હતાં. રવીબાબુએ પોતે પણ તેમાં ભાગ લીધેલો. અને કુટુંબનાં બહેનોએ પણ ભાગ લીધેલો. તે પ્રસંગે એ કુટુંબની લલિતકલા સર્વ રીતે અનુભવવાનો લાભ મળ્યો. સાહિત્ય, સંગીત અને કલા દરેકમાં આ કુટુંબે બંગાલમાં એક અનેરી ભાત પાડી છે. એ સર્વ જોવા જાણવાનું મળ્યું એ અમારાં ભાગ્ય.

શ્રી. સરોજીની નૈડુના પિતા ડૉ. ચટ્ટોપાધ્યાય અને માતુશ્રી મિસીસ ચટ્ટોપાધ્યાય એ બંનેનું જોડું તો જીવનમાં કદી ભૂલાશે નહિ. બંનેની વૃદ્ધ અવસ્થા, લાબો વખત દક્ષિણ હૈદ્રાબાદમાં રહેલાં,

નવાબી ઠાઠ ભોગવેલો, અને બંગાળી કલા રસિક સ્વભાવ–જીવન ઘણુંજ સાદું પણ ઘણુંજ ઉચ્ચ અને રસિક–૬૯ વર્ષમાં પણ અરસપરસ સ્નેહ તે નવાં પ્રેમી યુગલ જેવો. સંગીત અને કવિતા બંને ઉપર અત્યંત પ્રેમ, જ્યારે જઇએ ત્યારે કાંઇ નવી કવિતા સંભળાવે. તે વખતે હરિંદ્રનાથ ચટ્ટોપાધ્યાય બાળક છતાં નાની નાની કવિતા લખવાની શરૂઆત કરેલી. મિસીસ ચટ્ટોપાધ્યાય જેમ બીજી કલાનાં શોખીન તેમ રાંધણ કલામાં પણ નિપુણ. એમના જેવાં રસ ગુલ્લાં તો કોઇને આવડે જ નહિ. એક વખત પોતે હાથે તૈયાર કરીને ગરમ ગરમ રસગુલ્લાં અને કચોરી અમને આપ્યા હતાં. તેમનો સ્નેહ અને મીઠાશ હર હમેશ યાદ રહે એવાં હતાં.

કલકત્તા જઇએ અને આશુતોષ ચૌધરીનું મકાન જોઇએ નહિ–અને તેમને મળીએ નહિ–એ તો ત્યાંના લોકને અજુગતું લાગે, આશુતોષનું મકાન એટલે ભારતવર્ષના ઉદ્યોગ હુન્નરનું એક સંગ્રહસ્થાન, મોટું આલેશાન મકાન ઘણોજ ખર્ચ કરીને તેને શણગારેલું–પણ ઘરની બાંધણી સંપૂર્ણ રીતે સ્વદેશી અને ઘરની અંદરનું રાચરચીલું ઓએક નાની વસ્તુ પણ સ્વદેશી, પરદેશી વસ્તુની ઝાંખી પણ ન થાય! તેની સાથે સુંદરતામાં જરાએ ક્ષતિ ન થાય એવી સુરેખ વસ્તુઓ! સઘળું જોઇને આશ્ચર્ય મુગ્ધ થવાનું. જેવી મકાનની શોભા તેવાજ તેમાં વસના મહાશય ચૌધરીની પ્રકૃતિની શોભા હતી. ઘણુંજ સાદું જીવન, અને ઘણાજ ઉચ્ચ આદર્શ એજ એમના જીવનનો મંત્ર.

કલકત્તાથી અમે દાર્જીલીંગ ગયાં. એક પારસીની હોટેલમાં ઉતર્યાં. અમને ગુજરાતીમાં બોલતાં સાંભળીને એ પારસીને બહુજ આનંદ થયો. એ બિચારો એકલો અટુલો વર્ષો થયાં દાર્જીલીંગમાં

રહ્યો રહ્યો હોટેલ ચલાવતો. એની માતૃભાષા એને વર્ષો થયાં કાને પડેલી નહિ. એટલે એ તો અડધો અડધો થઇ જતો ! તે વખતે ગુજરાતમાંથી ઘણા લોક ત્યાં સુધી જતા નહિ. આજ હવે મુસાફરી બહુ સામાન્ય થઇ ગઇ છે ! દાર્જીલીંગમાં ભૂતીઆનાં છોકરાં અને સ્ત્રીઓ જોઇને બહુ નવાઇ લાગતી ! શરીરે ખૂબ સશક્ત, બેઠા બાંધાનાં, અને બોજો ઉપાડવામાં તો કાંઇ અજબ ! કાંઇપણ વજન વગર પહાડ પર ચઢતાં આપણે હાંફી જઇએ. પણ એ તો ભારે ભારે ટ્રન્કો લઇને ઝપાટાબંધ ચઢી જાય !

દાર્જીલીંગની હવા અને શોભા તો આજ વીસ વર્ષે પણ વિચાર કરતાં મનને આનંદ આપે છે ! કંચન ગંગા ઉપરના બરફ ઉપર સૂર્ય પ્રકાશથી જે અપૂર્વ દૃશ્યો દેખાતાં તે હજી જાણે આંખ સમક્ષ હોય એમ લાગે છે ! આપણું ગુજરાત-એક મેદાન છે Plains માં આપણે રહીએ છીએ. મસુદ્ર પણ દૂર છે. એટલે પર્વત અને સમુદ્ર બંનેની રમ્યતાનો ખ્યાલ કયાંથી હોય !

બંગાળ અને સંયુક્ત પ્રાંતોમાં આ બધાં સ્થળો જોયાં. ત્યાં ઘણીએક કેળવણીની સંસ્થાઓ જોઇ. પણ મુંબઇ ઇલાકામાં અને ગુજરાતમાં જે પ્રકારની સાર્વજનિક સંસ્થાઓ–સેવાસદન, વનિતા વિશ્રામ, અનાથ આશ્રમ, પ્રો કર્વેનું વિધવાશ્રમ, રમાબાઇનું શારદા સદન એવી સંસ્થાઓ તે વખતે ત્યાં હયાતીમાં નહોતી. છેલ્લા દસકામાં એ પ્રકારની થોડી સંસ્થાઓ ઉભી થઇ છે. પંજાબમાં આર્યસમાજની ભાવનાને લઇને જાલંધર કન્યા મહાવિદ્યાલય, ગુરૂકુલ વગેરે સંસ્થાઓ હતી. પણ જેને ખરેખરી સાર્વજનિક કહીએ એવી સંસ્થાઓ ઓછી હતી. સ્ત્રીઓને પડદામાં રહેવાનો રીવાજ, એટલે મોટી વયની કન્યાઓ શિક્ષણ લેતી પણ જોવામાં આવે નહિ. તો સ્ત્રીઓ કામ કરતી તો કયાંથીજ હોય ! આઠ દશ

વર્ષની છોકરીઓને શાળામાં જવું હોય તો પાલખીમાં કે માંચીમા ચારે તરફથી ઢાંકીને પડદામાં મોકલવી પડે. એકએકને ઘેર, મળવા જવું હોય તો બંધ ગાડીમાં કે બંધ પાલખીમાંજ જવુ પડે. આવી આડખીલીને લીધે મળવા હળવાનું બહુજ ઓછું. સ્વાભાવિક રીતે પગે ચાલીને રસ્તા ઉપર તો સારા ઘરની સ્ત્રીઓ માલુમ પડેજ નહિ ! વીસ વર્ષમાં કેટલો ફેરફાર થઇ ગયો છે !

મુસાફરી બહુ કરી, ઘણાં સ્થળો જોયાં, ઘણાં માણસોની મુલાકાત કરી. પણ સામાન્ય જનતા સાથે જરા પણ સ્પર્શ ના થયો.

આજ જો એવો મુસાફરીનો પ્રસંગ મળે તો ખૂબ લાભ મળે! બધે ફરીને આવ્યા પછી એમ થયું કે રૂડો રૂડો મુલક ગુજરાત રૂડો !

# પ્રકરણ ૧૯ મું.

લાંબી મુસાફરી પછી અમદાવાદમાં પાછાં આવ્યાં અને છોકરાંઓને તેમજ માતા પિતા ભાંડુ વગેરેને મળ્યાથી બહુ જ આનંદ થયો. પણ લાંબો વખત બધા સાથે રહેવાય તેમ નહોતું કેમકે વડોદરામાં તેજ અરસામાં ગુજરાતી સાહિત્ય પરિષદ ભરાવાની હતી રાજકોટ સાહિત્ય પરિષદ્‌માં હાજરી આપી હતી. અને આ તો ઘર આંગણેજ હતી, એટલે એ પ્રસંગ ચૂકવાનું ઠીક ન લાગ્યું. તેથી શ્રી. મનુભાઇને ત્યાં રહ્યા. એ ઘરમા તો તે વખતે ખૂબ વસ્તી હતી. કારણ કે કુટુંબી જન ઉપરાંત બીજા મહેમાનો પણ હતા. પણ મકાન ઠીક મોટું હતું તેમજ અમે કાંઇ કુટુંબ બહારનાં નહોતાં એટલે બહુ આનંદ અને ગમતમાં વખત ગયો. પરિષદ્‌માં ચર્ચાઓ થાય તેના કરતા ઘરમાં વધારે રસિક ચર્ચાઓ થતી. પરિષદ્ બહુ સફલતાથી પસાર થઇ. વયોવૃદ્ધ શ્રી રણછોડભાઇ ઉદયરામ પ્રમુખ હતા. ગુજરાતના તે વખતના જાણીતા લગભગ બધા સાક્ષરો હાજર હતા. વડોદરા નરેશનો સાહિત્ય પ્રત્યે પ્રેમ, ગુજરાતી અને મરાઠી બંનેનો ઉત્કર્ષ કરવાની ઇચ્છા, પાસે સાધન પણ ખરૂં એટલે પરિષદ્‌ને રાજ્ય તરફથી તેમજ શ્રી. મહારાજા સાહેબ તરફથી સહાયતા સારી મળી. પ્રસંગ ચિરઃસ્મરણીય રહે તે માટે શ્રી. મહારાજા સાહેબે એક લાખ રૂપીઆ ગુજરાતી ભાષાની વૃદ્ધિ અર્થે બક્ષિસ આપ્યા પરિષદ્‌ના પ્રતિનિધિઓને પોતાના મહેલમાં જાફત આપી અને સઘળાનો પરિચય કર્યો.

બંગાળ શિવાય માતૃભાષામાં એકે પ્રાંતે ગુજરાત જેટલી પ્રગતિ કરી નથી. મરાઠી ભાષામાં પ્રયત્ન બહુ થઇ રહ્યો છે છતાં ગુજરાતનો પ્રયાસ છેલ્લાં ચાળીસ વર્ષમાં વધારે થયો છે, પંજાબ,

સંયુક્ત પ્રતિ વગેરે પ્રદેશ ફર્યા પછી આ ભેળાવડો વધારે રસિક અને સુરમ્ય લાગ્યો. ગુજરાતની સંસ્કૃતિનું પ્રતિબિંબ આ દરમ્યાં માલુમ પડ્યું.

આટલું છતાં વિચાર કરતાં લાગે છે કે વીસ વર્ષ ઉપર સાહિત્યનો ઇજારો અમુક વર્ગની પાસે રાખવામાં આવ્યો હતો. એ શ્રી. મટુભાઇની આમવર્ગ તરફની ફર્યાદ કેટલેક દરજ્જે સત્ય હતી. આ વસ્તુસ્થિતિનું કારણ એકજ લાગે છે કે યુનિવર્સિટીની કેળવણીને પરિણામે ગુજરાતી ભાષા સંસ્કૃતમય થની ગઇ, વિચારોમાં નવો પ્રવાહ આવ્યો, પાશ્ચાત્ય સંસ્કૃતિ દાખલ થઇ, સાહિત્યમાં પણ એનો પ્રવેશ થયો એટલે શિક્ષિત વર્ગ અને સામાન્ય વર્ગની વચ્ચે અંતર પડી ગયું. નવું સાહિત્ય જનસમાજના લાભાર્થે ન સરજાયું, પણ ઉચ્ચ કોટિના રંજનાર્થે રચાયું. જીવનના જૂના આદર્શો બદલાયા, નવા પૂરા ઘડાયા નહિ—અને તેના અર્ધદગ્ધ આદર્શો સાહિત્યમાં પોષાયા. ક્રમે ક્રમે પલટો એટલો બધો થતો ગયો કે કેટલેક અંશે આપણી મૌલિક સંસ્કૃતિ નાશ થની ગઇ, એકલા સાહિત્યમાંજ નહિ પણ દરેક દિશામાં આપણી સ્થિતિજ આ પ્રમાણે થઇ ગઇ. આ સર્વ ઘટના જનસમાજે ઝીલી નહિ—આ કારણને લીધે એકમાર્ગી સાહિત્ય થયું. છેલ્લા દશકામાં બહુ ફેર પડયો છે. વિચાર પ્રવાહ બદલાવા માંડયો છે. વર્તમાનપત્રો, બાલ-સાહિત્ય, માસિકો, સ્ત્રી ઉપયોગી સાહિત્ય, વિજ્ઞાન, ફિલસુફી ઇત્યાદિ અનેક દિશામાં માની ન શકાય એટલી પ્રગતિ થઇ છે. સાહિત્ય પરિષદનો આમાં કેટલો ફાળો છે એ કહેવું મુશ્કેલ છે. જો કે વડોદરા પરિષદ્ પછી એ મજલીને વ્યવહાર બનાવવાને અનેક પ્રયત્ન થયા છે. કેટલે અંશે ફત્તેહમંદ થયા છે તે કહેવું મુશ્કેલ છે.

આ પરિષદ પછી કેટલોક વખત આરામ અને શાંતિ મેળવવાના લોભથી કુમસમાં ગાળ્યો. એ અરસામાં ડૉક્ટરના વિચારોનું

ખૂબ મન્થન થયું. નોકરી છોડીને દેશ સેવા માટે કયો માર્ગ ગ્રહણ કરવો એ વિચાર એમના મગજમાં ઘુંટાયાંજ કરતો હતો. એમના પિતાએ આયુર્વેદ વિજ્ઞાનનો થોડો ઘણો અભ્યાસ કરેલો, કેટલાંક પુસ્તકો પણ વસાવેલાં. એ વિજ્ઞાન પ્રત્યે ડૉકટરને પણ પ્રેમ ખરો– એટલે એ દિશા તરફ એમની વૃત્તિ થઇ અને એ ઉદ્દેશથી એમણે થોડો વખત કલકત્તામાં અભ્યાસાર્થે કહાડયો. ત્યાં પાશ્ચાત્ય વૈદકીય જ્ઞાન સાથે આયુર્વેદમાં પણ સારી પણ નિષ્ણાત એવા ડૉકટરો અને વૈદ્યો સાથે પરિચય થયો અને એ સંબંધી સારો અભ્યાસ કરીને આયુર્વેદ વિજ્ઞાનના પુનરુદ્ધાર માટે એક સિરીઝ તૈયાર કરી. ગુજરાતમાં આ વિજ્ઞાન પરત્વે કોઈ ઝાઝો રસ લેનાર નહિ પણ બંગાળમાં એની કિંમત થઈ. અને ત્યાંના ડૉકટરોએ કેટલાક સિદ્ધાન્તો માન્ય પણ કર્યા. આ વિષયનો અભ્યાસ ત્યાર પછી કાંઇ વધાર્યો નહિ. કારણકે હૃદયના ઊંડાણમાં એમના વિચારો બીજીજ દિશામાં ચાલતા હતા. પૈસો કમાવવા તરફ તો એમની વૃત્તિ કદીજ નહોતી. એટલે દાક્તરની નોકરી કરીને ખાનગી પ્રેકટીસ કરીને ધનસંચયની લાલસા તો રાખી નહોતી. દાક્તરનો ધંધો કરીને પરોપકાર કરવા તરફ પણ તેમનું વલણ નહોતું. માણસ માંદા પડે પછી તેમને સાજા કરવામાં પોતાની શક્તિ વાપરવાની તેમની ઇચ્છા નહોતી. માણસ માંદાજ ના પડે–શારીરિક કે માનસિક વ્યાધિ માણસને ન થાય–prevention is better than cure–એ સિદ્ધાન્તનો પ્રચાર કરવો અને તે રસ્તે લોક સેવા કરવાના કોડ તે સેવતા હતા. જગતના વૈભવ પ્રત્યે જરા પણ મોહ નહોતો. આ પ્રમાણે જનસેવા કરતી એક સંસ્થા Servants of India Society તરફ એમની દષ્ટિ પડી. શ્રી. ગોખલેજીની સાથે ઝાઝું ઓળખાણ નહિ–પણ સામાન્ય ઓળખાણ ઉપરથી પોતાના વિચારની છાપ લે કરવા ખાતર

તેમની સાથે પત્રવ્યવહાર કર્યો., શ્રી. લલ્લુભાઈ શામળદાસને ને ગોખલેને તો બહુ મિત્રાચારી. તેમણે ડાક્ટરની ને એમની ઓળખાણ કરાવી. સર્વન્ટસ ઓફ ઇન્ડિઆ સોસાયટીમા દાખલ થવાની ઇચ્છા થઇ.

એ સંસ્થાને લગતું સાહિત્ય બધું એકઠું કર્યું— ને ઠીક ઉત્સાહ જાગ્યો. તે વખતે અમારે સંતતિમા બે છોકરીઓ ને એક છોકરો. પાસે કાંઇ બચત કરેલી નહિ. કેમકે દશ વર્ષની પણ પુરી નોકરી નહિ છતાં એમ પણ ઉંડો વિચાર ના આવ્યો કે છોકરાંનું શું થશે માણસને અમુક બાબતની ધુન લાગે છે ત્યારે આગળ પાછળનો વિચાર કરતો નથી અને ધુન લાગે તેજ માણસ કાંઇપણ પુરૂષાર્થ કરી શકે છે. ગોખલેની સાથે લલ્લુભાઇની મારફત મુલાકાત થઇ અને પોતાના હાથ નીચે રહીને કામ કરવાની સગવડ કરી આપવાનું કહ્યું. એ વખતે ડગલે ને પગલે મારી સંમતિ તો લેતાજ રહે. મને પણ એટલું બધું લાગ્યું નહિ કે બહુ જોખમ ખેડીએ છીએ. ને લગભગ નિશ્ચય કર્યો. એજ અરસામાં ગોખલેને સખત મંદવાડ આવ્યો. એ મંદવાડ વખતે પણ ડાક્ટરે તેમની મુલાકાત લીધી. અને પોતાના આદર્શો ને અભિલાષો ગોખલેજી આગળ રજુ કર્યા ગોખલે બહુ ખુશ થયા. અને પોતાના એક સહાયક તરીકે લેતાં તેમને આનંદ થયો. ઇશ્વર ઇચ્છા બળવાન છે. માણસ ધારે છે કાંઇ અને દૈવ જુદું જ કરે છે. ગોખલેજી મંદવાડમાંથી ઊઠયા નહિ, નાની ઉમરમાં મૃત્યુએ તેમને ઝડપી લીધા. ડાક્ટરની બાજી કથળી ગઇ. ગોખલેને ગુરૂ કરીને એમના હાથ નીચે તાલીમ લેવાની અભિલાષા મનમાં ને મનમાં જ રહી ગઇ.

આ વખતે અમે નવસારીમાં નવ મહિનાની રજા પછી પાછા નોકરીમાં તો જોડાયા. પણ નવસારીમાં રહીને વિચારો તો ઉપર

બતાવ્યું તે જ દિશામાં દોડતા હતા. ત્રણ બાળકોમાંથી બે બાળકો. અમદાવાદમાં ભણતાં ને માત્ર એક નાનો છોકરો પાસે હતો. પોતાના ભાઈઓ મોટા થયા હતા. બ્હેન માત્ર હતી તે પણ ઉમર લાયક હતી. એટલે ટુંક વખતમાં લગ્ન કરશે એમ ખાત્રી. આ સંજોગોમાં સર્વંટસ ઓફ ઇન્ડિઆ સોસાયટીમાં જોડવાના વિચારો થયા પણ તત્કાળ તે પડતા મૂકવા પડયા. ગોખલેજીના અવસાનથી એમને ખૂબ નિરાશા થઈ ગઇ.

મારો બાળક રમેશ સાતેક વર્ષનો થયો એટલામાં બીજા છોકરા અશોકનો જન્મ થયો. આ નવા બાળકના જન્મથી અને તે પહેલાં મારા મનને જે ઉદ્વેગ થયો તેની કલ્પના હું જગત આગળ મુકી શકતી નથી. એક જ વાત મને મુંઝવી રહી હતી; કે જે વખતે ડોકટર સર્વસ્વ છોડી દઇને સેવાના પંથમાં ઝુકાવવાની ઇચ્છા કરે છે તે વખતે નવી જવાબદારી વધારવાનો મને શો હક્ક હતો ! આ ઉદ્વેગ એટલો વધી ગયો કે બેબાકળી જેવી હું થઇ ગઇ. બાળકોના પ્રમાણમાં આ બાળક નબળો જન્મ્યો, ને એને ઉછેરીને મોટો કરતાં અથાગ શક્તિનો વ્યય કરવો પડયો. માતા થનારી દરેક યુવતીઓને આગ્રહપૂર્વક મારી સલાહ છે કે જો બાળકનો જન્મ થવાનો હોય તો તેને માટે ઉદ્વેગ કે ચિંતા ન રાખો ! આનંદસહિત એનું આગમન સ્વીકારો, નહિ તો બાળકની અને તમારી પોતાની તંદુરસ્તીને ધોક્કો જરૂર પહોંચશે. અનુભવની વાત કહું છું. ડોકટરને પોતાને એ બાબતનું દુઃખ નહોતું મન સ્થિર રાખવાની શક્તિ તો એમણે પૂરી કેળવી હતી. મારા મનનું સમાધાન થતાં જરા વખત લાગ્યો !

ગોખલેજીના અવસાન પછી દી. બા. અંબાલાલ સાકરલાલની પાસે રહીને ડોકટરે કામ કરવાનું ધાર્યું. અંબાલાલભાઇ એમના

'હિતમાં બહુ રસ લેતા હતા. જો કે નોકરી ધંધો છોડી દઇને દેશ-સેવાનું કામ ડૉક્ટર કરે તે તરફ એમની બહુ સહાનુભૂતિ નહિ પણ એમની ત્યાગવૃત્તિ માટે બહુ જ માન અને જ્યારે જોઇએ ત્યારે નિષ્પક્ષપાત સલાહ આપવાને તૈયાર, જાહેર જીવનનું કાર્ય કરવાની પ્રેરણા આપવાને સદા ઉત્સુક. અમદાવાદ આવીને અંબાલાલભાઇ સાથે કામ કરવાની ઇચ્છા કરી તો તે જ વખતે એટલે ૧૯૧૪ માં અંબાલાલભાઇનું અવસાન થયું. એ પણ નસીબની વાત. થોડો વખત આ વિચાર મુલતવી રાખ્યો, સંજોગો અનુકૂળ થતાં નવું કામ ઉપાડવાનું નક્કી કર્યું. વચગાળામાં સર્વંટસ ઑફ ઇંડિઆ સોસાઇટીના કામનો થોડોક અનુભવ પૂનામાં શ્રી. દેવધર સાથે રહીને લીધો. શ્રી. મહારાજા સાહેબે જ્યારે જાણ્યું કે ડૉક્ટર નોકરી છોડીને સમાજ સેવાનું કામ કરવાને સર્વંટસ ઑફ ઇંડિઆ સોસાઇટીમાં જોડાવાનો વિચાર કરે છે, ત્યારે તેમણે શ્રી મનુભાઇને કહ્યું કે ડૉક્ટરને એવું કામ સોંપો કે જેથી તે સમાજ સેવા પણ કરી શકે અને નોકરી પણ કરી શકે અને તેટલા માટે દવાખાનાના કામને બદલે મેડિકલ સ્ટોરનું કામ સોંપ્યું. એટલે તેમાં બીજું કામ કરવાનો વખત મળી શકે. નવસારીથી પાછી વડોદરે બદલી થઇ.

ઇ. સ. ૧૯૧૨–૧૩ ના વર્ષમાં અમારા કુટુંબમાં બે પ્રશ્નો ચાલતા હતા. એક તો ડૉક્ટરને નોકરી છોડવાનો અને બીજો એવો જ મહત્ત્વનો પ્રશ્ન તે એમનાં નાનાં બહેન વીર બાળાના લગ્નનો મોટા ભાઇ તરિકે નાનાં ભાંડુનું પાલન, શિક્ષણ, વગેરે બધી જવાબદારી તો રાખવાની હોય જ. પણ જ્યારે ચાલતી ઘરેડમાંથી બહાર નીકળીને જુદે માર્ગે જવાનો માણસ વિચાર કરે ત્યારે આ જવાબદારીનો ભાર બહુ વધી જાય છે. વીર બાળા બહુ નાનાં હતાં ત્યારથી એમનો લગ્ન સંબંધ સુરતની નાગરની ન્યાતમાના બે ચાર છોકરામાંથી કોઇ છોકરા સાથે બાંધવા માટે આસપાસનાં

સગાં વહાલાં આગ્રહ કરતાં હતાં. સગાં વહાલાંને ખરી લાગણી હોય કે ન હોય પણ લગ્ન મરણની વખતે જ સંબંધ બતાવવાનો દાવો રાખવામાં આવે છે. બાકીને વખતે કુટુંબનું ગમે તે થાય, જવાબદારી લેવાને કોઈ તૈયાર નહિ. જે છોકરાઓ સાથે સંબંધની વાત થતી હતી તે છોકરાઓ નાગરી ન્યાતના હતા એટલુંજ, બાકી બીજું કાંઈ નહિ. ભણતર ઝાઝું નહિ, ઉમરનો તફાવત પણ એકાદ બે માં તો બહુ જ, કાંઇ પણ ઉચ્ચ સંસ્કાર નહિ, વાતાવરણ બહુ જ જુની સુરત રૂઢિનું. જે સંસ્કૃતિ અને વાતાવરણમાં આપણી છોકરી ઉછરી હોય તેવા વાતાવરણમાં તે જીવન ગાળે એટલું જોવું જ જોઇએ. પણ લગ્ન સંબંધ જોડવાની કોણ જાણે કેમ લોકોને એટલી ઉતાવળ થાય છે કે એક છોકરો અને એક છોકરી હોય એટલે થઇ ચૂક્યું, પછી આગલી પાછલી કાંઈ જોવાની જરૂર નહિ. માતા પિતાની રીતભાત, આર્થિક સ્થિતિ, શારીરિક સ્થિતિ, ભણતર, કૌટુંબિક પરિસ્થિતિ, જવાબદારી એ બધું જોવાની કોઇને દરકાર નહિ. આપણું છોકરૂં જીવનના કલહથી દુઃખી થઇને કંટાળીને આવે તે વખતે સગા વહાલાં આંસુ લુછવાને પણ આવે નહિ. માત્ર સંબંધ જોડવા માટે આગળ થાય. કદાચ એમા અપવાદ હોઇ શકે ખરો. કોઇ દીર્ઘ દૃષ્ટિ વાપર્યા વગર જ સલાહ આપે !

હવે બન્યું એવું, કે ડૉકટરના મનમાં ચારે ખુણે એકજ વિચાર, કે ગમે તે જગ્યાએથી વીરબાળા માટે સારો છોકરો હોય તે જોવો. ( પોતાની મેળે શોધી લે એવી તે વખતે સ્થિતિ ન હોતી. ) પછી તે સુરતમાં હોય, અમદાવાદમાં હોય કે ગમે તે જગ્યા એ હોય-સુરતનો જ જોવો એવો આગ્રહ જરા ન હોતો. ડૉ. મોહનનાથ દિક્ષીત અને ડૉકટર બન્ને બાળક પણથી સાથે ભણેલા. અરસપરસ સંબંધ અને મિત્રતા બહુજ-એક એકના નિકટ સંબંધમાં આવેલા અને છેવટ નવસારીમાં તો બહુજ સાથે

રહેવાનો પ્રસંગ આવ્યો. ડૉ. મોહનનાથના ન્હાના ભાઈ હરસુખનાથ દિક્ષીત ( ઝીણુંભાઇ ) ઇંગ્લંડ જઇને એન્જીનીઅરીંગનો અભ્યાસ કરી આવેલા. ચારે તરફ વિચાર કરતાં એમની સાથે વીરબાળાનો સંબંધ જોડવાનું અમને બન્નેને તો બહુજ અનુકુળ લાગ્યું. વીરબાળાને પોતાને પણ સંપુર્ણ પસંદ પડયું. પણ જ્યારે બીજાં સગાંઓને પૂછવામાં આવ્યું ત્યારે તો મોટો વિરોધ થયો વાંધો બીજો તો કોઇને કાંઈ હતોજ નહીં. માત્ર ન્યાતનો વાંધો–તે પણ શાસ્ત્રીય રીતે તો કાંઇજ વાંધો નહીં. ભોજન વ્યવહાર થાય, અને કન્યા વ્યવહાર પણ કરી તો શકાય પણ નાગર ગૃહસ્થ અને નાગર બ્રહ્મણ એવા બે વાડા બંધાઈ ગએલા. એટલે રૂઢિ નહીં. જો કે જુના જમાનામાં ડૉકટરનાં ફોઇનાં લગ્ન એજ વાડામાં ડૉ. બહુકરામે કરેલાં, પણ ત્યાર પછી એ રસ્તો કોઇએ લીધો નહીં. એટલે પાછી પહેલ ડૉકટરને કરવાનો વખત આવ્યો. કુટુંબમાંના એકે એક વિરૂદ્ધ મતનાં; પિતાનો પક્ષ, મોસાળ પક્ષ કોઇને પસંદ પડતી વાત નહીં. ડૉકટરનાં નાનાં ભાંડુના વાગ્રી એમના ત્રણે મામા હતા તે બધાનો પણ વિરોધ આ બધા વિરોધ સામે પોતાની બહેનનો સંબંધ ઝીણુંભાઇ જોડે કરવો કે કેમ એ ગડમથલ ખૂબ એમના મનમાં થઇ. સારૂં પરિણામ આવે તો કોઈ જસ આપવા ના આવે. કાંઇ અવળુ થાય તો પસ્તાળ પડે. પોતાની છોકરી કરતા બહેનની જવાબદારી ઘણી જ વધારે કહેવાય છતાં ડૉકટર પોતાના નિશ્ચયમાં મક્કમ રહ્યા મોસાળ પક્ષના વડીલોએ લગ્નમાં ભાગ લેવાની સાફ ના પાડી–માત્ર વાગ્રી તરીકે હાજર રહેવાની ખુશી બતાવી. બીજાં કોઇ સગા વહાલાં હાજર પણ ન રહે એવું ઠરાવ્યું. પિતાના પક્ષના તો સમ્મત થઈ ગયા અને એ સૌએ બહુ સારો ભાગ આપ્યો. સગાં સંબંધીનો વિરોધ હોવાને લીધે મિત્રવર્ગમાં ડૉકટરે સૌને જણાવી દીધું કે જેની જેની લગ્ન માટે



ડૉ. સુમન્ત, શારદાબહેન અને તેમના પિતાશ્રી, માતુશ્રી, શ્રી. વિદ્યાબહેન, શ્રી. રમણભાઇ, બન્ધુઓ શ્રી. ગટુલાલ, કુંજવિહારી, ભાભી શ્રી. દેવી અને બાળકો.

સહાનુભૂતિ હોય તેમણે સાથ આપવો.' લગ્ન વિધિ કરાવવાનું મુ. શ્રી. રમણભાઇએ માથે લીધું લગ્ન નવસારીમાં લેવાનું નક્કી કર્યું, કારણ કે ડૉ. મોહનનાથ નવસારીમાંજ રહેતા હતા. મોસાળ પક્ષનો એટલો બધો વિરોધ હતો, છતાં વડીલ મોટાંબા એટલે ડૉકટરનાં દાદી ( માતુશ્રીનાં માતા ) બહુજ રાજીખુશીથી પોતાની દોહિત્રીનાં લગ્નમાં ભાગ લેવા અને આશીર્વાદ આપવા આવ્યાં હતાં. એમના વિચાર પ્રથમથીજ વિશાળ દૃષ્ટિના અને જમાનાને અનુકૂળ ચાલવાનો જ સિદ્ધાન્ત એમણે રાખેલો. એમની એટલી ઓથ હતી તેથી અમને હિંમત બહુ રહી. ડૉકટરનો સ્વભાવ તો દૃઢ નિશ્ચયી, એટલે કોઇની પણ દરકાર કરે નહીં. સિદ્ધાન્ત ખાતર બધાંને તિલાંજલિ આપે છતાં એ વૃદ્ધ વડીલની હાજરીથી સંતોષ તો થાયજ. મિત્ર વર્ગમાં શ્રી. રમણભાઇ, નાનાલાલ કવિ, મારા ભાઇ ગટુલાલ, પ્રો. વીરમિત્ર દ્વીવેદીઆ, વિદ્યાબ્હેન, સત્યવ્રત મુકરજી, એ બધાંએ, તેમજ વડાદરાના બધાજ અધિકારીઓએ હાજરી આપીને લગ્ન શોભાવ્યું. અને ડૉ. બટુકરામની દીકરીને કોઇ રીતે ઓછું ના આવવા દીધું. બાકી મામાઓનો અને મોસાળ પક્ષ જે સુધારાના પક્ષનો કહેવાય તેનો વિરોધ સાલે તો ખરોજ, પરંતુ કાળ કાળનું કામ કરી રહે છે. એ મોસાળ પક્ષના વિચાર થોડાં વર્ષમાં કેટલા બધા બદલાઇ જવાનો પ્રસંગ આવ્યો!

આ લગ્ન પ્રસંગે છ આઠ મહિના સૂધી જે ચિંતા અને મનનું મન્થન ડૉકટરને કરવું પડયું છે તેનો કોને ખ્યાલ હોય શકે! કુટુંબનું વડીલ પદ એ બહુ ગંભીર જવાબદારીનું સ્થાન છે, એના કેટલાક લાભ હશે, પણ જવાબદારીનો બોજો તો ઘણોજ વધારે છે. એટલે એ સ્થાન કોઇને લેવાની ઇચ્છા તો થાયજ નહીં. માથે આવેલી ફરજ બજાવ્યા વગર છૂટકોજ નહીં. સમસ્ત સગાં વહાલાંના વિરોધ સામે થઇને ટક્કર ઝીલવાનું કામ સહેલું નહોતું.

તેમજ કેટલેક દરજ્જે અંધારામાં ભુસકો મારવા જેવું હતું. છતાં હિંમત રાખીને પોતાને સત્ય લાગ્યો તે માર્ગ લીધો અને નસીબ બળવાન એટલે તેનું પરિણામ સારૂં આવ્યું.

૧૯૦૩ થી ૧૯૧૩ સુધીનો સમય જૂદા જૂદા પ્રકારનું વાચન તથા અભ્યાસમાં કહાડયો. તેમજ એક પ્રકારની શ્રીમંત ગણાતી સમાજમાં રહીને આનંદ ભોગવ્યો. ઘણું જોયું અને જાણ્યું, છતાં જીવન અધુરૂં ને અધુરૂં લાગ્યું, સામાન્ય જનતા સાથે ભળ્યા વગર, તેમની સાથે ઓતપ્રોત થયા વગર તેમના પ્રશ્નોનો ખ્યાલ આવે નહિં. તેમજ સમાજના જે અનિષ્ટ રીવાજો, રૂઢિઓ હોય તે દૂર કરવાની ઇચ્છા ગમે તેટલી હોય પણ તે બરોબર સમજીને, લોકોની મુશ્કેલીઓ જાણીને તે દૂર કરવાનો પ્રયત્ન થવો જોઇએ, એમ લાગવાથી મધ્યમ વર્ગ સાથે સંબંધ વધારવાની ઇચ્છા થઈ. ઊંચે આસને બેસીને શાસન કરવું અને કાંઈ લેપન ન લગાડવું એમ કર્યાથી લોકમાં ભળીહળી શકાય નહિં, તેમજ લોકપ્રીતિ મેળવી શકાય નહિં. આ પ્રકારના અનેક વિચારોને લઇને અમે વડોદરા શહેર વચ્ચે મકાન ગમ્યું. ત્યાં સુધી ગામથી દૂર જ રહેતાં હતા શહેરમાં રહેવાથી લોકો સાથે મળવા કરવાનું સહેલું પડયું. સમાગમ થવાથી-પરીચય વધવાથી વિચારની આપ લે કરવામા સરળતા થઇ. તેમજ એક જાતનું જે કૃત્રિમ અંતર હતું તે જતું રહ્યું. સામાન્ય સમાજ કરતાં આપણે કાંઇ પર છીએ, જૂદાં છીએ એ અહંકાર જતો રહ્યો. એ સમાજની વચ્ચે રહીને સમાજનાં અનિષ્ટો દૂર કરવામાં કાંઇક મદદરૂપ થવાય તો કાંઇક ઉપયોગી કાર્ય થાય એમ લાગ્યું. પરંતુ એ કયે રસ્તે કરવું તે માર્ગ ખોળવાનું કામ બહુ મુશ્કેલ હતું, ઓઓ અને બાળકોના પ્રશ્નો દરેક સમાજમા ગુંચવાડા ભરેલા હોય છે, અને તે પ્રશ્નો એટલા બધા હોય છે કે બધામાં માથું મારીએ તો કાંઈ જ

ઉકેલ આવે નહિં. તેમજ દરેક પ્રશ્નો એટલા મહત્વના હોય છે કે તેનો વિચાર કર્યાં વગર છૂટકોજ નહિં. દરેક જૂદાં જૂદાં ક્ષેત્ર માટે જૂદાં જૂદાં માણસો કામ કરવા મંડી પડે તો કામ વધારે સારૂં થાય. પણ જ્યાં સુધી એટલાં બધાં માણસો હોય નહિ ત્યાં સુધી થોડાં માણસોએ ઘણાં કામ કરવાનાં રહે છે.

વડોદરા શહેરની સ્ત્રીઓને એકત્રિત કરીને તેમની વચ્ચે અરસ્પરસ સમાગમ વધારવા, વિચારની આપ લે કરવા, સ્ત્રીઓનાં જીવન, ગૃહકામ તેમજ ઘરની ઉપાધિમાંથી બહાર નીકળીને વિશાળ જગતમાં ચંસુપાત કરે તે માટે, તેમના આનંદમાં વધારો કરી શકાય તે માટે, તેમજ કંઇક લોકોપયોગી કાર્ય કરવા તરફ વૃત્તિ થાય એ માટે સ્ત્રીઓનું એક મંડળ કહાડવાનો નિશ્ચય કર્યો. સ્ત્રીઓની એક કલબ હતી તો ખરી પણ તેનો લાભ અધિકારી વર્ગ, સરદાર વર્ગ, અને શ્રીમત વર્ગ જ લઇ શકતા હતા. એક તો ગામથી ઘણે દૂર અને બીજું એક જાતનો મિત્ર ભાવ જેને ગાડી ઘોડા હોય, પૈસા ટકા હોય, તેજ એનો લાભ લઇ શકે અને તે માત્ર આનંદ મેળવવા માટે જ. એનો ઉદ્દેશ બીજો કાંઈ ન હોતો બહેનોની ખાનગી મુલાકાત લઇને પછી કામનો આરંભ કર્યો, ગામ વચ્ચે સુંદર જગ્યાએ કન્યાશાળાનું વિશાળ મકાન સદ્ભાગ્યે મળ્યું, ગામની બહેનોએ તો આ પ્રયત્નને ખૂબ વધાવી લીધો. એમના જીવનમાં તો એક નવોજ આનંદ આવ્યો પુરૂષ વર્ગને પણ આ વસ્તુ ગમી ગઇ. સ્ત્રીઓને જ્ઞાન મળે, ગમત મળે, ઉપયોગી કામ કરવા તરફ વૃત્તિ થાય, સારા સમાગમનો લાભ મળે, બાળકોને રમવાનાં સાધનો મળે, એ બધું જ થોડે પૈસે થઇ શકે તે કોને ના ગમે! આ પ્રમાણે વડોદરા શહેરમાં ચીમનાબાઇ સ્ત્રી સમાજની સ્થાપના થઈ મધ્યમ વર્ગની સ્ત્રીઓએ તેનો ખૂબ લાભ લેવા માંડયો એ સમાજ દ્વારા વડોદરા શહેરમાં 'અનેક કાર્યોનો

આરંભ થયો. કારણ કે ચીમનાબાઈ સ્ત્રી સમાજનાં સભ્યો એટલે તો જીવતું જાગતું એક સેવાનું દળ એવીજ માન્યતા થઈ. દરેક બહેનમાં એ ભાવના પ્રથમથીજ આવી કે પોતે આનંદ મેળવવો અને બીજાને આનંદ આપવો. પોતે શિક્ષણ લેવું, અને બીજાને આપવું, પોતે સેવા કરવી અને બીજા પાસે કરાવવી.

શરૂઆતથી જે બહેનો આ સંસ્થામાં જોડાઈ તે હજી સુધી તેમાં કામ કરી રહી છે. એ સમાજમાં જે સ્નેહ, જે નિખાલસપણું અને ભગિની ભાવનો પ્રસાર થયો, તેનાથી કેટલાંએ કુટુંબોનાં જીવન પલટાઈ ગયાં. દૃષ્ટિબિન્દુ બદલાઈ ગયું. સ્ત્રીઓ પોતાની જવાબદારી કેટલેક અંશે સમજતી થઈ. પોતાનામાં ઉણપ હોય તે સુધારી લેવાની આકાંક્ષા જાગૃત થઈ. શરૂઆતમાં રમત ગમત, ભાષણો શિક્ષણ વર્ગો, પુસ્તક વાંચન વિગેરેનો ક્રમ રાખીને શારીરિક અને માનસિક ઉન્નતિ કરવાનો પ્રયાસ થયો, આ જીવનમાં આનંદના પ્રસંગો, મન બહેલાવવાના સાધનો આપણા સમાજમાં ઓછાં છે તેથી તે પૂરાં પાડવાનો પ્રયત્ન થયો. ક્રમે ક્રમે એ બહેનોએ લોકોપયોગી કામ કરવાનો આરંભ કર્યો અને ઉપયોગી કામોનાં પ્રદર્શનો ગોઠવ્યાં. સ્ત્રીઓની સભાઓ યોજવા માંડી અને જેમ જીવન ક્રમ બદલાતો ગયો તેમ તેમ સમાજે પણ તેનું સ્વરૂપ બદલ્યું. જે જે વખતે સ્ત્રીઓની સેવાની જરૂર માલુમ પડે તે વખતે ચીમનાબાઈ સ્ત્રી સમાજનાં બહેનો તૈયારજ હોય. આ પ્રમાણે ચીમનાબાઈ સ્ત્રીસમાજ એ મધ્યમ વર્ગની સ્ત્રીઓની પ્રથમ સંસ્થા ગુજરાતમાં શરૂ થઈ બીજાં એકાદ બે મંડળો ગુજરાતમાં હતાં પણ સર્વદેશીય પ્રવૃત્તિ કરનાર આ પ્રથમજ સંસ્થા હતી ત્યાર પછી બીજાં શહેરોમાં એવાં મંડળો સ્થપાં થયાં. અને સ્ત્રીઓનાં જીવનમાંના પ્રશ્નો [illegible] ગયા.

પ્રભો એલ્ફિનસ્ટનની મમતા કરવામાં રાજા અને પ્રજા અનેક ગઢ

મદદકાર આપ્યો. અને વાતાવરણજ એવું થઇ ગયું કે ચારે તરફથી એને પોષણ મળ્યું. પહેલ વહેલી નાણાંની મદદ પણ ઉદાર હૃદયથી અમારાં મહારાણી સાહેબે કરી, જે કાર્યનો આરંભ કરીએ તેને મદદ મળીજ રહેતી. કામ કરનાર પણ મળે અને બીજી પણ સવડ મળે. આ પ્રમાણે પ્રોત્સાહન મળવાથીજ એની પ્રતિષ્ઠા પડી. શ્રીઓએજ શરૂ કરેલી આ સંસ્થા, તેમણેજ ઉછેરીને મોટી કરી, સઘળી વ્યવસ્થા પોતેજ કરી, અનેક મુસ્કેલીઓ વટાવી, હવે પગભર થઇ છે. એક બાળકને જન્મ આપ્યા પછી તે ક્રમે ક્રમે મોટું થઇને ઠેકાણે પડે ત્યારે માતાને કેટલો બધો સંતોષ થાય ! ચીમનાબાઈ સ્ત્રી સમાજ તે રાજ્યની એક મિલ્કત છે એને મિલ્કત પ્રમાણે રાજાએ અને પ્રજાએ સાચવી રાખવી એ તેનો ધર્મ છે.

આ સ્ત્રી સમાજનો આરંભ કર્યો ત્યારથી એક જાતનો આત્મ વિશ્વાસ આવ્યો અને કામ કરવામાં ખૂબ ઉત્સાહ આવ્યો. જો શક્તિનો યોગ્ય વ્યય કરવામાં આવે તો સુંદર પરિણામ આવે એ ખાત્રી થઇ, રાતદિવસ ત્યાર પછી તો સ્ત્રીઓના પ્રશ્નોની ઝંખના જ થવા માંડી. સ્ત્રીઓ માટે મોટામાં મોટો પ્રશ્ન તેમનો કેળવણીનો હતો. જો કેળવણીનો પ્રચાર વધારે થાય તોજ દેશનું દુઃખ ટળે એ સત્ય વધારે ને વધારે અમજાયું

કેટલાંએ વર્ષોથી કન્યાશાળાઓની સ્થાપના થઇ હતી, છતાં સ્ત્રી શિક્ષણની પ્રગતી જરા થઈ નહોતી, સ્ત્રીઓમાં નિરક્ષરતાનું પ્રમાણ ભયંકર છે. માત્ર સોએ બે એ કે અઢી ટકા સ્ત્રીઓ વાચી લખી જાણે એ સંસાર કેવો ચાલે ! બાળલગ્ન, એ સ્ત્રી કેળવણીમાં મોટું વિઘ્ન છે એ ખરૂં છે. છતાં કેળવણી લઈ શકે તે ઉમરની બાળાઓ પણ શિક્ષણ લેતી નથી અને જીવન એળે ગાળે છે. અક્ષર જ્ઞાન એ જીવન ઉત્કર્ષમાં મોટામાં મોટું સાધન છે એ વાતની ના પાડી શકાય નહિં છતાં આટલી બધી નિરક્ષરતા એ

કેટલી શોકની વાત છે ! અક્ષર જ્ઞાન જ્યાં એટલું ઓછું હોય ત્યાં ઉચ્ચ શિક્ષણની વાતજ ક્યાં ! સ્ત્રી શિક્ષિકાઓ, દાક્તરો, નર્સો, દાયણો વગેરેની કેટલી બધી જરૂર છે એ પ્રજા સમજે છે. પણ તેનો ઉપાય કોઈ કરતું નથી. છોકરાઓને ગમે તેમ કરીને ઉચ્ચ શિક્ષણ આપવાનો પ્રયાસ થાય છે. પણ છોકરીઓ માટે ઉદાસીનતા જ હોય છે. આ વસ્તુસ્થિતિને લીધે આપણી સામાજીક પ્રગતિ થતી નથી. જે રૂઢિઓ, વહેમ અને અજ્ઞાનની ધુંસરીમાં હજારો વર્ષોથી જકડાઇ રહેલા છીએ તે બંધનો યોગ્ય કેળવણી વગર તોડી શકાય જ નહિં. દૃષ્ટિબિન્દુ વિશાળ થાય નહિં. જમાનાને અનુસરીને પ્રગતિ થાય નહિં.

કન્યા કેળવણીની સંસ્થાઓ થોડી ઘણી હોવા છતાં શિક્ષણની આ સ્થિતિ કેમ હશે તે પ્રશ્નમાં ખૂબ ઊંડા ઉતરીને જોવા માંડયું. ઘેરેઘેર ફરીને આંકડા મેળવ્યા શા માટે છોકરીઓને માબાપ ભણાવતા નથી, ઉચ્ચ શિક્ષણ માટે કેમ તમન્ના થતી નથી એ શોધ કરવા માંડી, એટલું માલુમ પડયું કે જે પદ્ધતિથી શિક્ષણ અપાય છે તે શિક્ષણ સામે સખ્ત વિરોધ છે. અને તેનું કારણ એજ છે કે યોગ્ય શિક્ષકો નથી, સ્ત્રી શિક્ષકો નથી, શિક્ષણની આખી પદ્ધતિ દેશની પરિસ્થિતિને યોગ્ય નથી. ખર્ચાળ છે, વખત અડુજ જાય છે, અને તેના પ્રમાણમાં બદલો મળતો નથી. પ્રાથમિક શિક્ષણ પ્રત્યે ઘણો વિરોધ નથી પણ ઉચ્ચ શિક્ષણ પ્રત્યે તો બહુ જ વિરોધ છે, પ્રાથમિક શિક્ષણ માટે તો જો નજીકમાં નજીક સગવડ થાય તો ઘણા મોટા પ્રમાણમાં તેનો લાભ લેવાય. પણ પછી એ શિક્ષણ જારી રાખવા માટે જરાએ વૃત્તિ નથી. એનું મોટામાં મોટું કારણ એજ છે કે જે શિક્ષણ અપાય છે તે વિશિક્ષણ છે. જીવનમાં ઉતારી શકાતું નથી. એ બધી રચના પરદેશી દૃષ્ટિબિન્દુથી રચાએ છે. કેળવણીની ઇમારત દેશની પરિસ્થિતિ

જોઇને સ્થાન નથી તેથી એ કેળવણી પ્રત્યે પ્રેમ ઉત્પન્ન થયે નહિં, મોટામાં મોટી આડખીલી ઇગ્લીશ ભાષાની લાગી. એ શિક્ષણથી બાળકો અને કુટુંબો વચ્ચે અંતર પડયાં. છોકરાંઓને કોલેજ અને હોસ્ટેલોનાં જીવનમાં મોજ લાગી ખાસ કરીને ન્હાનાં ગામોમાંથી ભણતા છોકરાને તો પોતાનાં ઘર ઘણુંજ અપ્રિય થયાં, આવું વાતાવરણ છોકરીઓમા પણ ફેલાય એ દહેશત મોટી લાગી. તેમજ ઇગ્લીશ શિક્ષણને સમાજમા સ્થાન ન હોવાથી છોકરીઓને માટે તદ્દન બીન જરૂરીઆત લાગ્યું. આ પ્રકારના અનેક કારણને લીધે કન્યા કેળવણીમાં બહુજ મોટા ફેરફાર કરવાની આવશ્યકતા જણાવવા લાગી.

જે જે પ્રસંગો મળ્યા તે વખતે માતૃભાષા દ્વારા શિક્ષણ અને દેશની પરિસ્થિતિને અનુકુળ શિક્ષણને માટે મ્હેં વકીલાત કરી. તે વખતે એટલે આજથી પંદર વર્ષ ઉપર માતૃભાષા દ્વારા શિક્ષણ આપી શકાય એ મતને લોકો હસી કહાડતા હતા એને ગાંડપણ ગણાતું હતું. જેમ જેમ સ્વરાજ્યની ભાવના વધારે દૃઢ થતી ગઇ તેમ તેમ આ મત વધારે બળવાન થયો. યુનિવર્સીટીનું શિક્ષણ લીધેલાં સ્ત્રી પુરૂષો અને જેઓ કેળવાએલાં છે એવો દાવો કરે છે તે લોકોને તો માતૃભાષા દ્વારા શિક્ષણ એટલે વિરોધાભાસ જ લાગતો, માનસશાસ્ત્રના નિયમો પણ તેવે વખતે ભૂલી જવાય છે. કુદરતના નિયમો વિરૂદ્ધ કાર્ય થાય તે પણ જો સરકાર તરફથી થતું હોય તો તેનો વિરોધ ના કરાય. અથવા તો પ્રચલિત ગમે તે કારણે થઈ ગયું હોય તોપણ એક ચીલે ચાલ્યાં તે ચીલો બદલાય જ નહિં. એ આપણા લોકનું માનસ એટલે યુનિવર્સીટીમાં માતૃભાષા દ્વારા શિક્ષણનો પ્રશ્ન લાવવો એ પણ મૂર્ખામી ગણાતી.

છતાં હોમરૂલની ચળવળ જ્યારથી શરૂ થઇ ત્યારથી જુવાન વર્ગની આંખ ઉઘડી અને આ વસ્તુ માટે પ્રયત્ન થવા માંડયો

## પ્રકરણ ૨૦

ઇ. સ. ૧૯૧૫ની સાલથી હિંદુસ્થાનમાં અને વિશેષ કરીને મુંબઇ ઇલાકામાં હોમ રૂલ–એટલે સ્વરાજ્યની ચળવળનો ખરો આરંભ ગણી શકાય. બંગાળમાં બંગ ભંગ વખતથી રાષ્ટ્રીય ચળવળ થોડે ઘણે અંશે ચાલ્યા કરતી હતી. પણ સ્વરાજ્યનું વ્યાપક સ્વરૂપ ૧૯૧૫ થી થયું. અને તેમાં આગળ પડતો ભાગ શ્રી. એનીબિસેન્ટ અને તેમના અનુયાયીઓએ લેવા માંડયો મદ્રાસમાં ન્યુ ઇંડીઆ વર્તમાન પત્ર નીકળવા માંડયું તેમાં આ પ્રશ્ન ખુબ ચર્ચાવા લાગ્યો, અને તેની અસર મુંબઈ ઇલાકામાં પણ દેખાવા લાગી મદ્રાસ ઇલાકામાં એનીબિસેન્ટ, મહારાષ્ટ્રમાં લોકમાન્ય તિલક, પંજાબમાં લાલા લજપતરાય, અને બંગાળમાં બિપીન પાલ અને બીજા નેતાઓ–એમ સમગ્ર ભારત વર્ષમાં પ્રથમ પંકિતના રાષ્ટ્રીય નેતાઓ પોત પોતાનો પેગામ ફેલાવી રહ્યા હતા આ સમય ઘણો યોગ્ય હતો. યુરોપમાં મહાયુદ્ધ ૧૯૧૪ થી શરૂ થયું. અને બીજે વર્ષે એટલે ૧૯૧૫થી એ યુદ્ધ ખૂબજ જામ્યું. કયારે શાન્તિ થશે તેની કોઇને ગમજ પડતી નહોતી. આખા જગતનાં મોટામાં મોટાં રાષ્ટ્રો આ લડતમાં, સંડોવાએલાં હતાં. બેશુંમાર ધન દારૂગોળામા ખર્ચાઇ જતું હતું મનુષ્યનો સંહાર પણ તેટલાજ પ્રમાણમાં થતો હતો. બ્રિટિશ સત્તાને સંગ્રામ માટે પૈસા તેમજ માણસોની જરૂર પરી. ગરીબડા હિંદુસ્થાન દેશ ઉપર તેની તો નજર પડી. હિંદુસ્થાનની પ્રજા ભોળી અને દયાળુ તેમજ પરોપકારી–અપાય તેટલા દામ અને બન્યા તેટલા સૈનિકો આ વિરાટ યુદ્ધમાં હોમાવવા માટે આપ્યા. હજી પણ હિંદુસ્થાને વિશ્વયુદ્ધમાં જે ફાળો આપ્યો હતો તેનો બ્રિટીશ સરકાર સ્વીકાર તો કરે છે જ.

આ પ્રસંગે આર્યલેન્ડ સ્વરાજ્ય મેળવવાને પ્રયાસ કરી રહ્યું હતું. તેનો પડઘો હિન્દુસ્થાનમાં પડયો. લડતમાં મદદ કર્યા બદલ દેશને કંઇક રાજકીય લાભ મળવો જોઇએ એ આશા સ્વભાવિક રીતે સ્ફૂરી હતી અને તેથીજ સ્વરાજ્યની ચળવળ શરૂ થઇ હતી. આ ચળવળને પરિણામે દેશના યુવાન વર્ગમાં સારી જાગૃતિ આવી હતી. શિક્ષિત યુવકો યુનિવર્સિટીની કેળવણી લઇને એટલું તો સમજ્યા હતા કે સ્વરાજ્ય વગર ગુલામીની જંજીરો તૂટે નહિં. અને એ જંજીરો તૂટે નહિં ત્યાંસુધી દેશની આબાદી થાય નહિં. દેશની એકજ રાષ્ટ્રીય સંસ્થા-ઇન્ડીઅન નેશનલ કોંગ્રેસ-હિન્દી રાષ્ટ્રીય મહાસભાએ વર્ષો થયાં રાજ્યમાં અનેક સુધારા માટે પુકારો કર્યા હતા. પણ એ અરણ્યનાં રૂદનો કોઇના પણ કાનમાં જતાં નહિં. તેથી સતત ચળવળ કરવાનો યુવકોએ નિશ્ચય કર્યો, સ્વતંત્રતાની ભાવના ખીલવા માંડી. અને રાષ્ટ્રીય ધર્મ સમજાવવા માંડયો. મુંબઇમાં Young India નામનું અઠવાડિક યુવકોના પ્રયાસે નીકળવા માંડયું. અને મુંબઇ ઇલાકામાં જે રાષ્ટ્રભાવનાની ઉણપ હતી તે પૂરાવવા માંડી.

વિશ્વસંગ્રામને લીધે હિંદના વેપારીઓની આવક વધી અને રાષ્ટ્રભાવનાની ખીલવણીથી નાણુનો ઉપયોગ એ વહેણમાં કરવાની વૃત્તિ થઇ. વર્તમાનપત્રો, માસિકો, કવિઓની શૈલી બદલાઇ.

ગુજરાતના સાહસિક વેપારીઓ અને ગણત્રીમાજ ગણાતી પ્રજામાં પણ રાષ્ટ્રધર્મ અને રાષ્ટ્રસેવાની અભિલાષા થવા માંડી. સમાજ સુધારકોએ વર્ષો થયાં સમાજના સડા દૂર કરવાના પ્રયત્નો કર્યા હતા. પણ પરિણામ બહુ જ ઓછું આવ્યું હતું. પણ જ્યાં રાષ્ટ્રીય ભાવનાની જાગૃતિ થવા માંડી ત્યાં સામાજીક સડા પણ સાલવા માંડયા, આર્થિક અને શારીરિક અધોગતિ પણ માલુમ પડવા લાગી. આ બધા તરફ કાર્ય કર્તાઓનું લક્ષ દોરાયું.

કેળવણી—તાલીમ વગર કંઇ પણ કામ સફળ થાય નહિ. સરકાર અને રાજ્ય તરફથી અપાતી કેળવણીમાં ઉણપો જણાઇ. આવા અનેક પ્રશ્નો રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય મેળવવાના પ્રશ્ન સાથે ગુંચવાએલા હતા. ન્યાત જાતના બંધનો પણ ખૂબ ખૂચતાં હતા. મતલબ કે સર્વદેશીય સુધારા માટે યુવક માનસ તલસી રહ્યું હતુ. વડોદરાની પ્રજા આ મંકલનામાં ગુંચવાએલી જ હતી. શહેરમાં એક સેવા મંડળ સ્થાપવામાં આવ્યું. આ સેવા મંડળ તે આખા પ્રાંત માટે એક કેન્દ્ર સ્થળ બન્યુ. ડૉ. સુમંતે આમાં પોતાનો પ્રાણ રેડયો. જે સેવા ભાવના માટે મંથન એમના મનમાં થતુ હતુ તે સંપૂર્ણ રીતે તો નહિ—પણ થોડે ઘણે અંશે પૂર્ણ થશે એમ લાગ્યુ. સેવાનાં અનેક ક્ષેત્રો ખેડવા માંડયા.

એક સેવા મંડળમાંથી અનેક સેવા મંડળોની શાખાઓ થઈ. પુરૂષ વર્ગમાં આ સેવા મંડળ અને સ્ત્રી વર્ગમાં વીમનાબાઇ સ્ત્રી સમાજ આમ બંને માર્ગે કામ થવા માંડયુ એટલે અમારા બંનેના મનને કાંઇક સંતોષ થયો. સ્ત્રીઓમાં હું કામ કરૂં તે માટે ડૉક્ટરનો ખૂબ આગ્રહ અને તેને માટે અનેક સરળતા મને કરી આપેલી. એવી સરળતા વગર સ્ત્રીઓને કામ કરવુ બહુ મુશ્કેલ પડે. ખાવા પીવાની અગવડ કેટલેક અંશે પડે—થોડો નાણાંનો વ્યય કરવો પડે—બાળકની દેખરેખમાં પણ ભાગ લેવો પડે—પોતાની તબીયત નાજુક તે છતાં વિટંબના વેઠી લે. આ બધી સવલતને લીધે સાર્વજનિક કામમાં મારાથી ભાગ લેવાયો એ તો નક્કી. સેવા માટે એમનો અથાગ ઉત્સાહ એની અસર મારા ઉપર થયા વગર રહે જ નહિં. રાત દિવસ, સૂતાં ને ઉઠતાં એ-જ વાતો અને એજ કામ એ બધા વાતાવરણની સંપૂર્ણ અસર મારા મગજ ઉપર થઇ. જગતના બીજા વૈભવો પ્રત્યેથી મન ઉઠી ગયું. વૈભવ ભોગવવાનાં હતાં ત્યારે ખૂબજ ભોગવ્યો હતો. હરવા, ફરવાનું, કપડાં લત્તાં, બધામાં મારો

શોખ કરેલો. પણ એ બધી વાસનાઓ ઉપરથી પ્રેમ જ જતો રહ્યો. અને સેવા-સેવાનીજ ઝંખના થવા માંડી. અમારૂં મકાન તો એક સંસ્થા જેવું થઇ ગયું. ગામડેથી અને રાજ્યનાં અનેક મોટાં ગામેથી લોકો કાંઇ ને કાંઇ સલાહ લેવા આવતાં જ હોય. તે વખતે ડોકટર રાજ્યની નોકરીમાં તો હતા. મેડિકલ સ્ટોરનું કામ શ્રી. મનુભાઇએ સોંપ્યું હતું. એટલે અવકાશ ઠીક મળતો. દાકતરી કામ એટલે ખરેખરૂં જેને વૈદકીય અને શસ્ત્ર વૈદ્યનું કામ આ વખતથી છોડયું તે ફરી હાથમાં લીધું નહિં. શસ્ત્ર વિદ્યામાં એમનો હાથ બહુ જ હલકો અને સારો ચાલતો હતો અને વૈદકીયજ્ઞાન પણ લાંબા સમયના ઇંગ્લંડના અભ્યાસથી મેળવેલું તે બધું છોડી દીધું. તેથી જેટલો નવરાશનો વખત મળતો તેટલો બધો લોકોપયોગી કામમાં જ ગાળતા. ઘણે ભાગે સાંજના અને રાતના સભાઓ અને રાત્રી શાળાઓનું કામ ચાલતું એટલે મોડી રાત સુધી કામ પહોંચતું. પહેલાંનાં બધાં મિત્રોને મળવા કરવાના પ્રસંગો ઓછા થઇ ગયા. એ સહુને ઓછું આવવા લાગ્યું. પણ બધી રહેણીજ જુદી થઇ જવા લાગી. એટલે આગળનુ જીવન ઝુલન અશકય થઇ ગયું. આજનો વખત પહેલા ઓફીસર્સ કલબમા ટેનિસ અને પાના રમવામાં જતો તેને બદલે લોકોના પ્રશ્નો અને લોકોની સંસ્થાઓ ચનાવવામાં જતો. અમારા બંનેનો આ પ્રમાણે કાર્ય ક્રમજ બદલાઇ ગયો. મારો ઘણો વખત ચીમનાબાઈ સમાજના કાર્યને અંગે જતો. તેમા ભાષણો, ફસ્ટ એઇડ, નર્સીંગના વર્ગો, અંગ્રેજી શીખવાના વર્ગો, શિવણના વર્ગો ઇત્યાદિ કામમા જતા. આ ઉપરાત પ્રસૂતિ સહાયક ફંડનું કામ પણ મેં હાથમા લીધું હતું.

શ્રી. મહારાજા સાહેબનાં પ્રથમ પત્ની મહારાણી ચીમનાબાઇના સ્મારક તરીકે આ સંસ્થા શરૂ કરવામાં આવી હતી. ગરીબ સ્ત્રીઓને પ્રસૂતિ વખતે કપડાં, ખોરાક, દવા વિગેરેની આપદા ન

પડે, તેમને સારી દાયણની મદદ મળે એ આ સંસ્થાનું કામ હતું. જે બૈરીને પ્રસૂતિ થવાની હોય તે નામ નોંધાવી જાય. પછી ફંડના એકાદ સભ્ય તજવીજ કરીને એ બાઇને જોઇતી મદદ નાણામાં આપે. આ કામ જો પ્રમાણિકપણે થાય તો સેંકડો સ્ત્રીઓને રાહત મળે એવી યોજના હતી. પણ લોકોએ આ ફંડનાં નાણાંનો દુરૂપયોગ કર્યો. કાતો પોતાના સગા વહાલાં વગ વસીલાંને પૈસા આપે અથવા ખોટાં નામ નોંધાવે. અને પૈસા નિરાંતે પોતાના ખીસામાં ઘાલે. આ ભયંકર સ્થિતિની ખબર પડી. તેથી થોડાં પણ પ્રમાણિક સ્ત્રી પુરૂષની એક કમિટી કરી. અને લોકને ઘેર જઇને ખરી વસ્તુસ્થિતિની તજવીજ કરીને તેમને નાણાંની મદદ નહી, પણ ગરમ સુતરૂ જોઇતા કપડાં, ખાટલા, ધાબળા, ઘઉં, ઘી ગોળ વિગેરે ચીજોજ પુરી પાડવા માંડી.

આ ફંડનું કામ કરતાં વડોદરા શહેરના દરિદ્રપનો ખરો ખ્યાલ આવ્યો. લોકોના હાથમાં એક પણ ઉદ્યમ નહીં, રહેવા કરવા રીત બહુજ અસ્વચ્છ, મોટાં કુટુંબો, વારેવારે પ્રસૂતિ, સ્ત્રીઓમાં પડદાનો રીવાજ—ખાસ કરીને મુસલમાન અને મરાઠાઓમાં—અનીતિ પણ બેશુમાર—આવાં આવાં દશ્યો પહેલીજવાર જોવામાં આવ્યાં. લોકનું દારિદ્ર ટાળવા માટે મોટા પાયા ઉપર વ્યવસ્થા થવી જોઇએ. છુટાછવાયા પ્રયત્નોથી કાંઇ દળદર ફીટવું નથી એ સત્ય સમજાયું. પણ એ માટે ખાસ પ્રયત્ન કાંઇ કર્યો નહિં. દુઃખ જાણીને બેસી રહ્યા. ઉપાય કાંઇ યોજ્યો નહિ! પણ આખું આમ કારેવું ત્યાં કર્યાં થીગડાં દેવાય. પોણોસો ટકા વસ્તીની આ સ્થિતિ!

સોશીઓલોજી—સમાજશાસ્ત્ર—એ વિષયનું જ્ઞાન યુનિવર્સિટીમાં અપાય છે. પણ તે કેવું—ખરેખર સમાજની જે શોકજનક, દુઃખદ સ્થિતિ છે તેના સહવાસમાં આવીને કોઇએ અભ્યાસ કર્યો છે! એ ફંડનાં બાજો એ ભિખારણે શાં પાપ કર્યાં કે રાંકને ઘેર

જન્મ લીધો ! ગરીબ, તવંગરના ભેદ તો બધા દેશોમાં હશે. પણ આપણા દેશ જેવી અધમ કંગાલીયત બીજે કોઇ ઠેકાણે નજરે નહિં પડે.

પ્રસુતિ ફંડની વ્યવસ્થાથી આંખ તો ઉઘડી. સહાનુભૂતિની ભાવના ઉત્પન્ન થઇ. પણ કાંઇ ઉપાય સૂઝયો નહિ. આખા જન સમાજની રહેણીકરણીનું ધોરણ ઊંચું ચડે તોજ દારિદ્ર ઓછું થાય. ધર્મને નામે ખર્ચાતો પૈસો જીવતાં જાગતાં મનુષ્યો પ્રત્યે ખર્ચાય તો સમાજ સુધરે. દેવાલયોમાં-પૂજામાં અન્નકૂટોમાં, ભોગ ધરાવવામાં કરોડો રૂપીઆ વેડફાઇ જાય છે. charity organisation society દરેક સ્થળે થાય અને ખરી સ્થિતિનો અભ્યાસ કરીને દાનના માર્ગ સૂચવાય તો દિવસ વળે, બખાળા કર્યાથી શું થાય ?

## પ્રકરણ ૨૧ મું.

ઈ. સ. ૧૯૧૫નું વર્ષ ગુજરાત અને મુંબઈ પ્રાન્ત માટે ખૂબજ જાગૃતિનું હતું. સ્વરાજ્યની ચળવળ મિસીસ બિસેંટના પક્ષ તરફથી ધપાવવામાં આવતી હતી. લડતને લીધે વેપારમાં તેજી આવી હતી નવયુવકોમાં ઉત્સાહ આવી ગયો હતો. મુંબઈમાં રહેતા ગુજરાતીઓએ આમાં અત્યંત વેગ આપ્યો. કેળવણી લીધેલા લક્ષ્મીનંદનોએ ઝંપલાવ્યું. ઉમર સોબાની, શંકરલાલ બેંકર, જમનાદાસ દ્વારકાદાસ આ ત્રણેએ તન અને ધનથી ગુજરાતની જનતાને હલમલાવી નાંખી. શ્રી ચંદ્રશંકર પંડયા, કનૈયાલાલ મુનશી, રતનશી મોરારજી વગેરે યુવકોએ ભાઈ શંકરલાલને સારો સાથ આપ્યો. ગામડે ગામડે હોમરૂલ લીગની શાખાઓ સ્થાપવામાં ભાવશે, સભાઓ કરી ચંદ્રશંકરભાઈએ પોતાનું શરીર ઘસી નાખ્યું, ગુજરાત રાષ્ટ્રીય ભાવના સેવતુ થયું.

સાહિત્ય પરિષદની બેઠક આ વર્ષે સુરતમાં થઈ. સાક્ષર શ્રી. નરસિંહરાવ અધ્યક્ષ સ્થાને હતા મે મહિનાનો વખત હતો. એટલે રજાઓમાં પરગામવાસી સુરતીઓ એકઠા થયા હતા. સાહિત્યના વિષયમાં નાગર લોકો જરા આગળ પડતો ભાગ તો લેજ એટલે લગભગ નાગરોની પરિષદ થઈ હતી જુની પ્રણાલિકામાં ચાલતા સાક્ષરોનું સ્થિતિચુસ્ત પણું બદલવાનો યુવકોએ પ્રયાસ કર્યો. તકરારો સારા પ્રમાણમાં થઈ. યુવકોને લાગ્યું કે સાહિત્ય પરિષદને અંગે સ્થાયી કામ થવુ જોઇએ. બે ત્રણ વર્ષે એક વાર મળે એટલું બસ નથી, જો કે યુવકો કાંઈ ધાડ મારવાના નહોતા, મારી પણ નહિ. છતાં પાણી ડહોળવું તો જોઇએ એમ કરીને સૂચના મુકી

હતી હુ ને ડૉ સુમત પણ ત્યા હતાં અમને તો નવા પ્રયત્નો હમેશ ગમતા એટલે કાર્યવાહક સમિતિમાં જોડાયાં ખાસ કામ આ સમિતિએ કર્યું નહોતુ પણ માર્ગ દર્શક કાંઇક અંશે થઇ

આ વર્ષે રા ભાઇ ઇંદુલાલ યાજ્ઞિક સર્વન્ટસ ઓફ ઇંડીઆ સોસાઇટીમાં જોડાયા, અમે એમને ઓળખતાં નહોતાં પણ એમનુ નામ સાંભળેલુ હતુ અને આ સ્વાર્થત્યાગ અને આત્મભોગની કદર તો થાયજ, એમ કરીને રા ભાઇ ચન્દ્રશંકરની મારફત ઇંદુલાલને હાર્દિક અભિનંદન મોકલ્યાં ઇંદુલાલ સાથેના ઓળખાણની આ પ્રથમ શરૂઆત પાછળથી તો તે અમારા કુટુબીજન જેવા થઇ ગયા

જે વખતે વડોદરામા સેવા મડળનુ કામ પુર જોસથી ચાલતુ હતુ, તે વખતે ડૉકટર મેડિકલ સ્ટોરકીપર અને કેમીકલ એડવાઇઝર હતા ૧૯૧૧ના વર્ષથી ગાયકવાડી રાજ્યમા અનેક પ્રકારની પીછેહઠ થએ જતી હતી શ્રી મહારાજાને અધિકારીઓ તરફથી પ્રજાહિતની સલાહ મળતી નહોતી તેમજ દક્ષણી ગુજરાતીનો ભેદ વધતો જતો હતો રાજ્યનો વેપાર રોજગાર છેક જ મંદ ચાલતો હતો તેને ઉત્તેજન માટે કાંઇ પણ પગલાં લેવામા આવતાં નહોતાં. વેપારખાતુ ખેતીવાડીખાતુ કાંઇ ઉપયોગી કાર્ય કરતાં નહોતાં નામ મોટાં પણ અંદર કામ કાંઇ નહિ વડોદરા શહેરના મોટા રસ્તાઓને વધારે પહોળા કરીને બહારની દુનીઆને સારુ સ્વરૂપ બતાવવુ હતુ પણ શહેરની અંદર અને રાજ્યનાં બીજા શહેરો, ગામ અને ગામડાંની સ્થિતિ દયાજનક હતી બાળ મરણ પ્રમાણ સ્ત્રીઓનુ મરણ પ્રમાણ અસહ્ય થતુ હતુ.

પરદેશથી જે કોઇ આવે તે વડોદરામાં પોસાતા પેટ્રીક ગેડીસ મુંબઇ યુનીવર્સીટીમાં થોડો વખત કામ કરવા આવ્યા હતા

તેમણે વડોદરામાં આવીને શહેર રચના માટે ભાષણો આપ્યાં. એ માણસ ભાવના વાળો ખરો. એણે રસ્તા વિશાળ કરવાની શ્રીમંતની યોજના તોડી પાડી. રસ્તા પહોળા કરવામાં સંખ્યાબંધ લોકો ઘરબાર વગરનાં થઇ ગયાં, એ વાત રાજ્યના અધિકારીઓએ મહારાજાને સમજાવવી જોઇતી હતી, કોઇ પણ પ્રસગે જવાબદાર અધિકારીઓ 'halt' એવી સલાહ મહારાજાને આપે નહિ અને અંદરની સત્ય હકીકત મહારાજાને કાને જાય નહિ, એટલે પ્રજાનો નાદ ગમે એટલો સાંભળવાની ઇચ્છા મહારાજાને હોય પણ અંધારામાં જ રહે. હજી સુધી એજ સ્થિતિ છે. ગાંડા મનના માણસો શ્રીમંતની પાસે ચાડી ચુગલી કરે અને પોતાનો સ્વાર્થ સાધે, પ્રજાનો તેમાં મરો થાય એ સ્વાભાવિક છે. વિશાળ રસ્તા, ભવ્ય મકાનો, આદર્શવાન મહારાજા, છતા વડોદરા આત્મા વગરનું સ્થળ તે વખતે હતું અને હજી પણ છે. આવાં આવાં અનેક કારણોને લઇને ડૉકટરનો જીવ વડોદરાની નોકરી ઉપરથી ઉઠી ગયો હતો સર્વન્ટસ ઓફ ઇન્ડીઆ સોસાઇટીમાં દાખલ થવા માટે વિચાર કરી રહ્યા હતા. સગાં વહાલાં મિત્ર સ્નેહી કોઇ એમના મનની લાગણી સમજી શકતાં નહિ અને નોકરી ના છોડવા માટે સમજાવતાં હતાં, વડોદરામાં જે જે જનસમાજનું કામ થતું અથવા કરવાનો વિચાર થતો હતો ,તે દરેકમાં સલાહ સેવા લોકો આવતા હતા અને જે કામ વડોદરામાં થતું તેનાથી જ સંતોષ માનવાનો આગ્રહ કરતા. શ્રી. મહારાજા અને મહારાણી સાહેબને આ વાતની ખબર પડી, ત્યારે એ બન્નેએ પણ વડોદરા છોડવાની ના પાડી. શ્રી. મહારાણી સાહેબે પ્રથમ તો ખુબ આગ્રહ કરીને કહ્યું કે વડોદરા રાજ્યની વીસ લાખની વસ્તીનું જો શ્રેય કરશો તો કાંઇ ઓછી સેવા નહિ થાય. શ્રી. મહારાજા સાહેબે કામની સરળતા કરી આપવાની ખુસી બતાવી. એ લોકો સાથે એટલો નિકટનો સંબંધ

થયો હતો, કે એમની ઇચ્છાને એકદમ તરછોડતાં પણ મુશ્કેલ લાગતુ આ પ્રસંગના હૃદય મંથનનો ખ્યાલ બીજા માણસને ભાગ્યેજ આવે. રાત દિવસ હું સાથે રહેનાર તે પણ એમની મનોભાવના પુરેપુરી સમજી ના શકુ સામાન્ય સન્યાસીની પેઠે ઘરબાર છોડીને ભગવાં પહેરીને કોઇ જાય તેને માટે સમાજ વાત ના કરે, પણ કર્મયોગી થાય અને નોકરી ધંધો છોડે તેને માટે બધાં જ ચર્ચા કરે સવારથી રાત સુધી સેવાનાં કામ અને સેવાના વિચાર કરી કરીને રાતના જ્યારે ઘડીભર આરામ લેવા માટે ડોક્ટર એમે તે વખતે બાળકો સાથે પાનાં રમે, વાતચીત કરે તેટલો વખત આનંદમાં ગાળે અને તેટલો વખત મનને પણ વિશ્રાંતિ મળે કુટુંબનાં બાળકોને સુખ અને આનંદમાં મહાલતા જોઇને ઘણીવાર મારા મનમાં ઓછુ આવી જાય કે આ પ્રકારનુ સુખ કયાં સુધી હવે રહેવાનુ છે ? કારણ કે પૈસો એ સુખ અને સવડનુ સાધન તો છેજ, ગોતો મ્હ ના મ્હેી શમાય નહિ કોઇવાર ચાર આંસુ પણ પાડયાં હશે છતા પાછુ મન વાળુ કે મારા કરતાં એમનો આત્મભોગ કંઇ મોટો છે ! કુટુંબીજનને દુ:ખ આપવુ એતો એમનો કોઇ દિવસ વિચાર નહિ પણ ઉચ્ચ આશય સેવીને ઉચ્ચ માર્ગે જવુ એમાં ધીરજ અને સહનશીલતાથી સંકટ સહન કરવો એજ ધર્મ માનવો આત્મોન્નતિનો આ માર્ગ એમને પ્રાપ્ત થયો હોય તેમાં હુ આડે આવી શકુ જ નહિ અને આટલા વર્ષની એમની તાલીમ પછી જો હુ કસોટીમાંથી પસાર ના થાઉ તો મારી લાયકી શી ગણાય ? એમ પ્રયાસ કરીને મે ધૈર્ય એકઠુ કર્યું હતુ. એકવાર શ્રી મહારાજા સાહેબે અને શ્રી મહારાણી સાહેબે મને મળવા બોલાવી અને ડોક્ટરને વડોદરા છોડવાની મારે સલાહ ના આપવી એવુ મને સમજાવ્યુ તે ઘડીએ મને જરા નબળાઇ આવી ગઇ મારાં પોતાનાં માતા પિતા, ભાઇ બ્હેન,

રમણભાઇ વગેરે મને કઇ કહેતાં તે વખતે હું હિંમત ભેર રડીઆ આપતી, પણ આ રાજ્યદ્દપતી આગળ મારાથી બોલાયું નહિ. અને મને લાગણી પણ બહુ થઇ આવી. બન્યું હતુ એવું કે અમે બન્ને પુર જોસથી વડોદરાનું કામ કરતાં હતાં. એટલે બીજો રડીઓ પણ અપાતો નહોતો. છતાં વડોદરાનું કામ અસ્થિર એ તે વખતે પણ લાગતુ. અમારા મકાનની વિશાળ અગાસીમાં ચાંદરણીમા બેસીને અમે કેટલીએ વાર કલાકોના કલાકો આ વાતચીત કરતા તે વખતે હું વાસ્તવિક રીતે પુરી તૈયાર થઇ નહોતી જોઇએ એટલી હિંમત આવી નહોતી બાળકોની કેળવણીમા વાધો આવશે એવું મને લાગ્યા કરતુ બીજી બધી અગવડ ખમવાને હું તૈયાર હતી છતા દિવસ જતા હું ધડાઇ કારણ કે એમના વિચારમા ડગલેને પગલે મારૂ અને કુટુંબના સુખતુ વિસ્મરણ એમણે જરા પણ કર્યુ નહોતુ કુટુંબને માથે નાખીનેજ એમણે બધા પગલાં લીધા છે. કુટુંબનુ હું કોડી લઇશ અને એની મેળે માથે આવશે એવો વિચાર કોઇ દાળે કર્યો નથી જગતના સામાન્ય ઉપભોગમાંથી મારૂં મનતો ઘણા વખતથી ઊંઠી ગયુ હતુ. અમારા કુટુંબમાજ ઘણુંનિ લાગતુ કે મારી ઉમર કરતાં ઘણું વહેલેથી મે બધા ઉપભોગ છોડયા પાનીઓ, જલમા, મીજલમો મીજબાનીઓ બધુ છોડયુ. નાટક ચેટકનો તો શોખજ નહિ કપડાં લત્તાં ઘરેણાં જેવી ક્ષુલ્લક વસ્તુ ઉપર મોહ રહ્યોજ નહોતો એટલે એ બાબતનો ઉચાટ નહોતો. બાળકો પણ એવાજ વાતાવરણમાં ઉછરતાં એટલે મન રેવાદ. માન બાળકની કેળવણીનો પ્રશ્ન મને મુઝવતો. એજ એક નબળાઇની નિશાની હતી. છતાં વખત વખતનુ કામ કરશે એમ માનેલું અને એમનામા સંપૂર્ણ શ્રદ્ધા એટલે મનને દુઃખ થતુ નહોતુ ગોક કે દીલગીરીમા એક દિવસ ગાળ્યો નહોતો. ઉલટુ એક બીજાનાં મત સમજવાનો મોકો મળવાથી આત્મસંતોષ થતો અને અત્યંત

સુખમાં દિવસ નિર્ગમન કરતાં હતાં. મારૂં મન સમજવા માટે, મારી મુશીબતો દૂર કરવા માટે એમણે વારંવાર પ્રયાસ કરેલા. એજ કારણને લઇને મારી મહાભારત લાગતી મુશીબતો પણ હલકી લાગી અને માર્ગ સરળ થયો. જો દુરાગ્રહ કે હઠ કરીને એ પોતાને માર્ગે ગયા હોત તો અમારો માર્ગ મહા મુશ્કેલ થાત અને વસ્તુ સ્થિતિ એવી થાત કે એ પોતે ઉંચે ચઢત અને ઘણા દાખલામાં બને છે તેમ હું ને અમારૂં કુટુંબ પાછળ રહી જાત.

સર્વન્ટસ ઓફ ઇન્ડીઆ સોસાયટીમાં દાખલ થવાનો એમનો નિશ્ચય લગભગ દૃઢ થયો હતો અને તેટલા માટે શ્રી. ગોખલેને એ મળ્યા પણ હતા. ગોખલેએ એમને કામની સરળતા કરી આપવા સંમતિ આપી હતી. ગુજરાતમાં રહીને કામ કરવાને સારૂ ના પાડી ન હોતી. અને ગોખલે તો બહુ ખુશ થયા હતા એમના વિચારથી સામાન્ય રીતે સર્વન્ટસ ઓફ ઇન્ડીઆમા જે વેતન મળે છે તેના કરતાં કાંઇ વધારે એમને મળે એવી જોગવાઇ પણ કરવાને ગોખલેજી તૈયાર હતા. કર્મ સંજોગ એવો કે ગોખલેજીનુ એ અરસામાં અવસાન થયુ અને ત્યાર પછી શાસ્ત્રીજી પ્રમુખ થયા. એમની કાર્ય પદ્ધતિ જૂદી હતી. અને ગુજરાતમાં કે દેશી રાજ્યમા કામ કરવુ એમને પસંદ ન હોતું એટલે થોડા વખત માટે એ પ્રશ્ન ખોરંભે પડયો.

એ વર્ષની લગભગ આખરે અમારી મોટી છોકરી લીલા જે અમદાવાદમા ભણતી હતી તે માંદી પડી. અમદાવાદના દાકતરોએ કહ્યું કે એપેન્ડીસાઇટીસ છે, મારો સ્વભાવ નરમ અને કાંઇ દિવસ કાંઇ કાંટો વાગેલો નહિ એટલે જરા ગભરામણ થઇ. ડૉકટર પોતે અમદાવાદ જઇને એને તેડી લાવ્યા. કદાચ ઓપરેશન કરાવવું પડે એમ ધારીને. વડોદરાના દાક્તરોએ તપાસ્યું ત્યારે કાંઇ એપેંડી-

મ પડ્યાં નહિ. ને ઓપરેશન કરાવવા ના ... વડેરના ડૉક્ટરોને રોગનાં મોટાં નામ અને મોટા ... કરવાની ટેવજ હોય છે. આ જમાનામાં તો દાક્તરો દાટ વાળે છે. પણ તે વખતે પણ શરૂઆત તો હતીજ. મારાં બાળકોએ આજ સુધી મોટા મંદવાડ ભોગવ્યા નથી. પણ જ્યારે જ્યારે થોડાં એ માંદા થાય ત્યારે કોઇવાર એ પોતે દાક્તર પણ દવા આપે નહિ કે પરીક્ષા કરે નહિં. એટલે મારે બહારનાજ દાક્તર બોલાવવા પડે. પણ ઘરમાં દાક્તર એટલે મનને એક જાતની હુંફ અને હિંમત રહે. બનતા સુધી હું આપણી ઘરગથ્થુજ દવા કરતી. અને તેને લઇને મને એ દવાઓ અને ઉપચાર ઉપર બહુજ શ્રદ્ધા છે. અને તદ્દન સામાન્ય દરદ માટે દાક્તરને ઘેર દોડવા પ્રત્યે મને અણગમો છે. દાક્તરોની આપેલી દવા ખાસ કરીને બાળકોને બહુ થોડી માફક આવે છે. તે ઉપરાંત જે મિક્ચરો દાક્તરો લખી આપે છે તે આપણા શારીરિક બંધારણને અનુકૂળ આવતાં નથી. અને પુષ્કળ મોઘાં પડે છે. દાક્તરો રોગ ઓછો કરવા માટે દવાઓ આપે છે પણ રોગ ના થાય તેને માટે જવલ્લેજ ઉપાય બતાવે છે. લોકો અને સરકાર દવાખાના અને દાક્તરોના ખર્ચ અને કેળવણી માટે જેટલો પૈસો ખર્ચે છે તેને બદલે રોગ અટકાવવા માટે ખર્ચ થતો હેય તો જીવન સુખમય થાય એમ મારૂં દૃઢ માનવું છે, અને એજ સિદ્ધાંતથી એમણે પણ દાક્તરી છોડી, શારીરિક, માનસિક દર્દ ના થાય, આર્થિક અધોગતિ ના થાય, જીવન કલહ ઉદ્વેગ ઓછા થાય, જીવનમાં આરામ, શાંતિ અને ચેન રહે તેટલા માટે જ પોતાનું સર્વસ્વ સમર્પણ કરવાનો નિશ્ચય કર્યો.

આ વર્ષના નવેંબરમાં ડાક્ટરના ભાઇ ભાસ્કરરાવ ઇંગ્લંડથી પાછા ફરવાના હતા. ચાર વર્ષ ઇંગ્લંડમાં ટેકસટાઇલનો અભ્યાસ

કરીને એ પાછા ફરવાના હતા. અમારાં બાળકોના એ માનીતા કાકા, એટલે બધાં એમને મળવાને બહુ આતુર હતાં. મારા પણ લાડકા દીયરજી એટલે મને પણ હોંસ હતી. તેમજ છોકરાંઓને મુંબઈ બતાવવું હતું અને મારે મુંબઈની સંસ્થાઓનો અનુભવ લેવો હતો. એટલે અમે સકુટુંબ મુંબઈ જવાનો નિશ્ચય કર્યો. શ્રી. વૈકુંઠરાય દેસાઈને ઘેર રહેવાનું હતું એટલે પંચાત કાંઇ ન હોતી. દેસાઈનાં છોકરાં ને દેમાઈ ઘરમાં હતાં, મિસીસ દેસાઇ તે વખતે અમદાવાદમાં રહેતાં અમે તો મહિનો સવા મહિનો ત્યાં રહ્યાં. એ દરમ્યાન છોકરાંઓએ મજાહ કરી અને મેં તો મારા ભવિષ્ય જીવનની અનેક પ્રકારની તૈયારી તે વખતે કરી અને પ્રસંગનો ખૂબ લાભ લીધો.

મારા કામનો આરંભ જે દિવસે ભાસ્કરરાવ મુંબઈના બંદરે ઉતર્યા તેજ દિવસથી થયો. કોટમા એક સ્ત્રીઓનો વર્ગ ચાલતો હતો. તેનો પ્રથમ વાર્ષિક મેળાવડો હતો. સર્વન્ટસ ઓફ ઇન્ડીઆસોસાયટીમાં કામ કરતા શ્રી. કરસનદાસ ચીતળીઆ એ વર્ગની દેખરેખ રાખતા. તેમના આમંત્રણથી મારે એ મેળાવડાનું પ્રમુખસ્થાન લેવાનું હતું. સ્ત્રીપુરુષના મોટા સમુદાય સમક્ષ મોટી વયની સ્ત્રીઓની કેળવણી માટે મેં મોઢેથી પહેલવહેલું ભાષણ આપ્યું. અત્યારસુધી ભાષણો લખીને વાંચતી. આ વખતે નોટસ સાથે મોઢેથી આપ્યું. ભાસ્કરરાવની સ્ટીમર સવારના આવવાની હતી. તે મોડી આવી. એટલે ભાષણનો વખત અને એમની સ્ટીમર આવવાનો વખત એકજ થઇ ગયો. એટલે ડોક્ટર ને છોકરાંઓ બંદરે ગયાં ને હું મેળાવડામાં ગઇ. સભા બહુ સુંદર થઇ. અને મને જે પહેલાં થોડો ઘણો સભાક્ષોભ થતો તે આ વખતે જતો રહ્યો. અને હિંમત આવી, જે કહેવાનું હતું તે કહ્યું અને લોકો પર સારી અસર થઇ,

શ્રી આમર વીરજીએ એ વર્ગને સારી સંગીન મદદ આપવાનું કબુલ્યું. ભગિની સમાજની સ્થાપનાનો નિશ્ચય થયો. એ ભગિની સમાજ શ્રી. ચીતળીઆએ હમણાં સુધી ઉછેરીને મોટી કરી. વર્ષો સુધી એ પોતે મંત્રી હતા અને હવે જ્યારે સંસ્થા પગભર થઇ ત્યારે બહેનોને હસ્તક આ વર્ષેજ સોંપી દીધી. પ્રથમના વર્ષ માટે હું પ્રમુખ થઇ હતી. થોડાં વર્ષ આ ભગિની સમાજે પત્રિકા દ્વારા ગુજરાત, કાઠિઆવાડની સ્ત્રીઓની બહુ સુંદર સેવા કરી. પાછળથી મુંબઇની સ્ત્રીઓ માટે કેટલાક ઉપયોગી કાર્ય કર્યાં. હજી પણ મુંબઇની સ્ત્રીઓની થોડે ઘણે અંશે આ સંસ્થા સેવા કરી રહી છે.

જે દિવસે ભાસ્કરરાવ ઉતર્યાં તેજ દિવસે ડો. જીવરાજ મહેતા પણ પોતાનો અભ્યાસ કરીને ઇંગ્લંડથી પાછા ફર્યાં. એમની અટક પણ મહેતા અને ભાસ્કરરાવની પણ મહેતા, તેથી બંદર પર બહુ ગોટાળા થયા:—કસ્ટમના અધિકારીઓ પણ ગુંચવાયા. ડો. જીવરાજને લેવા એમના સગાંવહાલાં આવેલાં તે બધાં ભાસ્કરરાવની આસપાસ વીંટળાયાં. ભાસ્કરરાવ સાડાચાર વર્ષ યુરોપમાં રહ્યા. કાંઇ બહુ ફેરફાર થયો નહોતો. જુદા ઢોંગ ધતીંગ શીખી નહોતા આવ્યા. કુટુંબની ખાનદાની સાચવી રાખી હતી. છોકરાંઓને મુંબઇના જોવા લાયક સ્થળો બતાવવાનું કામ એમણે ઉપાડી લીધું, એટલે હું નવરી થઇ ને બધો વખત કાંઇ કાંઇ સંસ્થાઓ જોવામાં અને લોકોને મળવામાં કાઢયો.

એ વર્ષે કોંગ્રેસ મુંબઇમાં ભરાઈ હતી લોર્ડ સિંહ જે તે વખતે માત્ર મી સિંહ હતા તે પ્રમુખ હતા. શ્રી ગાંધીજી તે વર્ષે આફ્રિકાથી પાછા ફરેલા તે પણ કોંગ્રેસમાં આવ્યા હતા. તેમને પ્રથમ જોવાનો લાભ મળ્યો. તે વખતે તો સફેદ કાઠીઆવાડી ફેંટા, અંગરખું અને પીતાંબર, એમ સાદાં સ્વચ્છ કપડાં પહેરતા ગાંધી-

કાને સત્યાગ્રહ કરીને અને તેને અંગે જેલ ભોગવીને આવેલા એટલે લોકો તેમની આસપાસ ઠીક એકઠા થતા, પણ હજી એમની ખ્યાતી પુરી જામી ન હોતી. મુંબઇ આવ્યા ત્યારે ઘણીજ મોટી મેદીની સમક્ષ એમને માનપત્ર આપવામાં આવ્યું હતું. તે વખતે તો બધાં જ ભાષણો ઇંગ્રેજીમાં થતાં. તે પ્રણાલિકા તોડીને ગાંધીજી એ ગુજરાતીમાં ભાષણ કરીને જવાબ આપ્યો હતો અને પોતાનું વ્યક્તિત્વ બતાવી આપ્યું હતું. સર ફીરોજશાહ મહેતા નેશનલ કોંગ્રેસના એક અગ્રગણિત નેતા હતા. બહુ મોટા વકતા હતા. અને રાષ્ટ્ર ભાવના સારી કેળવી હતી. બોલવામાં નિડર હતા. વિનીત પક્ષના હતા અને કોંગ્રેસને આગળ ધપાવવાને મારી મદદ કરતા હતા. પણ તે સમયે કોંગ્રેસની પાછળ બાહ્ય બળ ન હોતું એટલે વિશેષ કરી શકતા નહિ. આ વર્ષે તેમનુ અવસાન થયુ. કોંગ્રેસની બેઠક થોડાજ દિવસ પહેલા એમને માટે મોટી મોટી સભાઓ શોક પ્રદર્શિત કરવાની થઇ, તેથી આ મુબઇમાં આગળ પડતા નેતાઓનાં ભાષણો સાભળવાનો મારો લાભ મળ્યો.

સર્વન્ટસ ઓફ ઇન્ડીઆ સોસાયટીના લગભગ બધા સભાસદોને મળાયું. શાસ્ત્રીજી, દેવધર, જોષી, અમૃતલાલ ઠક્કર, સૌનો પરિચય થયો. કરમનદાસ ચીતળીઆ તો મારા લેફટેનન્ટ લગભગ થયા હતા એટલે જ્યાં ત્યાં જોવામાં મને મદદ કરતા હતા. ઇન્દુલાલ સાથે તો સહેજ જ ઓળખાણ થઈ. બહુ નહિ. ગુજરાતી હિન્દુ સ્રી મંડળ, વનિતા વિશ્રામ, સેવા સદન, પારસી ઓરફનેજ વગેરે સંસ્થાઓ જોઇ, તે વખતથી જ સારૂં બોર્ડીંગ કઢાડવાની મનમા ઇચ્છા થઈ. યુનીવર્સીટી સેટલમેન્ટ પણ તે જ ઉદ્દેશથી જોયું. ત્યાંનાં કાર્યવાહક મીસ ગેજ હતાં સેટલમેન્ટ બહુ સારી રીતે ચાલતું હતું. એ ધોરણ પર જો ગુજરાતમાં કન્યાઓને માટે

છાત્રાલયની વ્યવસ્થા સોંધા દરથી થાય તો ગામ પરગામની છોકરીઓના શિક્ષણનો પ્રશ્ન સરળ થાય એમ તેજ વખતે થયું.

વાઇસરોયની કાઉન્સીલમાં સર શંકરમ્ નાયર કેળવણી ખાતાના મંત્રી હતા. તેમણે સ્ત્રી કેળવણી માટેનો પ્રશ્ન ઉપાડયો હતો. માતૃભાષા દ્વારા સ્ત્રીઓને શિક્ષણ આપવું કે કેમ, સ્ત્રીઓને જૂદા પ્રકારની કેળવણી આપવી કે કેમ એ સંબંધીનો પ્રશ્નપત્ર કરીને આખા ભરતખંડમાં મોકલ્યો હતો. મુંબઇ ઇલાકાએ પોતાનું મન્તવ્ય જણાવવા માટે સ્ત્રીઓની એક વિશાળ સભા કરવાનું નક્કી કર્યું હતું. તેનું પ્રમુખપદ મને આપવામાં આવ્યું. ગુજરાતી, દક્ષણી મુસલમાન, પારસી, ખ્રીસ્તી, બધી કોમની સ્ત્રીઓની સભા રાખવાની હતી. સ્ત્રીઓનાં બધાં મંડળો મારફત આ સભા બોલાવવાની હતી શ્રી ભવાનીદાસ મોતીવાળાએ આ બાબતમાં બહુ મહેનત કરી હતી. એમનું ઓળખાણ આ પ્રસંગને લઇને થયું. એ અને એમનાં પત્ની સમાજ સુધારાના કામને માટે સારી ધગશ રાખતાં હતાં, અને રાખે છે. ગુજરાતી સ્ત્રી મંડળનું કામ એમણે બહુજ ખંતથી કર્યું છે. વાંચનનો શોખ પણ બહુ. સારા સારાં પુસ્તકો વાંચીને જે જે ઉપયોગી લાગે તેનું ટાંચણ કરે. એવા સમાજોપયોગી નાના ફકરાઓનું એક પુસ્તક એમણે પ્રસિદ્ધ કર્યું છે. એમનાં બાળકોને સારી કેળવણી આપી છે. સ્વદેશી માટે પણ એમનો આગ્રહ પ્રથમથીજ ખરો. આ સંસ્કારી કુટુંબના ઓળખાણથી મને સારો લાભ થયો.

કેળવણી સંબંધી સ્ત્રીઓની સભાની સઘળી વ્યવસ્થા શ્રી ભવાનીદાસભાઇએ કરી. એ વિષયની બધી માહીતી મને એમણે આપી ઠરાવ ઘડવામાં પણ મદદ કરી. માતૃભાષા દ્વારા શિક્ષણ માટે એમનો ભારે આગ્રહ—મારૂં તો એ મન્તવ્ય હતું જ, સ્ત્રીઓને

ગૃહશિક્ષણ-બાળઉછેર વગેરેના શિક્ષણની આવશ્યકતા હું માનતી એટલે મારો ને એમનો મેળ બરોબર ખાધો-દરરોજ એ વિષય માટે મળીએ ને વિચારની આપ લે કરીએ. સર શંકરમને જે સુસદ્દો મોકલી આપવાનો હતો, તેનો ખરડો મેં ને મોતીવાળાએ મળીને દેસાઇના ઘરમાં કર્યો. વ્યવસ્થાપક કમિટીમાં એ ખરડો પસાર કર્યો. છેવટ એક મોટી સભા માધવબાગમાં થઇ શ્રી. સરોજીની નાયડુ પણ હતાં. મુંબઇનાં દરેકે દરેક જાણીતાં બહેનો-દરેક સમાજનાં સભ્યો અને બીજી સ્ત્રીઓ થઇને હોલ તો ચીકાર ભરાઇ ગયો હતો આવી ગંજાવર સભાની જવાબદારી મારે આ પહેલીજ વાર લેવાની હતી પણ કામ કામને શીખવે છે તે પ્રમાણે બધું સાંગો પાંગ પાર પડયુ. આ નિમિત્તે મુંબઇના સ્ત્રી વર્ગની ઓળખાણ થઇ. કોટમાં ભરાએલી સભા અને આ સભા બન્નેને લીધે અનેક સ્થિતિની સ્ત્રીઓના સમાગમમાં આવી શકાયું અને વિચારની આપ લે થઇ.

ઇન્દુલાલ યાજ્ઞિક મર્ચન્ટસ ઓફ ઇન્ડીઆ સોસાયટીમાં કામ કરતા હતા એટલે એમનું ઓળખાણ થોડું ઘણું થયું. મારાં બાળકો એક વખત કોંગ્રેસમંડપની બહાર મારી રાહ જોઇને ઉભાં રહ્યાં તેમનાં ચહેરા ઉપરથી ઇન્દુલાલે ઓળખ્યાં ખાસ કરીને મોટી છોકરી લીલાને. ત્યાર પછી તો ઇન્દુલાલ ઘરના એક કુટુંબી જેવા થઇ ગયા. પણ શરૂઆત એ વખતે થઇ.

સંસાર સુધારા સમાજમાં પ્રો. કર્વે પ્રમુખ હતા. શ્રીમંત મહારાજા ગાયકવાડ પણ તે વખતે મુંબઇમાં હતા તેમણે સામાજિક સુધારા ઉપર સારું ભાષણ કર્યું હતું. પ્રો. કર્વે ઘણા વખતથી પુનામાં વિધવાશ્રમ ચલાવતા હતા પોતે એક વિધવાબાઇ

'સાથે પુનર્લગ્ન કરેલું હતું. સ્ત્રીઓની કેળવણી માટે તેમનો અત્યન્ત ઉત્સાહ હતો. સ્ત્રીઓની ઉન્નતિ સાધવા માટે તેમને આર્થિક સ્વતંત્રતા મળવી જોઇએ, અને એ ધ્યેય પ્રાપ્ત કરવા માટે કેળવણી અનિવાર્ય જરુર છે એમ એ માનતા હતા. પ્લેગ, કોલેરા, બાલલગ્ન વગેરે કારણોને લીધે દક્ષિણમાં બ્રાહ્મણોની, બાળવિધવાની સંખ્યા ઘણીજ વધી ગઇ હતી અનાથ બાળવિધવાનું દુઃખ શ્રી. કર્વેને ખૂબ ખુંચતું. એજ પ્રશ્ન એમણે પોતાના જીવનકાર્ય તરીકે સ્વીકાર્યો હતો. આ બાળવિધવાઓને પરાધીન, નિરાધાર સ્થિતિમાંથી મુક્ત કરવા માટે તેમને સ્વાશ્રયી કરવી જોઇએ. સ્વાશ્રયી થવા માટે કેળવણી જોઇએ. ઉચ્ચ શિક્ષણ જે યુનીવર્સીટીમાં અપાય છે તે બહુ ખર્ચાળ અને મુશ્કેલ હોય છે. ઇંગ્લીશ ભાષાદ્વારા શિક્ષણ આપવાથી મગજને અથાગ શ્રમ પડે છે. છોકરાઓને ધંધા રોજગાર અર્થે એ શિક્ષણ કદાચ લેવું પડે. પણ સ્ત્રીઓને પોતાની શક્તિનો વ્યય નિરર્થક ન થવા દેવો જોઇએ ને ઉપરાંત સ્ત્રીઓને પોતાની પરિસ્થિતિ પ્રમાણે જૂદા પ્રકારનું શિક્ષણ મળવું જોઇએ, બાળઉછેર, ગૃહઉદ્યોગ, લલિતકળા વગેરેનું શિક્ષણ સ્ત્રીઓને વધારે આવશ્યક ગણાય. પ્રચલિત સંસ્થાઓમાં એ શિક્ષણ અપાતું નહીં. વળી જાપાનમાંની સ્ત્રીઓની કેળવણીની ટોકીઓની સંસ્થાનાં પુસ્તક તેમણે તે અરસામાં વાંચેલાં તે ઉપરથી તેમણે પોતાના ભાષણ દરમ્યાન સ્ત્રીઓની યુનીવર્સીટીનો પ્રશ્ન ચર્ચ્યો. હિન્દુ વિધવાશ્રમમાં હાઇસ્કુલ જેવી સંસ્થા તો ચાલતી. તેમાં ઊંચા ધોરણમાં નવી બાળાઓ હતી. તેમને વધારે ઊંચા શિક્ષણ માટે કોલેજની આવશ્યકતા હતી. એટલે એજ પગથીએથી આરંભ કરીને એમણે ભારતવર્ષીય વિદ્યાપીઠ સ્થાપવાની યોજના બતાવી. એક ઉદાર ગૃહસ્થે એકાદ હજાર રૂપીઆની બક્ષિસ પણ આ યોજના માટે આપી. કર્વે પાસે પણ હજારેક રૂપીઆ હતા. તેટલી રકમમાંથી

-યુનીવર્સીટી સ્થાપવાનો નિર્ણય બતાવ્યો. એમની હિંમત અને કર્તવ્ય નિષ્ઠતા ઘણીજ, એટલે લોકોએ એ યોજનાને કેટલેક અંશે સ્વીકારી.

આ પરિષદ્ પછી તો કર્વેએ મોટા મોટાં શહેરોમાં ફરીને નાણું ઉઘરાવવા માંડયાં. ગુજરાત તો વેપારીઓનો પ્રાંત–નાણું આપવામાં એ ઉદાર–એટલે ગુજરાતમાંથી જ સારી રકમ એમને મળી અને ઘણા લાઇફ મેમ્બરો અને મેમ્બરો થયા. અમદાવાદના શેઠીઆ અને શહેરીઓએ બહુ સારી મદદ કરી. જે સ્ત્રી પુરૂષો સ્ત્રીઓની ઇલાયદી કેળવણીમાં અથવા માતૃભાષાદ્વારા શિક્ષણમાં જરા પણ માનતાં નહોતાં–શહેરમાં ચાલતી તેવી સંસ્થા તરફ નજર પણ નાંખતાં ન હોતાં બલ્કે એ પદ્ધતિની મશ્કરી કરતાં તે લોકો પણ બીજા પ્રાંતમાંથી આવેલા, એટલે કર્વેને નિરાશ ના કર્યા અને મોટી મોટી રકમો ભરીને આજીવન સભ્યો થયાં ! ગુજરાતીઓનો આ સ્વભાવ જ છે. એમાં ઉદારતા છે એ ખરૂં છે, પરંતુ એમાં એક પ્રકારની નબળાઇ પણ છે પોતાના પ્રાન્તની સંસ્થાઓને સદ્દર કર્યા પછી બીજાને મદદ કરે તો તેમાં કાંઇ વાંધો હોય જ નહિ. પણ તે સંસ્થા તરફ દુર્લક્ષ રાખીને બહારની સંસ્થાઓ માત્ર ઉપરની પ્રતિષ્ઠા જોઇને સહાય કરવી એ તો ખરે જ ભૂલ છે. નબળાઇને લીધે મહારાષ્ટ્રમાં ગુજરાતીના પૈસાથી અંખ્યાબંધ સંસ્થાઓ ઊભી થઇ છે અને ચાલે છે. મહારાષ્ટ્રના લોકોને નાણાં એકઠાં કરતાં, ભિક્ષા માગતાં આવડે છે. ગુજરાતીઓએ એ ગુણ હજી કેળવ્યો નથી. બાકી મહારાષ્ટ્રીઓજ કામ કરી ચૂકે છે અને ગુજરાતીઓનામાં એ શકિત નથી એ દલીલ વ્યાજબી નથી. કર્વેને નાણાં મળતા ગયાં અને સંસ્થાનો આરંભ કરવાનો નિશ્ચય થયો.

---

અનાથ થઇ ગએલી સ્ત્રીઓને મકાન બંધાવી આપવામાં મદદ કરી હતી. મધ્યમ વર્ગની સ્ત્રીઓનું અપૂર્વ સંગઠન આ સમાજદ્વારા થયું. બારડોલી સત્યાગ્રહ વખતે એજ સમાજ સેવિકાઓએ ફાળો એકઠો કરીને મોકલ્યો હતો, વડોદરામાં રાજ્ય પ્રજા મંડળની બેઠક થઇ ત્યારે મહોલ્લે મહોલ્લે તેમજ ગામડે ગામડે ફરીને પ્રજા મંડળ માટે પ્રચાર કાર્ય કર્યું હતું, અને ત્યાર પછી તો ગમે તે પ્રકારનું સંયુકત કામ હોય ત્યારે સ્ત્રી સમાજની ટોળીને જ સોંપવામાં આવતું.

પ્રદર્શન હોય, સાહિત્ય સભાનું કામ હોય, પ્રજા મંડળનું કામ હોય, ગરબા હોય સઘળું સમાજની બહેનોને સોંપવામાં આવે ને તે સાંગો પાંગ પાર ઉતારે. શરૂઆતમાં વરસ દોઢ વર્ષ સુધી આ સમાજના મંત્રી તરીકે મેં કામ કર્યું હતું. પણ સાથે બીજી બહેનની મદદ જોઇન્ટ સેક્રેટરી તરીકે લીધી હતી. મેં જ્યારે મંત્રી પદ છોડયું ત્યારે બીજી બહેનો તે કામ કરવાને તૈયાર થએલી જ હતી. એટલે કામમાં ખલેલ જરાએ પડી નહિં.

ચીમનાબાઇ સ્ત્રી સમાજ સ્થપાયા પછી મધ્યમ વર્ગની સ્ત્રીઓની બીજી ચાર પાંચ સમાજો સ્થપાઇ છે. પણ ખરૂં સંગઠિત કામ તો ચીમનાબાઇ સ્ત્રી સમાજે જ કર્યું છે. એનું પોતાનું મકાન નથી એ એની મોટી ઉણપ છે કાળક્રમે એ ઉણપ પણ પૂરી થશે. મેં આગળ એકવાર કહ્યું છે ને ફરી કહું છું કે ચીમનાબાઇ સ્ત્રીસમાજ તે વડોદરાના પ્રજાની એક મીલકત છે (asset) તેને જીવતી જાગતી રાખવી એ રાજા અને પ્રજાનું કર્ત્તવ્ય છે. સ્ત્રીહિતનું એક કેન્દ્રસ્થળ છે. અને ભવિષ્યમાં અનેક પ્રગતિનાં કાર્ય કરવાની એનામાં ગૂઢ શક્તિ છે. એ સમાજની કાર્યદક્ષતા અને સંપનું અનુકરણ બીજી સમાજોમાં થાય તો સ્ત્રી શક્તિની સાહજીક ઉન્નતિ થઇ શકે.

આ વર્ષમાં ગોખલે સંવત્સરીને દિવસે મુંબઇમાં શ્રી. કરસનદાસ ચીતળીઆનાઉત્સાહને પરિણામે ભગિની સમાજની સ્થાપના થઇ. આ સમાજનું પ્રથમ પ્રમુખસ્થાન મને આપ્યું. મને તો સ્ત્રીઓની સેવા કરવાની એક સુંદર તક મળી. ચીતળીઆ સેક્રેટરી થયા. વ્યવસ્થાપક કમિટીમાં મિસીસ જાઇજી પિટીટ, લેડી લક્ષ્મીબાઇ જગમોહનદાસ વિગેરે હતાં. ભગિનીસમાજ દ્વારા ગામે ગામ સ્ત્રીઓમાં ઉચ્ચ સંસ્કાર રેડવા એ તેનો મુખ્ય ઉદ્દેશ હતો. અને તેને માટે પત્રિકા માળા પ્રસિદ્ધ કરવાનું નક્કી કર્યું. આ ઉપયોગી વાચન પુરૂં પાડવાનો વિચાર હતો. તેથી ગૃહઉદ્યોગ, ગૃહશિક્ષણ, બાળઉછેર, આરોગ્ય વિગેરે અનેક વિષયો ઉપર પત્રિકાઓ લખવા માટે મેં સંખ્યાબંધ મિત્રોને કાગળો લખીને માગણી કરી. અને ગુજરાતના અનેક ઉછરતા સાક્ષરો, વૈદ્યાનિકો, વિગેરે એ મ્હને આ કાર્યમાં બહુજ મદદ કરી. અને તે વખતથી મ્હારા સગા ભાઇઓ ઉપરાંત ભાઇઓની મોટી સંખ્યાની જમાવટ થઇ. મ્હારાં બાળકો અને ડૉક્ટર પણ આ બાબતમાં મ્હને હજી પણ ટોણાં કરે છે, કે ત્હમારા તો બધાજ ભાઇઓ. પણ આ સ્થળે હું કહું છું કે ગુજરાતના યુવકો એ મ્હારા ઉપર જે અથાગ સ્નેહ વર્ષાવ્યો છે અને મ્હારાં અનેક કાર્યમાં સહાનુભૂતિ સાથે સહાય કરી છે એનો બદલો હું કોઇ રીતે વાળી શકવાની નથી. બહેનો તરફથી એટલી સહાનુભૂતિ મળી નથી ( વડોદરા શહેરની બહેનોને હું બાદ કરૂં છું ) હું મ્હારા યુવાન ભાઇઓનાં નામ ગણાવવા બેસું તો પાનાં ભરાય. પણ થોડાંકને તો હું જરૂર અંજલિ આપીશ. ઇન્દુલાલ યાજ્ઞિક, ચંદ્રશંકર પંડ્યા, કાન્તિલાલ પંડ્યા, શંકરલાલ બેન્કર, કેશવપ્રસાદ દેસાઇ, કરસનદાસ ચીતળીઆ, પ્રાણલાલ કીરપારામ, પિનાકીપ્રસાદ દેસાઇ, ચંદુલાલ દવે ઇત્યાદિ કોઇ પણ કામનો પ્રસંગ આવે ને જેની માગણી કરૂં તો મ્હારો જમણો હાથ બનીને રહે. એ બધા

ભાઇઓની મદદથી મ્હારાં અનેક કાર્યો સફળ થયાં. ભગિની સમા-
જની પત્રિકા માળાના સંખ્યા બંધ મણુકા છપાયા. ગુજરાત અને
કાઠીયાવાડને ગામે ગામ તે વંચાયા. સમાજની શાખાઓ પણ
ખૂબ થઇ. જો કરસાનદાસ ચીતાળીઆએ આ કામજ સતત કર્યું
હોત તો કેટલું દીપ્યું હોત, પણ મનુષ્યને ધીરજના પાઠ શીખવા-
ની બહુ જરૂર છે. આ પ્રકારનું પ્રચાર કાર્ય તાત્કાલિક શોભા
આપતું નથી. અને તેની પાછળ તન તોડીને શ્રમ લેવો પડે છે.
આ જમાનો ઢોંગ અને ધતીંગનો છે. નાટકીય પ્રયોગ હોય તો
પ્રજા તાળીઓ પાડે, છાપાઓમાં ચિત્રો આવે ને લાંબા લાંબા
લેખ વખાણના આવે. પ્રચાર કામ શાંતિ અને ધીરજથી થાય એ
બન્નેની મુંબઇમરામાં ઉણપ એટલે કાર્ય અધવચ અટકી ગયું.
પત્રિકાઓ બંધ થઇ. બાકી શરૂઆતનાં વર્ષોમાં જેટલું વાંચન
પ્રસિદ્ધ થયું તે બહુ જ ઉપયોગી અને સુંદર થયું. જે પ્રમાણે
આર્થિક વિષયમાં તેજી મંદી આવે છે તે પ્રમાણે સામાજીક કાર્યમાં
પણ ભરતી અને ઓટ આવે છે. આજ પાછાં આ ભગિની સમા-
જનાં ભાગ્ય ઉઘડયાં છે. અને મારાં કાર્ય કર્તાઓના હાથમાં એ
સંસ્થા આવી છે. અને કાર્યનો ખરો માર્ગ પણ કાર્ય કરતી
બહેનોએ શોધી કહાડયો છે. તો ઉત્તરોત્તર એનું ભવિષ્ય ઉજ્જળું
થશે. સંસ્થાના કાર્યની પદ્ધતિ સમય પ્રમાણે બદલવાની કલ્પના
શક્તિ કાર્યકર્ત્તાઓમાં હોય તો જ ધરેડમાંથી બહાર નીકળીને માર્ગ
કહાડી શકાય. જે વખતે વડોદરાનું કામ બહુજ સારી રીતે ચાલતું
હતું ત્યારે જ ડાક્ટરે વડોદરા છોડવાનો નિશ્ચય કર્યો. સ્નેહી સંબંધી
મિત્ર વર્ગ સહુએ એમને વિચાર ફેરવવા માટે સમજાવ્યા. સરકારી
નોકરીમાં રહીને પણ પ્રજા સેવા કરી શકાતી હતી અને મનુભાઇ
તેમજ મહારાજાના સંબંધને લીધે કામની સગવડ પણ હરેક રીતે
કરી આપવામાં આવતી હતી. છતા ડાક્ટરનું મન કબુલ કરતું ન

કહ્યું. એમનો અંતરાત્મા જુદોજ માર્ગ લેવાને સુચવતો હતો. એ અંતરની પ્રેરણાને આડે કોઇને આવવાનો હક્ક નથી. અમારે બન્નેને આ સંબંધી ખૂબ વાતો થતી હતી. દિવસની પ્રવૃત્તિથી થાકીને જ્યારે આરામ લેવાનો વખત થાય ત્યારે અમે બન્ને એકલાં ત્રીજે માળની અગાસીમાં બેસીને આ સંબંધી વાત કરતાં હતાં. મને કોઇ પણ વખત એમ લાગ્યું નહોતું કે આ જીવનપલટો તે કેવી રીતે લઇ શકાશે ? માત્ર બાળકોની ઉચ્ચ કેળવણીમાં વાંધો આવશે એ વસ્તુ ખુચતી હતી. અને તે મેં સ્પષ્ટ રીતે એમના આગળ વ્યક્ત કરી હતી. એમના મનમાં અખૂટ શ્રદ્ધા હતી એટલે મને સંપૂર્ણ હિંમત હતી. માત્ર એમની પોતાની તબીયત નાજુક. અમારો વસ્તાર ઠીક મોટો–તે વખતે પાંચ છોકરાં હતાં–તે સહુની તબીયત સાચવવાની–પૈસો એ વ્યવહારનું મોટું સાધન છે–તબીયત નિમિત્તે ખર્ચ કરવો પડે–કેળવણી માટે ખર્ચ કરવો પડે–એ ભાંજગડ મને થતી હતી–એમણે તો ઘરખર્ચ કેવી રીતે થાય, શું થાય એ કદી જોયું જ નહોતું. હું તો એકજ વિચાર કરતી કે એમના અંતરાત્માએ આ માર્ગ સુચવ્યો છે–તે માર્ગે પ્રયાણ કરવામાં મારે પોતે તો વિઘ્ન નાખવું જ ના જોઇએ. મને જીવનના ઉપભોગનો મોહ તો જરા નહોતો. બાળકો નસીબ સઘને જ જન્મ્યાં હશે. ઘણીએ બાળકના જુવાન પિતા મૃત્યુવશ થાય છે તેની શી સ્થિતિ થાય છે ? દરેકને ધનનો લાભ મળે જ એમ શા માટે પૂચ્છવું ? માનસિક ઉન્નતિ કુટુંબની કેટલી બધી થવાનો સંભવ છે ? ઉચ્ચ વિચારો અને ઉચ્ચ આદર્શોનો વારસો બાળકોને આપી જવો એ મોટી વાત છે. મારાં માતુશ્રી કે બાપુજીને આ બાબતમાં કંઇજ બોલવાનું નહોતું. માત્ર એક વખત મારા પિતાએ ડૉકટરને વાત કરી હતી કે આ બધો ભાર કોણ ઉપાડશે તમારે સાચવવાનાં છે ને આ શું નિશ્ચય કરો છો ? ત્યારે એમણે એટલુંજ કહ્યું

કે બાર મહિના ઉપર પ્લેગ થયો હતો તે વખતે ઉપડી ગયો હોત તો શું થાત ? મારા પિતાએ નિશ્વાસ નાખ્યો ને નિરૂત્તર રહ્યા. મારા મનને શોક નહોતો, વિમાસણુ નહોતી–પણુ બાળકો માટે ઊંડા ઊંડા ઉદ્વેગ થતો હતો. પણુ એ બાળકો મારાં હતાં એટલાં એમનાં એ હતાંજ ને ? જવાબદારી એમની કાંઇ ઓછી નહોતી? તેમ બાળક માટે લાગણી એમને ઓછી જરાએ નહોતી. બાળકોનું હિત એમને હૈયે હોયજ–અમારા બંનેના હૃદય ધબકારા એકજ હતા. એટલે મતભેદને સ્થાન નહોતું. કોઇ પણુ રીતે લાગણીવશ થઇને કે દબાઇ જઇને મેં હા પાડીજ નહોતી. પણુ ઘણાં વર્ષોનું હૃદય મંથન મેં જોયું હતું અને એમની મહત્ત્વાકાંક્ષા હું પુરેપુરી સમજી હતી. એટલે મને હા પાડતાં જરા સંકોચ થયો નહોતો. વખતે મારી સહાનુભૂતિ હતી એ તો એમને બળ આપનારી વસ્તુ હતી. અને હું મારો ધર્મ સમજીને જ ચાલતી હતી. એમાં મારા વિચારો દબાવી દેવાની કે પરાણે હા પડાવવાની જરાએ વાત નહોતી. એ બે મહિનામાં ઉલટું અમારી એકતામાં વધારો થયો હતો. અત્યંત સંતોષ અને મનના આનંદ સાથે અમે જીવન ચલાવતાં હતાં. છોકરાઓ કિલ્લોલ કરતાં હતા. એ બાળકો પ્રસંગની ગંભીરતા સમજતાં નહોતાં. શું કરવા સમજે ? એમને માતાપિતાનો પ્રેમ મળતો હતો. અને બાળકને ખોરાક અને પ્રેમ મળે તો બીજું શું જોઇએ ? અમે ગાંસડાં પોટલાં બાંધીને બધું પૅક કરીને મૂકી રાખ્યું હતું. કેટલાં વર્ષોનું ઘર ઉપાડવાનું હતું. માત્ર જોઇતો સામાન બહાર રાખ્યો હતો. નોકરામાંથી એકદમ રાજીનામું આપ્યું નહોતું. પ્રથમ તો લાંબી રજા લઇને આરંભ કરવાનો હતો. અમારાં મહારાણી સાહેબ અને મનુભાઇના આગ્રહને લઇને રાજીનામું તાત્કાલિક આપવાની ના ધારી હતી. ચોપડીઓના મોટાં ખોખાં, પથારીના વીંટા બધું તૈયાર કર્યું હતું. તેજ બર-

મામા ઇન્દુલાલ યાજ્ઞિક અમને મળવાને વડોદરે આવ્યા હતા. અમારો સામાન જોઇને એ તો ગભરાઇ ગયા ! આ બધો વૈભવ છોડીને સાદું જીવન શી રીતે ગળાશે અને મારાં બાળકોનું લશ્કર જોઇને એમને દયા આવી કે આ આનંદી કળાઓ ખીલી શકશે કે કરમાઇ જશે ! એમની આંખમાં તો આંસુ આવ્યાં ! અમારી શ્રદ્ધા જોઇને એમને સાંત્વન મળ્યું. ડૉકટરે આઠ મહિનાની રજા લઇને જવાનું નકકી કર્યું. જેમ વડોદરા છોડવાનું વધારે નકકી થાય તેમ રાજકુટુંબ વધારે પાસે બોલાવે. મહારાજા સાહેબ અને મહારાણી સાહેબ સોનગઢ વ્યારાના જંગલમાં વાઘનો શિકાર કરવા જવાના હતાં. તે વખતે ડૉકટરને સાથે જવાનું કહ્યું. માર્ચ મહિનામાં પુષ્કળ તાપ ને સોનગઢનાં જંગલમાં તો અત્યન્ત તાપ પડે. તેથી એમણે ના પાડી. પણ મહારાણી સાહેબે તો ધાર્યું તે થયું જ જોઇએ એટલે એમને સાથે લીધા તો ખરા પણ ત્યાં એમને લૂ લાગી અને માંદા પડયા મહારાણી સાહેબને દુઃખ થયું. અને પછી તો પોતાના છોકરા કરતાં એ વધારે કાળજી એમની કરે. પોતે હાથે કાંઇને કાંઇ નાજુક વાની કરીને એમને ખાવામાં આપે. તે વખતે એ પોતે હાથે રસોઇ થોડી થોડી કરતાં. તાપમાં એમને જવા ના દે સુખ દુઃખની વાતો ડૉકટરના મોં આગળ એ જેટલી કરી શકતા તેટલી કોઇની આગળ કરી શકતાં નહિં. આ પ્રસંગનો લાભ લઇને મહારાણી સાહેબે એમને બહુ સમજાવવાનો પ્રયત્ન કર્યો કે વીસ લાખની ગાયકવાડી પ્રજાની સેવા કરવાની મુકીને તમે બહાર શું કરવા જાઓ છો ? એમણે પોતાની સઘળી દલીલો કહી. મહારાણી સાહેબ તો બહુ ચોકખ બુદ્ધિનાં તે વસ્તુ સ્થિતિ સમજેલાં એટલે સમ્મતિ આપી અને એમનો આશીર્વાદ આપ્યો.

---



શારદાબહેન અને તેમનાં સંતાનો

# પ્રકરણ ૨૩

એ વર્ષના એપ્રિલ મહિનામાં આખું ઘર સમેટીને હું અમદાવાદ ગઇ. અને સુરતના મિત્રો અને કાર્યકર્તાઓએ ડૉક્ટરને સુરત બોલાવ્યા.

અમદાવાદમાં લાલ દરવાજા પાસે એક મકાન ભાડે રાખ્યું હતું, તેમાં અમે વાસ કર્યો લગભગ ચાળીસ વર્ષનું ઘર વડોદરાનું હતું તે ઉપાડીને આવતાં તકલીફ તો પડી. કેટલોક મોટો, સામાન શ્રી. મનુભાઇને ઘેર રહેવા દીધો અને અમદાવાદમાં પણ કેટલોક મોટો સામાન મારા પિતાના ઘરમાં મુકી રાખ્યો. આ મકાનમાં એક પ્રકારના નવાજ ઉત્સાહથી અમે આવ્યાં હતાં વડોદરામાં અધિકારીના કુટુંબી તરીકે જુદાજ પ્રકારનું જીવન ગાળ્યું હતું. અહીં સમાજસેવક તરીકે એક proletariat નું જીવન ગાળવાનું હતું. સ્થળ નવું તો કાંઇ જ નહોતું. કેમકે મારા જીવનનાં પ્રથમનાં વીસ વર્ષ અહીંજ ગાળ્યાં હતાં. છતાં વાતાવરણ જુદું હતું. અને સમાજ સાથે બહુ નિકટનો સંસર્ગ રહ્યો નહોતો. એટલે મનને જરા સંશય રહેતો હતો કે કેવી રીતે કામ કરી શકાશે. કેમકે મારે પણ કામ તો કરવુ જ હતું. ગુજરાતની અને વિશેષ કરીને ગુજરાતની સ્ત્રીઓની સેવા કરવી એજ મેં જીવનનું ધ્યેય માન્યું હતું. એટલે અહીં રહીને એ કાર્ય કેવી રીતે કરવું એનો વિચાર કરતી હતી. કાંઇ પણ કામ મ્હો આગળ હોય તે કામ કરાવવાને સમાજ તૈયાર હોય છે. પણ સમાજની સેવાની ધગશ વાળું કોઇ સેવા કરવા તૈયાર થાય તે વખતે તેની પાંસેથી કેવા પ્રકારનું કામ લેવું એટલી કલ્પના શક્તિ કાર્યકર્તાઓની ઘણી વખતે હોતી નથી. અમદાવાદમા હું આવી ત્યાર પછીઆ મુશ્કેલી

અને નડવા લાગી તેથી મેં ડોકટરને સુરત કાગળ લખ્યો કે કેવી રીતે કામનો આરંભ કરવો તે સુઝ પડતી નથી. તેથી એ પોતાનું સુરતનું કામ છોડીને તરત અમદાવાદ આવ્યા. અહીં આવીને વિદ્યા બહેન, રમણભાઇ, ગટુભાઇ બધાં સાથે વાત કરી.-ત્યાર પછી અહીંના જે કાર્યકર્ત્તાઓ ગણાતા હતા તે બધાને એક દિવસ અમારા મકાન પર એકઠાં કર્યાં અને બધી વસ્તુ સ્થિતિ સમજાવી. તે વખતે બે છોકરાં અશોક અને ઇન્દિરા નાનાં હતાં. અશોક ત્રણ વર્ષનો અને ઇંદિરા દોઢ વર્ષની. તેમાં અશોક બહુ નબળો એટલે બન્નેની તબીયત સાચવીને મારાથી જેટલું કામ થાય તેટલું કામ કરવાને હું તૈયાર હતી. તે દિવસે તો સામાન્ય વાતચીત કરીને અમે છૂટાં પડયાં.

પૂનામાં હવે યુનિવર્સીટીની વાતચીત થઇ રહી હતી. અને અમદાવાદમાંથી એ નિમિત્તે કેટલોક પૈસો ગયો હતો એ વાત મને સાલતી હતી. અહીંના વનિતા વિશ્રામનાં વ્યવસ્થાપક શ્રી. સુલોચના બહેનની શાળામાં છોકરીઓની સંખ્યા વધતી જતી હતી. એ છોકરીઓને કાંઇ વ્યવસ્થિત શિક્ષ ણની જરૂરીઆત ઉભી થઇ હતી. રા. કેશવપ્રસાદ દેસાઇ સ્ત્રી શિક્ષણના કામમાં સારો રસ લેતા હતા. સ્ત્રીઓને કોઇ પણ પ્રકારનું જૂદું શિક્ષણ, ગૃહવિજ્ઞાનનું શિક્ષણ અને માતૃભાષા દ્વારા શિક્ષણ, એ ત્રણે વસ્તુ એ સ્વીકારતા હતા. મારે એમની સાથે આ સંબંધી ખૂબ વાતચીત થઇ. અમે એવા નિશ્ચય ઉપર આવ્યાં કે સરકારી ધોરણ પ્રમાણે જે પ્રકારનું શિક્ષણ અપાય છે તેના કરતાં જૂદું, આપણી સમાજની પરિસ્થિતિને અનુકૂળ માધ્યમિક શિક્ષણ આપવા માટે એક સંસ્થા સ્થાપવી. મને તો આ કામ અત્યંત પ્રિય હતું. અને વર્ષ દિવસ સુધી એ બાબતનું મનન કરી રહી હતી. વનિતા વિશ્રામની ભૂમિકા તૈયાર હતી. કેશવપ્રસાદ ને સુલોચના બહેનને સંબંધ સારા એટલે એમણે

સુલોચના બ્હેનને વાત કરી. સુલોચનાબ્હેનને તો એ વસ્તુ જોઇતીજ હતી. એટલે પછી હું, સુલોચના બ્હેન, કેશવપ્રસાદ દેસાઇ અને પ્રાણુલાલ કીરપારામ દેસાઇ ચાર એકઠાં થયાં. અને આ ભાવનાને મૂર્ત સ્વરૂપ કેવી રીતે આપવું એનો વિચાર કરવા માંડયો. શાળા માટે મકાન હતું. પૈસા એકઠા કરવાને સુલોચનાબ્હેન તૈયાર હતાં. પણ તેની સાથે માધ્યમિક શિક્ષણ તથા ઉચ્ચ શિક્ષણની વ્યવસ્થા, તેમજ મોટી વયની સ્ત્રીઓના શિક્ષણની બધી વ્યવસ્થા કરવાને એ તૈયાર નહોતા. મને થયું કે જે કાર્યનો હું વર્ષોથી વિચાર કરતી આવી છું તેજ કાર્ય અનાયાસે મારી સમક્ષ ઊભું થયું છે—વડોદરાનું કાર્ય ક્ષેત્ર છોડયા પછી નવું કાર્યક્ષેત્ર શોધવાનું હતું—ડોકટરની ઇચ્છા ગુજરાતમાં રહીને સમાજસેવા કરવાની હતી તો અગવડ વેઠીને પણ આ કાર્યની જવાબદારી મારે લેવીજ જોઇએ. મારા અંતઃકરણનો અવાજ આ કાર્ય લેવા માટે પ્રેરણા કરી રહ્યો હતો. છોકરાંઓ નાનાં હતાં એટલું મનને ખુંચતું હતું—તેમજ ડૉક્ટરે પોતાનું કાર્યક્ષેત્ર ચોકક્સ કર્યું નહોતું. છતાં એમ થયું કે આ કામ જરૂર મારૂંજ છે. એટલે એ શાળાની બધી જવાબદારી લઇને એને પગભર થતા સુધી તેની અધિષ્ઠાત્રી તરીકે કામ કરવાનું મેં નક્કી કર્યું. સુલોચનાબ્હેનની તો ઘણી મોટી મુશ્કેલી દૂર થઇ, અમદાવાદમાં સારા પાયા ઉપર મહિલા વિદ્યાલય સ્થાપવાનો નિશ્ચય થઇ ગયો. સુલોચના બ્હેન વ્યવસ્થાપક, અને હું સુપ્રિન્ટેન્ડન્ટ એમ નક્કી થયું. હું લાલ દરવાજે રહેતી હતી એટલે ગાડી ભાડા માટે માત્ર રૂ. ૨૦ મારે લેવા એમ ઠરાવ્યું. શિક્ષણનો કાર્યક્રમ તદ્દન નવોજ ઘડવાનો હતો. શિક્ષકો પણ કેટલાક રાખવાના હતા. એ બધી વિગતો ધીમે ધીમે થશે એમ ધારીને એટલું ઠરાવ્યું કે જૂન મહિનાની અધવચથી એ મહિલા વિદ્યાલયનો આરંભ કરવો. સુલોચના બ્હેન સાથે મારે સારો સંબંધ હતો. કેમકે શ્રી અંબા-

લાલભાઈ સાથે તો અમારો જૂનો સંબંધ, વૈકુંઠરાય દેસાઇ સાથે પણ ઘરવટ. એટલે એ તો પાનીઆ બેસે તેમ હતું પણ સુલોચના બહેનના સામાજિક વિચાર અને મારા વિચારમાં કેટલેક અંશે આસમાન જમીન જેટલો ફેર એટલે અમારો સંઘ કાશીએ કેમ જશે એ બાબતનો સંશય અમને બન્નેને હતો. તેમજ સમાજને પણ એમજ લાગ્યુ કે આ બન્નેનો મેળ ખાશે નહિ. પરંતુ બન્નેનો આશય એકજ હતો બાળાઓને અને પુખ્ત વયની સ્ત્રીઓને ઉચ્ચ શિક્ષણ આપીને સમાજમાં તેમને ઉચ્ચ દરજ્જો પ્રાપ્ત કરાવવો, ઉદાત્ત શિક્ષણ આપવું, એ ધ્યેય બનેનું હતું એટલે એમની સાથે જેટલા વર્ષ કામ કર્યું તેટલા વખતમાં કોઇપણ દિવસ ઉંચા મન થયા નહોતા એ મને હમેશ વડીલબહેન તરીકે ગણતાં અને મારા એક પણ કામમાં એમણે વાંધો લીધો નહોતો મેં કોઇ દિવસ ખોટો આગ્રહ કર્યો નહોતો. એટલે અમારૂ વહેણ સરખું વહ્યું ચાલ્યું. અને ગુજરાતમાં એક સુદૃ. સંસ્થા આજ કામ કરી રહી છે. એને સ્થપાયે સત્તર વર્ષ પૂર્ણ થયાં અને કેટલીએ બહેનો એમાંથી શિક્ષણ મેળવીને સમાજમાં સારૂ સ્થાન મેળવી શકી છે. અને ઉચ્ચ શિક્ષણ પ્રાપ્ત કરીને કેટલીક બહેનો તો જૂદા જૂદા પ્રકારના સમાજસેવાના ક્ષેત્રમાં જોડાઇ ગઇ છે. આ સંસ્થાનું સાધન હોત નહીં તો આટલી બધી બાળાઓને ઉચ્ચ શિક્ષણનો લાભ ભાગ્યેજ મળત, છેલ્લા વર્ગમાં આજે લગભગ સાઠ છોકરીઓ સાતના વર્ગમાં શિક્ષણ લઇ રહી છે. અને એકંદર પાંચસો બાળાઓ વિદ્યાલયનો લાભ લે છે. આ સંસ્થાદ્વારા અનેક સેવાનાં ક્ષેત્રો મને પણ પ્રાપ્ત થયાં અનેક જાતના અનુભવ થયા અને આત્મશ્રદ્ધામાં વધારો થયો એ લાભ કાંઇ જેવો તેવો નહોતો આ કાર્યને લઇને આગળ જતાં કૌટુંબિક અડચણો અમને ઘણી પડી. પહેલાંમાં પહેલું તો મારે ઘણા લાંબા વખત સુધી જૂદાં

રહેવું પડ્યું. અને ડૉક્ટરની નાજુક તબીયત છતાં એમને એકલા રહેવું પડ્યું. મારા મનનો વિકાસ થાય ને સમાજને લાભ થાય એજ વૃત્તિ મન આગળ રાખીને દરેક પ્રકારની અગવડ વેઠી લેવાનો એમણે પણ નિશ્ચય કર્યો. એમના તરફની સરળતા ના હોત તો કોઇપણ સેવાનું કામ મારાથી સ્વીકારી શકાત નહીં. જેટલી સેવા મારાથી થઇ શકી છે તેનું મોટું કારણ એજ છે, કે મારા કામમાં કોઇપણ પ્રકારનો વિક્ષેપ એમણે કદી નાંખ્યો નથી. ઉલટું મને સરળતા કરી આપી છે. સ્ત્રીઓના જીવનમાં જો પતિ તરફથી કે આસપાસના અન્ય વડીલો તરફથી અડચણ નડતી ના હોય તો કેટલીએ સ્ત્રીઓ સમાજના નાના મોટા કાર્ય માટે બહાર પડે, કેટલીક બ્હેનોને તો સરળતા કરી આપવાની વાત તો વેગળી મુકીએ, પણ તેઓ કામ કરે તે તેમના પતિથી અને કુટુંબી જનોથી સહન થઇ શકતું નથી. અને તેથી જ બિચારી ને ઘર સંસાર શિવાય બીજા જગતનો ખ્યાલ પણ રહેતો નથી. મારે માટે તો એમણે સેવાનાં અનેક ક્ષેત્રો શોધી આપ્યાં, અને અનેક પ્રકારની અગવડો જાતે વેઠીને મારો માર્ગ સરળ કરી આપ્યો. કેટલી કેટલી નાની મોટી બાબતોમાં એમણે મદદ કરી તે લખી શકાય નહીં. પણ ઘર ખટલામાં ગુંચાઇ રહેલી બહેનો જરૂર મારો આશય સમજી શકશે. આજે આપણા સમાજની સ્થિતિ એવી છે કે સ્ત્રીઓની મદદ વગર પ્રગતિ કરવી મુશ્કેલ છે. અને સ્ત્રીઓની મદદ મેળવવા માટે પુરૂષોએ પોતાની રહેવા કરવાની રહેણી કરણી, આચાર વિચાર બધાંમાં ફેરફાર કરવાની જરૂર છે, સ્ત્રીઓનું કાર્યક્ષેત્ર વિશાળ થયું છે. વિશાળ કરવાની આવશ્યકતા છે એ સિદ્ધાંત સંપૂર્ણપણે પુરૂષોએ સ્વીકારવાની જરૂર છે. કોઇપણ સ્ત્રીના કાર્યને વખાણવા માટે પુરૂષો તૈયાર થાય છે. પરંતુ પોતાની સ્ત્રીને જો ઘર બહાર જઇને કામ કરવાનું હોય છે, તો બહાનાં શોધી કાઢે છે.

દરેક સ્ત્રીમાં સેવા કરવાની ગૂઢ શક્તિ રહેલી છે. માત્ર તેને પ્રગટ કરવાની જરૂર છે. એ પ્રગટ કરવામાં પુરૂષની મદદની આવશ્યકતા છે. સમય પ્રમાણે પોતાની સુખ સગવડની ટેવો ઉપર થોડો ઘણો સંયમ રાખવાની જરૂર છે. મારા જાતી અનુભવ ઉપરથી કહું છું કે આ પ્રકારની સગવડ થાય તોજ સ્ત્રીઓ સમાજની સેવા કરી શકે. આપણે જોઇએ છીએ કે આટલાં વર્ષના કાર્યને પરિણામે પણ ગુજરાતી સમાજ સેવિકા મળવાની બહુજ મુશ્કેલી છે. આપણી આર્થિક સ્થિતિ દિનપરદિન ખરાબ થતી જાય છે. અનેક બાળ વિધવાઓ દીન, દીન દશા ભોગવે છે, પોતાનાં બાળકોને ઉછેરવાની પણ તેનામાં તાકાત હોતી નથી, લાચારીનો રોટલો ખાય છે, ભાઇ ભાંડુ, દીયર જેઠની ઓશીઆળ વેઠે છે; પણ સ્વતંત્ર રીતે પોતાનું કાર્યક્ષેત્ર શોધી શકતી નથી અને પોતે કંગાલીયતમાં રહે છે અને બાળકોને કંગાલીયતમાં રાખે છે વિધવા ઉપરાંત ત્યજાએલી અને સ્ત્રીઓ આળસુ નિરર્થક દીન જીવન ગાળે છે. પણ તેવી સ્ત્રીઓને કાંતો પિતા પરવાનગી નથી આપતા, ભાઇને પોતાને રાંધી ખવડાવનાર કોઈ જોઇએ છીએ, દીયેર જેઠ ને ઘરમાં સોથી મજુરણ જોઇએ છે. આ પ્રમાણે દરેક વ્યક્તિ એવી સ્ત્રીઓ ઉપર દબાણ કરે છે. અને તેનો વિકાસ થવા દેતા નથી. આ કારણને લીધે સમાજ સેવાનું ક્ષેત્ર ખેડાતું નથી. પતિ દેવ તો પોતાના એશઆરામમાં જરાએ અગવડ વેઠવાને તૈયાર હોય જ નહિ એટલે સમાજ સેવિકા લાવવી કયાંથી ? હોસ્પીટલો, છાત્રાલયો, શાળાઓ, મ્યુનિસીપાલીટીઓ, ગામડાંઓ બધેજ ઠેકાણેથી સ્ત્રીઓની સેવાની માગણી આવે પણ સેવિકાઓ ક્યાં છે ? જાદુગરના મંત્રથી એ વસ્તુ ઊભી થઈ શકે તેમ નથી. જો આપણે સમાજ સુધારવાની ઇચ્છા હોય તો દરેક પુરૂષે અગવડ વેઠવાને તૈયાર થવું જોઇએ. અગવડ વેઠનાર બીજા અમે તો અમારા સુખવાસમાં સહેજ પણ

.માભી આવવા દઇશું નહિ. એ પ્રમાણે સ્વાર્થી થઇને બેસી રહ્યાથી કાર્ય સિદ્ધિ થવાની નથી. સ્ત્રીઓ પોતાની મેળે થોડું ઘણું કરવાનો પ્રયાસ કરે પણ એ બધાં ફાંફાં છે. જ્યાં સુધી પુરૂષ વર્ગ તરફથી ઉત્તેજન અને સક્રીય મદદ મળે નહિં ત્યાં સુધી કામ થાય જ નહિ. આ મોટી અડચણને લીધેજ હજી સુધી ગુજરાતી મમાજ સેવિકાઓ ઉત્પન્ન થઇ શકી નથી. બાકી ગુજરાતમાં સંસ્કારની ખામી નથી. સંસ્કાર આપણા ઘણા ઉંચા છે. પણ તેનો ઉપયોગ થવો જોઇએ. જો પુરૂષોની આંખ ઉઘડશે તોજ સમાજસેવાની પ્રગતિ થશે. આ વાત નિઃસંશય છે અને તેજ કારણને લઇને મારા કાર્યમાં મારા પતિએ જે જે સહાય કરી છે તે વસ્તુ તરફ હું સૌનું લક્ષ ખેંચું છું. બીજી મોટી અગવડ નાનાં બાળકોની મને હતી. નાનાં બાળકોને ઘેર મુકીને બહાર કામે જવામાં અડચણ તો પડેજ. તેમાં એ એ બાળકો માંદા હોય, ત્યારે તો મારે બહુજ સખત મન કરવું પડતું. એક બાજુ જનસેવા અને બીજી બાજુ કુટુંબ સેવા. પણ બન્નેને અન્યાય ના થાય તે માટે ખૂબ કાળજી રાખવી પડતી. તેને લીધે મગજ પર બોજો અત્યન્ત રહે. પરંતુ એ મુશ્કેલી વેઠીને પણ લીધેલું કામ પાર પાડવાનો નિશ્ચય કર્યો, અને તેમ કર્યું તોજ કામ થયું. તે વખતનું મારૂં જીવન જોયું હશે તેને તો ખ્યાલ હશે કે કેટલી મુશીબતમાં મારે કામ કરવાનું હતું. પરંતુ મુશીબતોમાંથી પસાર થતા જે મનને સંતોષ થાય છે એજ મોટામાં મોટી તૃપ્તિ હું માનુ છું. એ મહિલા વિદ્યાલય અને પાઠશાળા બન્ને મારાં પોતાનાં બાળક હોય અને મોટાં થઇને પોતાને રસ્તે પડયાં હોય તેવુ મને લાગે છે, એજ કાર્યનું મોટું ફળ હું માનું છું.

પરિણામે આ સ્ત્રી શિક્ષણના કાર્યને ગુજરાતની શિક્ષણ લેતી દરેક સ્ત્રી અને કન્યાને પ્રત્યે મને એક પ્રકારની અત્યંત પ્રેમની

લાગણી થાય છે, જાણે બધીજ મારી પુત્રીઓ અને બહેનો હોય એવીજ ભાવના થાય છે. અને એમને સુખી થએલી, કામે, લાગેલી, પાસ થતી જોઉં છું. તો મને ખુબજ હર્ષ થાય છે. અને એ વર્ગના સમાગમમાં આવવાની તક હું શોધ્યા કરૂં છું, કારણ કે એ વર્ગ જ ભવિષ્યનું ગુજરાત દીપાવશે એવી મને ખાત્રી છે.

અમદાવાદમાં મહિલા વિદ્યાલય કહાડવાનો નિશ્ચય થયા પછી થોડા દિવસ માટે મારે સુરત જવાનું થયું. સુરતમાં એજ વાત થઇ રહી હતી. ત્યાં છોકરીઓને માટે માધ્યમિક શિક્ષણ માટે એક સારૂં સાધન હતું નહિ. તેથી છોકરીઓ પાંચ છ ગુજરાતી ચોપડીઓ શીખીને ઘરમાં બેસી રહેતી. આ ખોટ પુરી પાડવા માટે ત્યાં પણ મહિલા વિદ્યાલય કહાડવાનો વિચાર ત્યાંના કાર્ય કર્તાઓએ કર્યો. સુરતની પ્રજામાં કેળવણીની પ્રગતિ માટે એકદમ સ્ફૂર્તિ આવી ગઇ હતી. આખા જીલ્લા માટે એક મોટી કોલેજ સ્થાપવા માટે પૈસા એકઠા કરવાનો પ્રયત્ન ચાલી રહ્યો હતો. સાર્વજનિક સોસાઇટી તરફથી આ કામ થતું હતું. ડાક્ટર સુમંત અને ડો. કે. જી. નાયક બન્નેએ સાથે મળીને ખૂબ પ્રયત્ન કર્યો હતો. ડો. કરસુખભાઇના પિતા શ્રી. વીરસુખરામ તો સવારથી ઊઠીને બગલમાં દફતર લઇને ફરતા. શ્રી. મોદી કુટુંબની સખાવતથી અને કાર્ય કર્તાઓની મહેનતથી કોલેજ ઊભી થઇ અને આજ એ કોલેજનું ભવિષ્ય ઊજળું દેખાય છે. મહિલા વિદ્યાલયની સ્થાપના પણ થઇ મોટી વયની બાળાઓ શિક્ષણ લેવા આવે એટલે કાર્યવાહકોની જવાબદારી બહુ વધે. સારી અધિષ્ઠાત્રી હોય તોજ આ જવાબદારી લઇ શકે. શ્રી. નંદશંકર તુળજાશંકરના પુત્રી શ્રી. સુલોચના બહેનનો સંસાર દુઃખી નીકળ્યો. એમની બુદ્ધિ બહુ તીવ્ર પણ રીતસરનો ઇંગ્લીશ અભ્યાસ કરેલો નહિ. પણ ઘેર રહીને ઇંગ્લીશ વાંચનનો અભ્યાસ બહુ કરેલો. ગુજરાતીનું જ્ઞાન સારૂં

મેળવેલું અને ઉચ્ચ કુટુંબના સંસ્કાર તો ખરા જ. એમની સેવા જો પ્રાપ્ત થાય તો કામ સરળ થાય એમ લાગવાથી સુલોચના બહેન ( એટલે ડૉકટરનાં માસી જે એમની ઉમરનાં જ લગભગ અને ભાઇ બહેન માફક સાથે ઉછરેલાં ) ને આ કાર્ય ઉપાડી લેવાનું ડૉકટરે બહુ સમજાવ્યું. સુલોચના બહેન તે વખતે થોડો-ઘોડી સ્નેહી સગાંના સહવાસમાં હતાં. અને સેવા કરવાની વૃત્તિ ઉદ્ભવવા માંડી હતી. ડૉકટરના ઉત્તેજનથી એમને પોષણ મળ્યું. પણ વડીલ બન્ધુઓ અને અન્ય કુટુંબીજનોની પરવાનગી મળવાની મુશ્કેલી નહી. એમના પતિ તરફની આર્થિક સ્થિતિ તો છેક નબળી થઇ ગઇ હતી. પતિ ચિત્તભ્રમ થએલા હતા. બે છોકરાં તે મોટી ઉમરનાં રસ્તે સર હતાં એમને સેવાની ધગશ હતી. પણ કુટુંબ તરફથી તો ઉત્તેજન તો નહિ. પણ ઉલટું રોકાણ કરવામાં આવતું. છેવટ ડૉકટરના આગ્રહને વશ થઇને શ્રી. સુલોચના બહેને અધીક્ષાત્રીનું કાર્ય સ્વીકાર્યું અને મહિલા વિદ્યાલયનું કામ થારે પડયું. એમના જીવન ક્રમમાં નવાં દ્વાર ઊઘડયાં અને ગુજરાતની સ્ત્રીઓમાં કામ કરવાનો માર્ગ ખુલ્લો થયો. એમનું દૃષ્ટાન્ત લઇને સુરતમાંથી કેટલીએ ઉચ્ચ કુટુંબની બહેનો ઓશીઆળું જીવન ન ગાળતાં તાલીમ લઇને પોતાના પગ પર ઊભી થતાં શીખી છે, એ પ્રથા પાડવાનું માન સુલોચના બહેનને ઘટે છે. તે વખતથી એમના જીવનનો તો પલટો જ થઈ ગયો. પિતાના ઘરનો તેમ જ બન્ધુ-ઓના સુખનો વાસ છોડીને સેવાનું કઠિન વ્રત ગ્રહણ કર્યું. અને એક પછી એક જૂદા જૂદા પ્રકારનાં કાર્ય કરીને સેંકડો સ્ત્રીઓના આશીર્વાદ લીધા છે. અમદાવાદ અને સુરતનાં મહિલા વિદ્યાલયોનો આરંભ એકી જ વખતે થયો, ગુજરાતમાં તે વખતે ;ઉચ્ચ શિક્ષણ આપવાને માટે માત્ર બે કે ચાર જ સંસ્થાઓ હતી. સરકારી સંસ્થા તો માત્ર અમદાવાદમાં એક અને તે પણ મહાલક્ષ્મી ફીમેલ ટ્રેનીંગ

કૉલેજની સાથે જોડાએલી. આ કારણને લઇને ગુજરાતમાં ઉચ્ચ શિક્ષણ લેતી કન્યાઓની સંખ્યા ઘણી જુજ હતી. અને કૉલેજમા તો ભાગ્યે જ એકાદ ગુજરાતી છોકરી જતી હતી. મહિલા વિદ્યાલયની શરૂઆતથી ગુજરાતના સ્ત્રી જીવનમાં નવાં અંકૂર ફૂટયાં મોટી ઉમરની છોકરીઓ શાળામાં જવા લાગી. નવા અભ્યાસ ક્રમને લઇને એમનામાં જાગૃતિ આવી. પરિસ્થતિને અનુકૂળ અભ્યાસનો વખત અને ક્રમ, તેમજ રાષ્ટ્રિય ભાવનાનું પોષણ એ સૌને લઇને વિદ્યાલય તરફ બધાંની નજર ચોંટી. અને સ્ત્રી ઉન્નતિનું કેન્દ્ર સ્થળ બનાવવા માટે પ્રયત્ન થયો. વિદ્યાલયને અંગે ભગિની સમાજ પણ સ્થપાઇ. તેમાં વક્તૃત્વ કળા, ગરબા વગેરેની વ્યવસ્થા રાખવામાં આવી. તેને લઇને કન્યાઓની માતા સાથે સીધો સંબંધ બંધાયો. ઘરનાં કામકાજ અથવા માંદગી, મરણ, લગ્ન ઉપરાંત બીજા વિષયો તરફ લક્ષ દોરાયું. સાડીનું સોડીયુ જરા પણ ખસે નહિં અને નીચેથી ઊંચે જુવે નહિ એવી સ્ત્રીઓ છૂટથી હરતી ફરતી થઇ. સભાઓ અને ભાષણોમાં સ્ત્રીઓની સંખ્યા વધી. આ સંસ્થામાં અધિષ્ઠાત્રી તરીકે કામ કરવાથી મને ખૂબ અનુભવ મળ્યો. તેમ વિદ્યાલયને બહુ જ લાભ મળ્યો. વર્ષો સુધી કેટલા ભાઇઓએ કંઇ પણ વેતન વગર કામ કરવાની કબુલાત આપી. કેટલાક સુશિક્ષિત ભાઇઓએ જુજ વર્ષાસન લઇને વર્ગો લેવા માંડયા. ભાવનાશીલ શિક્ષિત વર્ગની છાપ કન્યાઓ ઉપર પડ્યા વગર રહેજ નહિ. રાષ્ટ્રીય ભાવના અને સ્વાર્થ ત્યાગ બન્નેને લઇને સંસ્થા દીપી ઊઠી. ગામ પરગામથી જે કોઇ અમદાવાદ શહેરની મુલાકાતે આવે તે વિદ્યાલયની મુલાકાત લીધા વગર રહે જ નહિ. એ ચાર વર્ષના ગાળામાં હિંદુસ્થાનનાં મહાન સ્ત્રી પુરૂષો એ સંસ્થાની મુલાકાતે આવી ગયાં મહાત્મા ગાંધી, શ્રી રવીન્દ્રનાથ ટાગોર, શ્રી. સરોજીની નેડુ, શ્રી. પંડિત માલવીયજી-

શ્રી. મહારાજા ગાયકવાડનાં પુત્રી શ્રી. ઇંદિરા રાજે ( કુચબિહારનાં મહારાણી ) અને કુચબિહારના મહારાજા, શ્રી. ચીમનલાલ સેતલવાડ, શ્રી. ભુલાભાઇ દેસાઇ, સર લલુભાઇ શામળદાસ, સર મનુભાઇ મહેતા ઇત્યાદિ અનેક સ્ત્રી પુરૂષોને સંસ્થાના કામથી સંતોષ થયો હતો. કારણ કે સામાન્ય સંસ્થાઓ કરતાં આ સંસ્થાની અનેક વિશિષ્ટતા હતી. એક વિશિષ્ટતા તો સામાન્ય અભ્યાસક્રમ ઉપરાંત ધર્મનીતિ, સંગીત, ગૃહવિજ્ઞાન, ચિત્રકલા, શિવણભરત, ગરબા, વક્તૃત્વકળા ઇત્યાદિ વિષયોને સ્થાન આપવામાં આવ્યું હતું. બીજી વિશિષ્ટતા તે શિક્ષણનું વાહન ગુજરાતી રાખવામાં આવ્યું હતું. પાઠય પુસ્તકો પણ ભાવનાપોષક રાખવામાં આવ્યાં હતાં.

અંગ્રેજીનું શિક્ષણ ફરજીયાત નહોતું રાખ્યું. પણ મરજીયાત હતું. પણ તેનો લાભ સારા પ્રમાણમાં લેવામાં આવતો હતો. છ છ મહિનાનો ક્રમ રાખવામાં આવ્યો હતો. એટલે સામાજિક પરિસ્થિતિ પ્રમાણે થોડા વખતમાં વધારે જ્ઞાન સંપાદન કરી શકાય. ગૃહવિજ્ઞાનમાં ગૃહઅર્થશાસ્ત્ર, પાકશાસ્ત્ર, બાળઉછેર, માંદાની માવજત, અકસ્માત વખતે તાત્કાલિક ઉપાય, આરોગ્યશાસ્ત્ર ઇત્યાદિ. સ્ત્રી ઉપયોગી વિષયોને અગ્રસ્થાન આપ્યું હતું. શાસ્ત્રીય પદ્ધતિ પ્રમાણે સંગીતનો અભ્યાસક્રમ રાખ્યો હતો. પહેલાંના વખતમાં બાળાઓને લગ્ન પ્રસંગે અથવા નવરાત્રીના ગરબાના પ્રસંગ સિવાય ગાવાનો પ્રસંગ જ ના મળે. તેમજ સંગીતની તાલીમ તો મળે જ નહિ. સંગીતને ગૃહસ્થ કુટુંબમાં સ્થાન નહોતું. એ કળા હલકી ગણાતી હતી. તેથી તેનું શિક્ષણ લભ્ય શકાતું નહોતું. એ અધમ અવસ્થામાંથી સંગીતને ઉચ્ચસ્થાન આપવાનો પ્રયત્ન કરવામાં આવ્યો. અને કંઠ અને વાદ્ય બન્ને પ્રકારના સંગીતની તાલીમ આપવાનો આરંભ કરવામાં આવ્યો. હાર્મોનીયમના કર્કશ નાદને બદલે સીતાર અને દિલરૂબાના મધુર વાજીંત્રનો ઉપયોગ થયો.

ગુજરાતમાં તાલ બદ્ધ સંગીતની તાલીમ લીધેલી આજે સંખ્યા બંધ બાળાઓ તૈયાર થઇ ગઇ છે. વીસ વર્ષ ઉપરની સ્થિતિ અને આજની સ્થિતિ સરખાવતાં આનંદ થયા વગર રહેજ નહિ. સંગીત કળાને યોગ્ય સ્થાન પ્રાપ્ત કરાવવામાં ગુજરાતના મહિલાવિદ્યાલયોએ પહેલ કરી છે.

બાળાઓએ પોતાના પ્રયાસથી ડીબેટીંગ કલબો કહાડીને હસ્ત લિખિત માસીકો કહાડવા માંડયાં. અને તેમાં વિદ્યાર્થિનીઓએ પોતાનો પ્રાણ રેડયો.

મોટી વયની બહેનો માટે વર્ગો કહાડવામાં આવ્યા. તેમાં ગૃહ-ઉદ્યોગ અને વાચન લેખનનો ક્રમ રાખ્યો શરૂઆતમાં આ વર્ગનો લાભ સારા પ્રમાણમાં લેવાયો પરંતુ આપણા સમાજની રચના કંઇ વિચિત્ર છે તેથી મોટી વયની સ્ત્રીઓ નિયમિત રીતે આવી શકતી નથી.

આ સંસ્થાને માટે અભ્યાસક્રમ વિગેરે નક્કી કરવા માટે રા. ભાઇ કેશવપ્રસાદ દેસાઇ અને શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિકે બહુજ મદદ આપી હતી. સંસ્થાની શરૂઆતમાં જ અમને ભાઇ શ્રી. ચંદુલાલ કાશીરામ દવેની સેવાનો લાભ મળ્યો હતો. આ ભાઇને આજ તો ગુજરાત સ્ત્રી કેળવણીના પ્રખર અનુભવી તરીકે બધાં ઓળખે છે. પણ આજથી સોળ સત્તર વર્ષ ઉપર એ ભાઇ તરત જ ગ્રેજ્યુએટ થયા હતા. એલ એલ. બી. ની પરીક્ષા પસાર કરીને વકીલાત કરવા માંડી હતી. પોતે બુદ્ધિશાળી અને સેવા ભાવી અને પિતા શ્રી. કાશીરામ દવેના સદ્‌ગુણ અને સદ્‌ભાવનાના વારસ. તેમની તરફ ડૉ. સુમન્ત અને મારી નજર ઠરી. સંસ્થાનાં સદ્‌ભાગ્યે તેઓ એમણે અમારી માગણી સ્વીકારી અને સુજ વેતનથી વિદ્યાલયના મુખ્ય શિક્ષકનું કામ સ્વીકાર્યું. મારી સાથે રહીને તેમણે

ચાર વર્ષ સુધી ખૂબ સુંદર કામ કર્યું અને 'સંસ્થાને પગભર કરવામાં અત્યન્ત મદદ કરી. એ સંસ્થાને એમણે પોતાની જ ગણી અને આ કેળવણીને જ પોતાના જીવનનું કાર્યક્ષેત્ર કરી દીધું. એમના જેટલી આવડ વાળા અને ભાવના શીલ શિક્ષક આજ એટલા જુજ વેતનથી ભાગ્યે જ કામ કરે. સંસ્થાને માટે એમણે જે સ્વાર્થ ત્યાગ કર્યો છે તેને માટે સંસ્થાનાં કાર્યવાહકો તેમનાં ઋણિ છે. આજે સંસ્થાએ જે સ્થાન પ્રાપ્ત કર્યું છે તેમાં ભાઇ ચંદુલાલનો વધારેમાં વધારે ફાળો છે. એમની મદદથી મારૂં કામ બહુ સરળ થયું હતું. ઊછરતી યુવાન બાળાઓને શિક્ષણ આપવાની જવાબદારી બહુ વિકટ છે. છતાં ચંદુલાલ જેવા યુવાન પણ પવિત્ર શિક્ષકના સહકારથી એ જવાબદારીનો ભાર બહુ હલકો થયો હતો.

આ સંસ્થા ચાર વર્ષમાં પગભર થઇ તેટલામાં અહીં સ્થપાએલા ગુજરાત સ્ત્રી કેળવણી મંડળની સાથે એને જોડી દેવામાં આવી અને તેની પરીક્ષા સંબંધી બધી વ્યવસ્થા સ્ત્રી કેળવણી મંડળે સ્વીકારી અને તે પ્રમાણે અભ્યાસક્રમ પણ એ મંડળેજ ગોઠવ્યો. આ બધું કાર્ય ચાલતું હતું તેજ વખતે દાનવીર સર વિઠ્ઠલદાસ ઠાકરશીએ પૂનામાં સ્થપાએલી અખિલ ભારત વર્ષીય મહિલા વિદ્યાપીઠને પંદર લાખ રૂપીઆની રાજવી બક્ષિસ આપી. ગુજરાતમાં સ્ત્રીઓની વિદ્યાપીઠ સ્થપાય એનાં સ્વપ્નાં તો સેવાઇ રહ્યાં હતાં. અને તેજ ઉદ્દેશથી ગુજરાત સ્ત્રીકેળવણી મંડળની સ્થાપના કરવામાં આવી હતી. ગુજરાતમાંથી આ પ્રયાસને બહુ મદદ મળવાની તાત્કાલિક આશા જણાઇ નહિ. વડોદરાના મહારાજા સાહેબ તથા મહારાણી સાહેબની ઇચ્છા પણ સ્ત્રીઓની એક વિશાળ સંસ્થા કહાડવાની હતી. પણ એ કાંઇ ફળીભૂત થઇ નહિ. તેથી મહિલા વિદ્યાલય તેમજ ગુજરાત સ્ત્રીકેળવણી મંડળનાં કાર્યવાહ-

## પ્રકરણ ૨૪ મું

બંગ ભંગના વખતથી બંગાળમાં રાજકીય જાગૃતિ આવી હતી. મહારાષ્ટ્રમાં તો પેશવાઈ ગઇ ત્યારથી જ અસંતોષ પ્રવર્તી રહ્યો હતો. પંજાબમાં સીખ પ્રજા મત્સ અને ન્યાયને માટે ગુરૂ ગોવિંદસિંહના વખતથી તલસતી હતી. વ્યાપારી ગુજરાતી પ્રજામાં શુરાતન માલુમ પડતું નહોતું—વેપાર સિવાય બીજા કોઇ પણ વિષયમાં ગુજરાત આગળ પડતું નહોતું—કેળવણી, સામાજિક ઉન્નતિ, રાજકીય ચળવળ દરેક વિષયમાં ગુજરાત મોળું જ રહ્યું હતું. મહારાણી વિક્ટોરીઆના રાજ્યની અખંડિત શાન્તિનું સુખજ એને તો લાગતું હતું. કોઇપણ જાતનો અસંતોષ હતો જ નહિ. માણસને બે વાર બરોબર ખાવાનું મળે તો અસંતોષ ક્યાંથી લાગે નહિ કાલનું વહાણું વાશે ને પેટનો ખાડો ક્યારે અને કેવી રીતે પુરાશે એ પ્રશ્ન થઇ રહ્યો હોય ત્યારેજ અસંતોષ પ્રગટ થાય—ગુજરાતની એવી ભયંકર સ્થિતિ થઇ નહોતી. એટલે તે શાન્ત નિદ્રામાં સુઇ રહ્યું હતું. યુરોપના મહાન યુદ્ધને પરિણામે જગતની પુનર્ઘટનાનો આરંભ થયો. તેનો પડઘો ગુજરાતમાં પણ પડયા વિના રહ્યો નહિ. પૂજ્ય શ્રી. ગાંધીજીએ ૧૯૧૫–૧૬ માં સત્યાગ્રહ આશ્રમ શરૂ કરીને પોતાના સિદ્ધાન્તોનો પ્રસાર કરવા માંડયો. પણ તે પહેલાં શ્રી. એની બિસેન્ટે સમસ્ત હિંદુસ્થાનમાં હોમરૂલ ચળવળનો આરંભ કરીને લોકોમાં જાગૃતિ આણી. ગુજરાતના નવ જુવાનોને તમન્ના થવા માંડી હતી. ને આ ચળવળને વધાવી. આમ બે મહાન વ્યક્તિઓના પ્રાબલ્યને પરિણામે ૧૯૧૬ થી નવા યુગની શરૂઆત થઇ. વ્યક્તિ સ્વાતંત્ર્યની ભાવનાએ રૂઢિ ચુસ્ત સમાજમાં મૂળ નાખવા માંડયાં. તેને પરિણામે સમાજના દરેક દરેક ક્ષેત્રમાં સહીઃ-



શારદાબહેનનાં ત્રણ સંતાનો
પ્રેમલીલા સરલા, રમેશ

ધન થવા માંડયું–અને જ્યાં સડો હોય ત્યાં દૂર કરવાનો પ્રયાસ થવા માંડયો. રાજકીય પ્રશ્નની સાથે કેળવણીના પ્રશ્નને અગ્રસ્થાન અપાયું. કેમકે સમાજના દરેક પ્રશ્નનો તોડ કેળવણી શિવાય આવી શકે નહિ. ભાઇ ઇન્દુલાલ યાજ્ઞિકે સર્વન્ટસ ઓફ ઇન્ડિઆ સોસાયટીમાં કામ કરવા માંડયું હતું. તેમણે ગુજરાતમાં કેળવણી પરિષદ બોલાવવાનું નક્કી કર્યું. અને ૧૯૧૬ ની શરદ ઋતુમાં સર ચીમનલાલ સેતલવાડના પ્રમુખપણા નીચે આ પરિષદ બોલાવાઇ ઇન્દુલાલ, ડૉ. સુમન્ત, કેશવપ્રસાદ દેસાઇ, કંચનલાલ મહેતા, ડૉ. હરિપ્રસાદ વગેરે કાર્યકર્તાઓએ ખૂબ શ્રમ લઇને આ પરિષદ પાર પાડી. ઓફિસનું કામ અમારે ઘેર જ થતું હતું. મહિલાવિદ્યાલયનો આરંભ થઇ ગયો હતો, અને એનો પ્રચાર સારો થયો હતો એટલે સ્ત્રી કેળવણીનો પ્રશ્ન અને માતૃભાષા દ્વારા કેળવણી આપવાનો પ્રશ્ન અગ્રસ્થાને રહ્યાં. પ્રાંતિક સંસાર સુધારા પરિષદ અને રાજકીય પરિષદ પણ અમદાવાદમાં જ થઇ હતી. એટલે અમારે કામનો વિસ્તાર ખૂબ વધ્યો. અને જે સેવાની ઝંખનાથી વડોદરા છોડયું હતું તે આપોઆપ આવી મળી.

યુરોપનું મહાન યુદ્ધ આ વખતે ચાલતું હતું. એટલે તેને માટે સૈનિકો અને નાણા ઉઘરાવવાનું કામ ચાલતું હતું શ્રી. રમણભાઇ અને વિદ્યાબહેન આ કામમાં મશગુલ હતાં. અમારૂં કામ જૂદા ક્ષેત્રમાં હતું અમારે મતભેદ ઘણા હતા. છતાં કૌટુમ્બિક વ્યવહારમાં એ મતભેદ કદી આડે આવતા નહિ. જો એ વસ્તુને જૂદી રાખી ન હોત તો મન બહુ ઉંચાં થાત. પણ એ પ્રસંગ કદી આવવા દીધો નહિ. ખાનગી જીવન અને જાહેર જીવન એ બન્ને તદ્દન જૂદાં જેમ બને તેમ રાખવાં એજ અમારી નીતિ હતી. જવલ્લેજ કોઇ પ્રસંગ એવો બને કે વિક્ષેપ આવી જાય.

અમારાં બાળકોને પણ અમદાવાદના બહોળા વાતાવરણને

લઈને બહુ લાભ થયો. વિદ્યાબ્હેનનાં છોકરાં-અને મારાં બાળકોના મિત્રો એમ બધાં બાળકોનું એક મંડળ જામ્યું—અને રમવા મળવા ઉપરાંત અનેક દિશામાં વિશાળ દૃષ્ટિ કરવાનો પ્રસંગ મળ્યો. ઉચ્ચ વિચાર અને સંસ્કારમાં મહાલવાનું ભાગ્ય પ્રાપ્ત થયું—અમે બન્ને સતત લોકોપયોગી કાર્યમાં મંડી રહેલાં એટલે એજ વાતાવરણનો લાભ એમને મળ્યો—અને સામાન્ય જીવનની સંકુચિત દૃષ્ટિથી મુક્ત રહેવા પામ્યા. આ કાંઈ જેવો તેવો લાભ કહેવાય નહીં.

આ સમયથી શ્રી. ગાંધીજીના સહવાસમાં અમે ધીમે ધીમે આવતા લાગ્યાં. તે વખતે એમનો આશ્રમ કોચરબને રસ્તે રા. જીવણલાલ દેસાઈના બંગલામાં હતો. હું પ્રથમ મારા ભાઈ ગટુભાઈની સાથે ગાંધીજીને મળવા ગઈ હતી. તે વખતે અમારી પહેલીજ મુલાકાત હતી. અમે કેળવણી વિષયક સામાન્ય પ્રશ્નો પર થોડી ઘણી વાતચીત કરી હતી. પછી થોડા દિવસ પછી મને ને ડોક્ટરને બન્નેને પોતાની સાથે જમવા માટે આમંત્રણ આપ્યું. પહેલેથી કહી રાખ્યું હતું કે આશ્રમનો ખોરાક આપવામાં આવશે. તે દિવસથી અમારો સંબંધ બંધાયો. ગાંધીજી જાડી લુખી રોટલી, આખા બાફેલા મગ અથવા બીજું કઠોળ અને એકાદ બાફેલું શાક અને ભાત એમ ખાતા હતા. પાંચ વસ્તુથી વધારે ખાતા નહિ. ખોરાકમાં મસાલો કાંઈજ નહિ—દૂધ નહિ—રોટલી પર કાબરીનું તેલ વાપરતા. અમે પણ આ ખોરાક ખાધો. અલબત્ત ખોરાક જાડો તો બહુજ હતો. અને તેલ તો બહુજ વસમું લાગતું હતું. પણ જીભના સ્વાદનો વિચારજ કરવાનો ન હોતો. ગાંધીજીની વાત કરવાની શક્તિ એટલી આકર્ષક હતી, અને એટલા સ્નેહ અને મીઠાશથી વાતો કરતા હતા કે બીજા કશાનો વિચાર કરવાનો અવકાશજ નહોતો. પોતાનાં વાસણ પોતેજ સાફ કરતા હતા. પણ

અમને ના કરવા દીધાં. અનેક વિષયોની વાતચીત કરીને અમે દોઢ બે કલાક ખૂબ આનંદમાં કહાડયા. અને એક મહાન વ્યકિતના નિકટ સંસર્ગનો લ્હાવો માણ્યો. ગાંધીજી આ વખતે રાજકીય વિષયોમાં પડયા નહોતા. આશ્રમની સ્થાપના અને તેને ઉછેરીને વધારવાના કાર્યમાં મંડેલા હતા. હોમરૂલ લીગમાં જોડાવવા માટે એમને આગ્રહપૂર્વક કહેવામાં આવ્યું હતું. પણ એમના વિચારો જૂદા હતા. એટલે એમણે જૂદાજ રહેવાનું યોગ્ય ધાર્યું. આ વર્ષોમાં મિસીસ બીસેન્ટની સત્તા પુર જોસમાં હતી. અને હોમરૂલ લીગની સંસ્થાઓની સમિતિઓ બધે સ્થપાતી હતી. આ લીગમાં જોડાવવા માટે ઇદુલાલની ઇચ્છા થઇ. અને તેથી તેમણે સર્વન્ટસ ઓફ ઇંડિઆમાં અરજી કરી–એ સંસ્થા બહુજ Conservative એટલે ઇદુલાલને ના પાડી. પરિણામે તેમને એ સંસ્થામાંથી રાજીનામું આપવું પડયું. આ વખતથી ઇદુલાલે ગુજરાતને પોતાનું સેવાક્ષેત્ર કર્યું અને અમારા ઘરમાં એક કુટુંબી તરીકે આવવા જવા લાગ્યા. એમની અસર અમારા ઉપર તેમજ અમારાં છોકરા ઉપર ઘણીજ થઇ. એમનામા જુવાનીનું જોમ હતું. આદર્શ માટે ઝંખી રહ્યા હતા. અને પોતાનું સર્વસ્વ હોમીને સાચા કર્મયોગી થઇને રહ્યા હતા. એમણે ગુજરાતની જે સેવા કરી છે, તે અજોડ છે. પણ ગુજરાતે તેમની કદર કરી નહિ અને એક સાચો સેવક ગુમાવ્યો છે.

---

બહેન મારી પાસે રહેતી હતી. એની ઉમર દશ અગીઆર વર્ષની હતી. છોટાભાઇ ડોકટરની સાથે બાળપણમાં સાથે ભણેલા, અને છોકરીને સારા સંસ્કાર આપવાની એમને ખૂબ ઇચ્છા, એટલે એમની કમળા મારે ત્યાં રહે અને મારા બાળકોની સાથે રહીને ઉછરે અને અભ્યાસ પણ કરે એમ ધારીને અમારે ત્યાં એને રાખી. મારી સાથે એ બે અઢી વર્ષ રહી. મારાં છોકરાંની માફક જ એ રહેતી. અત્યન્ત મળતાવડી અને સરળ છોકરી એટલે એને ભળી જતાં વાર ના લાગી, એનો અભ્યાસ પણ મહિલા વિદ્યાલયમાં મારો ચાલતો. મારાં ભાંડું, બધાં સગાં વહાલાં સાથે એ મળી ગઇ. અમે વડોદરે શ્રી. મનુભાઇને ત્યાં જઇએ કે કુમ્મઠ અમારાં મોટાં બાને ત્યાં જઇએ ત્યાં એ આવતી. અને પોતાના કુટુંબમાં રહેતી હોય તે પ્રમાણે વર્તતી. આજે પણ એને અમે અમારી છોકરી તરીકે ગણીએ છીએ અને એ અમને વડીલ ગણે છે. ૧૯૩૦ ની લડત વખતે ડોકટરની સાથે સુરત જીલ્લામાં રહીને એણે સુંદર કામ કર્યું હતું. અને મારો વચલો પુત્ર અશોક જ્યારે ઉદવાડાની છાવણીની દેખરેખ રાખતો ત્યારે એ સાથે રહી હતી અને પોતાના સગા ભાઇની કાળજી કરે તેનાં કરતાં વધારે કાળજી કરતી.

૧૯૧૭ ના ફેબ્રુઆરી મહિનામાં ડોકટરનાં બહેન મીરાંબહેનના મોટા છોકરાને જનોઇ દેવાનો પ્રસંગ હતો. ડોકટરને તો જનોઇ લગ્નનાં ખર્ચ વિગેરે માટે પ્રથમથી જ વિરોધ. મીરાંબહેન એમના વિચાર તો જાણે. પણ એમના ઘરમાં એમના પતિના એ બાબતમાં વિચાર બહુ જૂના. એટલે કરક્રિયા મોસાળા વિગેરેની સેરડ દેવા માટે બહુ જ મુંઝાય. ડોકટરને એમના બન્ને ભાઇઓનો સાથ હતો. અને વિચાર ઉગ્ર હતા. એટલે બહુ દઢતા બતાવતા. મીરાં

બહેનને ઘેર પહેલું જ ટાણું આવેલું એટલે અમારા મોટાં બાને પણ એમ ખરું કે કોઇ રીતે મીરાંબહેનને ઓછું ના આવવા દેવું. છેવટ ડોકટરે, ધારેલું કર્યું. અને મોસાળાની રીત કરી નહિ. ખર્ચમાં થોડી મદદ કરવાનું કહ્યું પ્રેક્ષક તરીકે ભાઇઓ હાજર રહ્યાં. હું મારી બે મોટી છોકરીઓ સાથે હાજર થઇ હતી. પણ મારો મોટો પુત્ર તે વખતે માત્ર દશ વર્ષનો હતો તેણે આગ્રહપૂર્વક જનોઇમા હાજરી આપવાની ના પાડી અને સુરત આવ્યો નહિ. એકલો અમદાવાદ રહ્યો. બાળકપણુથી એજ સરકારમાં ઊછરેલો એટલે એના એ મન્તવ્યને અમે વધાવી લીધો અને સહેજ પણ આગ્રહ એને સાથે લઇ જવા માટે ના કર્યો, આજ અરસામા શ્રી. ગાંધીજીએ ફીજીના ગીરમીટીયાનો પ્રશ્ન હાથમાં લીધો હતો ગીરમીટીયા એટલે પાંચ કે એથી ઓછા વર્ષના મજૂરીના કરારનામામાં સહી કરીને હિંદુસ્થાનની બહાર મજૂરી કરવા ગયેલા મજૂરો. આ મજૂરોને અનેક રીતે ખોટું સમજાવીને સહીઓ કરાવવામા આવતી અને પરદેશ લઇ જઇને ત્યાં તેમના પર અનેક પ્રકારનાં સકરો પડતાં. એમને ગુલામો માફકજ ગણવામાં આવે. સ્ત્રીઓને સાથે લઇ જવાની નહિ એમના ઉપર અનેક જાતના અન્યાયી કર લેવામાં આવતા પશુ કરતા પણ એમની સ્થિતિ ભૂડી હતી વર્ષો સુધી હિન્દુસ્થાનની પ્રજાએ આ અન્યાય સહન કર્યો હતો ગાંધીજી જ્યારે આફ્રિકામાં હતા ત્યારે નાતાલના ગીરમીટીયાની સ્થિતિમાં કેટલેક અંશે સુધારો થયો હતો. આ પ્રથા નાબુદ કરવાને માટે પ્રયાસો ચાલુ હતા ૧૯૧૬ માં પંડિત મદનમોહન માલવીયજીએ ધારાસભામાં આ પ્રશ્ન ઊઠાવ્યો હતો અને તે વખતના વાઇસરોય લોર્ડ હાર્ડિંગે 'સમય આવતા' નાબુદ કરવાનું વચન શહેનશાહ પાસેથી મને મળ્યું છે એમ કહીને સભ્યારો આપ્યો હતો. ગાંધીજીને લાગ્યું કે આ પ્રથા તરત જ નાબુદ થવી જોઇએ કારણ કે

અમાનુષી પશુ સમાન વર્તન આપણા દેશ બંધુઓ ઉપર થતું સહન કરવું એ આપણું અપમાન જ સહન કર્યું કહેવાય. વાઇસરોયે ' સમય આવતાં ' શબ્દનો અર્થ કરી બતાવીને ૧૯૧૭ માં જાહેર કર્યું કે " બીજી વ્યવસ્થા કરવામાં જેટલો સમય લાગે તેટલા સમયમાં એ પ્રથા નાબૂદ થશે. " શ્રી. માલવીયજીએ એ પ્રથા તત્કાળ નાબૂદ કરવાનો કાયદો રજુ કરવાની વડી ધારાસભામાં રજા માગી, ત્યારે વાઇસરોયે તે નામંજુર કરી. એટલે આ પ્રશ્ને આખા દેશને હલમલાવ્યો. અને ગાંધીજીએ આ કાર્ય હાથમાં લીધું. આ બાબતની પહેલી સભા અમદાવાદમાં પ્રેમાભાઇ હોલમાં થઇ. ગાંધીજીએ પોતાને હસ્તક આ પહેલી સાર્વજનિક સભા કરી અને તે વખતથી એમની ખ્યાતિ થવા માંડી અને પ્રજાના હૃદયમાં એમણે વાસ કર્યો. આ સભા વખતે મેં પ્રથમ જ રાષ્ટ્રીય વિષય ઉપર ભાષણ કર્યું હતું. ગાંધીજીએ આ વસ્તુ પ્રથમથી મને બરોબર સમજાવી હતી અને વિષય પણ આવેશ ઉપજાવે એવો હતો એટલે મારા મનમાં આ વાતની ખૂબ અસર થઇ. ભાષણ કરતી વખત લગભગ આંખમાંથી આંસુ પડયાં હતાં. ગાંધીજીની અત્યન્ત તીવ્ર લાગણીનું એ પરિણામ હતું. મુંબઇમાંથી બહેન જાઇજી પીટીટ આ બાબત માટે સંખ્યાબંધ બાઇઓની સહીઓ લઇને વાઇસરોય આગળ ડેપ્યુટેશન લઇ ગયાં હતાં. મુંબઇની ભગિની સમાજના પ્રમુખ તરીકે આ કામમાં મેં ઠીક શ્રમ લીધો હતો. અમદાવાદની બહેનોમાંથી સંખ્યાબંધ સહીઓ લીધી હતી. કેળવણી સિવાયના રાષ્ટ્રીય કામમાં આ મારો પહેલો જ ફાળો હતો.

ગાંધીજીની સતત મહેનતથી અને અન્ય દેશભક્તોના પ્રયાસથી ૩૧ મી જુલાઇ પહેલાં ગીરમીટની પ્રથા બંધ થવાનો ઠરાવ બહાર પડયો. સન ૧૮૯૪ ની સાલમાં આ પ્રથાને વખોડનારી પહેલી અરજી પણ ગાંધીજી એજ કરી હતી. તેત્રીસ વર્ષે પ્રયાસ સફળ થયો.

આ કિસ્સા પછી ગાંધીજી સાથે પરિચય વધ્યો. અને અનેક પ્રસંગે એમના સંબંધમાં આવ્યાં. તેજ વર્ષમાં શ્રી. સરોજીની નાયડુ અમદાવાદ આવ્યા હતાં. અમારી શાળા જોવાને પણ આવ્યાં હતાં. શાળાની બાળાઓને બહુ જ સારો બોધ આપ્યો હતો. તે દિવસે મિસીસ નાયડુને લઇને શ્રી. ગાંધીજી તથા શ્રી કસ્તુરબાને અમારે ત્યાં જમવા બોલાવ્યાં હતાં. શ્રી. સરોજીની નાયડુ તો શોખીન તે હું જાણતી હતી. ગાંધીજીને ત્યાં હું જમી આવેલી. પણ એમની બધી રીત હું જાણું નહિં. મેં તો સારી સારી વાનીઓ ( જો કે સાદી જ હતી ) તૈયાર કરી હતી. મેં તો ભાણું પીરસાવ્યાં. ગાંધીજી પાટલા પર બેઠા. ને થાળીમાંથી એક પછી એક વસ્તુઓ ઊંચકીને પાસેના ઠામમાં મૂકવા મંડયા. હું તો જોઇ જ રહી. પછી કસ્તુરબાએ કહ્યું કે એ તો પાંચ જ વસ્તુ ખાશે. ગાંધીજીને કસ્તુરબા થોડો વખત બેસીને ઘેર ગયાં. ને શ્રી. સરોજીની નાયડુ તો મોડે સુધી અમારી સાથે બેઠાં. એમની સાથે એમનો પુત્ર હતો તે ઘણું કરીને જર્મની જવાનો હતો મારા છોકરાંઓ પાસે ખૂબ ગવડાવ્યું. ઓટોગ્રાફ લખી આપ્યા. પોતે પણ પોતાની કવિતા ગાઇ. ખૂબ આનંદમાં વખત ગાળ્યો. લાલ દરવાજાનું અમારૂં નાનકડું ઘર તે દિવસે ખૂબ ગાજી રહ્યું હતું. મિસીસ નાયડુ અમારા કાર્ય પ્રત્યે પ્રથમથી જ મીઠી દૃષ્ટિ રાખી રહ્યાં છે અને અમને વર્ષોથી આશીર્વાદ આપતાં રહ્યાં છે.

આ વર્ષની શરૂઆત ખૂબ ઉત્સાહ અને આનંદથી થઇ. પણ પાછળથી એ આનંદને બદલે ગમગીની થઇ. ગુજરાતમાં પ્લેગે ખૂબ આકરા સ્વરૂપમાં દેખાવ કર્યો, નિશાળો કોલેજો બંધ કરવી પડી. કેટલાએ અણમોલા જીવ એણે લીધા, અમે બધાએ રસી મુકાવી. છતાં ઘરમાં ઉંદર પડયા એટલે ઘર છોડીને નદી પાર

શ્રી. ડાહ્યાભાઇ ઇજતરામના બંગલામાં રહેવા ગયાં. ડોક્ટર તો ડિસ્ટ્રીક્ટમાં ફરતા હતા. ના ફરતા હોય ત્યારે વડોદરામાં શ્રી. મનુભાઇને ઘેર રહેતા હતા. ડાહ્યાભાઇનો બંગલો તે વખતના ગાંધીજીના આશ્રમની પાસે જ હતો. એટલે અમે વખતો વખત ત્યાં જતાં, ઘણીવાર પ્રાર્થનામાં પણ જતાં. ફરવા જઇએ ત્યારે પણ ઘણીવાર સાથે થઇ જતાં. એક વાર હું ને મારાં છોકરાંઓ ફરવા જતાં હતાં ને ગાંધીજી રસ્તામાં મળ્યા. ગાંધીજીએ મને એમની સાથે આગળ ચાલવાનું કહ્યું. મારો છોકરો અશોક ચારેક વર્ષનો તે ચાલવાને સારૂ ના પાડે. ગાંધીજીએ એને કહ્યું કે તું સત્યાગ્રહ કરીશ તો હું પણ કરીશ. ઉત્તટ બાલકના દુરાગ્રહ આગળ ગાંધીજીએ સત્યાગ્રહ પડતો મૂક્યો. આ વખતે એટલે સપ્ટેંબર મહિનામાં પ્લેગ પૂર જોસથી ચાલતો. હું તે વખતે મારાં છોકરાંઓની સાથે એકલી રહેતી હતી. વરસાદનું જોર પણ બહુ જ હતું. કાંઇક મનને દુભાણ થતી તો ગાંધીજી ખૂબ જ આશ્વાસન આપતા. એમની ઓથ તે વખતે મને બહુ જ હતી કારણ કે ડોક્ટર વગર હું એકલી મોટા કુટુંબ સાથે રહેતી તે ગાંધીજી પુરૂં જાણતા હતા. અને હું રહી હતી તે શાળાના કામને અંગેજ તે એ પુરૂં સમજતા. હમેશ કહેતા કે " હું અને આશ્રમ નજીક જ છીએ. જ્યારે જરૂર પડે ત્યારે બારણાં ખુલ્લાં જ છે. કોઇ વાતે મુંઝાશો નહિ " મારાં માતા પિતા તે વખતે વડતાલ હતાં.

# પ્રકરણ ૨૬ મું.



૧૯૧૭ ના નવેંબર મહિનામાં ગોધરામાં રાજકીય પરિષદ્ થવાની હતી. તેના પ્રમુખ ગાંધીજી થવાના હતા. આ પરિષદ્‌ની સાથે સંસારસુધારા સમાજ ભરવાનો ગોધરાના કાર્યકર્ત્તાઓએ નિશ્ચય કર્યો હતો. રા. પ્રાણલાલ કીરપારામ દેસાઇ તે વખતે ગોધરામાં હતા. તેમનો કાગળ મારા ઉપર આવ્યો. સંસારસુધારા પરિષદ્‌નું પ્રમુખસ્થાન લેવાનું મને કહેવામાં આવ્યું આ વસ્તુ મારે માટે બહુ ભારે થઇ પડી. સેવક તરીકે કામ કરવાની મને કાંઇ અડચણ નહોતી. પણ પ્રમુખપદની જવાબદારી મોટી હતી. તે વખતે હુ પ્લેગને લીધે ગાંધીજીના આશ્રમ પાસેના બંગલામાં રહેતી હતી. મેં તરતજ ગાંધીજીની સલાહ લીધી. એમણે તો બહુ આગ્રહ કરીને મને કહ્યું કે પ્રમુખપદ મારે સ્વીકારવું-અને કહ્યું કે ગોધરાના કાર્યકર્ત્તાઓને મારું નામ તેમણે જ સૂચવ્યું હતું. આ બધી હકીકત ડૉકટરને મેં લખી જણાવી, ડૉકટરે કહ્યું કે જવાબદારી વધારે છે પણ સેવા કરનારે આવી જવાબદારી સ્વીકારવાને તૈયાર રહેવું જ જોઇએ. એ પણ એક જાતની તાલીમ છે. મેં પ્રાણલાલને ' હા 'નો જવાબ લખ્યો. સંસારસુધારાનો પ્રશ્ન રાજકીય પ્રશ્નથી જૂદો પાડી શકાય તેમ છેજ નહિં એ મારું મન્તવ્ય પ્રથમથી જ હતું. એટલે ઘણા જૂના જમાનાના સુધારકોને આ પસંદગી બહુમાન્ય નહોતી. તે લોકને દેહેશત એમ લાગી કે રાજકીય જુવાળનો ધસારો સમાજસુધારાના કાર્યમાં આવશે તો તેમને ઊભા રહેવાને સ્થાન નહિં રહે.

આવા મોટા ગણાતા સમારંભ માટે સમયોચિત ભાષણ પણ તૈયાર કરવાનું હતું ટુંકાં લખાણો કરવાનો મને મ્હાવરો હતો પણ

લાંબું લખવાની ટેવ નહોતી. સમાજસુધારાના દરેક પ્રશ્ન ઉપર ઉલ્લેખ કરવાનો એટલે અનુભવ પણ વધારે જોઇએ એમ મને લાગ્યું. મારે તો એકજ આશરો હતો. ડૉકટરને મેં લખ્યું કે મને ભાષણ તૈયાર કરવામાં મદદ કરવાને રજાને દિવસે આવી જાય. એમનો તો એકજ જવાબ આવવાનો હતો તે હું જાણતી હતી. ને તે એ કે મારી મેળે તૈયાર કરવું ને પછી સુધારા વધારા એ સૂચવે. હમેશ મારે લખવાનું હોય તે મેળેજ લખવું એવો એમનો આગ્રહ–પરિણામે મારે વાંચવું પડે–માહીતી મેળવવી પડે ને એ કામમાં સ્વાશ્રયી થવાની ટેવ પડે. ધાર્યા પ્રમાણે એમનો જવાબ આવ્યો. છતાં એ પાછળથી આવ્યા. અને અમે સમાજસુધારાના વિષય અને સિદ્ધાન્તની ખૂબ ચર્ચા કરી; કેટલાક મુદ્દાઓ ઘડી કહાડયા, એટલે તૈયારી કરવાનું કામ સરળ થઇ ગયું.

પ્લેગનું જોર વધતું ગયું એટલે અમે અમદાવાદ છોડીને વડતાલ ગયાં. ત્યાં સ્વામીનારાયણના મંદિરમાં મારા પિતાશ્રી રીસીવર નીમાએલા હતા. એટલે મારાં માતુશ્રી પણ ત્યાંજ રહેતાં હતાં. વડતાલ ગામ સ્વામીનારાયણ પંથનું એક ઘણું મોટું મથક છે. ત્યાં રહેવાની સવડ બહુ સરસ હતી. ગામડાંની હવા ને કુવાનું પાણી પણ બહુ પાચક એટલે છોકરાંઓને ને મને રહેવાની બહુ મજાહ પડી. મોં આગળ સારી સંસ્કૃત લાઇબ્રેરી હતી. અને મદ્રાસી શાસ્ત્રી બહુજ વિદ્વાન હતા. સંસ્કૃત પાઠશાળા પણ ત્યાં પાસેજ ચાલતી હતી. એટલે બીજા શાસ્ત્રીઓ પણ હતા. મારાં છોકરાંઓના અભ્યાસમાં ખલેલ ના પડે એટલે એક શાસ્ત્રીને સંસ્કૃત શીખવવા માટે રાખ્યા. નાનો છોકરો અશોક તરતજ લખતાં વાંચતાં શીખ્યો હતો. તેને શીખવવામાં અને મોટાં છોકરાંઓને શિક્ષણમાં મદદ કરવામાં મારો વખત જતો હતો. સ્વામીનારાયણ પંથની ઘણી બાબતો તે વખતે જાણી

હતી. ત્યાંના ઘણા સાધુઓ સ્ત્રી વર્ગના આમું જુએ નહિં, તેમનો સ્પર્શ કરે નહિં, એ વાતો ખબર નહિં. મારા પિતા રિસીવર એટલે ઘણા સાધુઓ એમને મળવા આવે. અમને પુરો ખ્યાલ નહિં એટલે એ ઓરડામાં જઇએ, છોકરીઓ તો કાંઇ કાગળ, પેન્સીલ આપવા માટે કદાચ અડકી જાય, એટલે સત્સંગીઓ અને સાધુઓને તો પંચાત પડે. એ બિચારાઓને અમારા વસવાટદરમ્યાન કેટલાએ અપવાસો કરવા પડયા હશે ! સ્વામી નારાયણનો થાળ કરીને મોટી કવિતા છે તેમાં જે મોટી પ્રસાદી મંદિરમાં ધરવાની, નવા વર્ષને દિવસે જે અન્નકૂટ કરવાનો તેની બધી જ વાનીઓનાં નામ ગણાવેલા છે. તે કવિતા એક સત્સંગી બાઇ પાસે ગવડાવીને છોકરાંઓએ મોઢે કરી લીધી. દીવાળી તરત જ આવેલી એટલે અન્નકૂટ ધરાવેલો જોવાનો પણ પ્રસંગ આવ્યો. છોકરાઓને તો બધું જ નવું હતું. સૌથી વધારે આનંદ તો સામૈયાનો થયો. ગામે ગામથી હજારો લોકો ગાડામા ને પગે ચાલી ને બાળ બચ્ચા સાથે આવે. ધર્મશાળાઓમા તો માય જ શેના ? ગામની બધી જ ધર્મશાળાઓ ભરાઇ જતી. ઉપરાંત લોકો ગાડામા પડી રહે, રસ્તા પર બાજુએ પડાવ નાખે; ખાવાના રોટલાને બીજુ ભાથું સાથે લાવે, અને અથાણું વિગેરે તો મંદિરમાંથી મળે. સખ્યા બધ લોકોની આરતીઓ ને થાળ થયા કરે. આખો દિવસ ધમાલ ચાલ્યા કરે. રાતની આરતી તો ખૂબ રોનકદાર થાય શ્રદ્ધા હોય તે જૂદી દષ્ટિથી જુએ, શ્રદ્ધા ન હોય તે કળાની દષ્ટિથી જુએ. પૈસા, અને શક્તિનો બેશુમાર વ્યય થતો જોઇને દુખ થાય. આ બધા અંધ શ્રદ્ધાઓનો નાશ થશે ત્યારે જ આપણા જ્ઞાન-ધર્મનો ચીલો બદલાશે. કરોડો રૂપીઆ મંદિરોમાં ખર્ચાતા બંધ થશે, અને જ્ઞાન વૃદ્ધિને માટે ખર્ચાશે ત્યારે આપણા સમાજ સુધારકોને શાળા પાઠશાળાઓ માટે ભિક્ષા માગવા નહિં જવું પડે અને નોટકો તથા જલસા કરી કરીને દ્રવ્ય નહિં મેળવવું

પડે ! પણ એ દિવસ હજી દૂર છે. હજી તો આપણે હરિજનોને મંદિર પ્રવેશ કરાવવા માટે માથાકૂટ કરીએ છીએ !

વડતાલના શાન્ત વાતાવરણમાં ગોધરા પરિષદ્ માટે મેં ભાષણ તૈયાર કર્યું. મારા ભાઇ ગટુભાઇએ પણ એમાં સૂચનાઓ કરી હતી. પરિષદ્‌ને થોડા દિવસ બાકી હતા તેટલામાં ડોકટરની સાથે અમે પેટલાદ ગયાં. પેટલાદમાં શેઠ રમણલાલની ઉદારતાથી અનેક લોકોપયોગી કામ થાય છે. તેમાં ખાસ કરીને સ્ત્રીઓની ઉદ્યોગ શાળા, મોટી વયની સ્ત્રીઓના વર્ગો, અને લાઇબ્રેરી એ સંસ્થાઓ સારું કામ કરે છે તે જોવાનો લાભ મળ્યો. પેટલાદ એ પણ અમારા મોતીભાઇ અમીનનું માનીતું ગામ એટલે એમાં છાત્રાલય, લાઇબ્રેરી, કન્યાઓના વર્ગો બધાંમાં જૂદા જૂદા અખતરા થાય. મોતીભાઇની સૂચના, શેઠ રમણલાલનો પૈસો અને ભાઇ હરિવલ્લભભાઇની કાર્યદક્ષતા હજી સુધી ત્યાં કાંઇને કાંઇ કામ થયા જ કરે છે, પેટલાદની પ્રજાને જાગતી રાખવા માટે સતત પ્રયાસ થઇ રહ્યા છે, પેટલાદથી અમે ખંભાત ગયાં. ત્યાંના યુવકોએ અમને આમંત્રણ આપ્યું હતું. ત્યાં ઘણી મોટી સભાઓ થઇ હતી. તે વખતે ત્યાં એક સ્વામી વ્યાખ્યાન કરતા હતા. બહુ વિદ્વાન હતા. અને જમાનાને અનુકૂળ બોલતા હતા. તેથી નાનાં મોટા સૌને પ્રિય થયા હતા. એમના પરિચયનો અમને લાભ મળ્યો. યુવકો જૂની રૂઢિઓને તોડી પાડવા માટે અને કન્યાઓના શિક્ષણ માટે ખુબ પ્રયાસ કરી રહ્યા હતા.

ખંભાતથી અમે ગોધરા ગયાં. તેજ દિવસે ગાંધીજી પણ આવવાના એટલે ખુબજ ધમાલ સ્ટેશન ઉપર હતી. અમારો ઉતારો બહુ સુંદર જગ્યાએ સ્વતંત્ર હતો. ત્યાં વિદ્યાબહેન, રમણભાઇ, એમનાં મોટાં છોકરાંઓ, અમે બધાં, મારા પિતાજી પણ આવેલા, શ્રી. સુમોચનાબહેન, એમ ઘણાં બેગાં થયાં હતાં. પહેલે જ દિવસે

સંસાર સુધારા પરિષદ્ હતી. મંડપ ચીક્કાર ભરાઇ ગયો હતો. ગાંધીજીએ મારે પ્રમુખપદ લેવા માટે દરખાસ્ત કરી. દરખાસ્તમાં એટલા મુદ્દાઓ કહ્યા કે જીવનભરને માટે મારી જવાબદારીઓ વધી જાય. એમના પ્રોત્સાહનથી મારૂં કામ સાંગોપાંગ પાર ઉતર્યું. લેડી લક્ષ્મીબાઇ જગમોહનદાસ સાથે આ પરિષદ્ વખતે પહેલું જ ઓળખાણ થયું. મુંબઇ મને કરસનદાસ ચીતળીઆએ વાત કરેલી પણ મેલાપ થયો નહોતો. ભગિની સમાજને અંગે એમણે કામ કરવા માંડયું હતું. એમની પ્રકૃતિ બહુ નબળી છતાં એમણે રખડપટ્ટી ખૂબ કરી હતી. શ્રીમંતાઇમાં રહેલાં, છતા બહુ જ સાદાં અને મીલનસાર. અમારે પાછળથી તો બહુ ઓળખાણ મારૂં થયું. પણ એ પરિષદ્ વખતે તો તરતનો જ સંબંધ. પ્રમુખ તરીકે મારો ઉપકાર માનવા એ ઉભા થયા. એમણે બહુ લાગણી પૂર્વક વિવેચન કર્યું. મને એમના શબ્દો બરાબર યાદ છે. એમણે કહ્યું કે "શારદાબહેનનો ઉપકાર માનવા હું ઉભી થઇ છું. પણ ખરો ઉપકાર તો ડો. સુમન્તના માનવાનો છે, કેમકે એમણે જો શારદા બહેનના કામમા સરળતા ના કરી આપી હોત તો આટલું કામ એ કદી કરી શકત નહિ." અને એ તદ્દન સત્ય છે એ હું માનું છુ. ભાઇ પ્રાણલાલે આ સમારંભ માટે બેહદ શ્રમ લીધો હતો અને કેટલીક બાબત માટે એમને સરકારની ખફગી વહોરી લેવી પડી હતી. પણ હિંમત ગણીને એ પોતાની ફરજ બજાવતા હતા.

રાજકીય પરિષદ્ બહુ જ ફતેહમંદ થઇ હતી. એ પ્રસંગનું ગાંધીજીનું ભાષણ અત્યન્ત મનનીય હતુ. લોકને નિડરતાનો નવો જ પાઠ એ શીખવવાનો પ્રયત્ન કરતા હતા. સર કારની બુદ્ધિઓની સાથે આપણે કેટકેટલા પ્રયાસ કરવાના છે તે બહુ જ સુગમ રીતે કહી સંભળાવ્યું હતું. અહિંસામય સત્યાગ્રહની રૂપરેખા બતાવી હતી.

ગામે-ગામ સમિતિઓ સ્થાપી ને ગામડાની પ્રજાને—ખેડૂતને કેળવીને પ્રજાની પ્રગતિનો માર્ગ બતાવ્યો હતો. એમના બધા લેખોમાં એ ભાષણ યાદગાર રહેશે.

વિષય નિયામક સમિતિનું કામકાજ જોવાનો મને પહેલો જ લાભ મળ્યો. ખરી મુદ્દાની ચર્ચા તો એજ વખતે થઇ હતી. તેજ વખતે ગાંધીજીની દીર્ઘ દૃષ્ટિ, સત્યને માટે પ્રેમ, અહિંસાના પાલન માટે અત્યન્ત આગ્રહ, એ સઘળું સચોટ રીતે પ્રજા સમક્ષ એમણે ધર્યું, ત્યાં સુધી રાજકીય પ્રવૃત્તિમાં હિન્દુસ્થાનમાં એમણે ભાગ લીધો નહોતો. આ પરિષદથી આરંભ થઇ ચૂક્યો. તે વખતે ખાદીની ચળવળ ઉપસ્થિત થએલી નહિ. પણ અસ્પૃશ્યોને અપનાવવાનું કામ તો આશ્રમ શરૂ કર્યો ત્યારથી શરૂ કર્યું હતું. એટલે હરિજન વાસમાં સભા ભરાઇ. યુવક વર્ગમાંથી ઘણા ભાઇઓએ ત્યાં હાજરી આપી હતી. હરિજન પ્રવૃત્તિ પ્રથમથી જ ગાંધીજીએ હાથમાં ધરી હતી પણ તેને વેગ નહોતો આવ્યો. આ બન્ને પરિષદોની છાપ મારા માનસ પર ઘણી પડી. હજી પણ ગોધરામાં ગાળેલા દિવસોનાં સ્મરણ યાદ આવે ત્યારે આનંદ થાય છે. પરિષદમાં શેઠ રતનજી, શંકરલાલ બેન્કર, મનસુખલાલ માસ્તર વા. તારાબહેન, રમીબહેન કામદાર, શ્રી બાપુ કામદાર વિગેરેનો ખૂબ પરિચય થયો.

અમદાવાદમાં પ્લેગ ઓછો નહોતો થયો. એટલે ત્યાં રહેવા જવાય તેમ નહોતું. શાળાઓ પણ ઉઘડી શકી નહોતી. તેથી અમે થોડા વખત મુંબઇમાં રહેવાનું નક્કી કર્યું. ઇન્દુલાલની મારફત ભાઇ શંકરલાલ બેન્કરને મળીને રહેવાનું નક્કી કર્યું. શંકરલાલભાઇ સાથે ગોધરામાં ઓળખાણ થયું હતું પણ બહુ નહિ. છતાં આખા કુટુંબ જોઇ મેં તો એમને ઘેર ધામા નાખ્યા. એક દિવસે મને કે ઉંકારને 'ખાદી' આપ્યું ત્યારે શંકરલાલ બેન્કર. અનસૂયાબેન શ.

અમારા ઉપર એટલો પ્રેમ વરસાવ્યો કે હજી સુધી એ દિવસો યાદ આવ્યા કરે છે. મારાં છોકરાની કાળજી, મારે તો કરવાની જ નહિ.

એ વખત ખાવાનું, એ વખત નાસ્તો, ફરવા, હરવાનું બધું જ કુટુંબીની માફક જ. રોજની રસોઇ કરાવે તે મારાં છોકરાંને પૂછી પૂછીને કરાવે. હું બહાર ગઇ હોઉં તો નાની ઇન્દિરાનું માથું પણ પોતે હોળી નાંખે. પોતે બહોળા કુટુંબમાં રહેલાં. કાળક્રમે પુત્રીઓ ને દોહિત્રીઓ એક પછી એક મૃત્યુ પામી. એટલે માણસનાં ભૂખ્યાં. બધો સ્નેહ અમારા ઉપર ઢોળ્યો. શંકરલાલભાઇ ને એમના ભાઇ ધીરજલાલભાઇ તો મારા ભાંડુ જેવાજ થયા. છોકરાઓને તો ખૂબ દોસ્તી થઇ. બબ્બે મોટર ઘરમાં હતી. એટલે એક તો અમને જ સ્વાધીન કરેલી. યુરોપીય વિગ્રહને લઇને પેટ્રોલ તો બેહદ મોંઘું હતું, છતાં અમે તો ખૂબજ મોટર દોડાવેલી. છોકરાંઓ ફરવા જાય, ચિત્ર કામ શીખવા જાય બધી વખત મોટર વગર જવા ન દે. મેં તો મુંબઇની અનેક સંસ્થાનો અભ્યાસ એ વખતે કર્યો. શ્રી કરસનદાસ ચીતળીઆ રોજ આવતા. ને બહેનોના વર્ગોમાં, ચાલીઓની સભાઓમાં અનાથ આશ્રમોમાં મુલાકાત માટે, વાતચીત માટે લઇ જાય. સેવાસદન, વનિતા વિશ્રામ, જૈન સ્ત્રી મંડળ, ગુજરાતી સ્ત્રી મંડળ દરેક સ્થળે બહેનો સાથે ઓળખાણ કરવા, ભાષણો કરવા સભાઓ રાખતા. શ્રી બહેન જાઇજી પીટીટનું ઓળખાણ એજ વખતે થયું. ભગિની સમાજમાં એ બહેન ઉપપ્રમુખ હતાં. હું એમની મુલાકાતે એમને બંગલે ગઇ. શુદ્ધ સ્વદેશી સાદા સફેદ વસ્ત્રમાં સજ્જ થએલાં પારસી બહેનને જોઇને હું તો આશ્ચર્ય પામી. એક પણ ઘરેણું અંગપર નહિ. ગીની સેંથી વચમાં પાડીને સાદું માથું હોળેલું. અત્યન્ત તેજસ્વી ચહેરો, નમ્ર આંખો ખરેખર એક સાચી સન્નારીને મળીને મને બહુજ આનંદ થયો.

આગળ રજુ કરે ! દીવાન સાહેબ ના તો કદી કહે જ નહિં 'જોઇશું' કહીને આશ્વાસન આપે ! બીજું શું કરે ! જો કે મનુભાઇ પોતાની સત્તામાં હોય તેટલું કરી આપવાનો પ્રયાસ હમેશ કરતા. પણ તેથી આગળ જો જવાબદારી લેવાની હોય તો પ્રથમ કોના સામુ જોવું ? પ્રજા સામું કે શ્રી. મહારાજા સામું તે હમેશ વિચાર કરતા. અને સ્વભાવ પ્રમાણે મહારાજા સામું જ જોતા પ્રજાનો પક્ષ લઇને હિંમત ભેર સૂચના દત્ત સાહેબની માફક એ કરી શકતા નહિં.

એ મુસાફરી દરમ્યાન રાજ્યના ઘણા પ્રશ્નોનો અનુભવ મને થયો ! ગામડાના પ્રશ્નો તો તદ્દન મને નવા જ હતા. રસ્તા, દવાખાનાં, નિશાળો, મહેસુલ વિગેરેની મુશ્કીલીઓનો ખ્યાલ કેટલેક અંશે આ વખતે જ આવ્યો.

એ મુસાફરી પછી તરત અમને સહુને સુરતના નાગરોએ આમંત્રણ આપ્યું હતું. સુરતના નાગરોનો ને અમારો સંબંધ હજી સુધી મીઠો જ રહ્યો છે. ન્યાતના લગભગ બધાજ નિયમો તોડ્યા હશે છતાં અમારે જરા કડવાશ નથી થઇ કે કોઇ દિવસ અપમાન થયું નથી. નાગરોનો વાર્ષિક મેળાવડો હતો. તેમાં કાંઇ સંગીત ને નાટય પ્રયોગ અને ઇનામનો સમારંભ હતો. અને મનુભાઇને દીવાન થયા તે બદલનું માનપત્ર આપવાનું હતું. માત્ર નાગરોના મેળાવડો હતો. તેમાં તે વખતે ગયાં હતાં. ત્યાર પછીથી હવે એકલા કોમી સમારંભમાં બનતા સુધી ભાગ લેતાં નથી. કોમી ભાવનાને ઉત્તેજન ના આપવાની ખાતર. આજના જમાનામાં જે જે કામ થવું જોઇએ તે સાર્વજનિક થવું જોઇએ. કોમી ભિન્નતાને તોડવાનો એજ રસ્તો છે, યુવક સંઘોનું આ એક મોટું કામ છે.

એ વર્ષની કોંગ્રેસ કલકત્તામાં ભરાઇ હતી. શ્રી. એની બિસેન્ટની હોમરૂલની ચળવળને લઇને મુંબઇ અને મદ્રાસ ઇલાકામાં બહુ જ

ઉત્સાહ હતો. પ્રમુખ પદ મિસીસ બિઝેન્ટને જ અપાયું હતું. સ્ત્રી પ્રમુખ આ પહેલી જ વાર નીમાયા હતાં. અને મિસીસ બિઝેન્ટનો ડંકો તો આખા હિંદુસ્થાનમાં વાગતો હતો. એટલે એ બેઠક માટે દરેક સ્થળેથી ખૂબ જ પ્રતિનિધિઓ હાજર રહ્યા હતા. શંકરલાલભાઇ, ઓમર સુભાની, જમનાદાસ દ્વારકાદાસ એ યુવાનોને તો ઘેર લગ્ન હોય એટલા ઉમળકા હતા. ઇલાકે ઇલાકે એવી વ્યવસ્થા કરવામાં આવી હતી કે જે વખતે કલકત્તામાં મિસીસ બિઝેન્ટનું ભાષણ થાય તેજ વખતે દરેક મોટાં શહેરોમાં અને ગામોમાં એ ભાષણ અથવા તેના તરજુમા વંચાવા જોઇએ. મુંબઇને માટે ગુજરાતી અને મરાઠી ભાષામાં તરજુમા તૈયાર કરવામાં આવ્યા. ગુજરાતીમાં તરજુમાં કરવાનું કામ શંકરલાલે મને સોંપ્યું હતું. પુરૂષોની સભાઓમાં આ ભાષણ વંચાવવાનું હતું અને સ્ત્રીઓમાં પણ વંચાવવાનું હતું. સ્ત્રીઓની સભા માટે શ્રી. જયકરના માતુશ્રી સોનુબાઇ જયકરને પ્રમુખ સ્થાન આપવામાં આવ્યું હતું. સભામાં એક પારસી બહેન, એક ગુજરાતી બહેન, એક મુસ્લીમબહેન, એક દક્ષણી બહેન વિવેચન કરે એમ વ્યવસ્થા રાખી હતી. વનિતા વિશ્રામના હોલમાં સભા કરી હતી. જનતા તરફથી સ્ત્રી વર્ગમાં બહુ ઉત્સાહ ન હોતો. બહુ સાધારણ સભા થઇ હતી. કારણ સમજાયું નહોતું. પણ યુવાન કાર્યકર્તાઓને મુંબઇની શિષ્ટ જનતાએ સાથ આપ્યો નહિ. સભાઓ તો થઇ. કોંગ્રેસે પોતાનું કામ બહુ સફળતાથી પાર ઊતાર્યું. પણ એ કોન્ગ્રેસ પછી રાજકીય ક્ષેત્રમાં મિસીસ બિઝેન્ટનો સીતારો નીચે જતો ગયો. એમનો મત ઉદ્દામ વાદીઓથી ભિન્ન પડી ગયો. અને બીજે વર્ષે જ્યારે મુંબઇમા સ્પેશીઅલ કોંગ્રેસ ભરાઇ ત્યાથી તો એમનો કાંકરો સમુળગો જતો રહ્યો, જો કે ૧૭ ની કોંગ્રેસ પછી ચુળવળ અને ગુજરાતમાં બળ સારા પ્રમાણમાં આવ્યું. કોંગ્રેસ માટે અને હોમરૂલ માટે શાન્તારામ ચાલમાં જે સભાઓ થતી તેમાં

હજારો માણસોની મેદની થતી. શ્રી. કનૈયાલાલ મુનશીને મેં પ્રથમ ભાષણ કરતાં ત્યાં સાંભળ્યા. ઓળખાણ પણ તેજ વખતે થઇ, શંકરલાલ, ઇન્દુલાલ અને મુનશી આ વખતે સાથે રહીને કામ કરતા. ઇન્દુલાલ પણ અમારી સાથેજ શંકરલાલના ઘરમાંજ રહેતા એટલે એમનો પરીચય પણ બહુ વધારે થયો.

કલકત્તાની કોંગ્રેસમાં હોમરૂલ સંબંધી ઠરાવ પસાર થયો ત્યારથી કોંગ્રેસ એક બળવાન સંસ્થા થઇ. અને સરકારને પણ પાસું મરડવું પડ્યું. ત્યારથી તે આજ સુધી કોંગ્રેસે પોતાનું બળ બતાવ્યું છે અને આખા હિંદુ સ્થાનમાં એનો પ્રભાવ પાડયો છે, શરૂઆતનું માન જરૂર મિસીસ બિસેન્ટ અને મુંબઇના યુવાન કાર્યકર્તાઓને છે.

ઇ. સ. ૧૯૧૮ ના આરંભમાં અમદાવાદમાં પ્લેગનું જોર નરમ પડયું એટલે અમે પાછાં અમદાવાદ ગયાં. નિશાળો બધી પાછી ઊઘડી હતી. એટલે પહેલાંની માફક અમારો વ્યવહાર રોજનો શરૂ થઇ ગયો હતો, મહિલા વિદ્યાલયનું કામ પણ બરોબર ચાલતું હતું. શ્રી. સુલોચના બહેન એમનાં માતુશ્રી રૂક્ષ્મણી બહેનની સાથે પ્લેગની રજાનો લાભ લઇને કલકત્તા તથા રંગૂનમાં સંસ્થાને માટે ફાળો ઊઘરાવવા ગયાં હતાં. રજા ઉઘડી પણ એમનું કામ પુરૂં થયું નહોતું, એટલે બધી જવાબદારીમારે જ હતી. ભાઇ ચંદુલાલ દવેએ એ વખતે બહુ શ્રમ લઇને કામ કર્યું હતું. સંસ્થાને સારા પાયા પર લાવવા માટે રાત દિવસ એ ચિંતન કરતા હતા. અને એમના જ પરિશ્રમને લઇને વ્યવસ્થિત કાર્ય થતું હતું. સંસ્થાનું હિત એજ એમનું ધ્યેય હતું. પૈસો, કીર્તિ, કે સત્તાનો લોભ એમને જરા નહોતો. સ્ત્રી કેળવણીનો પ્રશ્ન એમણે પોતાને જીવનપ્રશ્ન કરી દીધો હતો. એમની સહાય અને સલાહને લીધે મારૂં કામ બહુ હલકું થયું હતું.

આ વર્ષની શરૂઆતમાં બે મોટા પ્રશ્નોમાં શ્રી. ગાંધીજી રોકાએલા હતા. ખેડા જીલ્લામાં તે વર્ષે પાક નિષ્ફળ ગયો હતો. તેથી ખેડાના કાર્યકર્તાઓ અને ત્યાંના ખેડુતો મહેસુલની માફીની માગણી કરતા હતા. સરકાર મચક દેવાને જરા તૈયાર નહોતી. અત્યાર સુધી લોકો નીચી મુડી રાખીને દુઃખ સહન કરતા અને પોતાની ગુંજાશ ના હોય તો એ સરકારની ફીસ ભરતા. પણ ધીમે ધીમે એમને સ્થિતિનું ભાન થતું ગયું–આર્થિક સ્થિતિ નબળી થતી ગઇ એટલે પોતાની હકીકત સરકારને રજુ કરી. મામલતદારો અને કલેક્ટરોને તો ખ્યાલ આવે જ નહિ. બિહારમાં ચંપારણમાં જઇને ત્યાંની પ્રજાની સ્થિતિ સુધારવાનો ગાંધીજીએ ખૂબ પ્રયાસ કર્યો હતો તેની લોકને માહીતી હતી. એટલે ખેડા જીલ્લાની પ્રજાનું લક્ષ ગાંધીજી તરફ ગયું. ગાંધીજી તરત જ ચંપારણની કમિટીનું કામ કરીને આવ્યા હતા. ખેડા જીલ્લાના લોકોએ પોતાને દોરવામાટે ગાંધીજીને માંગણી કરી.

બીજો પ્રશ્ન અમદાવાદની મીલોનો હતો. અનસૂયા બહેને મજૂરોનો પ્રશ્ન પોતાના હાથમાં લીધો હતો. ઇગ્લંડ જઇને સમાજ સેવાના કાર્યની એમણે તાલીમ લીધી હતી. ત્યાંના ગરીબ વર્ગમા ફરીને અનુભવ લીધો હતો. અહીં પણ સેવાનું કાર્ય કરીને પોતાના શિક્ષણનો લાભ આપવાની તેમની ઇચ્છા હતી. મીલોના મજૂરોના પગાર ટૂંકા હતા. પણ કોણ એમનું સાંભળે ? રા. શંકરલાલ બેન્કરે આ બાબતનો અભ્યાસ કર્યો હતો. અને એમણે અનસૂયા બહેન સાથે રહીને આ પ્રશ્નનો નિકાલ લાવવાનો પ્રયત્ન કર્યો. શ્રી. શંકરલાલ અને અનસૂયા બહેન બન્નેને શ્રી. અંબાલાલ સારાભાઇ સાથે લડવાનું હતું. કેમકે એમણે મુખ્ય ભાગ લીધો. ભાઇ બહેને સામ સામા પેંતરા બાંધ્યા હતા. અનસૂયા બહેનની હિંમત બહુ જ હતી. એમને

ગાંધીજી અને શંકરલાલની ઓથ હતી. શંકરલાલ જુવાન, તેમને લડી લેવાની ઇચ્છા. ગાંધીજીને મુડીવાદી તરફ પક્ષપાત એટલે સમાધાન કરવાની ઇચ્છા—અને એમનો સ્વભાવ હમેશા સમાધાન પ્રિય તો ખરોજ ! અંબાલાલ અને બીજા મીલમાલીકો સાથે મસલત કરીને મજુરોની માગણીનો નિકાલ લાવવા માટે પંચ નીમવાનું કહ્યું. પણ મીલ માલીકોને તે વખતે કોઇની દરમ્યાનગીરી જોઇતી ન હોતી. મીલ માલીકો કબૂલ થયા નહિં. મજુરોની માગણી ઘણે અંશે વ્યાજબી હતી એટલે ગાંધીજીએ મજુરોને હડતાલ પાડવાની સૂચના આપી પણ હડતાલ માટે સંપૂર્ણ શાંતિ સાચવવાની દ્રઢતા રાખવાની, દારૂ, ગાંજાનું વ્યસન ના કરવાની, આત્મ શુદ્ધિ કરવાની શીખામણ આપી. હડતાળીઆઓની સભા દરરોજ નદી કિનારે ઝાડ નીચે ભરાતી. મેં કડો હડતાળીઆઓ ત્યાં એકઠા થતા. તે ઉપરાંત અન્ય મંડળી પણ જતી. પ્રતિજ્ઞાનું રોજ સ્મરણ ત્યાં કરાવાતું. મજુરો પોતાનો ટેક સાચવવાને ઉત્સુક હતા. પોતાના ટેકનો વાવટો લઇ રોજ શહેરમાં ફરતા. સરઘસો કઢાતા. અને નિયમસર સભામાં હાજર થતા. એકવીસ દિવસ સુધી આ હડતાલ ચાલી, તે વખતે આખા શહેરમાં એક પ્રકારનું વીજળીમય વાતાવરણ પ્રસરી રહ્યું હતું. જ્યાં ત્યાં હડતાળ સિવાય બીજી વાત હોતી થતી. મીલમાલીકો ને કોઇ વચ્ચે પડે તે ગમતું નહોતું. મજુરોને પોતાના પગારમાં વધારો કરવાનું સમજાવવા પંચની જરૂર જણાઇ હતી. હું ને છોકરાંઓ બે ચાર સભાઓમાં ગયાં હતાં. ને ગાંધીજીએ મજુરો ઉપર જે છાપ પાડી હતી તેનું પ્રત્યક્ષ દર્શન થયું હતું. અનસુયાબ્હેનના ભક્તિભાવ ને તો કાંઈ અવધિ જ નહોતી. શંકરલાલભાઇ ગભરામણીઆ, તેમને ચટપટી થયા કરે કે મજુરો શાન્તિ જાળવી શકશે કે કેમ, બે અઠવાડીઆં તો ખૂબ સારી રીતે શાંતિથી પસાર થયા, પણ રોજી વગર ગભરાયા, તેમજ માલીકોના સાગરીતોની જુઠી સમ-

આ અમારો નાનો બાલક ઘણા જ શુભ સંજોગોમાં જન્મ્યો હતો. આખો વખત અમે પ્રજા સેવાનાં જ કાર્યમાં ગુંથાએલાં હતાં, અને એજ પ્રશ્નનું રાતદિવસ ચિંતન, મનન કરતાં હતાં, ગુજરાતનાં સુંદર સ્થળોમાં પર્યટન કર્યું હતું, બાગ બગીચા, વાડી, વજીફા પહાડ સમદ્રની શોભા અનુભવી હતી. આવી સુંદર પરિસ્થિતિની અસર ભાવી સંતાનની પ્રકૃતિ પર થતી હોય એ વાત સત્ય હોય તો તે સિદ્ધાર્થનું ભવિષ્ય પુરવાર કરી આપશે, અમારાં સંતાનમાં એ સૌથી નાનો એટલે લાડ તો પામે જ. તેમાંએ મોટાં છોકરાં પોતપોતાને રસ્તે પડયાં એટલે ઘરમાં એનો જ સહવાસ. વળી અમારા ઘરમાં બાળકો માતા પિતાથી ત્રાસીને કોઇવાર દૂર તો રહે જ નહિં. ડૉકટર તો છોકરા સાથે પાનાં રમે, વાતો ચીતો કરે, ને તેમાં સિદ્ધાર્થની સાથે તો રોજ ફરવા જવાનું પણ ખરૂં. એટલે એતો એમનો મિત્ર થઇ એમની મશ્કરી કરવાનું એ સિદ્ધાર્થ ન ચૂકે.

સિદ્ધાર્થને ઇન્દુલાલ અને શંકરલાલે તો લગભગ બીજે જ દિવસથી રમાડવા માંડયો છે. કેમકે એ બન્ને મારી પાસે આવતા અને ખેડાનો સત્યાગ્રહ તરતજ શરૂ થયો હતો તેની વાતો કરતા. મજુરોના પ્રકરણ પછી તરત જ ખેડાનું પ્રકરણ શરૂ થયું હતું. ગાંધીજી એ ગુજરાતમાં જે નવીન પ્રકારનું જીવન આણ્યું તેનું આપ્રથમ પગથીઉં કહીએ તો ચાલે. ઉપર કહ્યું તેમ ખેડાજીલ્લામાં પાકની નિષ્ફળતાને લઇને અને ખેડુતોની અત્યન્ત ગરીબ સ્થિતિને લઇને તેઓમાંના જ છેક નિરાધાર હતા તે લોકો મહેસુલી માફી માગતા હતા. સર ગોકુળદાસ કહાનદાસ પારેખે આ બાબતનો અત્યન્ત ઉંડો અભ્યાસ કર્યો હતો. અને મુંબઇની કાઉન્સીલમાં એમણે સખત પ્રયાસ કર્યો હતો. શ્રી વિઠ્ઠલભાઇએ પણ આ બાબત માટે ખૂબ જેહેમત ઉઠાવી હતી. પણ કોઇનું કાંઇ વળ્યું નહિં, એટલે એ

લોકો ગાંધીજી પાસે આવ્યા. સરકાર સ્હામે સત્યાગ્રહ માંડવા માટે કેટલી જોખમદારી ખેડવી પડે છે એ મધળાનુ ભાન પાટીદાર ખેડુતોને સમજાવ્યું એ ખેડુતો બધું જોખમ ખેડવાતૈયાર થયા. અને સત્યાગ્રહની પ્રતિજ્ઞાઓ લીધી. ઇન્દુલાલ. શંકરલાલ, મહાદેવભાઇ વ્લ્લભભાઈ બધાએ એમાં જોડાયા. નડીઆદ અનાથાશ્રમમાં ગાંધીજીએ છાવણી નાખી.અમદાવાદ, અને ખેડા જીલ્લામાથી સ્વયસેવકો છાવણીમાં દાખલ થયા. ગામડાંના કાર્યમાં શહેરીઓએ રસ લેવા માડયો મર કાગ બહુ મકકમ રહી, લોકો નિડર થતા ગયા. ઘણે અંશે પોલીસનો ડર ગયો. સત્યાગ્રહમા છેવટ તો ઉજળી ફત્તેહ ના થઇ. કેમકે પ્રથમ જ પાઠ હતો. છતા લોકોમા નવો જુસ્સો આવ્યો અને આડકતરી રીતે પ્રજાને બહુ લાભ થયો સ્વાભિમાન સાચવતાં લોક શીખ્યા. અમલદારનો દભ ગયો. ચરોતરની પ્રજાનુ ડરપોકપણું ઓછું થયુ ત્યાગ શકિત આવી. સત્યાગ્રહની જડ ગુજરાતમા ઘલાઇ.

આ વર્ષમાં મારાં માતુશ્રી બાળાબ્હેનને સખત મંદવાડ આવ્યો. મૂળથી જ એમની પ્રકૃતિ બહુ નબળી. પાચન શક્તિ બહું ખરાબ, પોતાની મેળે ઘર ગથ્થુ દવાઓ કરીને ટગુમગુ ચલાવ્યા કરે. કસરત તો રોજ કરવાની, ઘરમા ફગ્હગ કરવાનું, ને તે ઉપરાત રોજ ખુલ્લી હવામાં સવારમાં, ફરવા જવાનુ એટલી સાચવણી હતી તેથી જ એટલું પણુ ટકયા હતાં. વડતાલમા મારા પિતાની સાથે રહેતા ત્યાથી અમદાવાદ આવીને રહ્યાં. નદી પાર રમણભાઇને બંગલે ખુલ્લી હવામાં રહેવા ગયાં. અમારા પિતા, ભાઇઓ, મારાં ભાભી અને અમે બન્ને બહેનોએ એમની સુશ્રૂષા જેટલી થાય તેટલી કરી. મારે સિદ્ધાર્થ નાનો અને છોરે ગ્હેવાનું એટલે ધાર્યું જવાય નહિં. વિદ્યા બહેનને પોતાનો વ્યવસાય, રમણભાઇના ઘણાં કામોમાં મદદ

કરવાની, વકીલાત ઉપરાંત મ્યુનીસીપાલીટીનું, લાયબ્રેરી, અનાથઆશ્રમ, ગુજરાત વર્નાકયુલર સોસાઇટીનું, એવાં એવાં અનેક કામ તે બધામાં જેટલું કામ વિદ્યાબ્હેનથી થાય તે કરતાં, છપાવવાનું, પ્રુફ સુધારવાનું, મતલબ કે સેક્રેટરીનું તમામ કામ વિદ્યાબ્હેનને કરવાનું અને ઘરનું ને છોકરાનું તો હોય જ, એટલે એમનાથી પણ બાંધે પગે રહેવાય નહિં. એટલે ખરી ચાકરી તો મારા ભાઇ ગટુભાઇએ અને ભાભી શ્રીદેવીએ કરી. તેમાએ શ્રીદેવી નાનપણથી બાળાબ્હેન પાસે રહેલાં, અને બધી બાબતમા એમની જ તાલીમ લીધેલી એટલે દરેક દરેક કામ બહુ જ સુવ્યવસ્થિત અને સફાઇબંધ, નાજુકાઇથી કરતા—એ ત્રણ મહિના સુધી ઊભે પગે એમણે સેવા કરી. બાળાબ્હેનની વૃદ્ધ ઉમર, નબળો બાંધો એટલે એ પોતે પણ સમજી જ ગયાં હતાં કે મંદવાડમાથી ઊઠી શકાશે નહિં—બહુજ શાન્તિ અને સ્વાસ્થ્યથી મૃત્યુની રાહ જોતા હતા દોઢેક વર્ષ ઉપર મારા પિતાશ્રીને ચકરી આવીને એપોપ્લેકાસી જેવું થયું હતું—અને ગંભીર સ્થિતિમા વડતાલથી અમદાવાદ લઇ આવવા પડેલા. તેમાથી એમને સારું થયું હતું. પણ બાળાબ્હેનનો તે દિવસથી સંસારમાંથી જીવ ઊઠી ગયો હતો. પોતાના સંતાનો તરફનો એમને પૂરો સંતોષ હતો. માત્ર અમારો નાનો ભાઇ કુંજવિહારી બહુ જ ભોળા સ્વભાવનો—એને ઠેકાણે પાડવાની બહુ ઉત્કંઠા રહી ગઇ હતી. છતાં બહુ જ શાન્તિ અને પ્રભુની પ્રાર્થના કરતાં કરતા કાંઇ પણ વ્યથા વગર એમનું અવસાન થયુ. અમે બધા ભાડુ અને અમારા પિતા એમની આસપાસ બેઠેલાં જ હતાં. આ પહેલા મેં મૃત્યુ કદી જોએલુ નહિં. પણ બાળાબ્હેનનાં મૃત્યુમાં નહોતી યાતના, નહોતો ત્રાસ—એમનું સૌમ્ય શાન્ત મુખ સ્મિત સહીત જ રહ્યું હતુ. ગાઢ નિદ્રામાં સુઇ રહ્યાં હોય એમ જ અમને થયું. અમે બધા આ અંતીમ ઘડી માટે તૈયાર જ હતાં. એટલે કોઇએ કાંઇ જ કલ્પાંત કે કાંઇજ કર્યું

નહોતું. સવારે જ્યારે સ્નેહીવર્ગ એમના મૃતદેહને છેવટના સંસ્કાર માટે લઇ ગયા ત્યારે આખરી વિયોગનું ભાન થયું. એમનું વાત્સલ્ય કદી વીસરાય એવું હતું જ નહિ. એમની પવિત્રતા, સદ્‌ભાવ સ્મરણમાંથી વીસરે એવાં નહોતાં, રાત્રે અમારૂં કુટુંબ જ્યારે ફરી એકઠું થયું ત્યારે બાળા બહેન વગરના સુના ઘરમાં સ્વાભાવિક રીતે ક્ષોભ થયો. તે વખતે અમારા પિતા માત્ર એક જ વાક્ય બોલ્યા હતા, " તમારે તો થોડાં વર્ષનો સહવાસ પણ મારે તો છેતાળીસ વર્ષનો લાંબો સહવાસ એટલે તેટલો જ સંબંધ. ઇશ્વર જે કરે તે હિંમતથી સહન કરવું. " એમની પાછળ રડવા કકળવાનું તો હોય જ નહિ પણ કોઈ જાતનો શોક, કે કરક્રીયા કરવાની સાફ નાજ પાડી હતી. એટલે એ પ્રકરણ બંધ થયું. વ્હાલસોયાં માતુશ્રીનાં સ્મરણો અમારા હૃદયમાં તો અંકિત થએલાં જ રહ્યા છે. અમે એમણે દર્શાવેલે માર્ગે ચાલવાનો સતત પ્રયત્ન કરેલો અને કરીએ છીએ. બીજી તો કેવી રીતે એમનું ઋણ વાળી શકીએ ?

બાળા બહેનના મંદવાડ પહેલાં ડૉકટર મોટાં ત્રણ છોકરાંને લઇને અમરેલી પ્રાંતમા ફરવા માટે ગએલા. ત્યાં છોકરાંઓએ ખૂબ નવા નવા અનુભવ મેળવ્યા. કાઠીયાવાડનું આતિથ્ય અનુભવ્યું. ધારી, કોડીનાર, દામનગર વગેરે સ્થળો જોયા. પાછા ફરતાં રાજકોટમાં શ્રી. નાનાલાલ કવિ અને માણેક બહેનનો સારો પરીચય છોકરાઓને થયો, માણેક બહેનનું આતિથ્ય તો ગુજરાતના ઘણા ભાઇ બહેનોએ અનુભવેલું છે. અને મારાં સંતાનો અને ડૉકટર સાથે તો એમણે કુટુંબી જેવો સંબંધ રાખ્યો–અને નાનાલાલને તો બાળક માત્ર બહુ જ પ્રિય એટલે આ છોકરાં ઉપર અથાગ પ્રેમ વરસાવ્યો–તેમાં એ મારી મોટી છોકરી લીલા એમની બહુ માનીતી થઇ ગઇ. એ મુસાફરીમાં છોકરાંઓએ તો આનંદ જ માણ્યો. પણ ડૉકટરની

તબીયત બહુ સખત લથડી, અમદાવાદ આવીને થોડો વખત આરામ લઇને વડોદરે ગયા, તેજ વખતે શ્રી. મનુભાઇની મોટી પુત્રી શ્રી જયશ્રી બ્હેનનું લગ્ન થયું, મનુભાઇ દીવાનપદે હતા. અને ઠાઠમાઠના શોખીન એટલે બહુજ ધામધુમથી લગ્ન થયું. ઊગતા સૂર્યને સૌ નમે–તેમ વડોદરાના અધિકારી વર્ગે બેશુમાર બક્ષિસો અને ચાંલ્લા વગેરે કર્યું. અમારા કુટુંબમાં તો સૌને સાદાઇ જ પસંદ પડે. એટલે ધમાલથી જેટલું બને તેટલું દૂર રહેવાનો પ્રયત્ન કર્યો, પણ તે વખતે ડૉક્ટર એ ઘરમાં જ રહેતા અને મનુભાઇ સાથેનો સંબંધ પણ એટલો હતો કે ધાર્યું ન થાય. આમપાસનાં સ્ત્રી વર્ગ કીંમતી ઘરેણાં ને વસ્ત્ર પહેરીને ફરે ને મારી છોકરીઓ હાથ પર સોનાની બંગડી પહેરવાની ના પાડે. અમારા મોટી બા બહુ કહે પણ એ છોકરીનો આગ્રહી સ્વભાવ તો એમના પિતા જેવો–એકવાર ના કહી તે ફરે નહિ અમારે સૌને રહેવાનો ઊતારો જૂદો હતો. અને વ્યવસ્થા બધી બહુ સગવડવાળી હતી. એટલે લગ્નની ધમાલને લઇને અનિયમિતતા થઇ ન હોતી. તેથી નાના બાળકોની તબીયત પણ બગડી નહિં જો કે મોટાંને ઊજાગરા તો હતા જ. શ્રી. મનુભાઇને નાની નાની રીત રીવાજો કરવા પ્રત્યે વિરોધ હતો. છતાં કુટુંબનાં સ્ત્રી જનો જો એ વિચારનાં હોય તો પોતાના સિદ્ધાંતો અમલમાં મૂકી શકતા નથી. બધા જ રિવાજો નાના સ્વરૂપમાં એ થયાખરા. જમાનો બદલાતાં એમના ઘરમાં એ પરિસ્થિતિ બદલાઇ ગઇ.

લગ્ન પ્રસંગે <u>બક્ષિસો</u> આપવાનો રીવાજ હદપાર વધી ગયો છે. અધિકારી વર્ગમાં તો આ એક બદીરૂપ થઇ ગયું છે. આપણા ગરીબડા દેશમાં જૂના દુષ્ટ રીવાજો નાશ નથી પામતા અને નવાં દુષ્ટ અનુકરણો પ્રવેશ કરે છે. એટલે આપણી સ્થિતિ તો એવડી બનાજ થઇ છે. ક્યારે સુધરશું તે તો કોણ જાણે. ધનિક લોકો જ્યાં

સૂધી પોતાની સ્થિતિનો દેખાડો કરતા બંધ નહિ થાય અને ધનની અને મોટાઇની સ્પર્ધા કરતા નહિ અટકે ત્યાં સૂધી આ વસ્તુસ્થિતિ રહેવાની. લગ્નનાં ખર્ચ, તમાશા વગેરે ધનિકો ના કરે તો જ ગરીબ વર્ગને રાહત મળે. હજી આ વસ્તુ સમજાઇ નથી. સમજુ, શિક્ષિત ગણાતો વર્ગ પણ આ પ્રકારની મોટાઇ માણે છે

---

## પ્રકરણ ૨૭ મું

ખેડાનો સત્યાગ્રહ ૧૯૧૮ ના જુનમહિનામાં પુરો થયો. સરદાર સાથે સમાધાન થયું હતું પણ ગાંધીજીના શબ્દોમાં વર્ણવીએ તો એ સમાધાન માધુર્ય રહિત હતું, પરન્તુ દેશમાં જાગૃતિ ખુબ આવી, અને પ્રજાનો વિજય થયો એમ ભાવના ફેલાઇ ગઇ.

જે સમયે ખેડાનો સત્યાગ્રહ ચાલતો હતો તે વખતે ઇન્દુલાલનો લગભગ બધો સમય એજ કામમાં જતો હતો, કેળવણી મંડળના કામને ઝાઝો વખત આપી શકતા ન હોતા છતાં કન્યાઓની શાલાન્ત પરીક્ષાનો ક્રમ ઘડવાના કામમાં મને ને કેશવપ્રસાદને એમણે બહુ જ મદદ કરી હતી.

શંકરલાલભાઇ, ઇન્દુલાલ અને ડૉ. સુમન્ત એ મિત્ર ત્રિપુટિ ગુજરાતને માટે સર્વન્ટસ ઓફ ઇન્ડિઆ જેવી સંસ્થા સ્થાપવાનાં સ્વપ્નાં સેવી રહ્યા હતા. અને તેજ ઉદ્દેશથી એ ત્રણેજણે એક ઠેકાણે સાથે રહીને કામ કરવાનો નિશ્ચય કર્યો હતો.

લાલ દરવાજે અમારું ઘર હતું તેની પડોશમાં બીજુ ઘર રાખીને તેમાં ત્રણેએ રહેવાનું નક્કી કર્યું અમે તો ત્યાં રહેતાંજ હતાં–ત્રણે જણના કાર્ય પ્રદેશ કેટલેક અંશે એક સરખા હતા, તેમજ કેટલાક કામો વ્યક્તિગત જુદાં પણ હતાં શંકરલાલભાઇએ થોડો વખત માટે ખર્ચ પણ ઉપાડયો. ડોકટરે પાછી રજા પણ લીધી એમની તબીયત તો બહુજ નરમ ચાલતી હતી. ઇન્દુલાલ સ્થિર થઇને એક કામને વળગી નહોતા રહેતા, તેમ શંકરલાલભાઇથી હાડમારી વેઠી શકાતી નહોતી. મજુરોના કામમાં ગુંથાએલા હતા



અમદાવાદ વનિતા વિશ્રામ મહિલા વિદ્યાલયના કાર્યકર્તા ૧૯૧૮.

એટલે ઘણો ભાગ અનસૂયા બહેનને ઘેરજ રહેતા હતા કોઇ કોઇવાર અમારી સાથે જમતા, પણ એમનુ દીલ ચહોટયું નહોતુ ત્રણેના સ્વભાવમા ખૂબજ ફેર, ત્રણેનું વ્યકિતત્વ જબરૂં એટલે મેળ ખાશે કે કેમ એ વિષે ડોકટર સદા ચિંતા કર્યા કરતા એમને માત્ર વ્યવસ્થિત પદ્ધતિથી ગુજરાતમા સેવા કરવી હતી અને કરાવવી હતી. ઇન્દુલાલ જેવા કાર્મ કરનારે સપૂર્ણ સાથ આપ્યો હોત અને દઢતાથી થોડા કામોને વળગી રહ્યા હોત તો સુંદર કામ થયુ હોત

ખેડાનુ પ્રકરણ જે વખતે ચાલતુ હતું, તે વખતે યુરોપનું મહાનવિગ્રહ ચાલી રહ્યુ હતુ બ્રિટિશ પક્ષને યુદ્ધમા હોમવા માટે સૈનિકો જોઇતા હતા હિંદુસ્થાનમાથી પુષ્કળ ધન અને સખ્યાબધ સૈન્યો રણક્ષેત્રમાં મોકલવામા આવ્યા હતા. છતા યુદ્ધનો કાઇ અત આવે તેવા ચિહ્ન નહોતા લોર્ડ ચેમ્સફર્ડે દિલ્હીમા વાટાઘાટ સ્વાને આગેવાનોને બોલાવ્યા હતા. તેમા ગાધીજીને પણ હાજર રહેવા માટે આગ્રહ કર્યો હતો સરકાર સાથે ખેડાની લડતમાંથી તરત ગાંધીજી પરવાર્યા હતા-એમણે આમંત્રણ કબુલ રાખ્યુ અને દિલ્હી ગયા. પ્રજાના નેતાઓમાથી લોકમાન્ય તિળકને કે મુસ્લીમ આગેવાનો મૌલાના મહમદઅલિ કે શૌકતઅલિને આમત્રણ નહોતું. ( આ ભાઇ તો જેલમા હતા ) એટલે ગાધીજીને જરા સકોચ તો હતો છતા અન્ય મુસ્લીમભાઇઓનો સાથ લઇને તેમજ હિંદુ નેતાઓને એકત્ર કરીને હિંદુ મુસ્લીમ ઐકય સાધવાની ઊંડી ભાવનાથી મહાત્માજી દિલ્હી ગયા સૈનિકો એકઠા કરવાના કામમા એટલે રગરૂટની ભરતીના કામમા ગાધીજીએ સરકારને સાથ આપવાની કબુલાત આપી અને ખેડામાથીજ સૈનિકો એકઠા કરવાનુ નક્કી કર્યું. ખેડા પહોચીને વલ્લભભાઇ, ઇન્દુલાલ વગેરે સાથે મસલત કરી. તેમાના

ઘણાને ગળે આ વાત ઉતરી નહિં. પ્રજાને સરકાર પ્રત્યે કાંઇ પ્રેમ ઉભરાતો નહોતો. સરકારી અમલદારોની વર્તણુંકનો અનુભવ તો તાજો જ હતો, એટલે બહુ કમને બધા કાર્યકરોએ હા પાડી. રંગરૂટનું કામ શરૂ થયું—પણ ગાંધીજીના આ કાર્યને પ્રજાએ બહુ લુલો સાથ આપ્યો. તે એમને લાગ્યું પણ ખરૂં-ઇંદુલાલ આ કામમાં ન ઘસડાયા હોત તો સારૂં હતું—કેમકે કામમાં ભલીવાર કાંઇ જ નહોતો —માત્ર ગાંધીજીથી વાઇસરૉયને ના પડાઇ નહિં અને ભવિષ્યમાં લાભ થશે એ જૂઠા લોભથી ગાંધીજી જોડાયા—અને સાથે ઇંદુલાલ પણ ઘસડાયા.

આ કામ કરતાં કરતાં ગાંધીજી તો સખ્ત માંદા પડી ગયા. રંગરૂટનું કામ અટકી ગયું. ગુજરાતમાં વરસાદના વાંખા પડયા અને મહાન દુષ્કાળ મો વકાસીને ઊભો રહ્યો. એટલે એ કાર્યમાં ઇંદુલાલ પડયા. દુકાળ સંકટથી પીડિત લોકો માટે મોટો ફાળો ઉઘરાવવામાં આવ્યો અને તેના મંત્રિ તરીકે બધું કામ ઇંદુલાલને માથે આવ્યું.

દુકાળને માટે નાણાં ઉઘરાવવાનાં હતાં તે વખતે મારાં છોકરાંઓ વિદ્યાબહેનનાં છોકરાંઓ સર ચીનુભાઇના નાના બાલકો, પરષોતમભાઇ હઠીસિંગના છોકરાંઓ અને તેમનાં કુટુંબના બીજાં બાળકોએ મળીને એક જલસો કર્યો હતો. એમનું શિશુ મંડળ ચાલતું હતું તેના આશરા હેઠળ આ જલસો થયો હતો. પૈસા ઉઘરાવવાની, જલસાના બધા જ કાર્યક્રમની સઘળી વ્યવસ્થા એ બાલકોએજ કરી હતી. આઠ આનાથી માંડીને પાંચ રૂપીઆની ટીકીટ રાખી હતી. પણ અર્ધાંના શ્રીમંત વર્ગે છોકરાંઓની ઝોળીમાં ખૂબ નાણાં ઠાલવ્યાં, ઇન્દુલાલનો ઉત્સાહ તો માતો નહોતો. બહુ જ સફળતાથી આ બાલકોનો જલસો પાર પડયો હતો. લગભગ બે

અઢી હજાર રૂપીઆ છોકરાંએએ ઇન્દુલાલને સ્વાધીન કર્યાં હતા. આ પ્રસંગ પછી ઇન્દુલાલની ને બાળકોની દોસ્તી બહુ જ વધી.

ડૉકટરને આ સમયે પાછું ખૂબ પોતાના વિચારોનું મંથન કરવું પડયું. તબીયત બહુ નબળી થઇ ગઇ હતી. લોહીની ઉલટીઓ થતી. અને પિત્તનું જોર ખુબ થઇ આવતું. આંતરડાં અસંત નબળાં થઈ ગયાં હતાં. એક તરફથી પોતાની નબળી તબીયત, સેવાની ધગશ, અને સરકારી નોકરી એ સઘળી વસ્તુઓ એમને સુઝવી રહી હતી. ઇન્દુલાલને એક કામમાંથી બીજા કામમાં કુદકા મારવાની ટેવને લઇને સ્થિરતા આવતી નહોતી. એટલે ઇન્દુલાલના સાથ ઉપર મુરાદ બંધાય તેમ નહોતું. શંકરલાલ રોલેટ બિલની વિરૂધના પ્રચાર માટે મુંબઇ રહ્યા કરે તો ત્રણુ જણુ સાથે રહીને અમદાવાદમાં આશ્રમ ચલાવે શી રીતે ને ગુજરાતનું કામ થાય શી રીતે ? આ વખતે મને પણ સમજણુ પડે નહિ કે શું કરવું ? મહિલા વિદ્યાલયનું કામ બહુ સારી રીતે ચાલતું હતું. તે છોડીને વડોદરા જવું કે અમદાવાદમાં જ રહેવું ? ડૉકટરની તબીયત સારી નહિ એટલે એક તરફથી વડોદરા જવાની ઇચ્છા થાય. બીજી તરફથી સ્ત્રી કેળવણીના કાર્યની જમાવટ કરવાની ભારે ઇચ્છા—સાથે જવાબદારી લીધેલી તે છોડી દેવાનો જીવ ચાલે નહિ. મન સાથે ખુબ ગડભાંગ થતી હતી. એ ચાર મહિના તો ડૉકટરને રજાના જ હતા એટલે તે દરમ્યાન કાંઇ તોડ કહાડી શકાશે એમ ધાર્યું. એટલામાં વિકાળ સ્વરૂપમાં ઇન્ફલુએન્ઝા અમદાવાદમાં અને ગુજરાતમાં ફાટી નીકળ્યો. રોગ કાંઇ નવો નહોતો. પણ અસંત ચેપી સ્વરૂપમાં અને ભયંકર સ્વરૂપમાં પ્રસર્યો. મરણુ પ્રમાણુ પુષ્કળ વધી ગયું. અને લોક ગભરાઇ ગયાં. જુવાન ઉમરનાં સ્ત્રી પુરૂષો અને બાળકો આ રોગનાં ભોગ થયાં. ડૉકટરો પણુ થાકી ગયા. રોગને અટકાવવા માટે કાંઈ સાધન નહિ–

થયા પછી માવજત કરવાની તેમાં એ ફેફસાં પર સોજો આવી જાય અથવા હૃદય નબળું પડે અને દરદી મૃત્યુ પામે. અમદાવાદમાં અને ગુજરાતનાં બધાં નાના મોટાં ગામોમાં આ રોગ ફેલાયો-આ રોગ જેમ ફેલાતો ગયો તેમ ગુજરાતની પ્રજાને સંગઠિત રીતે સેવા કરવાનો અભ્યાસ થયો. સેવા સમિતિઓ નાને નાને ગામે સ્થપાઇ અને દાકતરોની સાથે રહીને માવજત કરવાની તથા દવા આપવાની વ્યવસ્થા થઇ. લોકોએ પૈસા પણ સારા આપ્યા. વ્યવસ્થા શક્તિ કેળવાઇ-સ્વયંસેવકોના હસ્તક કવીનીન, બીજી દવાઓ, કપડાં વગેરે વ્હેંચાવવા માંડયાં. શાળાઓના શિક્ષકો, વિદ્યાર્થી વર્ગ સૌએ સુંદર સાથ આપ્યો. રોગ બહુ ચેપી હતો એટલે ઘણે ઠેકાણે સારા સારા દાકતરો અને સ્વયંસેવકો સારવાર કરતાં કરતાં મૃત્યુ વશ થયા-આગલા વર્ષમાં પ્લેગનો કેર હતો-આ વર્ષમાં દુષ્કાળ અને પછી આ ઇન્ફ્લુએન્ઝાથી લોક તો ત્રાસી ગયા હતા

ત્રણ અઠવાડીઆં ખુબ જ કેર વર્તો એ દરમ્યાન બીજું બધું કામ ઠંડું પડી ગયુ હતું. કેશવપ્રસાદને બહુ સખત રોગનો ઝપાટો લાગ્યો હતો. પણ આવરદાના બળીઆ એટલે પથારી ખંખેરીને ઉઠયા. જો કે અનેક રોગના મૂળ શરીરમા ભરાઇ પેઠાં-આ રોગચાળો થયો તે પહેલા કેશવપ્રસાદે કેળવણીનું કામ ગુજરાતમાં પોતાને માથે લેવાનું ધાર્યું હતું. પણ મંદવાડમાંથી મન બદલાઇ ગયુ અને મુંબઇ રહીને પૈસા ઉપાર્જન કરવાનું નક્કી કર્યું. જો કેશવપ્રસાદે તે સમયે દેશસેવામા ઝુકાવ્યું હોત તો ઘણું ઉજ્જવલ કાર્ય કરી શક્યા હોત-અને ગુજરાતને ખુબ લાભ થાત.

રોગનું જોર સહેજ નરમ પડયું એટલે અમારૂં કુટુંબ કુમસદ અમારા મોટાં બાને ત્યાં હવાફેર માટે ગયું. ડોકટરની તબીયત નબળી બહુ થઇ ગઇ હતી. અને એકાદ બે છોકરાને ઇન્ફ્લુએન્ઝા

પણ થઇ ગયો હતો. ડુમસમાં અમે આ છેલ્લાં જ ગયાં-અને મોટાં બાએ ખુબજ લાડ કર્યાં. દીવાળીના દિવસ હતા. ડૉક્ટર એમને બહુ જ લાડકા—મારી મોટી છોકરી લીલા પણ બહુ લાડકી—બીજાં મગાવહાલા નહોતાં. માત્ર સુલોચના બહેન ને એમનાં છોકરાં હતાં. ત્યા અમે ત્રણ અઠવાડીઆં રહ્યાં. ડુમસની હવાથી બીજાં બધાં ને તો ફાયદો થયો. પણ ડૉક્ટરને તો તબી યત સાથે લેણાદેણી જ નહિ. દાતે દુઃખ દીધુ ને મુંબઇ જવું પડયું—ને દાંત કઢાવવો પડયો. તબીયતની નબળાઇ અને મનની મુંઝવણોને લઇને એમનો સ્વભાવ ઠીક અકળામણીઓ થઇ ગયો હતો. એટલે જે શાંતિ લેવા ધારી હતી તે મળી નહિ.

ડુમસ પછી અમે થોડા દિવસ વડતાલ રહ્યા. ને ડૉક્ટરની તબીયત સુધરી એટલે એ વડોદરે કામે જોડાયા.

અમારૂં નાવડું અમદાવાદમા સારૂં ચાલતું હતું. અમદાવાદમા ગાધીજીનો વસવાટ અને અમારા ઘરમા જ ઇન્દુલાલ રહે એટલે રાજકીય વાતાવરણ બહુ પ્રબળ થતુ ગયું. નાનાં છોકરા એજ વાતાવરણમા ઊછરતા ગયા.

રોલેટ બીલની ચર્ચાઓ ચાલતી હતી, એ રોલેટ કમિટીની ભલામણો જો પસાર થાય તો પ્રજાના હક્ક ઉપર સીધો ફટકો પડે તેમ હતું. આગેવાનો એ માટે સામનો કરવાને તૈયાર હતા. શાસ્ત્રીજી, માલવીયાજી વગેરે નેતાઓએ કાઉન્સીલમા એ બિલ સ્હામે સખત ઝુંબેશ ઉપાડી હતી. અને સરકારને પૂરી ચેતવણી આપી હતી. પણ સરકાર કમિટીની ભલામણોનો અમલ કરવા મક્કમ થઇ હતી. બિલ તો પ્રગટ થયું. શાસ્ત્રીજીનો પ્રહાર સખત હતો. જો સરકારને ચેતવું હોત તો આટલાં ફારમોની જરૂરજ નહોતી. શાસ્ત્રીજીનો અવાજ કોણ

સાભજે ? ગાંધીજીએ પણ વાઇસરોયને મળીને ખૂબ સમજાવ્યા પણ સઘળું નિષ્ફળ નીવડ્યું. અને બિલ કાયદા તરીકે ગૅઝેટમાં પ્રકટ થયું—પછી તો જુવાન વર્ગ બહુજ આવેશમાં આવ્યો. મદ્રાસથી ગાંધીજીએ સૂચના મોકલી કે સરકારનો સામનો કરવા માટે આખા દેશમાં હડતાળ પાડવી તે દિવસે સૌ ઉપવાસ કરે ને કામ ધંધો બંધ કરે. ઉપવાસ ચોવીસ કલાકનો રાખવો. આ સૂચનાનો અમલ છઠ્ઠી એપ્રીલે ( ૧૯૧૯ ) ને દિવસે થાય એમ ઠર્યું—લોકો મનોગ વશાત તૈયારજ હતા એટલે બધું ગોઠવાયું. આખા હિંદુસ્તાનમાં—શહેરે શહેર અને ગામે ગામ હડતાળ પડી, પ્રાર્થનાઓ થઇ, સરઘસો થયા—ઉપવાસ થયા.

અમદાવાદમાં એક પ્રચંડ સરઘસ કાળા વાવટા લઇને નીકળ્યું હતું અને સરઘસને અંતે જબ્બર સભા થઇ હતી. હિન્દુ, મુસ્લીમ, સ્ત્રી પુરુષો સૌએ ભાગ લીધો હતો. અહીં છઠ્ઠી તારીખનો શાન્તિથી પસાર થઇ. આખું અઠવાડીયું આ સામનો કરવો નક્કી કરવામાં આવ્યું હતું. સત્યાગ્રહની પત્રિકાઓ છાપવા માટે સરકારે મનાઇ કરેલી તેથી હસ્તલિખિત પતાકાઓ વહેંચાતા હતા. ગાંધીજીના પુસ્તકો હિંદ સ્વરાજ અને સર્વોદય સરકારે છાપવાના બંધ કરાવ્યા હતા અને વેચાણ પણ બંધ કર્યું હતું. આ પુસ્તકો છાપવાનો અને વેચવાનો પ્રબંધ થયો. જેમ સરકારનો પ્રતિબંધ વધારે તેમ લોકોનો ઉત્સાહ વધારે. ન્હાના ન્હાના છોકરા વેચવા નીકળી પડ્યા.

ગાંધીજીને એ દિવસે દિલ્હીમાં શ્રદ્ધાનંદજીએ બોલાવેલા. દિલ્હીમાં ખુબ કટોકટીનો પ્રસંગ હતો. ગાંધીજી પંજાબ જવા ઉપડ્યા. સરકારને લાગ્યું કે ગાંધીજી જો દિલ્હી જશે તો ત્યાં તોફાન થશે. [illegible] હિન્દીમાં [illegible] અને ઘણા [illegible] પણ સરકાર વિરોધના કરેલા હતા. ગાંધીજીના જવાથી [illegible] થાય.

અને બળ વધારે સંગઠિત થાય. તે કેમ સહન થાય ! દિલ્હી જતા પલ્વલ સ્ટેશને ગાધીજીને પોલીસને સોંપી દીધા મહાદેવ દેસાઇ જેઓ ગાધીજી સાથે હતા તેમને દિલ્હી સદેશો લઇને મોકલ્યા દિલ્હીની પ્રજાને શાતિ સાચવવાની વિનતિ કરવામા આવી. ગાધીજીને દિલ્હીથી છૂપી રીતે મુબઇ પાછા લઇ આવ્યા પણ એમને પકડાયાની ખબર પડી ત્યારથી લોક તો ખૂબ જ ગુસ્સામા આવી ગયા ને ગાડા જેવા થઇ ગયા મુબઇમા હુલડનો ભય થઇ રહ્યો પાયધૂનીમા તો લોકો ખૂબ જ ઉશ્કેરાયા હતા. અનસૂયાબહેન મુંબઇ હતા તે ગાધીજી સાથે પાયધૂનીની મીટીંગમા ગયા સરકારના સિપાઇઓ અને ઘોડેસ્વારો ખૂબ જોશમા હતા લોકો તરફથી ઇંટોના વરસાદ વરસતા હતા. લોકોને શાત કરવા ગાધીજી હાથ જોડતા-ઇંટોના વરસાદમાથી બચી ગયા ! પણ અમદાવાદમા શુ બની રહ્યુ હતુ તે એમને ખબર નહોતી ! તેમજ અમૃતસરમા શ્રદ્ધાનંદજીને તોપને ગોળે ઉડાડી દેવાની તૈયારી ચાલી હતી તેમજ જલીઆનવાળા બાગની ડાળી કતલ થઇ રહી હતી તે એમને કાઇ જ ખબર નહોતી !

અહી એવી અફવા ઊડી હતી કે ગાધીજી સાથે અનસૂયાબહેન પણ પકડાયા છે, એટલે મજૂરો ઘેલા બની ગયા, હડતાળ પડી અને તોફાન થયા—શહેરના કોટના વિશાળ દરવાજા બાળ્યા તારઑફીસ, કલેકટરની કચેરી, દસક્રોઇની કચેરી, પરીક્ષાનો મડપ બધું સળગાવી મુકયુ. નડીઆદ પાસે રેલના પાટા ઉખેડી કાઢવાનો પ્રયત્ન થયો હતો એક સરકારી સાર્જન્ટનુ ખૂન થયુ હતુ લોક ખૂબ જ આવેશમા આવી ગયા એક દિવસ તો એ તોફાની લોકના હાથમા જ સત્તા રહી. અમારૂં મકાન લાલ દરવાજે અને એ જગ્યા તો મુખ્ય કેન્દ્ર થઇ રહેલી મજુરોના ટોળેટોળા ડાગ, હથીઆરો અને કાકડા લઇને બૂમો પાડતા અમારા ઘર આગળથી જતા અને સામે સરકારી મકાનો

ને આગ લગાડતા. મારાં છોકરાંઓ નિશાળે ગએલાં—ઉનાળાના દિવસો એટલે સવારની નિશાળ. રસ્તા ઉપર કોઇ સારાં માણસથી નિર્ભયપણે જઇ શકાય એવું હતું નહિ. એટલી ભીડમાં ઇન્દુલાલ મારી બે છોકરીઓ વલ્લભભાઇની દીકરી મણિબહેન (એ ત્રણે મહાલક્ષ્મી ટ્રેનિંગ કોલેજમાં ભણતાં હતાં) અને મારો છોકરો રમેશ મીડલ-સ્કુલમાં ભણતો હતો એ બધાંને લઇને આવ્યા ને ત્રણેને મને સોંપી ને મગીબહેનને મૂકવા ગયા. ત્યારે મારા જીવમાં જીવ આવ્યો. હું જાણતી હતી કે મારાં છોકરાંનો વાળ કોઇ વાંકો કરવાનું નથી—છતાં ઉશ્કેરાએલી પ્રજા કદાચ ભાન ભૂલે, સામે તારઓફિસ બળતી હતી. તેમાંથી ચીણગારીઓ ઊડીને અમારા ઘરમાં પડતી. તેનાથી એકાદ બે ગોદડાં સળગ્યાં. પણ અમારાથી ડગલું ખસાય તેમ નહોતું. થોડીજ વારમાં માર્શલ લૉ શરૂ કરવામાં આવ્યો હતો. કોઇ બે માણસને એકઠા થવાની પરવાનગી નહોતી. અને પેશ પામે અમુક ડગલાં કોઇથી જવાય નહિ. જો જાય તો બંદુકની ગોળીએ ઉડાવી દે. આ કેરની અંદર કેટલાંએ નિર્દોષ માણસો—સ્ત્રીઓ અને બાળકો ઠાર થઇ ગયાં. મહાનયુદ્ધમાંથી પાછા ફરેલા સૈનિકો તેમાં ઘણાંને મન જીવનની કિંમત જ નહિ. તેવા બાજ સૈનિકોએ રમુજની ખાતર કેટલાંને તો ઉડાવી દીધાં, એ વખતની સ્થિતિનો ખ્યાલ કરતાં કંપારી છૂટે છે. રાતના પણ લશ્કરી ટુકડીઓ, આર્મ્ડ કારીઓ, તોપોની ગાડીઓ ઘણુ ઘણુ ફર્યા કરે, કાંઇ કાંઇ અવાજો કરે. એટલી બીક લાગે. કદી આવું જોએલું નહિ એટલે થથરાટ થાય, રાતના ઉંઘ પણ ના આવે. એક બાજુએ મારા પિતાનું ઘર ત્યાં પણ જવાય નહિ. વિદ્યાબહેનનું ઘર નદીપાર ત્યાં તો જવાય જ નહિ, કોઇએ એમ બુમ ઊઠાડેલી કે રમણભાઇનું ઘર દેરેશનમાં છે. આવી દેહેશત ભરેલી પરિસ્થિતિમાં રમણભાઇ બિચારા એક બે વાર ખબર કહાડી જતા.

ઇંદુલાલ વારે વારે આવતા તેથી ઠીક શાંતી વળતી. વલ્લભભાઇ પણ આવીને ખબર કહાડી જતા. ડૉક્ટર વડોદરે હતા. તારનો વહેવાર તૂટી ગયો હતો. કાગળો પહોંચતા નહિં. એટલે એમને ત્રીજે દિવસે અમારી સ્થિતિની માહીતી મળી, તેવાજ એકદમ પહેલી ગાડીએ નીકળી પડયા નડીઆદ આગળ પગે ચાલીને આવવું પડયું. સ્ટેશન ઉપર શેઠ અંબાલાલ મુંબઇથી આવતા મળ્યા. માર્શલ લો એટલે ગાડીનો વહેવાર બંધ હતો. અંબાલાલે બધું જોખમ ખેડીને મોટર દોડાવી. ડૉક્ટર એમની સાથે જ હતા. પાચકુવા દરવાજો તો બળતો હતો. એ બળતામાં થઇને એ લોકો આવ્યા. એ આવ્યા એટલે મારી બધી બીક નાશી ગઇ અને પરિસ્થિતિ રમપૂર્વક અને જીન્નામાથી સમજવાનો પ્રયત્ન કર્યો

લોકોએ જ્યારે જાણ્યુ કે અનસૂયાબહેન અમદાવાદમાં આવ્યાં છે અને ગાધીજી પણ આવ્યા ત્યારે જરા શાંત પડયા. માર્શલ લોએ બહુ જ ત્રાસ વર્તાવ્યો. ચારેક દિવસે માર્શલ લો પાછો ખેંચી લેવાયો, ગાંધીજીએ આશ્રમની જમીન ઉપર સભા ભરી. લોકોના દોષ સમજાવ્યા. ત્રણ દિવસના ઉપવાસ પ્રાયશ્ચિત્ત રૂપે ગાધીજીએ કર્યા. અને એક દિવસનો ઉપવાસ લોકોએ કરવાની સલાહ આપી. જેમણે ખુન વિગેરેમાં ભાગ લીધો હોય તેમને ગુના કબુલ કરી દેવાનું કહ્યું. મજુરોએ હુલ્લડમા ભાગ લીધો હતો તેથી ગાધીજીને બહુ જ દુ ખ થયું-કેમકે એમની સામે તો ગાધીજીએ બહુએ ઉપદેશો કર્યા હતા. કોઇએ ગુના કબુલ ના કર્યા, રમણભાઇ ગાધીજી પાસે ગયા ને સત્યાગ્રહ મુલતવી રાખવાનું કહ્યું. ગાધીજી તો ચેતેલા જ હતા. લોકો શાંતિનો પાઠ શીખ્યા નહોતા એટલે સત્યાગ્રહ મુલ્તવી રાખવાનો તેમણે નિશ્ચય જ કર્યો હતો. અને સત્યાગ્રહ તે સમય માટે મુલ્તવી રખાયો.

# પ્રકરણ ૨૮ મું

અમદાવાદમાં તુફાન પછી શાંતિ થઇ જો કે પંજાબના હત્યાકાંડ ને લીધે અને માર્શલૉના નામને લીધે સરકાર અને પ્રજા વચ્ચે વૈમનસ્ય તો દાખલ થયું જ ગાંધીજીએ સત્યાગ્રહનો આરંભ કર્યો તે તેમને અરુચ્યો અને અકાળે લાગ્યો અને પહાડ જેવી ભૂલ થઇ એમ સ્વીકાર્યું પ્રજાની આંખ ઊઘડી ગુજરાતની નિસ્તેજ આંખમાં તેજ આવ્યું સંગઠિત થવાની તાલીમની અપેક્ષા થઇ નવજીવન માસિક જે શંકરલાલ અને ઇંદુલાલ ચલાવતા હતા તેને અઠવાડિક પત્ર કરી દીધું ગાંધીજી તેના પ્રેરક થયા અને ઇન્દુલાલ તેના તંત્રી થયા યંગ ઇન્ડીઆ અંગ્રેજીમાં અને નવજીવન ગુજરાતીમાં એમ બન્ને છાપા દ્વારા ગાંધીજીએ સત્યાગ્રહ અને બીજા અનેક પ્રશ્નો ઉપરનું પોતાનું મન્તવ્ય પ્રજા સમક્ષ મૂક્યું—નવજીવનનો તો બેશુમાર પ્રચાર થયો. ગામડે ગામડે ઘેરે ઘેર દુકાને દુકાને વંચાતું થયું લોકોને નવું જાણવાની ઇચ્છામાં સજાગ જાગૃત થઇ ઇંદુલાલ એ છાપાના તંત્રી હતા ને એ સાથે જ રહેતા હતા એટલે નવજીવનના કામમાં હું અને મ્હારા બાળકો એ પૂરો રસ લીધો હતો છાપખાનું રાત દિવસ કામ કરતું હતું અને અસંખ્યાબંધ નોકરો રાખ્યા હતા. છતાં માગણીને પહોંચી વળવું મુશ્કેલ હતું શીટના શીટ છપાઇને અમારા મકાન ઉપર આવતા તે અમે સઘળા મળીને વાળતા અને રેપરો લગાડતા એ કામમાં અમને ક્રમે ક્રમે ખૂબ કુશળતા મળી ગાંધીજી કે ઇંદુલાલ પાસે આવતા તે વખતે નવજીવનના શીટ અમે વાળતા. ન્હાનો સિદ્ધાર્થ મ્હને કામ કરવા ન દે તો ગાંધીજી પોતાના ખોળામાં લઇને રમાડતા ભૂખ્યો તડામાર વેગથી કામ ચાલતું તેમાં એએ ભાદરવા મહિનામાં

ગાધીજીને પચાસ વર્ષ થતાં હતાં તેનો ઉત્સાહ ઉજવવાનો હતો–
એટલે એ પૂરનું તો વર્ણન જ ના થાય. તે વખતે નવજીવન
ઉપર જે દરોડો પડતો તેને પહોચી વળવું અત્યન્ત મુશ્કેલ હતું–
ઇન્દુલાલ તો રાતના ઉજાગરા કરી કરીને અને ભૂખ્યા રહી રહીને
ગાડા થઇ જતા હતા. એમની પાસે જુગતરામ દવે તે વખતે
મદદનીશ તરીકે કામ કરતા હતા–બધા આવેશનો ઢગલો બિચારા
જુગતરામ ઉપર પડતો એટએટલી મહેનત ઇન્દુલાલને પડતી પણ
માગ બાળકો સાથે વાતો કરવા અને રમવા ઘડીભર બેસે એટલે
બધું ભૂલી જાય અને એમનો થાક ઉતરી જાય–એ વખ તનો
અમારો. મીઠો સ્નેહાળ સબધ યાદ કરતા આનંદ થાય છે–નવી
નવી વાતો કરવી–અનેક પ્રશ્નોની ચર્ચા કરવી, દલીલો કરવી તેમા
કેટલુ જાણવાનું મળતું–રાજકીય વિષયોની ઘણી તાલીમ મને
ઇન્દુલાલ દ્વારા મળી–એ નીચે રહેતા–અને અમે ઉપર રહેતા–પણ
ખરું જોતા અમે એકઠા જ રહેતા. તે વખતે ઇન્દુલાલના મગજ
ઉપર એક બીજો મોટો બોજો હતો તે એમની પત્ની કુસુદ
સંબધી હતો

✓ ઇન્દુલાલનુ સગપણ નાનપણથી તનસુખરામની પુત્રી કુસુદ સાથે
થએલું ઇન્દુલાલને આ સંબધ રૂચતો નહોતો અને સગપણ તોડી
નાખવાને એમણે માતાપિતાને ખૂબ વિનવ્યા હતા એ બન્યુ નહિ.
અને એમના અત્યન્ત વિરોધ છતા બળજબરીથી માતાએ અને
સગાસંબંધીએ લગ્ન કરાવ્યું–ઇન્દુલાલનુ જીવન આ સબધને
લીધે નિરસ થઇ ગયું કુસુદ બહુજ સામાન્ય બુદ્ધિની કહ્યાગરી
છોકરી હતી અને સરસ્વતિચંદ્રના Sentimentમા જ ઉછરી હતી.
એટલે માત્ર પરિણિત જીવનના કોડ પાછળ જ તન્મય બની.
ઇન્દુલાલને કુસુદ પ્રત્યે અણગમો થઇ ગયો હતો અને તે સાંકળનો
અંકોડો તૂટ્યો તે તૂટ્યો જ કદી જોડાયો નહિ. કુસુદના જીવનમા

કાંઇ બીજા આદર્શો ખીલે, જીવનનું વહેણુ જૂદે માર્ગે દોરાય એમ કરીને એને અમારા કુટુંબમાં રાખી. અને કેળવણીનો પ્રબંધ કર્યો. ઉચ્ચ અભ્યાસ કર્યાથી એ સ્વાશ્રયી થાય, અને જૂદો જીવનક્રમ ઘડી શકે. આ વસ્તુ મરજી થઇ નહિં. ઇન્દુલાલ અમારા ઘરમાં પોતાનો અર્ધો સમય કહાડે, એમની પત્ની પણ રહે. બન્નેના આદર્શો જૂદા–પત્ની પતિને વશ કરવાનો પ્રયત્ન કરે. પતિ દૂર ભાગે! એ તાણાતાણ ક્યાં સુધી ચાલે? કુમુદને હિસ્ટેરિકલ ફીટસ આવવા માંડ્યાં. મારી ઊછરતી છોકરીઓને માટે એ વસ્તુ ઠીક નહિં, એમ લાગવાથી ઇન્દુલાલે બીજે ઠેકાણે રહેવાની વ્યવસ્થા રાખી. કુમુદ સાથે જ રહી. પરંતુ સખ્ત બ્રહ્મચર્ય પાળીને ઇન્દુલાલે રહેવાનું નિર્ણીત કર્યું–બહુજ કરૂણાજનક કિસ્સો થયો. ઇન્દુલાલને અનેક સ્ત્રી મિત્રોનો સહવાસ; બિચારી કુમુદ પ્રત્યે અણગમો–એ સંસાર નભેજ કેવી રીતે? છેવટ બન્નેને હમેશ જૂદાંજ 'રહેવું'–એવો તોડ કહાડ્યો. કુમુદ મુંબઇના વનિતા વિશ્રામમાં બહુજ કમને દાખલ થઇ–અને ઇન્દુલાલ એક રીતે છૂટા થયા–કુમુદ છેવટ ક્ષયનો ભોગ થઇને મૃત્યુ પામી–ઇન્દુલાલનો જીવન રસ ઊડી ગયો. આ પ્રકરણ સાથે અનેક પ્રશ્નો સંકળાએલા છે, એ બધો ઇતિહાસ જગતને જાણવાની જરૂર છે? ઇન્દુલાલને કુમુદના કિસ્સામાં ઘણાં ઘણાં મોટાં નાનાં સ્ત્રી પુરૂષોએ ભાગ લીધો હતો. આપણા સમાજમાં પરણનાર વ્યક્તિની સંમતિ વગર લગ્ન સંબંધ જોડવામાં આવે છે, તેમાંથી પછી છૂટવાનો અવકાશજ નહિ. તેના પરિણામે અનેક જીવનો નિરસ થઇ જાય છે. અને મહાન વ્યક્તિઓનાં જીવન એળે જાય છે. સમાજ ડહાપણનો દરીઓ ગણાય છે. તે ન્યાયાધીશ બની બેસે છે. સ્વાર્થી જીવડાઓ આદર્શ પ્રેમી યુવાન યુવતીઓનાં જીવનો ધ્વંસ કરી નાંખે છે અને ઉચ્છ્વાસને બેસીને ઉછરતાં જીવનને કચરી નાંખે છે–ઇન્દુલાલનું દૃષ્ટાન્ત સમાજની અપરિમિત સત્તાનું ભાન

કરાવે છે કુમુદ માથેના એમના વર્તનનુ ઓથુ લઇને દૈષભાવી, સકુચિત દષ્ટિના સમાજ નેતાઓએ એમને ગુજરાતમાથી ઉખેડી નાખ્યા ગુજરાતને હજી સૂધી ઇન્દુલાલ જેવો નિસ્પૃહી નિ:સ્વાર્થી સેવક મળ્યો નથી! જે સમાજ સ્વાર્થ ઉપર જીવે છે, અને રૂઢી ચુસ્ત આચાર વિચારને સેવે છે, તેનો મેલ કદી જવાનો નથી—એમા કૂડ કપટથી જ દાવ ખેલાવાના, પવિત્રતા, શુદ્ધ વાતાવરણ, પ્રગલ્ભ હૃદય, ઉદાર વિચારને ત્યા સ્થાન હોઇ શકે જ નહિ—અફસોસની વાત છે કે આપણા સમાજની હજી પણ આવી અધમ મનોદશા છે! ઉચ્ચ સરકાર, કેળવણીના પરિણામે સમાજની શુદ્ધિ કયારે થશે એ મહાન કોયડો છે ઇન્દુલાલનુ કોકડુ ગુચવાયુ તે ઉકલ્યુ જ નહિ—હજી એવા એવા કોકડા ગુચવાએલા જ રહે કે સ્વાર્થી સમાજને વિચાર જ કરવો નથી! પરતુ જમાનાના વ્હેણુ રોકી શકાશે નહિ! સમાજમા ઉત્કર્ષને સ્થાન નહિ અપાય તો સમાજ જડ થઇ જશે—અને તેનો વિનાશ થશે એ ભાવીમાથી બચવા માટે દષ્ટિ વિશાળ કરવી પડશે ઇન્દુલાલને જો એક દેશ સેવક તરીકે ગણીએ તો અજોડ વ્યક્તિ હતા એમ કહીએ તો અતિશયોક્તિ ના કહેવાય—મુબઇ યુનિવરસીટીના વિદ્વાન ગ્રેજ્યુએટ ઉડા અભ્યાસી, ઉચ્ચ સારકારિકજીવનના સ્વપ્ના સેવનાર બ્રહ્મચારી જીવન ગાળવાના કોડવાળા, સપૂર્ણ આરોગ્યવાન તેજદાર યુવક, દેશપ્રેમથી ઉછળતા હૃદય વાળા, સર્વદેશીય સહાનુભૂતિવાળા સમાજ સેવક ગુજરાતમા ગામડે ગામડે, અને શહેરે શહેર ફરીને મહોળા ઓળખાણવાળા, સહુનો પ્રેમ સપાદન કરેલા કાર્ય કરનાર ઇન્દુલાલની સેવાથી ગુજરાત અજાણ નથી સાહિત્ય, સમાજ, રાજકારણ, ત્રણેમા એમની સેવા સપૂર્ણ પ્રમાણમા આપેલી. સમસ્ત ગુજરાતના શિષ્ટ કુટુબોમા અને ગરીબેને આગણે આગણે ઘુમી આવેલા એટલે વિશાળ અનુભવી, નવજીવન માસિક, નવજીવન અઠવાડિક અને દૈનિક યગ ઇન્ડિઆમા

કામ ઢગી કરીને થાકયા પાકયા બાર વાગે એક વાગે રાત્રે આગમ લેવા આડા થાય ત્યારે મને તો ખરેજ દયા આવતી ! સેવા કોઇ કદર માટે કરતું નથી. પણ જ્યારે સામાન્ય કદરને બદલે ગાળો અને અપમાન સહન કરવાના હોય ત્યારે તો અસહ્ય થાય ઇન્દુલાલના નસીબમા એજ હતુ. સમાજમા જે કાઇ સેવા એમણે અર્પણ કરી તેની કદર જરા પણ થઇ નહિ. અને એમના ખાનગી જીવનમા જે કઢગી સ્થિતિ હતી તેને પરિણામે સમાજે ક્રૂર વર્તણૂક એમના પ્રત્યે રાખી. મારા કુટુંબમા તો એમના સમાગમથી બહુ જ લાભ થયો હતો મારા બાળકોને ઉચ્ચાભિલાષા કેળવવામા—એમનો ફાળો બહુ મોટો હતો ડૉક્ટર પ્રત્યે એક વડીલ બન્ધુ જેવો જ ભાવ રાખતા. અનેક પ્રસગે એ બે જણાએ સાથે રહીને ગુજરાતની સેવાના સ્વપ્ના સેવ્યા છે આશ્રમી જીવન ગાળવાના પ્રયાસો કરેલા 'યુગધર્મ' જેવા ઉચ્ચ કોટિના માસિકનો પ્રારભ ને આ મૈત્રિનું પરિણામ યુગધર્મમાથી પુનર્જીવન પામેલું પ્રસ્થાન હજી પણ એમનુ સ્મરણ કરાવે છે, રાજકારણમા ગાધીજીને સંપૂર્ણ સાથ આપીને સર્વન્ટ ઑફ ઇન્ડિયામાથી રાજીનામુ આપી દીધુ ખેડાનો સત્યાગ્રહ, લડત માટે રેંટિયાનુ કામ, વિદ્યાપીઠ, કેળવણી મંડળ, વ્યાયામ શાળાઓ, અમદાવાદ, જેલગમન, એકે એક પ્રવૃતિમા અગ્ર ભાગ લઇને જીવ રેડતા નવજીવન ચલાવવામા તો ગાધીજીનો જમણો હાથ હતા છતા પોતાનુ વ્યકિતત્વ દાબી દીધુ નહોતુ. વિચારની સ્વતત્રતા રાખી રહેતા. ગુલામ બનીને મોટી વ્યકિતઓ સમક્ષ હાજી હા કદી કરતા નહિં–પ્રમાણિક વિરોધ બતાવતા કદી ચૂકતા નહિ–ખરેજ એક બળવાન નર હતા ગુજરાતથી જીરવાયા નહિ. ધૂમકેતુની માફક લગભગ એક દશકા સુધી ગુજરાતને પોતાની અમુલ્ય સેવાઓ અર્પણ કરીને ઇન્દુલાલ અદશ્ય થયા !

રોલેટ કાયદાને અંગે થએલા તોફાનની શાંતિ પછી હુ તથા

છોકરાં ડૉક્ટર સાથે અમરેલી ગયાં. ઉંનાળાના બે મહિના ત્યાં ગાળવાનું નક્કી કર્યું હતું. વડોદરાની મહારાણી હાઇસ્કુલનાં પ્રિન્સીપાલ મિસ નીડહમને ગુજરાતી ભાષા શીખવી હતી. ગુજરાતી કુટુંબમાં રહીને ભાષા શીખવાની હતી. અમદાવાદના એકાદ બે શેઠીઆનાં કુટુંબમાં કાંઇ વ્યવસ્થા થાય તો સારૂં એમ મિસ નીડહમની ઇચ્છા હતી. એતો કાંઇ બન્યું નહિં-તેથી છેવટ અમે એમને કહ્યું કે અમરેલી અમારી સાથે રહો ને જેટલું શીખાય તેટલું શીખો. પણ અમે જે પ્રમાણે રહેતાં હોઇએ તેજ રીતે રહેવું પડે. અમારી ખાવા રહેવાની રીતમાં જરાએ ફેરફાર ના કરીએ એ કબુલ હોય તો કાંઇ વાંધ વાંધો નહોય. બિચારાંએ બધું કબુલ કર્યું ને અમારી સાથે આવ્યાં. વૈકુંઠરાય દેસાઇની બે મોટી પુત્રીઓ ઊર્મિલા અને શાન્તિલા અને પુત્ર સુરેન્દ્ર તે પણ સાથે આવ્યાં. અમારો કાફલો મોટો હતો. વૈશાખ મહિનાના લગ્ન ગાળાના દિવસમાં કાઠીઆવાડની થર્ડ ક્લાસની મુસાફરી કરવી એ અનુભવ પણ લેવા જેવો છે. આખી લગ્નની જાનનાં માણસો મોટી મોટી ટ્રન્કો ગોઠવીને તેના ઉપર બકરાં માફક ખડકાએલાં-તેમાં અમે પેઠાં-બાપુજીની ટ્રેનોમાં દીવાબત્તીની સગડ તે વખતમાં નહોતી. એટલે અંધારામાં આખી રાત બેસી રહીને પસાર કરેલી. તાપના દિવસ, ને મનુષ્યોની અનેક પ્રકારની ગંધથી બેફામ બની ગયાં-સવારનો તાપ તડકો વેઠીને અમરેલી પહોંચ્યાં. રહેવાનો મુકામ બહુજ સુંદર હતો. સરકારી મોટો બંગલો ડૉક્ટરે માંગીલીધેલો. સેનીટરી કમીશનર તરીકે એમને એ જીલ્લાનું કામ કરવાનું હતું. એટલે સારૂં મકાન મળ્યું. મિસ નીડહમ બધી જ અગવડ વેઠી લેતાં કોઇ વાતે એમણે કચવાટ નહોતો કર્યો પાટલા ઉપર અમારી સાથે જ બેસીને થાળીમાં હાથથી જમે-ચમચો પણ આપેલો નહિ. એમણે માંગેલો પણ નહિં. અમારો ખોરાક બહુ જ સાદો. ઘઉં કે બાજરીની રોટલી-શાક દાળ ને ભાત. કોઇ કોઇવાર કેરી ચુમવાની

આવે ત્યારે બિચારાં બહુ અટવાતાં. અમારાં છોકરાંઓને એમના સમાગમનો લાભ મળ્યો. ને એમની ભાષા શીખવાની ઇચ્છા હતી તે પાર પડી. બાકી થોડાં ઘણા વાક્યો ને થોડા શબ્દો–બહુ જ કઢંગા ઉચ્ચાર કરીને બોલતાં શીખ્યાં–બીજું કાંઇ જ નહિં. અમારી સાથે ગામના લોકોની મુલાકાતે પણ આવતાં. ત્યાં કેસરવાળું દૂધ એમને બહુ પસંદ પડતું ને હજી પણ સંભારે છે કે "પીળું દૂધ બહુ ભાવે છે!" અમારૂં લશ્કર સાંજના ફરવા નીકળે ત્યારે લોકનાં ટોળાં અમારી સાથે સાથે ચાલે–મઢમ સાહેબનું આકર્ષણ એટલું બધું હતું. આ બાઇના રાજકીય વિચાર અમારા કરતાં બહુજ જૂદા છતાં અમારી મિત્રાચારી હજી કાયમ જ છે. કન્યા કેળવણીના કામમાં એમણે જો સાથ આપ્યો ના હોત તો વડોદરામાં ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠનું કામ આગળ વધ્યું ના હોત. અમરેલીમાં અમારો વખત બહુ સારી રીતે ગયો. આસપાસનાં ગામોમાં ફરીને ત્યાંની કેળવણીની તેમજ બીજી સંસ્થાઓ જોઇ અને તેમાંથી જે ગ્રહણ કરવા યોગ્ય લાગ્યું તે લીધું અને અમારા અનુભવોનો લાભ ત્યાંની સંસ્થાઓને આપ્યો. ત્યાંની પ્રજા નવા અખતરા કરવાને તૈયાર તેમજ જૂનાનું પુનર્જીવન કરવાને ઉત્સુક પણ અજ્ઞાન અને દારિદ્રય પારાવાર–તેને પરિણામે શરીરે પણ દૈવત વગરનાં. ગામડામાં રહેનાર સ્ત્રી પુરૂષોને ના મળે દૂધ કે છાસ ને ના મળે ઘીનો છાંટો–ના મળે સ્વચ્છ વાતાવરણ, આંખોના રોગથી તો સોમાં સીત્તેર ટકા છોકરાં પીડાતાં હોય–શાળાનાં બાળકોનું આરોગ્ય પણ બહુજ અસંતોષકારક–ગરીબાઇ એ મોટું કારણ. ફરજીયાત કેળવણી દાખલ થયેલી–પણ જ્ઞાનનો પ્રચાર કાંઇ જ નહિં–પુરૂષવર્ગ એટલો પછાત તો સ્ત્રી વર્ગનું પૂછવું જ શું? ખેડુત વર્ગની બહુ અધમ દશા! ગુલામીમાં જ રહેલાં તે ગુલામી ખુંચે જ નહિં! પાસેના જ પ્રદેશમાં રહેતી લડાયક પ્રજા વાઘેરોની તે કચરાઇ ને છુંદાઇ ગએલી–તેમને જીવવાના

પણ વાખા ! ને સરકારી અમલદારોની ખુશામતમાંથી ઊંચા આવે જ નહિં—નહિં જીવનમાં ઉત્સાહ કે નહિં રસિકતા ! નહિં ઊંચા આદર્શ કે નહિં જાગૃતિ ! ચારે તરફ દારિદ્રય શિવાય બીજું દૃશ્ય જ નહિં. દીલ દુઃખાવનારો પ્રદેશ. દેશપ્રેમી વ્યક્તિઓ આ પાણી હલાવવાનો પ્રયાસ કરે છે–અને પંદર વર્ષ ઉપરની સ્થિતિમાં ને હાલમા ઘણે અંશે ફેર પડયો છે. ગાધીયુગની અસર ત્યા પણ થએલી જ છે. છતા ગરીબાઇ હજી અસહ્ય છે. અને તેને પરિણામે કન્યા વિક્રય જેવા અનિષ્ટો કાયમજ છે. જ્ઞાન સંચાર થાય તો જ દૃષ્ટિ બિન્દુ વિશાળ થાય.

અમરેલીમા અમે હતા તે દરમ્યાન મારા નાના ભાઇ કુંજવિહારીના લગ્ન જુનાગઢના નાગર ગૃહસ્થ બાપુભાઇ મજમુંદારની વિધવા દોહિત્રી સુરજ બહેન સાથે થયા, તેના સમાચાર અમદાવાદથી વિદ્યાબહેને મોકલ્યા બાપુભાઇ મજમુદારનું કુટુંબ જૂનાગઢમાં જાણીતું હતુ. બાપુભાઇ પોતે ઇગ્લંડ જઇ આવેલા, અને સુધારક વિચારના. અમદાવાદમા તેમણે ઘણા વર્ષ કહાડેલા. તેથી વિદ્યાબહેન અને રમણભાઇ સાથે તેમજ અમારા કુટુંબ સાથે સારૂં ઓળખાણ હતુ. સુરજ બહેન બાળવયમા વિધવા થયા હતાં. તેમને માટે સારા યુવકની શોધમા બાપુભાઇ હતા, ને તે ઉપરથી રમણભાઇને પૂછાવેલુ. એ રીતે સંજોગ થયો તે ચિ. ભાઇ કુંજવિહારીને પૂછવામાં આવ્યું. મારા પિતાને તો કુંજવિહારીને નાગર ઘરની છોકરી મળે એજ ઇચ્છા હતી. વિધવાની સાથે લગ્ન કરવા માટે તો વાંધો હતો જ નહિં. કુંજવિહારીને પોતાને તો આ સંબંધ બહુ જ અનુકૂળ લાગ્યો. કારણ કે પોતે જાતે ગમે તે અગવડવેઠીને પણ સુધારાનું પગલુ લેવાની એમને ઘણી જ હોસ હતી, તેથી બીડું ઝડપ્યું ને બહુ હોહા થાય તો કદાચ કાઇ વિધ્ન નડે તેથી જામનગરમા ( બાપુભાઇ તે વખતે ત્યા હતા ) જ સાદાં લગ્ન કરી દીધા. વિદ્યાબહેન

ને રમણભાઇ ત્યાં હાજર હતાં, ને પરિણામે સગાં સ્નેહીઓએ કાંઇ વિરોધ દર્શાવ્યો નહોતો અને કુંજવિહારી અને એનાં પત્ની જેનું નામ સુરજ હતું તે બદલીને સુરમા પાડયું હતું તે બન્નેને બધાંએ સારો આવકાર આપ્યો હતો. પરંતુ પાછળથી જ્યારે કુંજવિહારીને રંગુન વિગેરે સ્થળે પરદેશ જવું પડયું ત્યારે એને રૂઢિચુસ્ત લોકોએ દુઃખ દીધું હતું. અને પુનર્લગ્ન કર્યું છે એ કારણે તેને કેટલેક સ્થળે નોકરી પણ નહોતી મળતી. છતાં એ કદી નાસીપાસ થયા નહિ. અને સુરમા પણ બહુ જ દૃઢ મનનાં અને હિંમતવાળાં બહેન તે બહુજ મક્કમ રહ્યાં અને અનેક કસોટિમાંથી પસાર થવું પડયું છતાં કુંજવિહારી સાથે બહુજ મમતાથી રહીને પોતાનું સ્થાન શોભાવ્યું. અનેક વાર કુંજવિહારીના પાસા સવળા ના પડે તેથી એને હાડમારી ભોગવવી પડી. કલકત્તા, રંગુન, અને છેવટ આફ્રિકા સુધી જવું પડયું. બહુ બહુ તડકા છાંયડા જોયા. અને પોતાને જાતે મહેનત કરીને દિવસ કહાડવા પડયા. છતાં સહનશીલતા અજબ રાખી. પોતે અંગ્રેજીનો અભ્યાસ કર્યો, શીવણ ભરતનું શિક્ષણ લીધું અને શ્રમ લઇને આફ્રિકામાં ગુજરાતી બહેનોમાં અગ્રપદ લીધું. છોકરીઓની શાળામાં શિક્ષણ આપવાનું શરૂ કર્યું. સામાજીક, અને કેળવણીના કાર્યમાં બંને જણાએ આફ્રિકામાં આગળ પડતો ભાગ લીધો. કુંજવિહારીએ થોડો વખત કેન્યા ડેલી મેલનું તંત્રીપણું કર્યું. અને તેને અંગે સારી આબરૂ મેળવી. આજ પણ બંનેજણાં એક શાળામાં સાથે રહીને કામ કરે છે. અને સગાંસ્નેહીથી દૂર છતાં સંતોષમાં પોતાનો વ્યવહાર ચલાવે છે. અમરેલીથી પાછાં અમદાવાદ આવ્યા પછી અમે છોકરીઓ માટે ખાનગી બૉર્ડિંગ કહાડવાનું નક્કી કર્યું. વસોના અમીન છોટાભાઇની છોકરી કમળા તો અમારે ત્યાં રહેતીજ હતી. તે ઉપરાંત વડવાણના એક મિત્રની બેપુત્રીઓને અમદાવાદમાં રહીને અભ્યાસ કરવો હતો. મહિલા વિદ્યા-

લયને અગે નાનું સરખું બૉર્ડીંગ હોય તો સારું એમ ઘણા મિત્રોની પણ માગણી હતી. પરગામથી છોકરીઓને રહેવા માટે વિશ્વાસ પાત્ર સ્થાન હોય તો માતા પિતાને પોતાની બાલકીઓને કેળવણી આપવાની અડચણ ના પડે એ આશાયથી આ વિચાર કર્યો હતો તેથી એવી સગવડ વાળુ એક મકાન લઇને બધી વ્યવસ્થા કરી પણ સમાજ તે વખતે તૈયાર નહોતો ને જે મિત્રોએ પોતાની કન્યાઓ મોકલવાનું કહેલુ હતું તે પણ પાછા પડયા ૭ મહિનાનો ખર્ચ માથે પડયો અખતરા કરવામા નિષ્ફળતા મળવાથી અમે ડરી જઇએ એમ નહોતુ. છાત્રાલયનું સ્વપ્ન સેવેલુ હતુ. તે તે વખતે ફળીભૂત ના થયુ પણ ૭ વર્ષ પછી અમદાવાદની મહિલા પાઠશાળાને અગે છાત્રાલય શરૂ થયુ અને આજ તેમા પાત્રીસ યુવતિઓ લાભ લે છે. દરેક કામને માટે કાળનો સુયોગ જોઇએ છે

---

# પ્રકરણ ૨૯ મું

પહેલી ગુજરાત કેળવણી પરિષદને પરિણામે ગુજરાત કેળવણી મંડળની સ્થાપના થઇ. આ મંડળનો ઉદ્દેશ વિશાળ હતો. સમસ્ત ગુજરાતમાં કેળવણીની આદર્શ સંસ્થાઓ સ્થાપવી, માતૃભાષા દ્વારા શિક્ષણનો પ્રચાર કરવો, શિક્ષકોનો દરજ્જો વધારવો કેળવણીમાં સુધારો કરવો, ઇત્યાદિ એના આશયો રાખવામાં આવ્યા હતા. ઘણા લાંબા સમયથી જે ચરેડ પડી હોય તેમાથી ખસીને જુદો ચીલો પાડવો એ બહુ મુશ્કેલ કામ છે. છતાં તે કરવું તો આવશ્યક છે એમ સમજીને આ મંડળના યુવાન કાર્યકર્તા ભાઇઓએ કાર્યની રૂપરેખા દોરી. અને એક ચોક્કસ કામ તરીકે બાળકો માટે નવીન પદ્ધતિસર એક નવી ગુજરાતી શાળાનો અમદાવાદમાં આરંભ કર્યો. ધોરણ ઉંચું રાખ્યું અને સારા ઉચ્ચ શિક્ષણ લીધેલા અને ગ્રેજ્યુએટ શિક્ષકોને એમાં રાખ્યા. સામાન્ય કેળવણી ઉપરાંત સંગીત, ચિત્ર કામ, વ્યાયામ એ સર્વને એમાં સ્થાન આપ્યું. આ શાળાનું કામ બહુ સારી રીતે ચાલ્યું અને શિષ્ટ કુટુંબના બાળકોએ તેનો લાભ લેવા માંડયો અસહકારના ઉગ્ર વાતાવરણમાં આ એક માત્ર સંસ્થા ટકી રહી અને હજી પણ રાષ્ટ્રીય ઉદ્દેશો માન્ય રાખીને આ સંસ્થા ઘણું સારૂં કામ કરી રહી છે, આ સંસ્થાના મૂળ સ્થાપક તો ઇન્દુલાલ જ હતા પણ પાછળથી એમને મતભેદ થતાં ખસી ગયા હતા.

ગુજરાત કેળવણી મંડળ સ્થપાયું તેજ સમયે સ્ત્રીઓની કેળવણીના તોડ માટે ગુજરાત સ્ત્રી કેળવણી મંડળ સ્થપાયું. આ મંડળનો મુખ્ય ઉદ્દેશ તો એજ હતો કે સામાજિક પરિસ્થિતિને લક્ષમાં લઇને ગુજરાતમાં ઠેકઠેકાણે સ્ત્રીઓની ઉચ્ચ કેળવણીની વૃદ્ધિ

કરવા માટે માધ્યમિક શાળાઓ અને હાઇસ્કુલો કાઢવી, માતૃભાષા દ્વારા શિક્ષણ આપવું, પાઠય પુસ્તકો તૈયાર કરાવવાં, અભ્યાસ ક્રમ ગોઠવવો. આવા જ હેતુથી અમદાવાદનું મહિલા વિદ્યાલય તથા સુરતનું મહિલા વિદ્યાલય નીકળ્યાં હતાં એટલે એ બન્ને સંસ્થાઓને સ્ત્રી કેળવણી મંડળ સાથે જોડી દેવા માટે માગણી કરી અને બન્ને સંસ્થા તેમાં જોડાઇ,અને અભ્યાસક્રમ પહેલેથી તે છેલ્લા વર્ષ સુધીનો ઘડી કહાડયો–અને ઠરાવ કર્યો કે મંડળે ઘડી કહાડેલા ક્રમ પ્રમાણે જે વિદ્યાર્થીની શાલાન્ત પરીક્ષા આપે તેને મંડળ તરફથી સર્ટીફિકેટ આપવું. અમદાવાદના મહિલા વિદ્યાલયમાં પ્રથમના ચાર વર્ષ તો એજ પ્રમાણે અભ્યાસક્રમ ચાલ્યો. આ અભ્યાસક્રમ ગોઠવવામા ઇન્દુલાલ,કેશવપ્રસાદ દેસાઇ, ચંદુલાલ દવે અને મ્હેં ખૂબ શ્રમ લીધો હતો. કારણ કે સારામાં સારો નમુનેદાર ક્રમ પ્રજા આગળ મૂકવાની ઇચ્છા હતી. મહિલા વિદ્યાલય આગળ જતાં ભારતવર્ષીય વિદ્યાપીઠ સાથે જોડાઇ છતાં આ અભ્યાસ ક્રમના મૂળ ભૂત સિદ્ધાન્તોને કાયમ રાખ્યા, અને ચાર વર્ષ પછી એટલે ૧૯૨૦માં જ્યારે પાઠશાળા એટલે કૉલેજ સ્થપાઇ ત્યારે અખીલ ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠે પણ એ શાલાન્તના ધોરણે પાસ થએલી વિદ્યાર્થીનીઓને કબુલ રાખી હતી અને પ્રવેશક પરીક્ષા તરીકે શાલાન્તનું ધોરણ તે વર્ષ માટે સ્વીકાર્યું હતું.

ગુજરાત કેળવણી મંડળ તરફથી ગામડે ગામડે પુસ્તકાલયોની વ્યવસ્થા કરવામાં આવી હતી. અને તેમાં મુંબઇમાં રહેતા સોલીસીટર ભાઇ નટવરલાલ માધવલાલ દેસાઇએ સારો ફાળો આપ્યો હતો. કેળવણી મંડળ અસહકારમાં જોડાયું અને ઇન્દુલાલનો કાર્ય વ્યવસાય ઘણો વધી પડયો એટલે એ પુસ્તકાલયોનું કામ બંધ થઇ ગયું. બાકી જો એ કામને સ્થાયી સ્વરૂપ તે વખતે અપાયું હોત તો વડોદરા રાજ્યની માફક ગુજરાતમાં પુસ્તકાલયો થઇ શકયાં હોત.

જે પ્રમાણે પૂનામાં ડેકન ઇન્ડ્યુકેશન સોસાયટી છે તેજ ધોરણ પ્રમાણે ગુજરાત કેળવણી મંડળમાં સ્વયંસેવકનું ધોરણ સ્વીકારીને કાર્યકર્તાઓ રાખવા એવો નિશ્ચય કરવામાં આવ્યો હતો. તે અરસામાં ભાઇ શ્રી રામનારાયણ પાઠક પોતાનો વકીલાતનો ધંધો છોડીને આવ્યા હતા. ભાઇ પ્રાણજીવન પાઠક રસિકલાલ પરીખ, નન્દલાલ શાહ, ત્રિકમલાલ શાહ બધા જ ઉચ્ચ કક્ષામાં પાસ થએલા ગ્રેજ્યુએટો થયા હતા, પણ એ ધોરણ ગુજરાતની પરિસ્થિતિને બંધબેસતું આવ્યું નહિ, તેમજ અમહકારના વમળમાં બધાજ ઘસડાયા તેથી મંડળ સ્થિર થઇ શક્યું નહિ. ઇન્દુલાલના સ્વભાવની અસ્થિરતા પણ કેટલેક અંશે નડી. કેળવણી મંડળના કામમાંથી ખેડા સત્યાગ્રહનું કામ હાથમાં લીધું. તેમાંથી નવજીવનનું કામ, તેમાંથી દુકાળનું કામ વળી યુરોપીય વિગ્રહનું રીક્રુટીંગનું કામ. આમ એક પછી એક નવા નવા વ્યવસાયમાં પડવાથી કેળવણી મંડળ પગભર થવા પામ્યું નહિ અને છેવટ તેના દેવાનો પોટલો ગુજરાત સ્ત્રી કેળવણી મંડળને લેવો પડ્યો, કેમ કે કામ કરનારાઓ બધે એકના એક એટલે એક મંડળની ઉત્તર ક્રીયા કરીને બીજું મંડળ ચલાવવાનું રહે, એ મંડળે બીજી પરિષદ્ ભરૂચમાં કરી અને તેમાં શ્રી. ગાંધીજીને પ્રમુખપદ આપ્યું. માતૃ ભાષા ઉપર તેમણે ખૂબ ભાર આપ્યો, અને તે ઉપરથી પાઠ્ય પુસ્તકો તૈયાર કરવાનું કામ આરંભાયું. પણ ઉપર કહ્યું તેમ અન્ય વ્યવસાયમાં કેળવણી મંડળ તૂટી ગયું.

સ્ત્રી કેળવણી મંડળનું કામ આગળ ચાલતું રહ્યું. મહિલા વિદ્યાલયની વિદ્યાર્થિનીઓ જ્યારે શાળાન્તમાં પાસ થઇ ત્યારે તેમને આગળ અભ્યાસ કરવાની ઇચ્છા થઇ. એટલે એમને માટે કાંઇ ગોઠવણ કરવાની હતી. તે વખતે વડોદરાનાં મહારાણી સાહેબે સ્ત્રી કેળવણી માટે સારી રકમ આપવાની ઇચ્છા ડૉ. સુમન્તની આગળ બતાવી. અને મારી કૉલેજ સ્થાપવા માટે વાત કરી. પણ આ વાટા

ધાટનુ કાઇ મગીન પરિણામ તે વખતે આવ્યુ નહિ. શ્રી મહારાજા સાહેબને પણુ કાઇક એવી ઇચ્છા કે વડોદરામા સ્ત્રીઓ માટે મારી સસ્થા કહાડવી સર વિઠ્ઠલદાસ ઠાકરસી જાપાનની મુસાફરી કરીને આવેલા તેમને જાપાનના ધોરણ ઉપર મુંબઇમા સ્ત્રીઓ માટે યુની- વર્સીટી ઊભી કરવાની ધારણા બતાવી પ્રૉ કર્વે તો એજ વિચાર ઘોળી રહ્યા હતા જે વખતે સર વિઠ્ઠલદાસ મહાબળેશ્વરમા હતા તે વખતે શ્રી મહારાજા સાહેબે શ્રી ગુણાજીરાવ નીંબાળકર તથા ડૉ સુમન્તને ડેપ્યુટેશનમા સર વિઠ્ઠલદાસ પાસે મોકલ્યા તે વખતે ઇન્દુ લાલ પણુ ત્યાં જ હતા-સર વિઠ્ઠલદાસે તે વખતે ગુજરાતના કાર્ય કર્તાઓ સાથે વાત બહુ કરી નહિ-વડોદરાના ડેપ્યુટેશનને પણુ દાદ આપી નહિ-અને પૂનાના વસવાટ દરમ્યાન ત્યાંની સસ્થાઓની માહીતી મોકની તેમજ શ્રી કર્વે માટે અત્યન્ત સદ્ભાવ-તેને પરિ- ણામે કર્વેની યોજનાને રૂપીઆ ૫ દર લાખની બક્ષિસ આપવાની કબુલાત આપી ગુજરાતમા અમે બધા જે સ્ત્રી કળવણીનુ કામ કરી રહ્યા હતા તેમને બહુ જ નિરાશા થઇ ગુજરાતના કામને આગળ ધપાવવા માટે આ એક ઉત્તમ તક હતી પણુ મુબઇના ધનિકોને ગુજરાતમા વસવાટ કરવો નહિ ગુજરાતનુ કામ જોવુ નહિ-અને પોતાની આખ આગળ થતા કામ ઉપર જ પ્રસન્ન થઇને નવાજેશ કરવાની વૃત્તિ તે વખતમા સતેજ થઇ હતી

આ પ્રમાણે કર્વેની વિદ્યાપીઠને અખિલ ભારતવર્ષીય મહિના- પીઠ બનાવવામા અણધારી મદદ મળી આ વાતની બાતમી મળ્યાથી અમારા તરફથી સર વિઠ્ઠલદાસને મળવા માટે રા ઇન્દુલાલ, તથા ડૉક્ટર સુમન્ત ગયા ત્યાર પછી એ ફડની છેવટની વ્યવસ્થા કરવા માટે સર વિઠ્ઠલદાસે પ્રૉ કર્વે, શ્રી ન્હાની બહેન ગજ્જર ડૉ સુમન્ત, ઇન્દુલાલ અને હુ એમ બધાને પૂને પોતાને બગલે એકઠા કર્યા, મારો નાનો છોકરો સિદ્ધાર્થ તે વખતે દોઢ બે વર્ષનો હતો એટલે

જે પ્રમાણે પૂનામાં ડેક્ન એજ્યુકેશન સોસાયટી છે તેજ ધોરણ પ્રમાણે ગુજરાત કેળવણી મંડળમાં સ્વયંસેવકનું ધોરણ સ્વીકારીને કાર્યકર્તાઓ રાખવા એવો નિશ્ચય કરવામાં આવ્યો હતો. તે અરસામાં ભાઈ શ્રી રામનારાયણ પાઠક પોતાનો વકીલાતનો ધંધો છોડીને આવ્યા હતા. ભાઈ પ્રાણજીવન પાઠક રસિકલાલ પરીખ, નન્દલાલ શાહ, ત્રિકમલાલ શાહ બધા જ ઉચ્ચ કક્ષામાં પાસ થએલા ગ્રેજ્યુએટો થયા હતા, પણ એ ધોરણ ગુજરાતની પરિસ્થિતિને બંધબેસતું આવ્યું નહિ, તેમજ અમદાવાદના વમળમાં બધાજ ઘસડાયા તેથી મંડળ સ્થિર થઇ શક્યું નહિં. ઇન્દુલાલના સ્વભાવની અસ્થિરતા પણ કેટલેક અંશે નડી. કેળવણી મંડળના કામમાંથી ખેડા સત્યાગ્રહનું કામ હાથમાં લીધું. તેમાંથી નવજીવનનું કામ, તેમાંથી દુકાળનું કામ વળી યુરોપીય વિગ્રહનું રીક્રુટીંગનું કામ. આમ એક પછી એક નવા નવા વ્યવસાયમાં પડવાથી કેળવણી મંડળ પગભર થવા પામ્યું નહિ અને છેવટ તેના દેવાનો પોટલો ગુજરાત શ્રી કેળવણી મંડળને લેવો પડ્યો, કેમ કે કામ કરનારાઓ બન્ને એકના એક એટલે એક મંડળની ઉત્તર ક્રીયા કરીને બીજું મંડળ ચલાવવાનું રહે, એ મંડળે બીજી પરિષદ્ ભરૂચમાં કરી અને તેમાં શ્રી. ગાંધીજીને પ્રમુખપદ આપ્યું. માતૃ ભાષા ઉપર તેમણે ખૂબ ભાર આપ્યો, અને તે ઉપરથી પાઠ્ય પુસ્તકો તૈયાર કરવાનું કામ આરંભાયું. પણ ઉપર કહ્યું તેમ અન્ય વ્યવસાયમાં કેળવણી મંડળ તૂટી ગયું.

શ્રી કેળવણી મંડળનું કામ આગળ ચાલતું રહ્યું. મહિલા વિદ્યાલયની વિદ્યાર્થિનીઓ જ્યારે શાળાન્તમાં પાસ થઇ ત્યારે તેમને આગળ અભ્યાસ કરવાની ઇચ્છા થઇ. એટલે એમને માટે કાંઇ ગોઠવણ કરવાની હતી. તે વખતે વડોદરાનાં મહારાણી સાહેબે શ્રી કેળવણી માટે મારી રકમ આપવાની ઇચ્છા ડૉ. સુમન્તની આગળ બતાવી. અને મારી કૉલેજ સ્થાપવા માટે વાત કરી. પણ આ વાટા

ઘાટનું કાઇ સંગીન પરિણામ તે વખતે આવ્યુ નહિ. શ્રી મહારાજા સાહેબને પણ કાંઇક એવી ઇચ્છા કે વડોદરામા સ્ત્રીઓ માટે મારી સંસ્થા કહાડવી. સર વિઠ્ઠલદાસ ઠાકરસી જાપાનની મુસાફરી કરીને આવેલા તેમને જાપાનના ધોરણ ઉપર મુંબઇમા સ્ત્રીઓ માટે યુની-વર્સીટી ઊભી કરવાની ધારણા બતાવી. પ્રૉ. કર્વે તો એજ વિચાર શોધી રહ્યા હતા જે વખતે સર વિઠ્ઠલદાસ મહાબળેશ્વરમાં હતા તે વખતે શ્રી. મહારાજા સાહેબે શ્રી ગુણાજીરાવ નીંબાળકર તથા ડૉ. સુમન્તને ડેપ્યુટેશનમા સર વિઠ્ઠલદાસ પાસે મોકલ્યા-તે વખતે ઇન્દુલાલ પણ ત્યાં જ હતા-સર વિઠ્ઠલદાસે તે વખતે ગુજરાતના કાર્ય કર્તાઓ સાથે વાત બહુ કરી નહિ-વડોદરાના ડેપ્યુટેશનને પણ દાદ આપી નહિ-અને પૂનાના વસવાટ દરમ્યાન ત્યાંની સંસ્થાઓની માહીતી મેળવી તેમજ શ્રી કર્વે માટે અત્યન્ત સદ્‌ભાવ-તેને પરિ-ણામે કર્વેની યોજનાને રૂપીઆ પંદર લાખની બક્ષિસ આપવાની કબુલાત આપી ગુજરાતમા અમે બધા જે સ્ત્રી કેળવણીનુ કામ કરી રહ્યા હતા તેમને બહુ જ નિરાશા થઇ ગુજરાતના કામને આગળ ધપાવવા માટે આ એક ઉત્તમ તક હતી પણ મુબઇના ધનિકોને ગુજરાતમા વસવાટ કરવો નહિ-ગુજરાતનું કામ જોવું નહિ-અને પોતાની આખ આગળ થતા કામ ઉપર જ પ્રસન્ન થઇને નવાજેશ કરવાની વૃત્તિ તે વખતમા સતેજ થઇ હતી.

આ પ્રમાણે કર્વેની વિદ્યાપીઠને અખિલ ભારતવર્ષીય મહિલા-પીઠ બનાવવામા અણધારી મદદ મળી. આ વાતની બાતમી મળ્યાથી અમારા તરફથી સર વિઠ્ઠલદાસને મળવા માટે રા ઇન્દુલાલ, તથા ડૉકટર સુમન્ત ગયા. ત્યાર પછી એ ફડની છેવટની વ્યવસ્થા કરવા માટે સર વિઠ્ઠલદાસે પ્રૉ. કર્વે, શ્રી. ન્હાની બહેન ગજ્જર, ડૉ સુમન્ત, ઇન્દુલાલ અને હુ એમ બધાને પૂને પોતાને બગલે એકઠા કર્યાં, મારો નાનો છોકરો સિદ્ધાર્થ તે વખતે દોઢ બે વર્ષનો હતો એટલે

એને સાથે લઇને હુ ગઇ હતી તે વખતે યુનિવર્સિટીની સેનેટ, સિન્ડીકેટનુ બધારણ ઘડવાનુ હતુ—જૂદી જૂદી સસ્થાઓને પૈસાની મદદ આપવાનુ ધોરણ ઘડવાનુ હતુ ગુજરાતને પૈસા મળ્યા નહિ અને આખી રકમ પૂનામા ગઇ તેથી સર વિઠ્ઠલદાસના કેટલાએક મિત્રો તરફથી એમને કહેવામા આવ્યુ અને અમે બધા પણ ગયા એટને અમારે ખૂબ વાટાઘાટ થઇ અને અમદાવાદમા તેજ વખતથી પાઠશાળાના વર્ગો ઉઘાડવાના હતા તે સબધી બધી હકીકત સર વિઠ્ઠલદાસને ખબર પડી આ ઉપરાત પૂનાના કાર્યકર્તાઓએ કેટલીક આકરી સરતો કરવાનો આગ્રહ કર્યો આવા આવા કારણોને લઇને સર વિઠ્ઠલદાસની સહાનુભૂતિ ગુજરાત પ્રત્યે થોડી થોડી થઇ પૂનાના કાર્યકર્તાઓને અખિલ હિંદુસ્થાનની સસ્થાનુ નામ આપવુ હતુ એટલે પ્રાતિક સસ્થાઓની જરૂર તો હતીજ અમદાવાદમા અને સુરતમા એજ પ્રમાણે મહિલા વિદ્યાલયો કામ કરી રહ્યા હતા. અમદાવાદમાં પાઠશાળાની તૈયારી થઇ રહી હતી તેથી એ સસ્થાઓને પોષણની જરૂર હતી એટલે ગુજરાતને આર્થિક મદદ આપવાની સરત પૂનાના કાર્યકર્તાઓને સ્વીકારવી પડી અમે પાઠશાળા માટે બરાબર અર્ધી રકમ આપવા માટે આગ્રહ કર્યો, પણ તેમા અમે ફાવ્યા નહિ છેવટ અમદાવાદની પાઠશાળાને સારી સગીન મદદ કરવી એવી સરત મુકાવી. ત્યારથી પાઠશાળાના ખર્ચનો અર્ધો ભાગ પૂના તરફથી મળતો રહ્યો છેવટના વર્ષોમા જ્યારે આવક ઓછી થઇ ત્યારે મદદ ઓછી કરી. અને છેલ્લા બે વર્ષથી તો માત્ર નામની જ મદદ મળે છે અમદાવાદની અને ગુજરાતની સસ્થાઓ આ પ્રમાણે ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠ સાથે સકળાએની હોવાથી હુ ને ડોકટર આરભથી ત્યાની સેનેટ અને સિન્ડીકેટમાં કામ કરતા રહ્યા હતા અને તેને અંગે કમિટિઓના કામ કરતા રહ્યા છીએ ગુજરાતનુ હિત સાચવવા માટે ગુજરાતના સભ્યોની બહુ

જરૂર જણાયા કરી. પણ સંખ્યા ઘણી થોડી એટલે બહુમતીથી ચનારા કામમા પાછળ પડતા હતાં. પહેલાંના વર્ષોમા સર લલુભાઇ શાહ વાઇસ ચાન્સેલર અને ચાન્સેલર હતા. તે વખતે પણ ગુજરાત માટે અમારે લડત ચલાવવી પડતી હતી. કારણ કે ગુજરાતનું કામ સર લલુભાઇએ જોયેલું નહોતું. યુનીવર્સીટીના કમ ભાગ્યે સર વિઠ્ઠલદાસનુ શરૂઆતના વર્ષમા જ એટલે ૧૯૨૨ મા અવમાન થયુ, એટલે ચોક્કસ વ્યવસ્થા થઇ શકી નહિ. જો સર વિઠ્ઠલદાસ હયાત હોત તો ગુજરાતને વધારે લાભ થાત કારણ કે ગુજરાતની સંસ્થા ઓની પ્રગતિ ૧૯૨૨ પછી વધારે થતી ગઇ હતી.

સર વિઠ્ઠલદાસ તરફની બાદશાહી મદદને લીધે યુની વર્સીટીનું કામ કેટલેક અંશે રસ્તે સર થયું, પરંતુ પૂનાના કાર્યકર્ત્તાઓ અને ગુજરાતના કાર્યકર્ત્તાઓનું દૃષ્ટિબિન્દુ પ્રથમથી જ જૂદા પ્રકારનું હતુ. તેથી એ બેનો મેળ ખાધો નહિ. તેમા સર લલુભાઇ શાહ મુબઇ યુનિવર્સીટીના દૃષ્ટિબિન્દુથીજ આ યુનિવર્સીટીની સરખામણી કરતા હતા એટલે ક્રમે ક્રમે સ્ત્રીઓની આ યુનીવર્સીટી મુબઇ યુનિવર્સીટીનું આંધળું અનુકરણ કરતી. અને પ્રજાની સહાનુભૂતિ પામી શકી નહિ. હજી પણ એજ સ્થિતિ છે. તેમા હવે તો સર વિઠ્ઠલદાસ તરફની મદદ પણ મળતી નથી. એટલે ભવિષ્યમા અંધકારજ દેખાય છે. એટલો સતોષ માનવાનો છે કે આ યુનિવર્સીટીને લીધે ગુજરાતના મધ્યમ વર્ગની સ્ત્રીઓ થોડે ઘણે અંશે ઉચ્ચ શિક્ષણ લેતી થઇ છે, ગુજરાત કેળમડળનું કામ જ્યારે સ્ત્રી કેળવણી મડળે સભાળી લીધું ત્યારે મહિલા પાઠશાળાની શરૂઆતજ હતી. તેને માટે પૈસા મેળવવાનુ કામ બહુજ મુશ્કેલી ભરેલું હતું, ઇન્દુલાલ અને ડૉ. સુમન્ત તેના મંત્રી હતા. ઇન્દુલાલને તો અનેક વ્યવસાય એટલે બધું કામ ડૉ. સુમન્તના માથા ઉપર ઢોળ્યું હતું. આ બાબતનો વસવસો એમને ને મ્હને બહુજ રહેતો હતો. મુંબઇના કેટલાએક મિત્રોએ મારી મદદ કરી

હતી પણ સ્થાયી ફંડ કાંઇજ નહોતુ. છેવટ ડૉક્ટરના ખૂબ આગ્રહથી રા. બા લાલશંકર ઊમીઆશંકરના સ્મારકની આવક, તેમજ ગ્સાર સુધારા હૉલની આવક આ સંસ્થાને આપવાનો ઠરાવ રમણભાઇ, રા. બા હરગોવીંદદાસ કાંટાવાળા, ખુશાલદાસ ગોકુળદાસ તથા લાલશંકર સ્મારકના બીજા સભ્યો પાસે કરાવ્યો. અને સસ્થાને સ્થાયી સ્વરૂપ અપાયું. આજ એ સસ્થા રા. બા. લાલશંકર મહિલા પાઠશાળાના નામથી ઓળખાય છે આ બધા કામમા ડૉક્ટરને નબળી તબીયતે તસ્દી ખૂબ લેવી પડતી હતી. અને બીજાં મહત્વના કામ દૂર કરીને આ કામ સ્થિર કરવામા એમને અથાગ મહેનત લેવી પડતી હતી. ઘણી વાર ગાડીના પૈસા પણ આપવા પડયા હતા. સ્ત્રીઓની સ્થિતિ સુધારવી એ ધ્યેયની પાછળ મડયા રહેવાના સ્વભાવને લઇનેજ એટલું કામ કરી શકાતું હતું

ન્હાના બાળકોની સાથે સસ્થાનુ કામ મ્હારાથી બહુ મુશ્કેલીથી કરાતુ હતુ એનો ખ્યાલ ડૉક્ટરને એકાદ બે વાર ખૂબજ આવ્યો હતો. મર વિઠ્ઠલદાસના આમત્રણથી જ્યારે અમે પૂના વિદ્યાપીઠના કામને અંગે પહેલ વહેલા ગયા ત્યારે સિદ્ધાર્થ મ્હને બહુજ સતાવતો હતો. ને એને ખોળામા રાખીને મીટીંગના કામમા હું ભાગ લેતી હતી. એ ચિત્ર એમના મગજમા વસી રહ્યું હતુ. તે યાદ રાખીને એમણે મ્હારી વર્ષગાંઠને દિવસે હીરાની મુદ્રીની બક્ષિસ આપી હતી ને લખ્યું હતુ કે કુટુબની અને બાલકોની દેખરેખ રાખીને, અનેક વીટબણાઓ વેઠીને પાઠશાળાનું કામ કરતી જોઇને એમને લાગણી થઇ આવી હતી-અને તેના સ્મારક તરીકે એ બક્ષિસ આપી હતી મ્હારા કામની કદર ખાતર નહિં-કેમકે એ એમણે લખ્યુ હતું કે માત્ર એક શુભ સ્મારક તરીકે સ્ત્રીઓના કાર્યમા હુ વધારે ફાળો આપું એ શુભેચ્છાથી એ ભેટ આપી હતી

---

# પ્રકરણ ૩૦ મું

૧૯૧૯ના ભાદરવા મહિનામાં ગાંધીજી પચાસમા વર્ષમાં પ્રવેશ કરતા હતા, તેથી તેમની અર્ધ શતાબ્દિ ઉજવવાનો ક્રમ ગુજરાતમાં અને મુંબઇમાં યોજાયો. તે પ્રસંગે સ્વદેશી અને ખાદીની વાતો ખુબ ચાલતી હતી. નવજીવન છાપા દ્વારા ગાંધીજી પોતાના સિદ્ધાંતોનો પ્રચાર કરી રહ્યા હતા. અને તેમની પ્રતિષ્ઠા ખૂબ જામતી હતી. કવિશ્રી ન્હાનાલાલે ' ગુજરાતનો તપસ્વી 'નું કાવ્ય રચીને ગાંધીજીના ગૌરવમાં વૃદ્ધિ કરી.

મંદિરોમાં પચ્ચાસ સ્વસ્તિકો પૂરાવો,
પચ્ચાસ દીપમાળા પ્રગટાવો
પચ્ચાસ આરતીઓ ઉતરાવો
પચ્ચાસ દેવઘંટા વગડાવો,

ઇત્યાદિ લખીને शठं प्रत्यपि मन्यम् બોધનાર સંતના ગુણ ગાન ગાયાં. ગાંધીજીને માટે અનેક સંસ્થાઓએ નાણાં ઉઘરાવાવ્યાં અને થેલીઓ સમર્પણ થઇ. ગાધી જીનું કામ ચાલતું થયું. આશ્રમ, ખાદી નવજીવન વિગેરે કામને નાણાંની સહાયતા મળતી રહી. મુંબઇની અમારી ભગિની સમાજે પણ સારાં નાણાં એકઠાં કર્યાં. ગાંધીજીએ એ નાણાંનો ઉપયોગ ભગિની સમાજને યોગ્ય લાગે તેમ કરવા પરવાનગી આપી. સ્ત્રીઓ માટે સર્વન્ટસ ઑફ ઇન્ડિયા જેવી સંસ્થા કરવાનો તે વખતના કાર્યકર્તાઓનો વિચાર હતો. તે તો કાંઇ પાર પડયો નહિં. એક ન્હાનું મકાન તેમાંથી વીલેપાર્લામાં બંધાવવામાં આવ્યું, પણ સેવાભાવી બ્હેનોના અભાવે કામ પાર પડયું નહિં.

એ વર્ષ પછી ભગિની સમાજનું કામ મંદ પડતું ગયું. મ્હેં તેમાં પછીથી ભાગ લીધો નહિં. છેલ્લા બે વર્ષથી એ સંસ્થા બહુ

સુંદર કામ મુંબઈમાં કરી રહી છે. મુંબઈ બહાર કામ કરવાનો હાલ ઇરાદો નથી. પણ જે પ્રકારની સેવા આરંભમાં કરવા ધારી હતી તેવી અને તેથી વધારે વિશાળ ક્ષેત્રમાં મુંબઈમાં સમાજની બહેનો કરી રહી છે. તંત્ર બદલાવાથી સંસ્થાની ઉન્નતિ થઈ છે.

એજ વર્ષની આખરમાં ડૉક્ટરના સૌથી નાનાભાઈ નાનકભાઈનું લગ્ન રમણભાઈનાં દીકરી શ્રી. સરોજીની બહેન સાથે થયું. નાનકભાઈ મુંબઈની સીડનહમ કૉમર્સ કોલેજમાં પ્રોફેસર હતા. સરોજીની તેજ વર્ષે ગ્રેજ્યુએટ થયાં હતાં. લગ્ન પ્રસંગે બહુ ખર્ચને ચાલવા ના કરવાં એ તો ડૉક્ટરનો પહેલેથી જ સિદ્ધાન્ત, છતાં નાનકભાઈની ઇચ્છા મુજબ થોડો ઘણો એમનો શોખ પુરોપાડ્યો હતો. રમણભાઈનો ને અમારો સંબંધ પહેલેથી હતો. તેમાં આ સંબંધથી લગ્ન ઉમેરો થયો.

૧૯૨૦ ની શરૂઆતથી એટલે ૧૯૧૯ ની કોન્ગ્રેસની બેઠક પછી ગાંધીજીના અસહકારના સિદ્ધાન્તનાં પૂર જોસથી વહેવા માંડ્યાં. રાષ્ટ્રીય હીલચાલની સાથે કેળવણીના ક્ષેત્રમાં પણ રાષ્ટ્રીય ભાવના આવવા લાગી. માતૃભાષા દ્વારા શિક્ષણ આપવાનો પક્ષ સબળ થતો ગયો. તેમાં એ વર્ષની સાહિત્ય પરિષદ અમદાવાદમાં ભરાઈ હતી. તેથી આ બાબતનો ઊહાપોહ ખૂબ થયો અને પ્રજામત જાગૃત થયો. પરિષદના પ્રમુખ શ્રી. નરહરિ ગોવિંદદાસ કાંટાવાળા હતા, તે તો આ સિદ્ધાન્તના સખ્ત હીમાયતી–તેમણે પ્રમુખસ્થાનેથી વિરોધી પક્ષની સારી ઝાટકણી કહાડી હતી. અમારું મહિલા વિદ્યાલય તે વખતે સારું કામ કરી રહ્યું હતું એટલે સગર્વ અમે પ્રત્યક્ષ પુરાવો આપી શક્યાં હતાં. શ્રી. રવીન્દ્રનાથ ટાગોર સાહિત્ય સભાની બેઠક વખતે જ અમદાવાદમાં આવ્યા હતા. તેને લઈને શિષ્ટ જનતામાં ખૂબ ઉત્સાહ અને આનંદ હતો. રવીન્દ્રનાથનું સ્વાગત કરવામાં અમદાવાદે પાછીપાની કરી નહોતી. ગુજરાતની લલિતકલાનો સર્વદેશીય પરિચય



શ્રી રવીન્દ્રનાથ ટાગોર, શ્રી ગાધીજી, શારદાબ્હેન
અમદાવાદ વનિતાવિશ્રામ મહિલા વિદ્યાલય ૧૯૨૦

શ્રી. ટાગોરને કરવા માટે અનેક પ્રકારની રમમામગ્રીઓનું પ્રદર્શન કરવામા આવ્યું હતું. તેમા વિશેષ કરીને ગરબા, રાસ, લોકગીતો, ભજનો વિગેરેનો ક્રમ બહુ સુંદર થયો હતો. તેમા પણ મહિલા વિદ્યાલયની વિદ્યાર્થિનીઓએ બહુ સુંદર ફાળો આપ્યો હતો. વિદ્યાલયની મુલાકાત શ્રી. ગાધીજીની માથે જ રવીન્દ્રનાથે લીધી હતી.

અમદાવાદની મુલાકાત પછી શ્રી. રવીન્દ્ર નાથ તરતરજ વડોદરે ગયા હતા. વડોદરામા તેમનુ બહુ સુંદર સ્વાગત કરવામા આવ્યું હતું. શ્રી. સત્યવ્રત મુકરજી જેઓ લાબા વખતથી વડોદરામા રહેલા હતા તેમણે ટાગોરના 'ચિત્રા' નામના નાટકનો પ્રયોગ તૈયાર કરાવ્યો હતો મૂક દશ્ય હતુ. મારી મોટી દીકરી પ્રેમલીલાએ ચિત્રાનો ભાગ ભજવ્યો હતો. અને મનુભાઇની ખુબસુરત દીકરી શ્રી. પન્નાએ કામદેવનો ભાગ લીધો હતો. બન્ને પાત્રોએ અત્યંત સુંદર કામ કર્યું હતું. અને ટાગોર મુગ્ધ થયા હતા મૂળ નાટક રસિક તેમાં મઘળી શોભા એટલી સુરુચીથી અને હાસ્યથી કરવામા આવી હતી કે કાઇ મણા નહિ !

આ વર્ષમા હું ને છોકરા અમદાવાદમા જ રહેતા હતા. ડોકટર સેનીટરી કમીસ્નર તરીકે વડોદરામા કામ કરતા હતા. આ જગ્યાનું કામ એવુ હતુ કે ગામેગામ ફરીને લોકની સેવાનું કામ પણ કરી શકાય. લોકોના મમાગમમા આવી શકાય એજ હેતુથી શ્રી. મનુભાઇએ એ કામ એમને સોપ્યું હતું. ખાતાના ઉપરી અધિકારી તરીકે સ્વતંત્ર રહીને કામ કરવા માટે આ ક્ષેત્ર એમને સારૂં મળ્યું હતું. મૅજીક લેન્ટર્ન દ્વારા, અનેક વ્યાખ્યાનો સ્થળે સ્થળે એમણે આપ્યાં. અને આરોગ્યની સાથે સામાજીક ઉન્નતિનો પ્રશ્ન પણ એમણે હાથમા લીધો. ગ્રામ્ય પુનર્ઘટના સંબધી કાર્ય કરવાની તક પણ આને લઇને મળી રાજ્યના સઘળા પ્રાંતોમા ફરીને એકેએક મોટા ગામો અને સંખ્યાબંધ ગામડાંઓ જોવાનો અને પ્રજા વર્ગમાં ભળવાનો

પ્રસંગ મળવાથી સમાજના અને પ્રશ્નો જોવા જાણવાના મળ્યા. સરકાર અને પ્રજાબન્નેનો સુયોગ કરવા માટે આ ક્ષેત્ર સારૂ હતુ. જે સેવાની એમને તમન્ના હતી તે કેટલેક અંશે આ સ્થાનમાંથી થઇ શકતી હતી છતા એમના મનને પૂર્ણ સંતોષ નહોતો. કારણ કે પોતાની ઇચ્છા પ્રમાણે કામ થઇ શકતુ નહોતુ. કેટલાક બધનો નડતા હતા પ્રજાનુ દૃષ્ટિબિન્દુ અને સરકારનુ દૃષ્ટિબિન્દુ એક હોતુ નથી એ બેની દિશા જુદી હોય છે એટલે એક ગજથી કામ કરવાની મુશીબત પડ્યા વિના રહેજ નહિ. અધિકારી વર્ગ પોતાના સ્વાર્થની દૃષ્ટિથી જુએ એટલે પ્રજાને સંતોષ થાય નહિ. પ્રજાનુ અજ્ઞાન અને દારિદ્ર, દેશસેવકને માર્યા વિના રહે નહિ અને એ અનિષ્ટો દૂર કરવાના પ્રયાસોમા સરકારની સહાનુભૂતિ ઘણી ઓછી શાળાઓ, દવાખાના વગેરે સસ્થાઓ સંતોષકારક હોય નહિ પ્રજા તેનો લાભ લે નહિ અધિકારીઓ બેદરકાર રહે આ બધી મુશીબતોદૂર કેમ થાય તેના ઉપાયો યોજવા અને પ્રજા મત જાગૃત કરવામા એમણે આ નોકરીનો લાભ લીધો. ગાયકવાડી પ્રજાની સાથે ઓતપ્રોત થઇને એમણે પોતાની કાર્યદિશા શોધવા માંડી સ્થળે સ્થળે વ્યાખ્યાનો આપીને પોતાનુ હૃદય ઠલવ્યુ— આ વ્યાખ્યાનો આપી આપીને તેમણે વર્ષનો મોટો ભાગ ગામડે ગામડે ફરીને એમણે પોતાનુ શરીર ઘસી નાખ્યુ. તબીયતની જરા પણ દરકાર વગર તડકા છાંયડા તરફ દુર્લક્ષ રાખીને બે અઢી વર્ષ સુધી સતત કામ કર્યું પ્રજા તરફથી સારી સહાનુભૂતિ મળી. ફરતા દવાખાના, ગામડાના દવાખાનાની યોજનાઓ એમણે તૈયાર કરી અને પ્રજાએ નાણા આપ્યા—અને સરકારે પણ કેટલેક અંશે એમની યોજનાને શરૂઆતમાં વધાવી લીધી પાટણના શેઠ ઉજમસીભાઇએ આયુર્વેદની પ્રકાશના માટે ઉદાર બક્ષિસ આપી અને બધી વ્યવસ્થા એમને સોપી-સરકાર તરફથી પણ આ યોજનાને સારી મદદ મળી-પરિણામે

આજે પાટણની આયુર્વેદ પાઠશાળા એક અતિ ઉપયોગી સંસ્થા ગુજરાતમાં થઇ પડી છે.

આ વિવિધ પ્રકારનાં કામથી ડૉક્ટરના મન ઉપર અને શરીર ઉપર ખૂબ જ બોજો પડ્યો. તેની સાથે એકલાં રહેવાનું-ડિસ્ટ્રિક્ટમાં ફરવાનું હોય તે સિવાયના દિવસોમાં વડોદરામાં એકલાં કુટુંબથી દૂર રહેવાનું, જીવનના આદર્શો સાથે સદા મન્થન કર્યા કરવાનું એ સઘળાનું પરિણામ એ આવ્યું કે એમના હૃદય ઉપર અસર થઇ, અને હૃદય નબળું થઇ ગયું.

આ અરસામાં એમણે પોતાને રહેવા માટે કોઠી પાસે ન્હાનું સરખું મકાન રાખ્યું હતું. શહેરની વચ્ચે જ હતું એટલે લોકોને આવવા જવાને બહુ સુગમ હતું.

હું અમદાવાદમાં અને ડૉક્ટર વડોદરામાં બન્ને પોતાના કામની ધૂનમાં રહેતા હતા. તે વર્ષના ઉન્હાળામા રજાના દિવસોમાં અમે બધાં બિલીમોરા, ગણદેવી એ સ્થળોએ નવસારી પ્રાન્તમાં ફરતા હતાં. ઉન્હાઇના ગરમ પાણીના કુંડો તે વખતે જોયા હતા. તે સ્થળે એક સેનેટોરીઅમ કરીને પ્રજા તેનો લાભ લઇ શકે તેની યોજના ઘડીને એમણે તૈયાર કરી હતી. તે વખતે કોઇએ લક્ષ આપ્યું નહિં. પંદર વર્ષે હવે ત્યાં સારું સાધન થયું છે.

આ અરસામાં ડૉક્ટરના બીજા ભાઇ ભાસ્કરભાઇના લગ્નનો પ્રશ્ન ઉપસ્થિત થયો. શ્રી. અંબાલાલ સાકરલાલના પુત્ર વૈકુંઠરાય દેસાઇની પુત્રી ઊર્મિલા તે જ વર્ષે બી. એ. મા પાસ થઇ હતી. ભાસ્કરભાઇ કેટલાક વખતથી એમના જ ઘરમાં રહીને મુંબાઇમાં કામ કરતા હતા. તે બંને વચ્ચે મૈત્રિમાંથી પ્રેમ થયો અને લગ્ન કરવાનો વિચાર કર્યો. વૈકુંઠરાયને તેમજ તેમનાં પત્નીને આ વાત જરા પસંદ પડી નહિ. આન્તર્જાતીય લગ્ન તે વખતે થતા નહિ—બ્રહ્મક્ષત્રીયની છોકરીઓ નાગર પુરુષ સાથે લગ્ન કરે એ વસ્તુ જ

એ સહુને ગળે ઉતરે નહિં–કુટુંબની બીજી છોકરીઓને, છોકરાઓને લગ્ન કરવામાં વિઘ્ન આવે, કુટુંબની નાલેશી થાય, વિગેરે કારણો નડે. ઊર્મિલા અને ભાસ્કરભાઇ બન્નેએ ડૉકટરને ખુલ્લી રીતે બધી વાત આગળથી કહી મુકી હતી. ન્યાતના ભેદ શિવાય કાંઇ બીજો વાંધો નહોતો એટલે અમારા બેમાંથી એકેને તો કાંઇ વાંધો હતો જ નહિ. પણ વૈકુંઠરાયનું મન દુઃખિત થતું હતું તે ડૉકટરથી ખમાયું નહિ. બન્ને સાથે બહુ સમજાવટ પતાવટ કરવાનો પ્રયત્ન કર્યો પણ બેમાંથી એક પક્ષ મચક આપે નહિં–છેવટે એમ નક્કી થયું કે ઊર્મિલાને ઇંગ્લંડ ભણવા મોકલવી. અને વરસેક દિવસ ત્યાં રાખવી, જો એનો ક્ષણિક મોહ હોય તો જતો રહે અને સંગીન લાગણી હોય તો માલૂમ પડે. ઉમર લાયક છોકરી અને છોકરો હોય અને વિચાર પૂર્વક સમજુતી ભરેલી પસંદગી કરી હોય પછી વડીલો વિઘ્ન નાંખીને યુવક યુવતીઓનાં મન દુઃખવે એ વસ્તુ મ્હને તો તે વખતે ડંખતી હતી. અલબત્ત થોડો સમય જવા દેવો એ યોગ્ય હતું. પણ જો બીજો કાંઇ વાંધો ન હોય તો આ પ્રકારના લગ્નમાં વિઘ્ન ના નાંખવું એ અભિપ્રાય મ્હેં તો આપ્યો હતો. મહિનાઓ સુધી આ પ્રકરણ ચાલ્યું–છેવટ ઉર્મિલાને ઇંગ્લંડ જવું પડયું. દરમ્યાન એનાં માતુશ્રીના મનને ઘણોજ આઘાત થયો ને છેવટ એમનું અવસાન થયું. વર્ષ પછી દેસાઇ અને તેમના પુત્રોના વિરોધ છતાં ઉર્મિલા અને ભાસ્કર ભાઇનું લગ્ન થયું. દેસાઇને ને અમારા કુટુંબને એટલો સંબંધ હતો કે ઊર્મિલા તો અમારી છોકરી હોય એવું જ લાગતું–અને દેસાઇનાં છોકરાં પોતાના પિતાની આગળ હૃદય ખોલીને વાત કરે તેના કરતાં ડૉકટર આગળ વધારે કરે–ઊર્મિલાએ આખા અમારા કુટુંબ સાથે અને સગાં સંબંધી સાથે ઘણો જ સારો સંબંધ રાખેલો હતો એટલે આ લગ્ન સંબંધથી જરાએ અમારા કુટુંબમાં વિક્ષેપ પડયો નહિં–અને સહુએ સદ્‌ભાવથી એને વધાવી લીધી. એના પોતાના

બહોળા કુટુંબના વિરોધ છતા પોતાના મનથી વરેલા પતિની સાથે લગ્ન કરવામા ઊર્મિલાની હિંમતને તો ધન્ય જ છે. ૫૬૨ વર્ષમા તો જમાનો ફરી ગયો છે. પણ એણે પહેલ પાડીને આંતર્જાતીય લગ્નનો રસ્તો સરલ કરી આપ્યો

આ લગ્ન મુંબઇમા તો થાય એમ હતુજ નહિ. તેથી વડોદરામા થયુ હતુ. ડૉક્ટરને ને દેસાઇને એટલો બધો સંબધ અને ભાવ કે દેસાઇના મનને દુઃખ થાય તે એમને ગમે નહિં. આ બાજુએ ભાસ્કરભાઇ પોતાના ભાઇ, અને ઊર્મિલા પણ છોકરી જેવીજ. એટલે શ્રી, મનુભાઇને બંગને લગ્ન કરવામા આવ્યું. મ્હારે તો લગ્નમા હાજર રહેવુંજ એવો ભાસ્કરભાઇનો આગ્રહ અને મ્હારો પોતાનો પણ વિચાર ખરો. એટને મ્હુ અને છોકરાએ હાજરી આપી. અને ડૉક્ટરે દૂરથી આશીર્વાદ આપ્યા. મનુભાઇ એ આ લગ્ન વખતે ખૂબ સાથ આપ્યો એટનો કાળ બદલાયો હતો. કેમકે ડૉક્ટરના બહેન વીરબાળાના લગ્ન વખતે એમનો સખ્ત વિરોધ હતો. આ લગ્ન પરજ્ઞાતિનુ હતું પણ પોતાના કુટુંબનો ભવિષ્યનો વિચાર કરીને એમણે આ પ્રસંગે સાથ આપ્યો હતો ડૉક્ટરે જે રસ્તો લીધો હતો તેનું કારણ એટલુજ હતું કે આગળ ઉપર દેસાઇના મનનુ સમાધાન કરવાનો માર્ગ રહે. અને થયુ પણ તેમજ. આજે દેસાઈ અને ઊર્મિલાનો પિતા પુત્રીનો સારો સંબધ છે. અને ડૉક્ટરની મિત્રાચારી કાયમ છે મમતને લીધે ખોનાચાલી અને ખોટા ઊહાપોહ થાય નહિં તો સમાજમા નવી પ્રથા પાડવાનું કામ બહુ મુશ્કેલ ના પડે. શાન્તિ સાચવીને સુધારાનું પગલુ મક્કમપણે લીધું હોય તો સમાજ યોગ્યાયોગ્યતા સમજીને તુલના કરે છે. અને એજ રીતે સમાજની પ્રગતિ થઇ શકે છે. આન્દોલન ખાળી શકાય છે. અને નવું વાતા વરણ ઉત્પન્ન કરી શકાય છે.

---

## પ્રકરણ ૩૧ મું

---

૧૯૨૦ ના જૂન મહિનામાં અમે પાછાં અમદાવાદના લાલ દરવાજાના મકાનમાં રહેવા આવ્યાં. કન્યાઓને માટે છાત્રાલય કઢાવવાનો પ્રયત્ન તે વખતે સફળ થયો નહિ એટલે મોટા બંગલાનો ખર્ચ વિના કારણે રાખવાનું ઠીક ના લાગ્યું. એ વર્ષની મુંબઇ યુનીવર્સીટીની મેટ્રીક્યુલેશનની પરીક્ષામાં અમારી મોટી દીકરી પ્રેમલીલા પાસ થઇ અને છોકરીઓમાં પહેલી આવી તેથી એને ચેટફીલ્ડ પ્રાઇઝ મળ્યું. પોતે જાતે મહેનત કરીને પાસ થવું તેના કરતાં પોતાનાં સંતાનો પરીક્ષામાં ફતેહમંદ થય ત્યારે એક જૂદા પ્રકારનો આનંદ અને સંતોષ થાય છે એ અનુભવ પ્રથમ થયો. લીલાએ અમદાવાદની ગુજરાત કૉલેજમાં અભ્યાસ શરૂ કર્યો, હું ને વિદ્યા બહેન કૉલેજમાં ભણતાં ને લીલાએ કૉલેજમાં અભ્યાસ શરૂ કર્યો તે ગાળામાં વીસ વર્ષ વહી ગયાં હતાં. જમાનો બદલાઇ ગયો હતો. સહશિક્ષણ એક સામાન્ય વસ્તુ થઇ હતી. છતાં સહશિક્ષણ આવકારદાયક છે કે નહિ તેની તુલના કરવા જેટલો વખત વીત્યો નહોતો, આજ ૧૯૩૫ ની વાત જૂદી છે. એટલે ૧૯૨૦ માં જે વખતે વિદ્યા બહેનની પુત્રીએ અને મારી પુત્રીએ કૉલેજમાં સહશિક્ષણ લેવા માંડ્યું, તે પ્રસંગે તેમને કુટુંબ તરફથી સાવધાનીના સુર સંભળાવવામાં આવતા. હવે તો જમાનો તદન બદલાઇ ગયો છે—અને એ સંબંધમાં સમાજ તૈયાર થઇ ગયો છે. માધ્યમિક શાળાઓ અને હાઇસ્કૂલોમાં સંખ્યાબંધ બાળાઓ છોકરાઓ સાથે શિક્ષણ લે છે. કન્યાઓના ઉચ્ચશિક્ષણ માટે બધે ઠેકાણે પ્રબંધ નથી—સહશિક્ષણના પ્રશ્નનો નિકાલ આપોઆપ આવી ગયો છે.

એ વર્ષમાં અમદાવાદની મહિલા વિદ્યાલયમાં શિક્ષણ લેતી

ત્રણ બહેનો અખિલ ભારત વર્ષીય મહિલા વિદ્યાપીઠની શાલાન્ત પરીક્ષામાં ઉત્તીર્ણ થઇ. તેમને માટે આગળ જણાવ્યા પ્રમાણે કૉલેજના શિક્ષણનો પ્રબંધ કરવામાં આવ્યો. તે કામની જવાબદારી મેં જ લીધી હતી. કૉલેજનું વાતાવરણ શાળા કરતાં જુદું હોવું જોઇએ એ ખ્યાલથી કૉલેજના વર્ગો જૂદા મકાનમાં અને જૂદા પ્રકારની વ્યવસ્થાથી કરવામાં આવ્યાઃ મહિલા વિદ્યાલય એ બોજો સહન કરવાને તૈયાર નહોતું. વર્ગ કહાડયા શિવાય છૂટકો નહોતો. વિદ્યાપીઠ તરફથી ગ્રાન્ટ નક્કી થઇ હતી. છતા યોગ્ય માણસો મળી નહોતાં રહ્યાં. તો પણ કામનો આરંભ કરવાનો નિશ્ચય કર્યો. ઇન્દુલાલની સહાનુભૂતિથી ગુજરાત સ્ત્રી કેળવણી મંડળે બધી વ્યવસ્થા હાથમા લીધી. વડોદરેથી સર મનુભાઇને પાઠશાળાની ઉદ્‌ઘાટન કરવા માટે આમંત્રણ આપ્યું. બધો શિષ્ટાચાર થયો અને સંસ્થાનું કામ ચાલવા માંડયુ. આજે તો અમદાવાદની 'લાલશંકર ઊમીઆશંકર મહિલા પાઠશાળા એક જાણીતી સંસ્થા થઇ છે. સાઠ બાળાઓ તેમાં ઉચ્ચ શિક્ષણ લે છે. મુંબઇ યુનીવર્સીટીનું શિક્ષણ લેનારી બાળાઓ કરતાં આ શિક્ષણ લેનારી બાળાઓની સંખ્યા અમદાવાદમા ઘણી વધારે છે. પાઠશાળાને અંગે એક છાત્રાલય પણ ચાલે છે. આરંભમાં એ સંસ્થાને પગભર થતાં કેટકેટલી મુશીબતો પડી છે અને મરતી મરતી બચી જઇને હવે પુખ્ત વયની થતા આવી છે. એ સંસ્થાનો લાભ લીધેલી બહેનો જીવન વ્યવહારમા સારી સ્થિતિએ છે અને કેટલીક સારી સેવા કરી રહી છે. એ સઘળી બહેનોના હૃદયમા પોતાની પાઠશાળા પ્રત્યે અમી દૃષ્ટિ રહે તો સંસ્થાનો વાળ કદી વાંકો થશે નહિ.

વનિતા વિશ્રામ મહિલા વિદ્યાલય ચાર વર્ષના સતત કાર્ય પછી પગભર થયું હતું. અને તેને પરિણામે શેઠ સોમનાથે પોતાના પત્ની શ્રી જીવકોર બહેનના નામથી મકાન બધાવવા માટે ૬૨૨

રકમની ભેટ કરી. તેને લઇને મોટી ઉપાધિ દૂર થઇ, વનિતા વિશ્રામ અને મહિલા વિદ્યાલય બન્ને એકજ વ્યવસ્થા તંત્રથી ચાલતાં હતાં એટલે બન્નેને માટે મકાનની વ્યવસ્થા કરવાનો નિશ્ચય કર્યો, પાક શાળાનો આરંભ થયો અને મહિલા વિદ્યાલયનું કામ થાળે પડયું તેજ અરસામા ડૉકટરની તબીયત લથડી ગઇ. એટલે મારે વધારે વખત અમદાવાદમાં રહેવાય તેમ હતું જ નહિ. અનેક પ્રકારની સુશીબનો વેઠીને મોટો ખર્ચ રાખીને એ ઘર ચલાવવાં પડતાં. ડૉકટ-રને એકલા રહેવું પડતું–તેમાં એ તબીયત બહુ નબળી પડી ગઇ હતી એટલે બધું કામ આટોપીને વડોદરે જવાનું નક્કી કર્યું. સામાજિક કામની જવાબદારી અને કૌટુમ્બિક જવાબદારી એ બે પ્રશ્નો વચ્ચે ઝુકો કરતાં સ્ત્રીઓને બહુ વધારે ભાંજગડ કરવી પડે છે. પુરૂષ ઘણી મહેલાઇથી કુટુંબની જંજાળ છોડીને સન્યાસી થાય છે, અથવા સમાજ સેવામાં ઝંપલાવે છે. પત્ની અથવા માતાને સમાજ સેવાની બધી જ જવાબદારી લેવામાં અનેક પ્રકારના અંતરાયો નડે છે, સમાજ સેવાના કાર્યની જવાબદારી બજાવતાં કુટુંબ વ્યવસ્થામાં અનેક પ્રકારની શિથિલતા આવે તે પરિસ્થિતિમાંથી પસાર થવું એ કામ અત્યન્ત મુશ્કેલ છે. પતિ, બાળકો અન્ય કુટુમ્બિજનોની સંપૂર્ણ રીતે સાવજત કરીને સમાજનું કામ કરવું એ મુશીબત ભર્યું કામ કરવામાં મગજને બેશુમાર બોજો પડે છે. અને અત્યન્ત શુદ્ધિ બુદ્ધિ રાખવી પડે છે. છતાં જો આદર્શ ઊંચો રાખીને કુટુંબ સેવા ઉપરાંત સમાજ સેવાને ધર્મ માનીને કર્તવ્ય પરાયણ થવાનો નિશ્ચય કર્યો હોય તો સફળતા મેળવવાના પ્રયાસમાં જ એક પ્રકારનો સંતોષ થાય છે. જો કે આ પ્રકારના કામમાં ત્રુટિઓ રહી જાય છે, એ નક્કી જ છે. માટે જેને ઓછી ઉપાધી હોય તેવાં બહેનોએ સેવાક્ષેત્રમાં પડવું વધારે ઉચિત છે. છતાં જમાનો એવો આવ્યો છે. કે ખાઇ પીને લ્હેર કરીને બેની રહેવું એ એક પ્રકારનું પાપ છે.

વીસ વર્ષ ઉપર કદાચ એ ક્ષન્ય ગણાય. પરંતુ હવે તો એકે એક વ્યકિત પછી તે સ્ત્રી હોય કે પુરૂષ હોય તે દરેકે દેશના કાર્યમા સક્રીય ફાળો આપવો જ જોઇએ અને કુટુમ્બના માણસોએ કામમા સરળતા કરી આપવી જોઇએ.

જે વખતે મે અમદાવાદ છોડીને વડોદરા પાછા જવાનો નિશ્ચય કર્યો તે વખતે ગુજરાતના રાજકીય જીવનમા તો એક અપૂર્વ ઝ ઝાવાત થઇ રહ્યો હતો ગાધીજીએ અસહકારની હાકલ પાડી હતી. અને અમદાવાદ અસહકારનુ કેન્દ્ર સ્થળ થઇ રહ્યું હતુ. વકીલોએ વકીલાત છોડી દેવી, સરકારી પદ્ધતિથી ચાલતી શાળાઓનો ત્યાગ કરવો, સરકારી ઇલ્કાબો છોડી દેવા, ઇત્યાદિ અનેક રીતે અસહકાર કરવાની ચળવળ ચાલી રહી હતી ખાદી અને સ્વદેશી માટે પણ ઝુ બેશ ચાલતી હતી. અમારા ઘરમા તો ઇન્દુલાલ યાજ્ઞિક અને બીજા એમના મિત્રો વગેરે આવીને આખો વખત એજ પ્રકારની વાતો કરે, એટલે કુટુ બમા ખૂબજ ઉશ્કેરણી ભર્યું વાતાવરણ ફેલાઇ ગયું હતુ. તેમા રાષ્ટ્રીય વિદ્યાપીઠની સ્થાપના થઇ એટલે કેળવણીનુ આખુ વાતાવરણ જૂદા પ્રકારનુ થઇ જશે, એવો ભાસ થયો. તે વખતે એમ લાગ્યું નહિ કે આ માત્ર એક ઊભરો છે–અને દેશનુ દષ્ટિબિન્દુ દઢતાથી પ્રદર્શિત કરવાનો એક ઉપાય છે, એમ લક્ષમા આવ્યુ નહિ–ને જાણે એમજ લાગવા માડયું કે દેશનો હૃદય પલટો થયો છે દીર્ઘદષ્ટિ ઓછી ને ઉશ્કેરાયલા વાતાવરણમા પડવાની તમન્નાને લઇને ઇન્દુલાલ તો ડગલે ને પગલે ગજગજ કુદતા હતા વાતાવરણ ખૂબ તીવ્ર બન્યુ જ હતુ. ને કેળવણીના ક્ષેત્રમા જો જરા વધ રે કુનેહ વપરાઇ હોત અને નિષ્ણાત વ્યકિતઓની સલાહ લેવાઇ હોત તો રાષ્ટ્રીય કેળવણીનો પ્રચાર સારી રીતે થઇ શકયો હોત અને કેળવણી લેતો યુવાન વર્ગ જરૂર આ મહત્વના કાર્યમા સાથ આપત પણ કેળવણીની બાબતમા ગાધીજીનુ મન્તવ્ય જૂદાજ પ્રકારનું–

એટલે રાષ્ટ્રીય કેળવણીની યોજના જેટલા ઉભરાથી આવી તેટલા જ ઉભરાથી વીસમી ગઇ. રાજકીય કાર્યને માટે સેવકો તૈયાર કરવા, ગામડાંઓનો અને ખેડુતનો ઉદ્ધાર કરવાને સેવકો તૈયાર કરવા, ગામડાંને યોગ્ય કેળવણી આપવી, સરકારી પદ્ધતિથી જુદા જ પ્રકારની કેળવણી આપવી આ અને આ પ્રકારના બીજા પ્રશ્નોનો ખુબજ ગોટાળો થઇ ગયો–નિષ્ણાતોની સલાહ લેવાઇ નહિ અને હાજીહા કરનારાઓનો સંઘ જામવા લાગ્યો. સમાજે તો પુષ્કળ પૈસા આપીને સાથ આપ્યો હતો. છોકરાંઓએ પણ શાળા છોડવા માંડી હતી. મ્યુનીસીપાલીટીએ પણ સાથ આપ્યો. છતાં પાનાંના મહેલની માફક યોજના તૂટી પડી. કારણ કે યોજના વ્યવહારુ નહોતી. માત્ર ભાવના હતી. જે વખતે અસહકારનું પ્રબળ વાતાવરણ શરૂ થયું તેજ વખતે લોક માન્ય તીલકનું એકાએક અવસાન થયું. ભારત વર્ષ માટે અત્યન્ત પ્રેમ અને શ્રદ્ધા રાખનાર આ દેશ ભક્તની ખોટ દક્ષિણમાં પડી એટલું જ નહિ પણ આખા દેશને પડી. સ્વરાજ્ય માટેની લોક માન્યની ઝંખના પાગરદાર હતી. સ્વરાજ્ય એ મારો જન્મ સિદ્ધ હક છે એ સૂત્રજ તિલકનું. તિલકનું અવસાન અને અસહકારનો જન્મ એ બન્ને એકજ સમયે થયું એ પણ એક અનેરો સંજોગ હતો.

ખરેખરા કટોકટીના સમયમાં એ પ્રકારના જ વાતાવરણમાં વસવાટ કરવો એ એક અમુલ્ય લ્હાવો છે. એ લાભ મને ને મારાં બાળકોને એ અરસામાં ખૂબ મળ્યો એ હું અમારું મહાભાગ્ય માનું છું. જીવનના આદર્શ ઘડવાનો તેમજ જીવન વ્યવહાર ખેડેલાવવાનો એક અપૂર્વ મોકો અમને મળ્યો. જીંદગીની જરૂરીઆતો ઓછી કરવાનો, વિલાસ વૈભવના જીવન કરતાં જુદા જ પ્રકારનું ઉગ્ર અને સાદુ જીવન રાખીને આનંદ માણી શકાય છે એ ભાન દૃઢ થયું. ગાંધીજીના આશ્રમને લઇને હિંદુસ્થાનનાં અનેક મહાન સ્ત્રી પુરૂષો અમદાવાદમાં આવતા તેમના સમાગમનો લાભ પુષ્કળ મળ્યો.

આ પ્રમાણે ભાવનામય વાતાવરણમાં કામની ધૂનમાં અને બાળકોના કિલ્લોલ કરતા વાતાવરણમાં અનેક પ્રકારની મુશ્કેલીઓ વેઠીને, નાના પ્રકારની મનની મુંઝવણો સહન કરીને, અત્યન્ત મોંઘવારીનાં સમયમાં બે ઘરનો ખર્ચ રાખીને અને તેની દરકાર કર્યા વિના માત્ર આદર્શ ની પાછળ વલખાં મારીને જીવનનાં સારામાં સારાં વર્ષો એક જીવનસ્વપ્ન સિદ્ધ કરવા ખાતર ગાળીને અમદાવાદનો વસવાટ પૂરો કર્યો અને દીવાળી પછી તરતજ ફરી પાછું આખું ઘર સમેટીને વડોદરે ગયાં. મોટાં ત્રણે છોકરાંને શિક્ષણમાં કેટલેક અંશે ખલેલ પડી. પણ ડૉકટરની તબીયતને કારણે એકલા તેમનાથી રહી શકાય તેમ નહોતું. અમદાવાદની પ્રજાએ મને મારા કાર્યમાં બહુ જ સાથ આપ્યો હતો. સ્ત્રી કેળવણીના કાર્યમાં અમદાવાદે મોટી ફાળ ભરી હતી. અને તેટલા પૂરતો મને સંતોષ થયો હતો. જેટલી મુરાદ બાંધી હતી તેટલી તો પાર પડી જ નહોતી, છતાં જે બે મોટી માગ મનની કલ્પના, માતૃભાષા દ્વારા શિક્ષણ અને મોટી વયની સ્ત્રીઓનું શિક્ષણ એ બન્નેને સારો વેગ આપીને મેં અમદાવાદ છોડયું એમ કહું તો જરા અતિશયોક્તિ નથી. કાળ કાળનું કામ કરે છે. આપણે તો માત્ર નિમિત્ત છીએ, છતા એ નિમિત્ત થવું એ પણ એક મહ્દભાગ્ય છે.

---

કોઈ જ પ્રબંધ નહોતો થયો. અને યુવકો ઉચ્ચ શિક્ષણની તમન્ના નો રાખે જ એ સ્વાભાવિક હતું.

વડોદરા રાજ્યના આરોગ્ય ખાતા તરફથી એક વિશાળ આરોગ્ય પ્રદર્શન કરવાની યોજના ડૉક્ટરે તૈયાર કરી હતી. અને એની બધી મંત્રણાઓ અમારા ઓટલા ઉપર જ થતી હતી. ઇન્દુલાલ સ્વરાજ્યની અને તિલકફાળાની ધૂનમાં કૂદી રહ્યા હતા તેમને આ વાતાવરણ ગમ્યું નહિં—અને ધૂર્વાં પૂર્વાં કરવા લાગ્યા છોકરાંઓની સાથે તકરાર કરે કે જ્યારે દેશ સળગ્યો છે ત્યારે પ્રદર્શનની વાતો શા માટે થવી જોઇએ ? પરિસ્થિતિ પ્રમાણે કાર્યની યોજના થઇ શકે એ વાત એમના મનમાં ઊતરી નહિં. ખરૂં જોતાં જેટલું ઉગ્ર વાતાવરણ ઇન્દુલાલને લાગતું એવું હતુ જ નહિં—પણ એ પોતે પોતાના કામમાં એટલા તન્મય થયા હતા કે એમનાથી આડી અવળી દૃષ્ટિ કરી શકાતી નહોતી. પૂરજોસમાં આખા દેશમાં યુદ્ધની જમાવટ થઇ હોય તો તો પરિસ્થિતિની અસર, બધે થાય જ—પણ આ તો એક પ્રચાર હતો. એટલે એમાં રચનાત્મક કાર્યને સ્થાન તો હતું જ, અને વડોદરા દેશી રાજ્ય એટલે તેની સ્થિતિ તો જૂદી જ ગણાય. અમારે ખૂબ રમઝરી ચર્ચા, તકરારો થઇ—બન્ને પક્ષ તરફથી પુષ્કળ વાક્બાણ ફેંકાયા. ઇન્દુલાલ એકલા ને અમારૂં આખું કુટુંબ—એટલે ઇન્દુલાલ ફાવ્યા નહિં—અને અમારો પ્રદર્શનનો કાર્યક્રમ આગળ ચાલ્યો.

આરોગ્ય પ્રદર્શન બહુ ઊંચા ધોરણ પર કરવાનું હતું. અમેરિકા અને યુરોપથી અનેક વિષયોને લગતા નકશા, આંકડા, બીબું નડિયાદ ડૉક્ટરે સેનીટરી કમીશનર તરીકે એકત્રિત કર્યું હતું—આખા જન્મમાં ફરીને તેમણે આપણા દેશના આંકડા મેળવ્યા હતા. વિવિધ પ્રકારનો અનુભવ મેળવ્યો હતો, ને બધાનો લાભ પ્રજાને આપવાની એમને ઇચ્છા હતી. દીવાનને આ સંબંધી વાત કરી અને તેમની સંમતિ અને સહાનુભૂતિથી પરવાનગી મળી. એક સારી વગદાર

સમિતિ નીમાઇ અને પ્રદર્શનને અંગે મોટી રકમ ખર્ચવાની રજા મળી. ડૉક્ટર અને શ્રી. પિનાકીપ્રસાદ મંત્રી થયા. ચીમનાબાઇ સ્ત્રી સમાજનાં સભ્યોની સહાયતા પણ માગી હતી. સ્ત્રી પુરુષની એકઠી સમિતિએ સાથે કામ કરવા માંડયું–સરકારને પણ સારામાં સારૂં કાર્ય કરી બતાવવું હતું એટલે ખર્ચને માટે પુરી છૂટ મળી હતી. સમિતિના સભ્યોએ અને સઘળાં ખાતાંઓએ સુંદર સહકાર આપ્યો, હોળીના ઉત્સવ પ્રસંગે પ્રદર્શન ભરવાનું નકકી થયું, આરોગ્યની સાથે સમાજ સેવાનું પ્રદર્શન કરવાનું પણ ઠરાવ્યું. આ પ્રદર્શન તદ્દન નવું જ હતું. એટલે એને માટે કેવા પ્રકારની સામગ્રી એકઠી કરવી એ મોટો પ્રશ્ન થઇ રહ્યો. મુંબાઇની સોશીઅલ સર્વીસ લીગ, અને કલકત્તાની સમાજ સેવા સમિતિ એ બન્ને પાસે સઘળી માહીતી મંગાવી. સમાજસેવા પ્રદર્શન સમિતિના મંત્રી તરીકે મારે કામ કરવાનું હતું, એટલે નકશા તૈયાર કરવાનું અને સાહિત્ય મેળવવાનું કામ કરવાનુ હતું. મને આ કાર્યમાં બહુ જ રસ લાગ્યો. શ્રી. પિનાકીપ્રસાદે પણ બહુ જ શ્રમ લીધો. આરોગ્ય, સમાજસેવા, સામાજિક રૂઢિઓ, બધનો એ પ્રશ્નો ઉપર નાની નાની પત્રિકાઓ લખાવી, લખી, ને છપાવી તૈયાર કરાવી. સમસ્ત ગુજરાતમાંથી આંકડા એકઠા કર્યા. સ્ત્રી સમાજની બહેનોએ પત્રિકા તૈયાર કરવામાં સારી મદદ કરી. સૌને કાંઇને કાંઇ નવું જાણવાનું મળ્યુ. મોટાં મોટાં પોસ્ટરો જાહેરાતોનાં ચિત્રો છપાવ્યાં. છબીઓ પાડી, સામાજિક કુચાલોનો નિષેધ કરવા માટે સૂત્રો તૈયાર કરાવ્યાં. અને કાર્ટૂન્સ બનાવ્યાં. આ રીતે બન્ને પ્રદર્શનો સફળ કરવા માટે બેશુમાર શ્રમ અમે બન્નેએ લીધો. અમારાં બાળકો તો દરેક કાર્યમાં હોય જ. અને બીજાં મિત્રો પણ કામ કરવા આવે એટલે અમારૂં કોડીઆ જેવડું ઘર પણ આનંદ અને કિલ્લોલથી ગાજી રહેતું. છેવટે બધું પ્રાથમિક કામ તૈયાર થઇ ગયું અને પબ્લીક પાર્કમાં પ્રદર્શન ગોઠવવા માંડયું. બાગનો વચલો ભાગ આ કામ માટે રાખ્યો

19

હતો. મોટા મોટા તંબુઓ અને શમ્યાના નાંખીને શહેર સુધરાઈમાં દરેક દરેક સાધનો, આરોગ્ય સાધનો, ચેપી રોગના ઉપાયો, પાણીની સ્વચ્છતા, ગટરની યોજના, કચરો બાળવાની યોજના, ઊકરડાની વ્યવસ્થા, આદર્શ ગામડાં, આદર્શ શાળાઓ બલ્કે શહેરી તરીકેની બધી પ્રવૃત્તિ બતાવવાનું એક નાનું આદર્શક્ષેત્ર ત્યાં રજુ કરવામાં આવ્યું હતું. પ્રસૂતિની સંભાળ, વગેરેના પ્રયોગ કરવાની વ્યવસ્થા રાખી હતી. સ્ત્રી સ્વયંસેવિકા અને પુરૂષ સ્વયંસેવકોનું એક સૈન્ય કરવામાં આવ્યું હતું. દરેક દરેક તંબુમાં આ સૈનિકો સમજુતી આપતા. સ્કાઉટસ બંધુઓએ બહુ સુંદર સેવા રાત દિવસ આપી હતી. શ્રી મહારાજા સાહેબને હાથે પ્રદર્શન ખુલ્લું મૂકવામાં આવ્યું હતું. ઉદ્દ્ઘાટનની ક્રીયા મોટા મેળાવડા સમક્ષ રાષ્ટ્રીય ગીતોના આરંભ સાથે કરવામાં આવી હતી. ચોમેર ઉત્સાહ સહુ હતો. સહુનો સુંદર સહકાર અને કાર્યકર્ત્તાઓના અથાગ પરિશ્રમના પરિણામે ઘણું સુંદર દસ્ય થયું હતું. ડૉક્ટરને મન તો પોતાને ઘેર લગ્ન હોય એટલો આનંદ ને ઉત્સાહ હતો. ઘર એટલું બધું નાનું હતું છતાં એમનાં બધાં ભાંડુ અને છોકરાં બધાં ને બહારગામથી બોલાવ્યાં હતાં. મારાં ભાઈઓ અને છોકરાંને પણ બોલાવ્યાં હતાં. પરોણાના બે ઓરડા બધાંને સૂવા બેસવાને માંગી લીધા હતા. પરિશ્રમથી ડૉક્ટર ખુબ થાકી ગયા હતા. પણ કામની ધુનમાં બધો શ્રમ ભૂલી જતા. બપોરે ઘેર આવીને બે કલાક આરામ લે ને પાછા જાય તે રાત્રે દશ વાગે ઘેર આવવાનું બને. અમે બધાં હું ને છોકરાં એમને થોડો ઘણો આરામ મળે તેને માટે ખુબજ કાળજી રાખતાં. કોઈ દિવસ બપોરે બીજા માણસ પાસે ન કરાવે તે પણ કરાવવી પડે.

પ્રદર્શનને અંગે આરોગ્ય પરિષદ અને સમાજ સેવા પરિષદ કરી હતી. બહારગામથી બન્ને પરિષદો માટે જુદા જુદા નિષ્ણાતોને બોલાવ્યા હતા. ઠેઠ કલકત્તાથી ત્યાંના આરોગ્ય નિયોગી પરિષદમાં હાજરી આપવા આવ્યા હતા. તેમની પાસે કલકત્તા સેવા સમાજનાં



શ્રી. અ સૌ મહારાણી ચીમનાબાઈ ગાયકવાડ

ઘણા પ્રેરક અને નવાજ પ્રકારના નકશા હતા. અમદાવાદથી પણ આ કાર્યમાં રસ લેતા ભાઈઓ સારી સંખ્યામાં આવ્યા હતા.

શ્રી. મહારાજા સાહેબ બધી વ્યવસ્થા જોઈને બહુજ ખુશ થયા. સેનીટરી કમીશ્નરનું કામ મનુભાઈએ મહારાજાની ઇચ્છાથીજ ડૉક્ટરને આપ્યું હતું. અને તે કામમાં આટલી સફળતા મળેલી જોઈને મહારાજા સાહેબને ખરેખરી ખુશી થઈ હતી કારણ કે ડૉક્ટર માટે એમના હૃદયમાં લાગણી તો બહુજ હતી.

પ્રદર્શનના દિવસો પૂરા થયા ન થયાને ડૉક્ટરને મહારાજાએ પોતાની સાથે યુરોપ જવાને કહ્યું. મહારાણી સાહેબનો તો બહુજ આગ્રહ હતો. કેમકે કુમાર જયસિંહરાવની તબીયત નબળી પડી ગઈ હતી અને શ્રી રાણી સાહેબના મનમાં એ બાતે બહુજ ઉદ્વેગ હતો. એમનો ડૉક્ટર પ્રત્યે એક કુટુંબી જેવો સંબંધ હતો. એટલે બહુજ આગ્રહ કર્યો. ડૉક્ટરની તબીયત અત્યન્ત ખરાબ થઈ હતી. હૃદય નબળું પડયું લાગતું હતું. પણ મહારાણી સાહેબની હૃદય સ્પર્શી માંગણીને ના પાડી શકાઈ નહિ. અને ડૉક્ટરને જવાનું નક્કી થયું. શ્રી. મહારાજા સાહેબે સાથે સાથે એમ સૂચના કરી કે મારે પણ સાથે જવું. અને ડોમેસ્ટિક સાયન્સનો અભ્યાસ ત્યાં રહીને કરવો. એ સંબંધી ખાતા સાથે બધી વાટાઘાટ કરી. અને મે અમદાવાદ મારાં બહેન અને ભાઈનો અભિપ્રાય પૂછયો. એ સૌએ મારાં બાળ કોને રાખવાને બહુજ રાજીખુશીથી હા પાડી મારા મનથી પણ મેં જવાનો નિશ્ચય થોડો ઘણો કર્યો. પણ નાનાં છોકરાંને આઠ નવ મહિના માટે મુકીને જવાનું અને તેમાંએ એકાદ બાળકની બહુજ નબળી પ્રકૃતિ એટલે મારૂં મન પાછું પડયું અને ફરીવાર યુરોપ જવાની તક મેં ગુમાવી. બાળકો પ્રત્યેનો મારો સ્વભાવકેટલેક અંશે અધીરો એટલે હિંમત ના ચાલી. ઋણાનુબંધ, બીજું કાંઈ નહિ. યુરોપની યાત્રા ના થઈ તે ના થઈ. બબ્બે ત્રણ ત્રણ વાર તક આવીને હાથમાંથી દૂર કરી. જૂદા પ્રકારનો અનુભવ થાત એ તો નક્કીજ.

---

## પ્રકરણ ૩૩ મું.

ડૉક્ટર યુરોપ ગયા ત્યાર પછી અમે લક્ષ્મીવિલાસ પેલેસની સ્હામે 'બકુલ' બંગલો છે તેમાં રહેવા ગયા, કેમકે પેલેસ ફિઝીશીઅન માટે જ એ બંગલો હતો. બોરડર વાળી મઢુલી જેવી ન્હાની હતી તેવોજ આ બંગલો વિશાળ અને રમણીય સ્થળે આવેલો હતો. શહેરથી બહુ દૂર નહોતો. છતાં એકાંતમાં હતો. સ્ત્રી સમાજમાં જવા આવવાનું બહુ સુગમ હતું—અને લાગ્યા વખતે સ્ત્રી સમાજમાં ભાગ લેવા માંડ્યો હતો, એટલે વખત બહુ સારી રીતે જતો હતો. કંગાલ પરૂં ઘણું જ નજીક હતું એક બાજુ મહારાજાના વિશાળ મહેલો અને બંગલા હતા. બીજી બાજુએ તદ્દન નિરાધાર અવસ્થા ભોગવતા લોકોનું કંગાલ પરૂં હતું. શ્રી ચીમનાબાઇ પ્રસૂતિ સહાયક ફંડનું કામ આ મકાનમાં રહીને કરવાની તક સારી મળી. આ કાર્યમાં ચીમનાબાઇ સ્ત્રી સમાજની બહેનોનો બહુ સુંદર સહકાર મળ્યો. વડોદરા શહેરના દરેક લત્તા જૂદાં જૂદાં સભ્યોએ વ્હેંચી લઇને, પોતપોતાના લત્તામાં જે જે સ્ત્રીઓને પ્રસૂતિ વખતે મદદ જોઇતી હતી તે તે વસ્તુઓ પૂરી પાડવાનું માથે લીધું. તેમજ પ્રસૂતિ પહેલાં અને પછી તે સ્ત્રીઓને સમજ પાડવાનું કામ માથે લીધું. આ પ્રમાણે માત્ર રમત અને બાળકો માટે સ્ત્રી સમાજનો કાર્યક્રમ યોજાતો તેમાંથી સેવાના કામનો ઉમેરો થયો, બેચાર બહેનોએ ખૂબજ પ્રશંસનીય કામ કર્યું. અને તે કામમાંથી મેળવેલો અનુભવ, ભવિષ્યમાં એમને ઉપયોગમાં આવ્યો.

અ. સૌ. શ્રી મહારાણી સાહેબે હિન્દુ સ્ત્રીઓની ઉચ્ચ કેળવણીને મદદ આપવા માટે એક લાખ રૂપીઆનું ટ્રસ્ટ ફંડ કર્યું હતું તેમાંથી મુખ્ય ધ્યાનમાં ઉચ્ચ શિક્ષણ લેતી ગરીબ અને

હોશીઆર વિદ્યાર્થિનીને શિષ્યવૃત્તિ આપવામાં આવતી હતી. આ ફંડના ટ્રસ્ટીઓ શરૂઆતમાં શ્રી. સંપતરાવ ગાયકવાડ, શ્રી કુ. જયસિંહરાવ, સર વિઠ્ઠલદાસ ઠાકરસી, મર ગોકળદાસ કહાનદાસ પારેખ, અને શ્રી. સુંદરદાસ સોલીસીટર હતા. ૧૯૨૧ની સાલથી આ ટ્રસ્ટની કેટલેક અંશે પુનરરચના કરીને મહારાણી સાહેબે શ્રી. એમ. આર. જયકર, શ્રી. રતનશી મોરારજી, મિસીસ ગોશાસ્પબાનું કૅપ્ટન, ડૉ. સુમન્ત મહેતા, અને હું. (શારદા મહેતા) એમ પાંચ ટ્રસ્ટી નીમ્યાં. મિસીસ કૅપ્ટનની તબીયત નબળી રહેવાથી થોડા વખતમા તેમણે રાજીનામું આપ્યું અને તેમને બદલે શ્રી. બાળાસાહેબ પવાર ( જેઓ હાલ દેવાસના મહારાજા છે ) ને નીમ્યા. આ ટ્રસ્ટ ફંડના ટ્રસ્ટી અને સેક્રેટરી તરીકે ચૌદ વર્ષથી હું કામ કરૂં છું. મુંબઇ ઇલાકાના વડોદરા રાજ્ય સિવાયનાં દેશી રાજ્યો અને સિંધની વિદ્યાર્થિનીઓને આ ફંડનો લાભ આપવામા આવતો નથી. દેશીરાજ્યોએ પોતાના પ્રદેશની વસ્તીને સહાય કરવી જોઇએ, અને સિંધ દૂર હોવાથી ત્યાં વ્યવહારિક અડચણો નડે છે. બાકીના ભાગમાંથી આ શિષ્યવૃત્તિનો સારા પ્રમાણમા લાભ લેવાય છે, સંખ્યાબંધ વિદ્યાર્થિનીઓએ એનો લાભ લઇને પોતાનો વિદ્યાભ્યાસ પૂર્ણ કર્યો છે. ભારતવર્ષ જેવા દીન દેશમા કેળવણીનું દાન તે પવિત્રમાં પવિત્ર દાન છે. શ્રી. મહારાણી સાહેબે અનેક વિદ્યાર્થિનીના આશીર્વાદ મેળવ્યા છે, આ ફંડમાથી ૮૦ છોકરીઓને શિષ્યવૃત્તિ મળે છે. પણ માંગણી તો ૩૦૦ થીએ વધારે છોકરીઓની આવે છે છોકરાઓ માટે ઘણીએ સ્કૉલરશીપો છે. પણ છોકરીઓ માટે બહુજ થોડી છે. અને વિદ્યાભ્યાસ કરતી છોકરીઓની સંખ્યામાં દિન પરદિન ધરેાાજ વધારો થતો જાય છે. તેથી જ્યારે જ્યારે દાન કરવાનો પ્રસંગ આવે ત્યારે સ્ત્રીઓને માટે શિષ્યવૃત્તિનો વિચાર કરવાની નમ્ર સૂચના છે, કન્યાઓની કેળવણીના કાર્યમાં મને પ્રથમથી જ રસ છે, એટલે

આ ટ્રસ્ટ ફંડનું કાર્ય મને બહુ અનુકૂળ પડી ગયું છે, કેટલીએ સ્ત્રીસંસ્થાઓ, કોલેજો, શાળાઓ અને શિક્ષકો, અને અધ્યાપકોના સંસર્ગમાં આવવાના પ્રસંગો આવ્યા છે, અને વિદ્યાર્થિનીઓ સાથે તો ઘણો જ અંગત સંબંધ થાય છે. જ્યારે જ્યારે યુનિવર્સિટીનાં પરિણામ બહાર પડે ત્યારે મારી છોકરીઓ ( એટલે આ શિષ્યવૃત્તિ લેતી છોકરીઓ ) ના પરિણામ જોવાની મને ખુબ ઉત્સુકતા રહે છે એ છોકરીઓ પાસ થઇ જાણવાથી મને ખૂબ આનંદ થાય છે આ પ્રમાણે અંગત સંબંધ રાખવાથી કામ કરવામાં બહુ સંતોષ અને આનંદ મેળવી શકાય છે આ ટ્રસ્ટફંડ, ગુજરાતના મહિલા વિદ્યાલયો, પાઠશાળાઓ, શ્રી નાથીબાઇ દા ઠા. ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠ જેવી સ્ત્રીઓ માટેની સંસ્થાઓ સાથે નિકટનો સંબંધ રાખવાને લીધે વિદ્યાર્થિની જગત્ સાથે મને હમેશનો ખૂબ પરિચય રહ્યા કરે છે અને તેને લઇને દરેક વિદ્યાર્થિની પ્રત્યે મને મમતા રહે છે. આ પ્રકારનું કાર્ય તો મારો એક ખોરાક અને પોષક તત્ત્વ જેવું થઇ ગયું છે જીવનનો અનેરો આનંદ આવા કાર્યોમાં મળી રહે છે તેથી બીજી બહુ વિવિધતાની મને જરૂર રહેતી નથી. ગૃહ અને કૌટુંબિક સંતોષ અને આ પ્રકારના કેળવણી વિષયિક કાર્યો સિવાય મને બીજી કોઇ પણ દિશામાંથી આનંદ મળતો નથી અને મને બીજી ઇચ્છા પણ રહેતી નથી, એ કાર્યોમાંથી જ મને વિચિત્ર અનુભવ અને જીવન વિકાસનું સાધન મળી રહ્યું છે આ સિવાયનાં બીજાં જે કંઇ કાર્યો કરવાનો મને પ્રસંગ પ્રાપ્ત થાય છે તે કર્તવ્ય ધ્યાન કરવું પડે પણ અંતરની ઇચ્છાથી હું પસંદગી તો કેળવણીના જ કાર્યને આપું. મે શિક્ષિકા તરીકેની તાલીમ લીધી નથી. છતાં મારાં બાળકોને પ્રાથમિક શિક્ષણ મે પોતેજ આપ્યું છે માધ્યમિક શિક્ષણ પહેલાં કોઇને શાળામાં મે મુક્યાં નથી. શિક્ષણ, કેળવણીએ મારા જીવન વ્યવહારનું એક અંગ રૂપ થઇ ગયું છે

૧૯૨૧ ના મે મહિના પછી દેશનું વાતાવરણ તીવ્ર થતું ગયું. સ્વદેશી અને ખાદીની ભાવના વિસ્તૃત થતી ગઇ, કૉંગ્રેસ તરફથી એક કરોડ રૂપીઆ અને એક કરોડ કોંગ્રેસના સભ્યો મેળવવા માટે હાકલ પડી, તિલક ફાળાનો આરંભ થયો, સ્વયંસેવકોના ટોળેટોળાં આ કાર્ય માટે તૈયાર થઇ ગયા. પ્રાન્તે પ્રાન્તે પ્રાન્તિક સભાઓ અને જીલ્લા સભાઓનો પ્રબંધ થયો, મુંબઇના લોકોમાં અપૂર્વ ઉત્સાહ આવેલો હતો. તેમાએ આજ સુધી પાછળ રહેલા ગુજરાતીઓ ગુજરાતમાં, તેમજ મુંબઇ શહેરમાં ખુબજ આગળ પડવા માંડયા. લડાઇ પછી વેપારીઓએ એ વર્ષમાં કમાણી પણ સારા પ્રમાણમા કરી હતી એટલે ગુજરાતી વેપારીઓ પમે નાણાની છોળો ઉછળતી હતી, ગાધીજી ગુજરાતના અને ગુજરાતીઓના પગમાં જોર આવેલું એટલે પૈસા ઊઘરાવવાનું કામ સપાટાબંધ ચાલ્યુ. ગાધીજી જ્યા જાય ત્યા સ્ત્રી પુરૂષોની સભાઓ થાય અને વિશાળ મેદની જમા થાય. જનતાની ભાવનાને ઉદ્દેશી ને મીઠી વાણીમા વિનતિ કરે એટલે નાણાંના ઢગલા થાય, સ્ત્રીઓ સ્વભાવજન્ય લાગણીથી ઉશ્કેરાઇ જઇને અંગ ઊપરથી આભૂષણો ઊતારીને આપે. દરેક સ્થળે એક જ વસ્તુનો પ્રચાર કેવી રીતે એકદમ થઇ જાય છે એ ખરેજ આશ્ચર્યકારક છે, સભાઓમા ખાદીનાજ સફેદ કપડામા સજ્જ થઇને સ્ત્રી પુરૂષો આવે, ગાધીજીના દર્શન કરે અને હાથે કાંતેલા સુતરનો દગલો કરે, સમસ્ત જનતાનું માનસ એક પ્રકારની લાગણીથી ઉત્તેજીત થએલું હોય તે જ પ્રસંગનો લાભ લેવાની તક સાધવામાં ગાંધીજીની વિશિષ્ટતા રહેલી છે, ભાઇ ઇન્દુલાલની ઉશ્કેરણીની તો સીમા જ ન હતી. તિલક ફાળાની સુશોભિત પહોળ ખુલ્લી લઇને ઘેરઘેર ને આંગણે આંગણે ફરતા હતા. એક કરોડ રૂપીઆ ને એક કરોડ સભ્યો થાય ને વિદેશી વસ્ત્રોની હોળી થાય તો સ્વરાજ્ય એક વર્ષમાં મળી જશે એવો સધિયારો ગાંધીજીએ આપ્યો હતો. બહુ-

ચમાં પ્રાન્તિક પરિષદ્ ગાંધીજીના પ્રમુખપણા નીચે મળી. માનવમેદની ત્યાં ઉલટી. બ્રિટિશ સરકારના હૃદયપલટાની આશા રખાતી હતી. પણ આપણો હૃદય પલટો તો બહુ દૂર હતો. ગાંધીજીની અંતરની ઇચ્છા તો હોય પણ મનુષ્ય સ્વભાવ કાંઇ આંખની મીટ સાંડતાં બદલાય ખરો ? મહમદઅલી ને શૌકતઅલીને ગાંધીજી પોતાની ફેનીના ગજવામાં રાખવાની ઇચ્છા રાખે પણ ગાંધીજીના અનુયાયીઓમાં પ્રમાણિકતાની અને સત્યનિષ્ઠાની ઊણપ હોય તેમાં ગાંધીજી શું કરે ? ઇન્દુલાલને સ્વરાજ્ય મેળવવાની તાલા વેલી લાગી હોય પણ બીજા લાખો યુવકોનું શું ? થોડાં એક વિદેશી વસ્ત્રો ઉપરની બાજુએ ગોઠવીને આસમાન સુધી જ્વાળા પહોંચે એવી હોળીઓ મુંબઇમાં કરી—પણ એ વિદેશી વસ્ત્રોની પાછળ શું શું ગોઠવીને જ્વાળા મોટી બતાવી હતી તે કાંઇ બિચારા ગાંધીજીને ખબર હોય ખરી ! ગાંધીજી તો પોતાના જેવા જ સઘળાં મનુષ્યો છે એમ જાણે. પણ સ્વાર્થ સાધૂઓ પોતાની બાજુમાં જ રમતા હોય. કોઇ કોઇ વાર કાંઇક દૂષણનો ઘડો ભરાઇ જાય તો બહાર નીકળી પડે તો ગાંધીજી બિચારા અપવાસ આદરે ! આત્મશુદ્ધિની ભાવનાની ઝંખના ગાંધીજી સેવ્યા કરે. પણ આ જગતમાં ખરા વિશુદ્ધ આત્માઓ વિરલ છે. સફેદ ખાદી ધારણ કર્યાથી શુદ્ધતા આવતી નથી; માત્ર સ્વદેશીનું વ્રત ધારણ કર્યાથી સ્વદેશી ભાવના જાગૃત થતી નથી. સ્વરાજ્યનો ઊહાપોહ કર્યાથી સ્વરાજ્ય પ્રાપ્ત થઇ શકતું નથી. ગાંધીજી કાંઇ પ્રયાસ ન કરે એમ હોય નહિં—પરંતુ લોકોમાં આવેલી ઊર્મિને વેગ આપવા માટે ગાંધીજી પ્રયાસ કરતા હતા, ગામે ગામ વિદેશી વસ્ત્રોની હોળીઓ થવા માંડી—અને સ્વદેશીની પ્રતિજ્ઞાઓ લેવાઇ—છતાં લગ્ન ગાળામાં વિદેશી વસ્ત્રોથી જ માંડવા શોભતા હતા, તો પણ કેટલેક અંશે નિદ્રાવશ—પ્રજામાં કાંઇક જાગૃતિનાં ચિહ્ન જણાવવા માંડ્યાં—અને પ્રજા એક પગથીયું ઊંચે

આવી એ તો નક્કી જ. આજ અરસામાં દક્ષિણમાં વસતા મોપલાઓનાં રમખાણો થયાં, અને ગાંધીજીએ લંગોટ ગ્રહણ કરી—જે દેશમાં કરોડો માણસને અંગ ઢાંકવાને વસ્ત્ર મળતાં નથી ત્યાં એ ચાર વસ્ત્રોનો ઉપયોગ કરવો એ પાપ છે તેમ લાગવાથી ટોપી, કફની, લાંબું ધોતીઉં એ સહુનો ત્યાગ કરીને માત્ર એક નાની સરખી ઘુંટણની ઉપર રહેતી પોતડી ગાંધીજીએ પહેરવા માંડી, વિદેશી વસ્ત્રોની હોળી, ગાંધીજીનો લંગોટ, વિરાટ સભાઓ, એક વર્ષમાં મળવાનું સ્વરાજ્ય, સૂતરને તાંતણે સ્વરાજ્ય—આવા આવા સમાચારો વિકૃત સ્વરૂપમાં યૂરોપમાં જવા લાગ્યા. ડૉકટર તે વખતે જર્મનીમાં મહારાણી સાહેબ અને શ્રી. જયસિંહરાવ તેમજ પ્રિન્સેસ શકુંતલારાજે સાથે હતા. કુ. શ્રી. જયસિંહરાવનું મગજ મંદ પડી ગયું હતું અને ચિત્તભ્રમ વાયુ જેવું થયું હતું. તેથી તેમની જર્મનીની હોસ્પીટલમાં સારવાર થતી હતી. મહારાણી સાહેબ અત્યંત ચિંતાગ્રસ્ત રહેતાં. શ્રી. શકુંતલા રાજેની ગ્લાનિનો પાર નહોતો. આ પ્રકારના દુઃખદ વાતાવરણમાં ચોવીસે કલાક ડૉકટરને રહેવાનું હતું. એમની પ્રકૃતિ શિથિલ તો ચાલતી જ હતી. અને તેમાં આવા વાતાવરણમાં વધારે તબીયત લથડે તેમાં નવાઇ નહિ. હિંદુસ્થાનથી જતા સમાચારનું તથ્ય સમજાય નહિ. એક કાગળ મારા તરફથી અઠવાડીએ જાય તેમાં ખરા સમાચાર જાય. ત્યાં રહીને સ્વાભાવિક રીતે એમને થાય કે સમસ્ત ગુજરાત અને હિંદુસ્થાન સ્વરાજ્ય પ્રાપ્તિ માટે મહા ભારત પ્રયત્ન કરે છે, ત્યારે મારે હજારો માઇલ દુર રહીને એક માંદા રાજકુમારની સેવા કરવામાં કાળ ગાળવો પડે છે !

આ વિષમ સ્થિતિ અને વાતાવરણમાં એમને ખૂબજ આત્મમંથન કરવું પડયું. મહારાણી સાહેબ એમની સાથે અત્યંત માન અને સ્નેહભાવથી વર્તતાં હતાં. શ્રી. શકુંતલા રાજેના મનને બીજે

રસ્તે ફેરવા માટે ડોક્ટરે તેમને જર્મનીની અનેક લોકોપયોગી સંસ્થાઓ બતાવી હતી. સ્ત્રીઓને સ્વાશ્રયના માર્ગ પર ચઢવા માટે ગૃહઉદ્યોગોના શિક્ષણની આવશ્યકતા બતાવવા માટે અનેક ઉદ્યોગગૃહોની મુલાકાત તેમની સાથે લીધી હતી. શકુંતલા રાજેએ પણ મળેલા વખતનો સદુપયોગ કર્યો. અને ઘરગથ્થુ ઉદ્યોગોની તાલીમ લીધી. આ પ્રમાણે રાજકુટુંબની સેવા કરવામાં વખત જતો હતો. પણ હૃદય પર તો દબાણ ચાલુજ હતું. લોકસેવાના કામમાં ઝંપલાવવાની તમન્ના આ પ્રસંગે પૂર જોસથી જામી. અને રાજસેવા અને લોકસેવાની ઝંખનાના તુમુલ યુદ્ધમાં લોકસેવાના માર્ગનો વિજય થયો. અને નોકરી છોડી દેવાનો ચોક્કસ નિશ્ચય કરી દીધો. શરીરની નબળાઇ, હૃદયનું દબાણ, વિષમ પરિસ્થિતિ, હિંદુસ્થાનમાં ચાલી રહેલા બનાવોની અસર અને ઘણા લાંબા સમયથી સેવેલી લોકસેવાની ભાવના એ સઘળી વસ્તુઓની સંયુક્ત અસર થઇ. અને છેવટના નિશ્ચય પર આવ્યા, કે જીવનનો બાકી રહેલો સમય નોકરીમાં ન ગાળતાં સેવામાં જ ગાળવો. આ નિશ્ચયનો પત્ર શ્રી. મહારાજા સાહેબને લખ્યો. અને મને પણ હકીકત જણાવી. હું તો તૈયાર જ હતી. મને તો સહેજ પણ અચરજ થયો નહોતો. સમય પણ એવો હતો. કેટલાએ વીરોએ સ્વદેશ સેવામાં પોતાનું સર્વસ્વ અર્પણ કર્યું હતું. હિન્દુસ્થાનમાં પાછા આવવાને માટે ઉતાવળ કરવા માંડી. પણ થોડો વખત ત્યાં ગાળ્યા વિના ચાલે તેમ નહોતું. કેમકે મહારાણી સાહેબ પાસે કોઇ સારા વિશ્વાસપાત્ર માણસની હાજરી આવશ્યક હતી. નવેંબરની આખરે અહીં પાછા આવવાનો કાર્યક્રમ નક્કી થયો.

ડીસેમ્બર મહિનામાં અમદાવાદમાં રાષ્ટ્રીય મહાસભાનું અધિવેશન થવાનું હતું. ઘણાજ મોટા પાયા પર સઘળી તૈયારી થઇ રહી હતી. જાગૃત વાતાવરણમાં ( વર્ષ ભરમાં સ્વરાજ્ય પ્રાપ્ત કરવાના

આવેશમા ) આ અધિવેશન થવાનું હતુ એટલે આખા દેશની મીટ તે દિશા તરફ માડેલી હતી. શહેર બહાર નદીની પેલે પાર વિશાળ જમીનમા ખાદી નગર વસાવવાનુ હતુ. ખાદીના માડવા, ખાદીના તબુઓ, બધી મોટા પાયા પર તૈયારી ચાલતી હતી.

ઇંગ્લડથી પ્રિન્સ ઑફ વેલ્સ હિન્દુસ્થાનની મુલાકાતે આવવાના હતા. તેમના સ્વાગતમા દેશની પ્રજાએ ભાગ લેવો ઇષ્ટ નથી એવી હાકલ ગાધીજી તરફથી થઇ હતી. જે દિવસે પ્રિન્સ ઑફ વેલ્સ મુબઇ ઊતર્યા તે વખતે મોટા રમખાણો મુંબઇમા થયા સરકાર તરફથી ગોળીબાર થયા, મારામારી થઇ અને કેટલાએ માણસોની ધરપકડ થઇ, ગાધીજીએ શાન્તિ સ્થાપવાનો પ્રયત્ન કર્યો, બગાળમા કૉગ્રેસના નિયુક્ત પ્રમુખ સી. આર. દાસ, જવાહરનેહરૂ વગેરેને ગિરફતાર કર્યા. અને લોકમા સનસ નાટી ફેલાઇ રહી.

આવા ઉગ્ર થએલા વાતાવરણમા ડૉકટર યુરોપથી પાછા ફર્યા. દેશનુ ઉશ્કેરાએલુ વાતાવરણ, પોતાના મનનુ ઘેરૂ મન્થન એ છતાં આનન્દ અને શાન્તિથી બદર પર છોકરાનુ ને સહુ કુટુબી જનનું મીલન થયુ. છોકરા સાથે બે ત્રણ દિવસ આનદમા ગાળીને અમે સઘળા વડોદરા પાછા આવ્યા

રાજવૈદની નોકરી પરથી બદલી થએલી એટલે બીજા નાના મકાનમાં અમે રહેવા માડેલું. રાજીનામું સ્વીકારાય ત્યા સુધી તો નોકરી કરવાની જ હતી. એટલે બીજુ કાઇ કામ હાથમા લેવાય તેમ નહોતું. છતાં ઇંદુલાલને બોલાવીને બધી રાજકીય વસ્તુસ્થિતિ જાણી લીધી ભવિષ્યના કાર્યની રેખા કાઇ દોરી નહોતી. છતા રાજીનામુ તો સાદર કર્યું જ હતુ.

---

## પ્રકરણ ૩૪ મું

આ મહાવાદની ઐતિહાસિક ( કોંગ્રેસ ) રાષ્ટ્રીય મહાસભાનું અધિવેશન ખૂબ જ ઉત્સાહથી શરૂ થયું. તે પૂર્વેના સઘળા અધિવેશન કરતાં જૂદા જ પ્રકારનું હતું. સાબરમતિ નદીનો સ્હામો કાંઠો જે આજ એલીસ બ્રીજ લત્તા તરીકે ઓળખાય છે ત્યાં મોટા વિસ્તારમાં ખાદી નગરની સ્થાપના થઇ હતી. નગર રચના સુંદર સુઘટિત કરવામાં આવી હતી. સભામંડપનું સ્થાન મધ્યમાં રાખવામાં આવ્યું હતું. મંડપ અતિ વિશાળ હતો. ઉપર ત્રિરંગી ખાદી ધ્વજ ફરકાવવામાં આવ્યો હતો. મંડપ અને ખાદી નગર રચનામાં પૈસા સ્હામું જોવામાં નહોતું આવ્યું. સ્વયંસેવકોનું મોટું સૈન્ય રાખવામાં આવ્યું હતું. સ્ત્રીઓ પણ સ્વયંસેવિકા તરીકે દાખલ થઇ હતી. શુદ્ધ સદેહ ખાદીનાં જ વસ્ત્રમાં સહુને સજ્જ થવાનું ફરજીયાત હતું. શહેરમાં ધમાલ માલમ પડતી હતી. હિન્દુસ્થાનને ખુણે ખુણેથી પ્રતિનિધિઓની અને પ્રેક્ષકોની ઠઠ જામવા લાગી હતી. ભદ્રથી ખાદી નગર સુધી એટલી ગીરદી હતી કે પગ મુકવાનું સ્થાન નહતું. ગાડીઓ, મોટરો, ને બાયસીકલોની હલગાર માલુમ પડતી હતી. લોકોના ઉત્સાહનો પાર નહોતો. સ્વરાજ આવીજ ગયું હોય એમ અણસમજુ લોક તો માનતાં હોય એમ જણાતું હતું. એક વર્ષમાં સુતરને તાંતણે સ્વરાજ્ય મેળવી આપવાની ગાંધીજી એ હાકલ કહાડી હતી. અને તે પ્રમાણે લોકોને તૈયારી કરવાને સુચના કરવામાં આવી હતી. એટલે જન સમાજનો આનંદ તો સમાતો જ નહોતો. ગાધીજીનો ડંકો પૂરો વાગવા માંડયો હતો. અધિવેશન સંપૂર્ણ રીતે વ્યવસ્થા પુરતું તો સફળ થયું. નિયુક્ત થએલા પ્રમુખ શ્રી. સી. આર. દાસ તો કારાગ્રહ સેવી રહ્યા હતા. તેને બદલે શ્રી.

હકીમ અજમલ્લખાનની નીમણુંક થઇ હતી. એ બિચારા તો નામના પ્રમુખ હતા. કોંગ્રેસમાં પૂર્વની માફક લાબાં ચોડાં ભાષણો કરવામાં નહોતાં આવ્યાં. સ્વાગતાધ્યક્ષ શ્રી. વલ્લભભાઇ હતા. એમનું ભાષણ ઘણુંજ ટુંકું ને મુદ્દાસર હતું. માત્ર ગાંધીજીએ એમની લાક્ષણિક શૈલીમાં દેશની રાજકીય સ્થિતિ અને કોંગ્રેસની ભવિષ્યની નીતિ, અને અસહકારની પદ્ધતિની સમજૂતી આપી. શ્રોતા વર્ગ તો ગાંધીજીનો પડતો બોલ ઝીલી લેવાને તૈયાર હતો. એટલે ગાંધીજીએ સરમુખત્યાર થવાની માંગણી કરી હતી તે સમસ્ત સભાજનોએ સ્વીકારી લીધી. અને ત્યાર પછીથી આજ સુધી ગાંધીજી સરમુખત્યાર જ રહ્યા છે. એક વર્ષમાં જગત્ વ્યાપી બ્રિટીશ સત્તા પાસેથી સ્વરાજ્ય મેળવવું એ કાંઇ રમત વાત નથી. એ સમયથી આજ પંદર વર્ષે નવા સુધારા દાખલ થવાની તૈયારી ચાલે છે તેમાં સાંસ્થાનિક સ્વરાજ્ય કે બીજા કોઇ પણ પ્રકારના સ્વરાજ્યનો ઉલ્લેખ સરખોએ કરવામાં આવ્યો નથી. પુરૂષાર્થ એ મનુષ્યનો ધર્મ છે. સ્વતંત્રતાની લડતોમાં નિરાશાને સ્થાન હોઇ શકે નહિં. પરંતુ લડતની ગંભીરતા પ્રજાજનોએ સમજવી જોઇએ. અનેક પ્રકારની કસોટી થયા પછી જ વિજય પ્રાપ્તિ સંભવિત થાય. જગતના ઇતિહાસ સાક્ષી પૂરે છે કે સ્વાતંત્ર્ય મેળવવા માટે ભગીરથ પ્રયત્ન થવા જોઇએ. એ કાંઇ નાટકના રંગ નથી. નાટકી પ્રયોગોને અમુક સંજોગોમાં સ્થાન હોઇ શકે. પણ સાર્વભૌમ બ્રિટીશ સત્તાને હંફાવવાને મહાભારત શકિત, સંપ અને બુદ્ધિ જોઇશે.

અમદાવાદની યાદગાર કૅાંગ્રેસ પછીથી દેશનો અમુક પક્ષ-વિનીત પક્ષ-રાજકીય લડતમાં છેક મોળો પડી ગયો. અસહકારનો ડંકો સમસ્ત દેશમાં વાગી રહ્યો. કેટલાએ વિનીત વિચારના નેતા ઓથી પરિસ્થિતિનું ઉગ્ર વાતાવરણ સહન થઇ શક્યું નહિં. ગાંધીજી અને તેમના અસહકારી અનુયાયીઓની સત્તા ચારે તરફ જામવા લાગી. સરકારની

નીતિ ધીમે ધીમે સખ્ત થવા લાગી હતી. અને પોલીસ ખાતુ જાપ્તો રાખી રહ્યું હતું વિનીત મતના લોકોને સરકારે પોતાના પક્ષમાં લેવાને અનેક પ્રકારના પ્રયત્ન કરવા માંડયા હતા કેમકે અહિંસક અસહકારનો પ્રયોગ ગાંધીજી કેવી રીતે કરશે તેની પૂરી સમજ પડતી નહોતી. બાજી કેવી રીતે ગોઠવાશે એનો ખ્યાલ સરકારને કે પ્રજાને નહોતો. નવીન પ્રકારના આવેશભર્યા વાતાવરણનો અનુભવ મેળવવો એ પણ એક મહૃભાગ્ય જ છે. આ અપૂર્વ કોંગ્રેસમાં હાજર રહેવાનો લાભ અમને સહુને મળ્યો એ એક જીવનનો લ્હાવો જ ગણાય દેશદેશનાં આગળ પડતા સ્ત્રી પુરૂષોના સમાગમનો લાભ થયો. નવા ઓળખાણ કરવાનો પ્રસગ મળ્યો. વિચારની આપ લે થઇ. લોક માનસ સમજવાનો અવકાશ મળ્યો. ગાંધીજીની સેનામા નવી ભરતી પુષ્કળ થઇ તેમ કેટલાક જૂના ભક્તો સંજોગવશાત જૂદા પડી ગયા. અને એક જાતનું વૈમનસ્ય ધરાવતા થયા આખા દેશના અમુક પ્રવાહ વખતે એવા ફાંટા અનિવાર્ય છે

કોંગ્રેસ પછી અમે તો વડોદરે પાછાં ફર્યાં. અને અમા કાર્યક્રમમા જોડાયાં. કોંગ્રેસનું સીધુ કાર્ય ખાદી શિવાય કાંઇ કાવાનુ નહોતું. ગાંધીજી બારડોલીમાં જઇને બેઠા હતા. અને નવ લડતની તૈયારી કરતા હતા બારડોલી તાલુકો એમણે પસંદ કર્યો હતો. કેમકે દક્ષિણ આફ્રિકામાં એમની પાસે તાલીમ લીધેલા મનુષ્યોન સારી સંખ્યા ત્યા હતી. સવિનય ભંગની તૈયારી ચાલી રહી હતી અને જનસમાજની મીટ ત્યા મંડાઇ રહી હતી. પ્રચંડ તૈયારી ચાલતી હતી. ત્યા ચૌરીચૌરામા રમખાણ થયાં. ગાંધીજીને લાગ્યુ કે પ્રજા સામુદાયિક સવિનય ભંગને માટે તૈયાર નથી અને સવિનયભંગ મોકુફ રાખવાનો નિશ્ચય કર્યો. દેશનેતાઓ ચોંકી ગયા. ગાંધીજીનું માનસ સમજવું મુશ્કેલ હતું. દેશનો મોટો ભાગ તૈયાર થવા માંડયો

હતો. તે વખતે લડત મુલ્તવી રાખવાની વાત ગળે ઉતરી; નહિ નિરાશાનું વાદળ છવાઇ રહ્યું. સવિનય ભંગ મુલ્તવી રહ્યો. પણ ગાધીજી ને તેમજ તેમના નિકટના અનુયાયીઓને સરકારે ગીરફતાર કર્યા. દેશમાં સનસનાટી વ્યાપી ગઇ, પણ આવેશ તરત જ દબાઇ ગયો. અને રાજકીય વાતાવરણમાં એકદમ મંદી આવી ગઇ. કારણ કે પ્રજા સમક્ષ સરદારને સામનો આપવા માટે કાંઇ કાર્યક્રમ નહોતો. સ્વરાજ દૂર દૂર જતુ ગયું. ગાધીજીના અનુયાયીઓ કાંઇ કાઇ ખાદીનું અને એવું રચનાત્મક કાર્ય કરવાનો પ્રયાસ કરતા હતા. પણ ૧૯૨૦–૨૧ નું ઉન્મત્ત વાતાવરણ એકદમ શાન્ત થઇ ગયુ.

અમારે નવો સંસાર શરૂ કરવાનો હતો. ડૉકટરે રાજીનામું આપ્યું તેને બદલે નિવૃત્ત થવાની સૂચના સરકારે કરી અને અરાઢ વર્ષ નોકરી પછી સરકારના બંધનમાંથી છૂટયા. વડોદરા રાજ્યના વૈદક ખાતામાં, આરોગ્ય ખાતામા, અને બીજાં જનસમાજના કાર્યમાં તન દઇને સેવા કરી હતી–અનેક પ્રકારની યોજનાઓ જે વડોદરા રાજ્યમા તદ્દન નવી જ હતી. તેવી દાખલ કરવાને સતત પ્રયત્ન કર્યો હતો. ફરતાં ઔષધાલયોની, ગામડાના દવાખાના, મેડીકલ સ્ટોર, મોટા દવાખાનામાં એકમરેની વ્યવસ્થા, શાળાઓનુ આરોગ્ય-મેડિકલ ઇન્કપેક્ષન જેવા વિવિધ પ્રયોગો પ્રજાના સુખ માટે દાખલ કરાવ્યાં હતા. એક નિષ્ઠાથી અત્યંત પ્રમાણિકતાથી રાજસેવા કરી હતી. એટલે એ બદલ સંપૂર્ણ સંતોષ હતો. છેલ્લા ચાર પાચ વરસની આરોગ્ય અધિકારીની પ્રથમ પંક્તિની નોકરીમાથી નિવૃત્ત થતાં નિર્વૃત્તિ વેતન માત્ર રૂપીઆ બાણુ ( ૯૨ ) આપતાં સરકારને જરાએ લાગ્યું નહિ. ડૉકટરે તો પૈસા માટે કોઇ દિવસ લોલુપતા રાખી જ નહોતી–પણ એ પેઢીની નોકરીને અંતે આટલું જુજ નિવૃત્તિવેતન બાંધવામા સરકારની તો કીંમત થઇ ગઇ. અમે તો એટલાની એ આશા નહોતી રાખી–એટલે કાઇ ખુચ્યું નહિ, મિત્રોએ

બહુ કહ્યું કે સરકાર પાસે વધારેની માંગણી કરવી. પણ એ તો કદી બને તેમ હતું જ નહિ. પૈસાની માગણી એમણે, કોઇ દિવસ કરી નહોતી અને છેવટ પણ કરી જ નહિ-આઠસેંના પગારમાંથી નેવું રૂપીઆનું પેન્શન બંધાયું.

અમારે રહેણી કરણી કાંઇ બદલવાની હતી જ નહિ-કારણ કે છેલ્લાં થોડા વર્ષોથી સાદાઇમાં જ રહેવા માંડયું હતું. માત્ર મિત્રોના મેળાવડા વિગેરે ઓછા કરી નાંખ્યા. વડોદરાના સમાજમાં એક વખત ખૂબજ આગળ પડતો ભાગ લેતાં હતાં તે એવા પ્રકારના ખાવા પીવાના મેળાવડા જલસા વિગેરેમાં જવા કરવાનું બંધ કર્યું. કેમકે વ્યવહાર સાચવવામાં અનેક પ્રકારના ખર્ચમાં ઊતરવું પડે છે, એ પોષાય તેમ હતું નહિં. સમાજમાં એ પ્રકારની આપ લે કરવામાં નાણાં અને વખત બન્નેનો વ્યય થાય છે. તે બંધ કર્યા વિના છૂટકોજ નહોતો. અમારાં ઘણાં મિત્રોને કેટલેક અંશે ઓછું આવ્યું. અમારૂં માનસ એ સહુ સમજી શકયાં નહિં.

કામને અંગે જન સમાજ સાથે અમારો સંબંધ વધ્યો. અને શિષ્ટ ગણાતા સમાજ સાથેનો સંબંધ ઓછો થયો. કેટલેક અંશે અમારાં બાળકોને આ પ્રકારના જીવનથી મોજશોખમાં ઉણપ આવી હશે. પરંતુ તેના બદલામાં ઊચ્ચ પ્રકારનું જીવન વાતાવરણ મેળવવાને ભાગ્યશાળી પણ થયાં હશે.

ડૉકટરના હાથમાં તો તેજ વખતે પાટણમાં સ્થપાએલી આયુર્વેદિક પાઠશાળાનું કામ હાથમાં આવ્યું હતું.

આરોગ્ય સંરક્ષણ ખાતામાં ડૉકટર જ્યારે કામ કરતા હતા ત્યારે રાજ્યના ચારે પ્રાંતમાં ફરવાનું થતું હતું. તે ફેરણીમાં રાજ્યના નાના મોટા બધા લોકોના સમાગમમાં આવવાનું થતું. પાટણના શેઠ ઊજમશી પીતામ્બર સાથે સારો પરીચય થયો. તે વખતના કડીના સૂબા રામલાલભાઇની સાથે પણ બહુ સારો સંબંધ. રામલા-

લભાઇની સૂચનાથી શેઠ ઊજમશીએ મોટી રકમ પાટણમાં આયુર્વેદિક પાઠશાળા સ્થાપવા માટે આપી. અને ડૉક્ટરને બધી વ્યવસ્થા સોંપી. સરકારથી સ્વતંત્ર એ સંસ્થા કહાડવાનો શેઠનો આગ્રહ હતો. ડૉક્ટર નિવૃત્ત થતાં એ કામ તરત જ તેમણે હાથમાં લીધું—અને એ જ વર્ષમાં ખૂબ જ શ્રમને અન્તે પાટણમાં પદ્ધતિસરની આયુર્વેદની પાઠશાળાનો આરંભ થયો. તેને માટે એક કમિટી નીમાઇ. ડૉક્ટર તેના મંત્રી થયા. સરકાર તરફની મદદ એ સંસ્થાને આપવાનો હુકમ થયો પણ આંતરિક વ્યવસ્થામાં સરકારનો જરાએ હાથ રહે નહિં એ સરતે જ મદદ સ્વીકારાઇ. આ સંસ્થા ગુજરાતમાં પ્રથમ જ સ્થપાઇ હતી. પાશ્ચાત્ય વૈદક આપણા દેશમાં ખૂબ જ પેસી ગયું છે. અને આયુર્વેદના પદ્ધતિસરના જ્ઞાનને અભાવે દેશની વિદ્યા નાશ પામતી જાય છે. તેમ જ આપણી અમુલ્ય ઔષધીનો ઉપયોગ થતો નથી. પરદેશી દવાઓ કરોડો રૂપીઆની અહીં આવે છે. એ દવા અહીંના વાતાવરણને અનુકૂળ નથી પડતી, અને દેશની વનસ્પતી અને બીજાં ઔષધીનાં સાધનો માહીતીના અભાવે વેડફાઇ જાય છે. સ્વદેશીની ભાવનામાં આ વસ્તુ ખાસ લક્ષમાં રાખવાની છે. વર્ષો ઉપર ડૉક્ટરે આ બાબતનો કેટલોક અભ્યાસ કર્યો હતો. અને આ વિષય માટે એમને ઉત્સાહ હતો. એટલે પાઠશાળાનું કામ ખૂબ જ ખંતથી કર્યું. સારા અધ્યાપકો રાખીને, અને જ્યાંથી આ વિષયની સલાહ મળી શકે તેમ હોય ત્યાંથી સલાહ લઇને આદર્શ આયુર્વેદિક સંસ્થા ચલાવવાનો પ્રયાસ કર્યો. પંદર વર્ષથી આ સંસ્થા સુંદર કામ કરી રહી છે. સંખ્યાબંધ વૈદો અભ્યાસ કરીને, તેમ જ વ્યવહારિક જ્ઞાન મેળવીને, પૂર્વ અને પશ્ચિમ બન્નેનું જ્ઞાન અહીંથી જ પ્રાપ્ત કરીને લોકોપયોગી કાર્ય કરી રહ્યા છે. ઉત્તીર્ણ થએલો એક પણ વૈદ્ય બેકાર નથી. બ્રીટીશ વિભાગમાં લોકલ બોર્ડ તરફથી સ્થપાએલાં આયુર્વેદિક દવાખાનામા તેમજ રાજ્યમાં સ્થપાએલાં દવાખાનામાં આ

કાર્ય કરનાર ઉત્પન્ન કરવાનો વિચાર ઘણાં વર્ષોથી હતો—તે પૂર્ણ કરવા માટે અમદાવાદમાં રહીને પ્રયાસ કરવા માંડયો. ઇન્દુલાલ યાજ્ઞિક તો એમની સાથે રહીને કામ કરવા તૈયાર હતા. ડૉ. ચંદુલાલ ભરૂચમાં સેવાશ્રમ કહાડીને એજ પ્રકારનું કામ કરવાનાં સ્વપ્નાં સેવતા હતા. શ્રી. કેસરી પ્રસાદ ઠાકોરે થોડો વખત સર્વન્ટ્સ ઑફ ઇન્ડીઆમાં કામ કર્યું હતું. તેમણે રીતસરનો સન્યાસાશ્રમ ગ્રહણ કર્યો હતો. ડૉક્ટર, ઇન્દુલાલ, ડૉ. ચંદુલાલ અને કેસરીપ્રસાદ જેમનું નામ નવા આશ્રમમાં અદ્વૈતાનંદ હતું, તે ચાર સંયુક્ત રીતે રાજકીય અને સામાજીક કામ કરવાની ઝંખના કરતા હતા. ચારેના ઊંચા આદર્શ, અને પવિત્ર નિષ્ઠા હતાં, છતાં સંજોગ અનુકૂલ ના આવ્યા. અદ્વૈતાનંદે હરદ્વાર જઇને રામકૃષ્ણ મઠમાં કામ કરવા માંડયું અને અધ્યાત્મવાદનો માર્ગ લીધો—ચંદુભાઇએ ભરૂચમાં રહીને દાંતના દવાખાનાને ઓથે જનતા સાથે સંબંધ કર્યો અને લોકોની પ્રગતિના માર્ગદર્શક થયા. ઇન્દુલાલે અમદાવાદમાં કાર્યકરોનું ન્હાનું જૂથ જમાવ્યું—તેમની સાથે ડૉક્ટર પણ રહ્યા—' યુગધર્મ ' માસીકનો આરંભ આ જૂથમાંથી જ થયો, જનસમાજ આગળ પોતાના આદર્શ મૂકવા, અને પ્રજાને ઊંચે લાવવા આ સાધન બહુ જ ઉપયોગી થઇ પડયું—આ માસીકે ગુજરાતમાં અને બૃહદ્ ગુજરાતમાં ઘણું સારૂં સ્થાન મેળવ્યું. શિષ્ટ લેખકોએ સારો સહકાર આપ્યો—આર્થિક સહાય પણ ગુણગ્રાહી મિત્રોએ આપી. ગુજરાત કૉલેજની પાછળના એક બંગલામાં રહીને ઇન્દુલાલ અને ડૉક્ટર કામ કરતા હતા. વિદ્યાપીઠના અધ્યાપકોની સારી સહાયતા મળતી હતી. શાન્ત સ્થળે રહીને ઊચ્ચ વિચાર અને મનન કરવાની તક મળ્યાથી એમને મનનું સ્વાસ્થ્ય મળ્યું. કુટુંબથી ઓછામાં ઓછા છ મહિના સદંતર દૂર રહેવાનો એમણે નિશ્ચય કર્યો હતો. એક પ્રકારનું મનનું ઘડતર કરવું હતું. મ્હારાં મોટાં બાળકો તો મહુ સહુના અભ્યાસમાં રચ્યાં-પચ્યાં રહેતાં હતાં—ન્હાનાં રમત ગમતમાં રહેતાં હતાં અને મારે

ઘર આંગણે રહીને કાંઇક કાંઇક કામ હાથમાં રહેતું હતું, એટલે ડૉક્ટરના નિશ્ચયમાં આડે આવવાની જરૂર જરાએ નહોતી. એમની માનસિક અને આધ્યાત્મિક પ્રગતિ માટેના હૃદય મંથનનો વિગ્રહ ઘણો જ તીવ્ર હતો એમની કક્ષાએ મ્હારાથી પહોંચાય તેમ હતું નહિ–પરંતુ હું એમનો ઉદ્વેગ થોડેક અંશે સમજી શકતી હતી– એમનો આદર્શ ઘણો ઊંચો હતો. જન સેવામાં જ પોતાના ઉત્કર્ષનો ખ્યાલ હતો. હું જે કાઇ કામ તે વખતે કરતી તેનું દૃષ્ટિબિન્દુ જુદું હતું–મ્હારા આત્મવિકાસની ભાવના નહિ–પણ મ્હારામા જે કાઇ શક્તિ હોય તેનો લાભ અન્યને આપવો એ એક કર્તવ્ય ગણીને કામ કરતી–અર્થાત્‌ વિચાર કરતાં એમ હવે લાગે છે કે મ્હારા કાર્ય પાછળ વિશાળ ભાવના નહોતી એમનાકર્તવ્ય પ્રયાણ પાછળ સ્વાર્થરહિત વિશાળ ભાવના હતી–આદર્શને પહોંચવાની તમન્ના હતી–ગંભીર દીર્ઘદ્દષ્ટિ હતી–આમ દૃષ્ટિબિંદુમા સમાનતા ન હોવાને કારણે ઘણી વાર હું એમનું માનસ પૂર્ણ રીતે સમજી શકતી નહોતી–અને તેથી કદાચ એમને ઓછું આવશે, અસંતોષ થશે એવી શંકા રહ્યા કરતી હતી–અને મનમા એક પ્રકારની ગ્લાનિ રહેતી હતી. કેમકે હું મ્હારી ન્યૂનતા સમજતી હતી, અને એટલુ બળ કેળવાએલું નહોતું–એ કેળવવા માટે પોતાની મેળે જ અનેક જાતની તોડ ફોડ કરીને પ્રયાસ કરેલા–અને એ પ્રયાસને અંતે થોડું ફળ મળ્યું–મનનું સમાધાન કાઇક થયુ–પણ સ્વભાવજન્ય ઉણપ હોય તે કાઇ બહારથી લાવીને મુકાતી નથી–મનુષ્ય પુરૂષાર્થ કરી શકે. વધારે શું કરે ? મનુષ્યમા જે કાઇ શક્તિ હોય તે પારખવામા, અને તેનો ઉપયોગ કરવામા એક પ્રકારની તાલીમ મળે છે. એ તાલીમ મેળવવાનો અવકાશ મ્હને મળ્યો એજ મોટામા મોટો લાભ હું સમજુ છું. જીવન વિકાસ માટે તેમજ ઉત્કર્ષ માટે અમુક પરિસ્થિતિની આવશ્યકતા છે. પરિસ્થિતિ અને સાધન બન્નેનો સંયોગ હોય તે છતા અધિકાર જેવી વસ્તુનું અસ્તિત્વ છે–એ

કોઇથી આપી શકાય નહિ—ઊંચી નીચી કક્ષા અધિકારને લઇને જ રહે છે મનુષ્યનુ કર્તવ્ય છે કે પ્રયત્ન કરવો પરિણામ હાથમા નથી

ઉચ્ચ કેળવણીનો પ્રચાર એ મ્હારો હમેશનો વિષય—કોઇ પણ રીતે સ્ત્રીઓમા એનો વધારે ને વધારે પ્રચાર થાય એ કાર્ય હાથમા લીધુ—વડોદરા રાજ્યમા પ્રાથમિક કેળવણી ફરજીઆત કરેલી છે છતા કેળવાએલી સ્ત્રીઓનુ પ્રમાણ બહુ ઓછુ છે—વળી ઉચ્ચ કેળવણીનુ પ્રમાણ તો બહુજ ઓછુ છે. એનુ શુ કારણ છે તે જાણવા માટે મ્હે અને ભાઇ પિનાકીપ્રસાદ દેસાઇએ પોતેપોતાના લોકો પાસે ચોકકસ આકડા મગાવ્યા આકડાની તારવણીમાથી બે વસ્તુ માલુમ પડી આવી એક તો બાળલગ્ન અને બીજુ શાળામા અપાતી કેળવણીથી કન્યાઓને જે પ્રકારનુ જીવન ગાળવાનુ છે તેમા કાઇજ લાભ થતો નથી, અને અંગ્રેજી જ્ઞાનની આવશ્યકતા મધ્યમ વર્ગના હિન્દુ સમાજમા કાઇ જ નથી, અને મોડુ પણ પડે છે, આ બદીઓમા કેટલુક તથ્ય હતુ તેનો ઉપાય કરવા માટે કેળવણી ખાતા મારફત અમે પ્રયત્ન કર્યો નિશાળેથી ઊઠી ગએલી છોકરીઓ અને મોટી વયની સ્ત્રીઓ માટે આપણા સમાજની પરિસ્થિતિને અનુકૂળ અભ્યાસક્રમ ઘડીને શિક્ષણ વર્ગો કહાડવાની માગણી કરી. આખી યોજના કરીને સરકાર સમક્ષ મૂકી. એ યોજનાની રૂપરેખા તૈયાર કરવામા કેટલોયે સમય અને શ્રમનો વ્યય કર્યો. સમાજમા પ્રતિષ્ઠિત ગણાતા ભાઇઓએ યોજનાને ખૂબ વખાણી. પણ સરકારે દાદ ફરીઆદ સાભળી નહિ કુમારશ્રી વૈયશીવરાવનો લગ્ન સમારભ હતો. તે વખતે શહેરની સ્ત્રીઓની સહીઓ લઇને માગણી કરી કે લગ્નની નવાજેશ તરીકે મોટી વયની સ્ત્રીઓ માટે રાજ્યના વર્ગો કહાડો પણ કેડુ મળ્યુ નહિ અમને નિરાશા બહુ થઇ ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠની સ્થાપના થઇ ગઇ હતી અમદાવાદમા મહિલા વિદ્યાલય અને પાઠશાળા તેને અંગે ચાલતા હતા,

સુરતમાં પણ મહિલા વિદ્યાલય ચાલતું હતું. વડોદરામાં શ્રી. કર્વે પોતે આવ્યા. શ્રીમંત મહારાજા સાહેબને મળ્યા. અમે વડોદરા શહેરની સ્ત્રીઓ પાસે એક અરજી કરાવી. બહુ બહુ પ્રયત્નને પરિણામે મહારાણી ગર્લ્સ હાયરસ્કૂલમાં વિદ્યાપીઠનો અભ્યાસક્રમ શીખવવાની પરવાનગી મળી. વિદ્યાધિકારીની સહાનુભૂતિ હતી તો એટલું એ ફળ મળ્યું. એટલાથી તાત્કાલિક સમય માટે અમે પણ સંતોષ માન્યો.. ઠાકરસી વિદ્યાપીઠ માટે પ્રથમથી જ મહારાજા સાહેબને પસંદગી નહિ. કારણ શુ હશે તે કોણ જાણે. હજી પણ ખફગીજ છે. પરદેશના માણસો આવીને ગમે એવી યોજનાઓ સરકાર સમક્ષ મૂકે તો તે પસાર થાય. તે વખતે નાણાની તંગી ના જણાય.

અ. સૌ. શ્રી. મહારાણી સાહેબની વર્ષોથી ઇચ્છા હતી કે વડોદરામા કોઇ સારી સંસ્થા સ્ત્રીઓ માટે કહાડવી–અને તેને માટે પોતે આર્થિક મદદ કરવાને પણ તૈયાર હતાં–યુરોપ અમેરિકામાં ફરી ફરીને વિવિધ પ્રકારની સંસ્થાઓ જોએલી એટલે ખ્યાલ બહુ વિશાળ પણ તેને વ્યવહારમા મૂકવાની ધીરજ અને શ્રદ્ધા નહિ–એટલે ફતેહમંદ ના થયા–ડાકટરને વારે વારે બોલાવીને આ પ્રશ્નની ચર્ચા કરે–અમેરિકાથી તેમજ બીજા દેશોમાથી તાલીમ લીધેલી સ્ત્રીઓ–વિવેકાનંદના બેલુર આશ્રમ મારફત આવવાને તૈયાર હતી–પણ વાતનું સંગીન સ્વરૂપ થયુંજ નહિં–આ વાટાઘાટનું પરિણામ એટલુંજ આવ્યું કે મહારાણી સાહેબની એકવારની મદદથી શ્રી. ચીમનાબાઇ મહિલા પાઠશાળાનો આરંભ થયો–ભારત મહિલા વિદ્યાપીઠ–અથવા ઠાકરસી વિદ્યાપીઠની સાથે એ સંસ્થા જોડીને તેનો કાર્યક્રમ ચાલે છે–બે ચાર વર્ષ સુધી સરકારી મદદ આ સંસ્થાને મળી–પણ પાછળથી તે બંધ થઇ. બાકી એ પાઠશાળામાથી તૈયાર થયેલી બહેનો ગુજરાતમાં સારી સેવા કરે છે. મધ્યમ વર્ગની દક્ષણી અને ગુજરાતી સ્ત્રીઓ માટે ઉચ્ચ શિક્ષણનું સારૂ સાધન છે. આ પાઠશાળાનો વહીવટ

પ્રથમથી જ મ્હેં હાથમાં લીધો હતો. શ્રી મોતીભાઇ અમીનની સૂચનાથી શ્રી. દાદાભાઇ અમીનને અધ્યાપક તરીકે લીધા હતા. એમણે પાઠશાળાનાં ખરાં કસોટિના વર્ષોમાં આત્મભોગ આપીને સારી સેવા કરી હતી. એમની ધીરજ અને બરોડા કૉલેજના પ્રિન્સીપાલ શ્રી. કેલાર્ક અને બીજા બધા ત્યાંના અધ્યાપકોની સહાનુભુતિથીજ પાઠશાળા ટકી રહી–વડોદરાની પાઠશાળા જે પ્રમાણે મ્હને ઉજાગરા અને ઉદ્વેગ કરાવતી હતી તેજ પ્રમાણે અમદાવાદની પાઠશાળા માટે ડૉકટરને સતત શ્રમ પડતો હતો– સ્થાયી ફંડની વ્યવસ્થા નહોતી થતી–ઇન્દુલાલ યાજ્ઞિક કામ કરનાર ખરૂં પણ સ્થિરતા ઓછી– શ્રી કેળવણી મંડળનું અને યુગધર્મનું કામ બન્ને પોતે હાથમાં લીધું હતું–છતાં એકદમ રાજકીય યુદ્ધમાં ઝંપલાવ્યું–અને તેમને કારાવાસ મળ્યો. બન્ને કામની જવાબદારી ડૉકટરને માથે આવી–ડૉકટરની તબીયત તો બહુ જ નબળી ચાલતી હતી–એકલા રહેવાનું–ખોરાકની કાંઇ જ ગોઠવણ નહિ–મગફળી, પાંઉં, માખણ ને કેળાં ઉપર રહેવાનું–પાઠશાળા માટે અને યુગધર્મ માટે નાણાંની વ્યવસ્થા બરોબર કરેલી નહિ–અમરેલીવાળા ભાઇ શ્રી રામજીભાઇ, અને નંદલાલ શાહ બન્નેની સહાય મળી ન હોત તો યુગધર્મ માસીક અને કાર્યાલય તૂટી જ પડયું હોત. તેમ જ પાઠશાળાના નીભાવ માટે ડૉકટરે મહા મહા મહેનતે રા. બા. લાલશંકર ઉમીઆશંકર સ્મારક ફંડની મદદ શ્રી રમણભાઇ અને વિદ્યા બ્હેનની મારફત મેળવી–બન્ને કામ ટકી રહ્યાં–યુગધર્મ ઇન્દુલાલની ગેરહાજરીમાં બહુ સારી રીતે ચાલતું–યરોડા જેલમાં રહે રહે ઇન્દુલાલના મનને ખૂબ સંતોષ રહેતો. બીજા લોકોને માથે કામ ઓઢાડીને ખસી ગયા હતા–તેથી એમના પોતાના મનમાં ડંખતું તો હતું. જેલમાંથી કાગળ આવતા તેમાં એ વસ્તુ વારે વારે લખતા. એ સ્વભાવ એમનો બધાઇ જ ગયો હતો–તે કાંઇ સુધરે તેમ નહોતું ડૉકટરના હાથમાં ' યુગધર્મ 'નું કામ આવ્યું



શારદાબહેનના પિતા તથા તેમનુ કુટુંબ, ૧૯૨૨.

એટલે એમણે તો એમના સઘળા મિત્રોનો સહકાર માંગ્યો. કેળવણી વિષયક સમાજીક, રાજકીય પ્રગતિ સંબંધી લેખો નિષ્ણાત વ્યક્તિઓ પાસે લખાવીને માસીકની પ્રતિષ્ઠા ખૂબ વધારી—એ પોતે ગુજરાતીમાં પહેલાં લખતા નહિ—યુગધર્મને અંગે નોંધ અને પછીથી લેખો પણ લખવા માંડયા.

દિલ્હીમાં લેડી ચેમ્સફર્ડ તરફથી બાળ સંરક્ષણનું અને આરોગ્યનુ પ્રદર્શન થયું હતું. તેમાં વડોદરા રાજ્ય તરફથી ડૉ. ધનજીભાઇ મહેતા શ્રી. પિનાકીપ્રસાદ દેસાઇ અને ડૉ. સુમન્ત ને મોકલ્યા હતા. ત્યાંથી આવ્યા પછી ડૉ. સુમન્તે બાળ સંરક્ષણ સંસ્થાની યોજના તૈયાર કરી. દીવાન મનુભાઇની પ્રેરણાથી એક ઉદાર ગૃહસ્થ ગોરધનદાસ મોદી તરફથી સારી રકમ મદદ રૂપે મળી. અને યોજના મંજૂર થઇ. સરકારી અધિકારીઓ અને બીજા પ્રતિષ્ઠિત સ્ત્રી પુરૂષોની કમિટી નીમાઇ. મનુભાઇ એમાં રસ સારો લેતા હતા, ખૂબ જ મહેનત કરીને આ સંસ્થાનેચાળે પાડવાને ડૉક્ટરે પ્રયત્ન કર્યો હતો અને કામ પણ સારૂં ચાલતું હતું. જ્યાં સુધી ડૉક્ટર તેના સેક્રેટરી હતા ત્યાં સુધી અધિકારી વર્ગનું દબાણ ઝાઝું નહોતું. પાછળથી આ સંસ્થા વધારે ને વધારે સરકારી જેવી થતી ગઇ. છેલ્લાં ચારેક વર્ષથી તંત્ર બદલાયું છે ને કામ સારૂં થાય છે. પ્રથમ યોજના પ્રમાણે શહેરમાં ચાલતી બે ત્રણ સંસ્થાઓ ચીમનાબાઇ પ્રસુતિ ફંડ, શાળાનાં છોકરાંની દાકતરી તપાસ, શાળામાં ભણતાં બાળકોને રજાના વખતમાં ખોરાકની યોજના એ બધાં ખાતાં અને બાળરક્ષણ સંસ્થા બધાનું સંગઠન કરીને એક મોટી સંસ્થા ચલાવવાની ધારણા હતી. પણ એ તો ફળીભૂત થઇ નહિ.

શહેરની સ્ત્રીઓને દાયણો અને નર્સોનો લાભ મળતો થયો અને ધીમે ધીમે સુવાવડ પહેલા અને પછી માતા અને બાળકની સંપૂર્ણ દેખરેખ અને તપાસની વ્યવસ્થા થઇ. મહોલ્લાઓમાં આરોગ્યની તાલીમણી માટે હેલ્થ વીઝીટરની પ્રથા પણ ચાલુ થઇ.

સ્ત્રી અને બાળ સંરક્ષક સંસ્થાનું કામ તો ઠીક ઠીક ચાલ્યું–પણ એ વરસોમાં સ્ત્રી નર્સોની હોસ્ટેલનો આરંભ થયો એ એક અતિ ઉપયોગી કાર્ય થયું–કોઇપણ હોસ્પીટલ ને સારા પાયાપર લાવવા માટે સારી નર્સોની આવશ્યકતા છે એ મેડિકલ ખાતું સમજતું હતું–પણ દેશી નર્સો તૈયાર થતી નહિ–યુરોપીઅન નર્સો મોંઘી પડે–અને એટલી સંખ્યામાં મળે પણ નહિ–ખાતા તરફથી સારી નર્સો મેળવવા માટે પ્રયત્ન તો થએલા–પણ સારા કુટુંબમાંથી સ્ત્રીઓ નીકળતી નહોતી. ચીફ મેડીકલ ઑફીસરે ડૉકટરને વાત કરી–અને કોઇપણ રીતે નર્સો પેદા કરી આપવા કહ્યું–ડૉકટરને લાગ્યું કે કોઇ પતિષ્ઠિત મેટ્રન હોય તો નર્સોનું છાત્રાલય ચાલી શકે–અને તેજ નર્સો ત્યાં રહીને તાલીમ લઇ શકે–એમની નજર પોતાના માસી શ્રી. સુનોચના બહેન ઉપર ઠરી એ જો હોસ્ટેલનું કામ સંભાળે તો જનતા સંસ્થામાં શ્રદ્ધા રહે અને પોતાની વહુ દીકરીઓને મોકલે. સુનોચના બહેન સુરતમાં મહિલા વિદ્યાલયમાં સુપ્રિન્ટેન્ડેન્ટ તરીકે કામ કરતા હતા–તે છોડીને વડોદરે આવવાની તેમની જરાએ ઇચ્છા ન હતી. પણ ડૉકટર કામનું મહત્વ સમજાવ્યું–એક પાઇનો પણ પગાર લીધા વગર માત્ર ઇશ્વર પ્રીત્યર્થે આ સેવાનું કામ એમણે હાથમાં લીધું હોસ્ટેલની પ્રાથમિક વ્યવસ્થામાં ડૉકટરે ખૂબ જ મહેનત કરી હતી વડોદરાના સદ્ભાગ્યે કે આવાં પ્રતાપી બહેન મેળવી શક્યું. થોડી છોકરીઓ તો તરત જોડાઇ–આખા રાજ્યમાં મોટા મોટા ગામોમાં ફરીને સારા કુટુંબની વિધવા અને અનાથ બહેનો ઓશીયાળો અવતાર ગાળતી હતી તેમને વીણી ચુંટીને આણી–અને સ્વાશ્રયી થતા શીખવ્યું સુલોચના બહેનની પ્રતિષ્ઠાને લઇને ઘણી સારી બહેનો દાખલ થઇ. છાત્રાલયની આંતરિક વ્યવસ્થા, હોસ્પીટલ સાથેની ખટપટ અને બહાર ગામથી નામ નોંધાવવાનું કામ એકી સાથે એ બહેન કરતાં કેટલી તકલીફ, હાડમારી,

માનાપમાન સહન કરીને એમણે સંસ્થાને આબાદ કરી.અનેક વિટં-બણાઓમાંથી એ મંસ્થાને પસાર થવું પડ્યું હતુ–સુલોચના બ્હેને એમનો પ્રાણ રેડ્યો હતો–એમની ધીરજ અને સહનશીલતા માટે જેટલો ધન્યવાદ એમને આપીએ તેટલો ઓછો છે–એમની નિષ્કામ સેવા, મુગું કામ, અને આનંદી સ્વભાવને પરિણામે વડોદરા રાજ્યમાં નર્સોની હોસ્ટેલ જામી ગઇ–અને આજે એને માટે મોટું મવડવાળું મકાન પણ છે. તે વખત તો સંકડાશ, તાપ, અગવડવાળુ મકાન, અને સરકારી કંજુસીઆ નીતિને લઇને બહુજ હાડમારી ભોગવવી પડતી. પણ કાંઇ પણ વિઘ્નની દરકાર વગર માત્ર એક નિષ્ઠાથી સંસ્થાનું મહત્વ અને હિત લક્ષમા રાખીને કામ કરે ગયા–આવા કાર્યકર્તાની કદર વડોદરા રાજ્યમા થતી નથી–જનતાનું માનસ વિચિત્ર છે–જો કે સુલોચના બ્હેને કદર માટે કામ કર્યું જ નહોતુ–પણ કામને પ્રોત્સાહન મળ્યાથી વધારે દીપી ઊઠે. એકદર વડોદરાએ છેવટ જ્યારે મંસ્થા પગભર થવા આવી ત્યારે એમના કાર્યમા વિઘ્ન નાખ્યા–સુલોચના બ્હેનનું સ્વમાન ઘવાયુ–સંસ્થા તેમની સેવા વિહોણી થઇ–વડોદરા એમણે છોડ્યુ ! ડૉક્ટર એમને લઇ આવનાર –સંસ્થાના મર્જનથી એમા રસ લેનાર–તેમનુ મન પણ ખાટું થઇ ગયુ–આજની વડોદરાની પ્રજાને ખ્યાલ પણ નહિ હોય કે વડોદરાના દવાખાનાઓમા અને આખા રાજ્યના દવાખાનામા નર્સોનો લાભ અને સવડ મળે છે તેના પ્રાથમિક ઘડતરમા આદ્ય કાર્ય કરનાર બ્હેને કેટલા કષ્ટ વેઠ્યા છે ! કેટલા ઉજાગરા કર્યા છે–કેટલા કડવા ઘુંટડા ગળી ગયાં છે ! પ્રજાને આતવ્યવસ્થાનો કયાથી ખ્યાલ હોય ? અમે તો એમના કામથી સદા વાકેફ અને હતાશ થાય ત્યારે સહાનુભૂતિ આપી ને પાછો ઉત્સાહ રેડીએ અને કેટલેક અંશે વિઘ્ન દૂર કરવામા પ્રયત્ન કરીએ–એમની બધી પરિસ્થિતિ સમજીએ– એટલે આજે નર્સોના ક્વાર્ટર્સ જોઇએ તો એમ વિચાર આવે કે

બીજ નાંખનાર વ્યક્તિનું તો કોઇ સ્મરણ પણ કરતું નથી. જગત્ કૃતઘ્નિ છે–પણ અંતર્દીપ સદા એ બહેનના મનને શાન્તિ અને સંતોષ આપે છે. કેટલીએ નિરાધાર બહેનોનો આશીર્વાદ તેમણે મેળવ્યો છે, કેટલીએ બહેનોના આંસુ લૂછયાં છે અને ઊજળે માર્ગે દોરી છે. એમની સેવા માટે જેટલી અંજલી આપીએ તેટલી ઓછી છે.

શ્રી. સુલોચના બહેનના સંસર્ગમા આવ્યાથી મ્હને ઘણો લાભ થયો છે. ગમે તેવું સંકટ આવે પણ તેની સ્હામે ટક્કર ઝીલે. દુઃખના ભારથી દબાઇ ના જાય. દુઃખને વીસરવાને હર હમેશ પ્રયત્ન કરે. સામાન્ય મનુષ્ય ગાંડેલ બની જાય એટલાં કષ્ટ એમને માથે આવ્યા. પણ એક પછી એક એ કષ્ટમાંથી પોતે ઊગર્યાં આવ્યા. જગતને પોતાનું કુટુંબ માનીને બેઠા. ગર્ભ શ્રીમંતાઇમાં ઊછરેલાં પણ સાદામાં સાદું જીવન ગાળે અને હાડમારી તો ભલભલો સૈનિક વેઠે તેના કરતાં એ વધારે વેઠી શકે. એવા-ધૈર્ય અને સહન- શીલતાના પાઠ એમની પાસેથી શીખતા પાર ના આવે. આડંબરી જીવન ઉપર તો એમને તિરસ્કાર. ખરા સેવકના ગુણો એમનામા છે. અને ઉત્તરોત્તર તેમણે એ કેળવ્યા. અતિશયોક્તિ નથી. એમના સમાગમમાં આવેલાં ગુણજ્ઞ સ્ત્રી પુરૂષો આ માન્યતામાં જરૂર સમ્મત થશે.

---

# પ્રકરણ ૩૬ મું



અમેરિકામાં દારૂનિષેધની ચળવળ ખૂબ જોશથી ચાલતી હતી. દારૂ બંધીનો કાયદો ત્યાં પસાર થયો હતો. અને તેનો અમલ પણ થતો હતો. જે લાભ અમેરિકાને મળ્યો તે બીજાને મળે તે હેતુથી દારૂની બદી દૂર કરવાને ઉપદેશકોને હિન્દુસ્થાનમાં મોકલવામાં આવતા. પૂજ્ય ગાંધીજીની રાષ્ટ્રીય ચળવળમાં મદ્યનિષેધના પ્રશ્નને ઘણું મહત્વ આપવામાં આવ્યું હતું. બારડોલીમાં પ્રથમ ગાંધીજીનો વાસ હતો. તેમના સંસર્ગમાં આવ્યાથી અને આફ્રિકામાં ગાંધીજીની સાથે રહીને સરકારને લડત આપેલી તેથી ઘણો સંદેશો ત્યાંની રાની પ્રજાએ ઝીલ્યો હતો. અને તેજ પ્રસંગે એ મુલકની રાની પ્રજાને આત્મશુદ્ધિની સ્વયં સ્ફુરણા થઇ હતી. એવી ભાવના તેમનામાં ફેલાઇ હતી કે માતાજી પ્રગટ થયાં છે અને તેમના આદેશને માન આપીને દારૂ તાડીના વ્યસનમાંથી એ પ્રજાનો મોટો ભાગ મુક્ત થયો હતો. અને આત્મશુદ્ધિના પ્રયાણને માર્ગે ચઢયો હતો. તેમનામાં સ્વમાન જાગૃત થયું હતું. એટલે ધણીઆમાંના ગુલામ થઇને પડી રહેવાની ઇચ્છા નહોતી. દારૂ તાડી બંધ કરવાને લઇને એમના ઘરમાં ઉજેશ આવ્યો હતો. પરદેશથી કમાઇ આણેલો પૈસો જાળવી શકાતો હતો. સારાં ઘર, રાચ રચીલાં, નિરામિષ આહાર અને સ્વચ્છ જીવન ગાળવાની ઇચ્છાથી એ પ્રજામાં અનેરૂં તેજ આવ્યું હતું. પોતાનું માથું ઊંચકવા માંડયું હતું. સ્વાભાવિક રીતે સ્વાર્થી શાહુકારો, મુડીદારો અને અને સરકારથી આ સહન ના થઇ શકયું. શાહુકારોની કમાણી ઓછી થઇ, મુડીદારોને કામ કરનાર ગુલામો ઓછા થયા, અને સરકારને દારૂ તાડીમાંથી આવક ઓછી થઇ. આ તો ભયંકર સ્થિતિ ! ગાંધીજીજ માત્ર આ અસર

પ્રજાને કેટલું સહન કરવું પડતું હતું, તેમજ પ્રજાની પ્રગતિમાં કેટલું બાધક હતું તેનો પૂરો ખ્યાલ આવ્યો. અને તેમાં ઊંડાં ઉતરીને તેનો સામનો કરવાનો નિશ્ચય કર્યો, આ નિશ્ચયની સાથેજ પ્રજામંડળમાં પ્રાણ પૂરવાના ગણેશ મંડાયા—અમારા, ઘરનું વાતાવરણ, અમદાવાદના વસવાટથી, ઇન્દુલાલના સમાગમથી, અને અસહકારી વાતાવરણથી ઉત્તેજીત તો હતુંજ. તેમાં આ નવો વધારાનો સંચાર થયો.

શ્રી. મહારાજા સાથે ઘણો નિકટનો સંબંધ મનુભાઇ દીવાનની પદ્દીએ, અને આખાએ રાજકુટુંબ સાથે કૌટુંબિક વહેવાર; છતાં સત્ય અને ન્યાયની ખાતર કોઇ વ્યક્તિની અંગત નહિં પણ રૂઢ *થઇ ગએલી રાજનીતિ અને સ્વાર્થી અધિકારીઓના સ્હામે ઝુંબેશ* ઉઠાવ્યા વગર એમને બીજો માર્ગ નહોતો. પ્રજાને ઊંચે લાવવા માટે જે જે અવરોધક વસ્તુઓ હોય તેનો ખ્યાલ પ્રજાને આપવોજ પડે, અને તેનું નિકંદન કરવાનો નિશ્ચય કરવોજ પડે, એ ખ્યાલ આપવા માટે કેટલાંક અપ્રિય પણ નગ્ન સત્ય કહેવાંજ પડે, એ નગ્ન સત્ય મુત્સદી વર્ગથી સહન થઇ શકેજ નહિં. જેને આત્મશુદ્ધિની ધુન લાગી હોય તેને વાતાવરણ સ્વચ્છ કરવુંજ પડે—સમષ્ટિની શુદ્ધિ વગર વ્યક્તિની શુદ્ધિ થાયજ નહિં. અને સમષ્ટિની શુદ્ધિના માર્ગમાં મુત્સદી, મુડીદાર વર્ગ સ્વાર્થી અધિકારીઓ વિઘ્ન નાખ્યા જ કરે અને ધૂની તરીકે માણસની ઠેકડી કરે. પરંતુ ધૂની માણસોજ સમાજને સૂઝવી શકે છે. જગતમાં સૂઝનારા તો ઘણા હોય છે જ પણ સૂઝાવનાર તો ધૂનીજ થઇ શકે. પોતાના સ્વાર્થનો જરા પણ વિચાર કર્યા વગર સત્યને માર્ગે પ્રયાણ કરવું એ અતિ વિકટ વસ્તુ છે. રાતદિવસના આ સત્ સહવાસથી મને આ બાબતનો પુરો ખ્યાલ આવ્યો છે, આ તીવ્ર ઝંખનાને લઇનેજ એમની તબીયત અત્યન્ત નબળી રહેતી. મગજ અશાન્ત રહેતું, અને પાચન શક્તિ છેકજ બગડી ગઇ હતી.

માથાનું દરદ બહુ વસમું થઇ ગયું હતું. હૃદય ઉપર દબાણ રહેતું. પણ કદી શરીર સાચવીને બેસી ના રહે કે આરામ ના લે: શરીર તો ઘસાવવા માટે જ છે એમ કહીને મને સાન્ત્વન આપે. રાત દિવસ એકના એક વિચાર કરવાથી બીજા કોઇ પણ વિષયમાં રસ ના પડે. કામનો ભાર ઊતારવા માટે નાનાં બાળકો સાથે કદીક પાનાં રમે. નહિં તો પોતાની મેળે પેશન્સની પાનાની રમત એકલા રમે. એ રમત તો જેમ બીડી પીનારનેબીડીથી મગજ શાન્ત થાય છે, તેમ એમની હૃદયની મુંઝવણનો મોટો આશરો છે. રમત રમતાં રમતાં અનેક પ્રશ્નોના તોડ મગજમાંથી કહાડયા છે; પહેલાંનો આકળો સ્વભાવ તેને ખુબજ સંયમમાં લાવી શક્યા છે. પેશન્સની રમત ખરેજ પેશન્સ એટલે ધીરજના પાઠ આપી શકે છે, પોતાના પ્રયાસથી એમણે મન ઉપર અત્યન્ત કાબુ મેળવ્યો છે. આટલાં વર્ષના સહવાસથી મને એમના સ્વભાવપલટાનો પૂરે પૂરો ખ્યાલ છે. વર્ષો ઉપર ડફ્રીન હૉસ્પીટલમાં મેડીકલ ઑફીસર તરીકે કામ કરતા જેમણે જોયા હશે તે વખતનો એમનો રૂઆબ અને ક્રોધી સ્વભાવ, તેનો પલટો આજ કેવો થયો છે તે સમજી શકશે કે પુરૂષાર્થનું પ્રાબલ્ય કેટલું છે. મારી સમક્ષ તો સદા પદાર્થ પાઠ મળતા જ રહે છે, દુર્ભાગ્યે એ પોતાના કામમાં અને ધૂનમાં ઘણાજ ગુંથાએલા રહેતા હતા અને રહે છે એટલે મારાં બાળકોને મારી માન્યતા પ્રમાણે જોઇએ એટલો લાભ મળ્યો નહિં હોય. એમને પોતાને તો પોતાનાં બાળક અને જગતનાં બાળકો વચ્ચે ભેદજ નથી. પણ મને એમ લાગ્યા કરે છે કે એમના સહવાસનો લાભ છોકરાંને બહુ ઓછો મળ્યો છે, આડકતરી રીતે અસર થાય–પણ પ્રત્યક્ષ અસર થવાનો અવકાશ ઓછો રહે. તે ઉપરાંત કુટુંબની વ્યવસ્થામાં–આચારમાં જે કાંઇ ગુંચો, આંટી ઘુંટી આવે તેમાં મગજ રોકવાની વૃત્તિ કે વખત મળે જ નહિં–પોતાના વિચારમાં અને કામમાં તેમજ તબીયતમાં રોકાએલા હોય એટલે

બીજા પ્રશ્નોમાં રસ ના રહે—અને સામાન્ય વ્યવહાર પ્રત્યે પહેલાંથી જ ઘણે અંશે અણગમો. છોકરાંઓની પ્રાથમિક કેળવણી તો હું ઘરમાં જ આપતી—અને આગળ ઉપર પણ શિક્ષણનું બધું હું જ જોતી—અને શીખવવાનું શીખવતી, એટલે એ તો નિશ્ચિંત હતા- એટલે બાળકોના શિક્ષણમાંએ એમણે માથું નથી માર્યું—ઘરનં નાણાં સંબંધી બધી જ વ્યવસ્થા મને સોંપેલી. એટલે એ બાબતે એમને જોવાની નહોતી. કુટુંબની દેખરેખમાંથી આ પ્રમાણે મુક્તિ મેળવ્યાથી એમનો પોતાનો માર્ગ સરળ થઇ ગયો હતો. અને મારી જવાબદારી વધી હતી. તેની સાથે સાથે મને જૂદી જૂદી દિશાના અનુભવ મળ્યા, અને વ્યવહારિક જ્ઞાન મેળવવાનો લાભ થયો. કુટુંબની આંતરિક બધી વ્યવસ્થા મારા જ હાથમાં હતી. પણ મોટા પ્રશ્નોમાં એમની સલાહ લેવી પડતી. તેવે પ્રસંગે મને જરા અગવડ પડતી નહિં—ઘણી બાબતોમાં જ્યારે મારાથી એકલીથી નિકાલ ના થઇ શકે ત્યારે બન્ને મળીને તોડ લાવીએ. વસ્તારિક કુટુંબમાં ઊછરતાં છોકરાઓ સંબંધે ઘણી વાર એવા પ્રશ્નો આવે કે બે જણ મળીને જ વિચાર કરવો પડે. તેવે વખતે હમેશ સલાહ આપે—એટલે જવાબદારીનો બોજો મને અસહ્ય કદી થયો નથી. બનતાં સુધી એમને એમના કામમાંથી રોકાણ ન થાય તે જોવું પડે એટલું જ. આ પ્રમાણે એમના કામની ધૂનમાં રહીને પણ અમારા કુટુંબનું ગાડું ચલાવવામાં સાથ તો આપ્યો જ છે, અને મારે એથી વધારેની જરૂર પણ નહોતી.

---

## પ્રકરણ ૩૭

વડોદરામાં બૉય સ્કાઉટસ અને ગર્લ ગાઇડસની શરૂઆત થઇ ગઇ હતી. સ્કાઉટીંગ વસ્તુ બહુ ઇષ્ટ છે. માત્ર જે રીતે આપણા દેશમાં એનો પ્રચાર કરવામાં આવે છે તે ઠીક નથી લાગતું. વડોદરાની ગર્લ ગાઇડસની કમિટિમાં કેટલાંક મિશનરી બહેનો, એકાદ, બે પારસી બહેનો, મિસીસ આબાસ તૈયબજી ને ને હું એટલાં હતાં. છોકરીઓને નવું નવું શીખવાનું, અને જાણવાનું મળે તેમ હતું પ્રવાસ અને પર્યટન દ્વારા વિવિધ પ્રકારના અનુભવ મેળવવાનું સારું સાધન હતું. એ છોકરીઓને ગૃહવિજ્ઞાન ઉપર વ્યાખ્યાનો આપવાનું મ્હેં માથે લીધું હતું. સાત આઠ વ્યાખ્યાનો મ્હેં આપ્યાં હતાં. વખત જતાં મ્હને આ સંસ્થા તરફ અરૂચિ ઉત્પન્ન થઇ તેથી મ્હેં તેમાંથી રાજીનામું આપ્યું. બ્રિટીશ સામ્રાજ્યનું પ્રાબલ્ય વધારવાને અનેક મોહમયી જાળ નાખવામાં આવે છે તેમાંની આ એક છે એ ભૂલવું ના જોઇએ. આપણા હસ્તક ચાલતા અખાડાઓમાં આવા પ્રકારની ખીલવણી થાય તો પરદેશી 'સ્કાઉટ' ની પ્રથાની જરૂર ના રહે અને વિદેશી પરિસ્થિતિમાં સંકળાવવું ના પડે.

આજ વર્ષમાં એટલે ૧૯૨૩ માં વડોદરાની શ્રી. મહારાણી ગર્લ્સ હાઇસ્કુલનાં પ્રિન્સીપાલ મિસ નીડહામ નવ મહિનાની લાંબી રજા પર ઇગ્લંડ જવાનાં હતાં. એમની જગ્યાએ કોઇ વિશ્વાસુ લાયક બહેન આવે તો પ્રગતિની પાયરીએ ચઢતી હાઇસ્કુલનું કામ બગડે નહિ એમ મિસ નીડહમને તેમજ તે વખતના વિદ્યાધીકારી શ્રી નંદનાથ દિક્ષિતને લાગ્યું. મિસ નીડહમની ઇચ્છા ને આગ્રહ હતો કે અગવડ વેઠીને પણ મ્હારે એ સંસ્થાની જવાબદારી લેવી. ઘર અને કુટુંબનો ખટરાકટ મુકીને આખો દિવસ તો મ્હારાથી સંસ્થાનું કામ થાય નહિ, પણ થોડો વખત દરરોજ જઇને શાળાની દેખરેખ

રાખવામાં મ્હને વધો ન લાગ્યો. તેથી થોડું ઓનરેરીઅમ લઇને મ્હેં કામ હાથમાં લીધું. અમદાવાદમાં વનિતાવિશ્રામની મહિલા પાઠશાળાનું સુકાન મેં હાથમાં રાખ્યું હતું. તે વખતે બાળકો વધારે ન્હાનાં હતાં. પણ આ સરકારી હાઇસ્કુલનું કામ વધારે જોખમદારીનું તેમજ વધારે ભારે હતું. છોકરીઓની સંખ્યા ઘણી વધારે અને કેળવણી ખાતાના પદ્ધતિસરના કામને પહેોંચી વળવા માટે મગજ-મારી પણ ઘણી વધારે. હેડ માસ્ટર મી. વૈદ્ય બહુજ ખંતીલા, અને મ્હારી મહેનત બચાવવા માટે કાળજી લેનારા હતા. છતાં કામનો બોજો મ્હને વધારે પડતો તો લાગ્યોજ હતો. કામ કરવાની ઇચ્છા અને મારી સંસ્થાને મદદ કરવાની હોંસને લઇને વસ્તુ હાથમાં લીધી. અને એકવાર હાથમાં લીધા પછી તો સાંગોપાંગ પાર પાડવા માટે શ્રમ લીધેજ છુટકો હતો. સંસ્થાના દરેક શિક્ષકો, તેમજ વિદ્યાધિકારી શ્રી નંદનાથ દિક્ષિતની સહાનુભુતિને પરિણામે નવ મહિનાને અંતે મિસ નીડહમને સંસ્થા સારી સ્થિતિમાં પાછી સોંપી શકાઇ. ગૃહવિજ્ઞાનના વિષયમાં સારી પ્રગતિ કરવા માટેનો પ્રબંધ તે વખતે મ્હેં કર્યો હતો. તે હજુ ચાલુ છે. શિક્ષકો અને પ્રિન્સીપાલ વચ્ચે સ્નેહભાવ અને મમભાવ તે વખતથી બહુ વધ્યો છે. ઉપરી અને હાથ નીચેના શિક્ષકો એ વસ્તુ મ્હને તો અમલાગ્ય લાગે. એટલે સઘળાં મળીને સુંદર સહકારથી બધું કામ ચાલ્યું હતું.

છેલ્લા મહિનામાં ગાંધીજીને યરોડા જેલમાં એપેન્ડીસાઇટીસનું ઑપરેશન કરાવવાનું હતું—અને એમનો મંદવાડ કટોકટીનો હતો તે વખતે શાળામાં ગાંધીજીના સ્વાસ્થ્ય માટે સમૂહ પ્રાર્થના કરવામાં આવી હતી. તે પ્રસંગે શ્રી. નંદનાથ દિક્ષિત અને એક બે બીજા ખાતાના અધિકારીઓ અમારી સાથે બેઠા હતા. એ પ્રસંગનું દશ્ય હજી મારી આંખ આગળ સચોટ છે. સંસ્થાના એકેએક શિક્ષ

અને નાનામાં નાની બાળાઓ અને પટાવાળા વિગેરે સઘળા ચોકમાં એકઠાં થઇને " મ્હારી નાડ તમારે હાથે હરિ સંભાળજો રે " એ ભજન અમે સહુએ મળીને ગાયું હતું. એના પડઘા હજી પણ મારાથી સંભળાય છે. સહુ એકજ વિચારમાં તલ્લીન હતાં. તે વખતનું વાતાવરણ પણ એવું જ હતું. શાળાના ઇતિહાસમાં પ્રજાના નેતા માટે આટલું સ્વાભાવિક લાગણી ભર્યું વાતાવરણ ભાગ્યેજ પહેલાં કદી પણ થયું હોય-એમ કહું તો વધારે પડતું નહિ ગણાય. સામાન્ય જનતાનું દૃષ્ટિબિન્દુ અને અધિકારીનું દૃષ્ટિબિન્દુ એકજ થવા માટે જે વસ્તુસ્થિતિ હોવી જોઇએ તે જવલ્લેજ બને છે. મારી હાજરી તે પ્રસંગે શાળાની અધિષ્ઠાત્રી તરીકે નહોતી પણ સ્ત્રી જગતની સેવિકા તરીકે હતી અને તેજ કારણને લઇને એ બધોએ વખત સુંદર વાતાવરણ જામેલું રહ્યું. અધિકારી તે પ્રજાના સેવક છે એ વસ્તુનું ભાન ભૂલી જવાથી ગેર સમજૂતી ઊભી થવા પામે છે જ્યા ગુલામીનું વાતાવરણ વધારે ત્યા વધારે પ્રમાણમાં વૈમનસ્ય રહે. મહારાણી હાઇસ્કુલની અધિષ્ઠાત્રી તરીકે મ્હેં નવ મહિના કામ કર્યું તેમાં મ્હને ઘણો જ અનુભવ મળ્યો સંપૂર્ણ શિસ્ત પાળતી સંસ્થામાં કામ કરવાથી શિસ્ત પાલન બહુ સારી રીતે શીખી શકાય છે આ ઉપરાત એકંદર વ્યવસ્થા શક્તિ બહુ ખીલી શકે છે વળી સરકારી ખાતામા કેટલી કેટલી ત્રુટિઓ છે તેનું પણ ભાન થયું. ખાતાના માણસો સાથે પરિચયમાં આવવાથી એક વસ્તુ જણાઇ આવી. ઉપરી અધિકારી ને ખુશ કરવા માટે વિવિધ પ્રકારના ઉપાયો લેવામા આવે છે. અને તેમાંએ સ્ત્રી શિક્ષિકાઓની સ્થિતિ તો બહુ દયાજનક છે. ગરીબ બિચારી હિન્દુ વિધવા કે અનાથ સ્ત્રી શિક્ષિકાને ગામ પરગામ થોડું કમાવવા માટે રખડવાનું અને ઉપરી અધિકારીની ઇચ્છા ઉપર એની ચડતી બઢતીનો આધાર રાખવાનો. સ્ત્રીઓની

નિર્બળતા પાર વગરની છે. તેમની પામરતા એટલી બધી છે કે મ્હોં ફાડીને કંઇ જ બહાર બોલી શકે નહિ. ઊંકું ઉચું પણ કરી શકે નહિ. ખાતાના ઉપરી અધિકારી વર્ગ ગમે એટલા સારા હોય પણ જો નીચેના માણસો ઉપર જાપ્તો સખત ના હોય, અને દેખરેખ મચોટ ના હોય તો ભયંકર સ્થિતિ થઇ જાય છે. એટલા માટે મોટા ખાતાઓમાં કામની વહેંચણી એટલે decentralisa tion વધારે થવું જોઇએ. તેમજ કેળવણી ખાતામાં જેમ બને તેમ સ્ત્રીઓના પ્રદેશમાં સ્ત્રી અધિકારીઓની નીમણુંક થવી જોઇએ. અને તેને યોગ્ય સ્ત્રીઓએ આ કાર્યમાં બહાર પડવું જોઇએ એ ન થાય ત્યાં સુધી અંધાધુંધી રહેવાની જ.

આ અરસામાં કોંગ્રેસ તરફથી કાઉન્સીલોમાં જવાની છૂટ મળી હતી. એટલે કાઉન્સીલ પ્રત્યેનો અસહકાર ખેંચી લેવામાં આવ્યો હતો. અને સ્ત્રીઓને મુંબઇની કાઉન્સીલમાં જવાની છૂટ હતી. તેથી શ્રી. અબ્બાસ તૈયબજી અને બીજા વડોદરાના મિત્રોએ તેમજ અમદાવાદના મિત્રોએ મ્હને કાઉન્સિલ માટે ઉમેદવારી કરવાનો આગ્રહ કર્યો. મ્હને થોડી ઘણી ઇચ્છા થઇ હતી. પણ કામનો બોજો વિશેષ પડે, અને મોટા ક્ષેત્રમાં કામ થઇ શકે કે નહિ એની શંકા પડી. છતાં મ્હેં ગાંધીજીને કાગળ લખીને એમની સલાહ માગી. ગાંધીજીએ મ્હને જવાબ બહુ સચોટ આપ્યો. કોંગ્રેસના બીજા અનુયાયીઓનો આગ્રહ હતો તેથી એ વસ્તુ કોંગ્રેસે સ્વીકારી હતી. પણ ગાંધીજીને પોતાને તો એ જરા રૂચતું નહોતું. જે માણસો કાઉન્સીલની બહાર રહીને કામ કરી શકતાં હોય તેમણે તો કાઉન્સીલની જાળમાં ફસાવવાની જરા જરૂર નહિ. અને અંદર જવાથી મોટો લાભ મેળવી શકાય તેમ નથી. એટલે એમાં મોહ રાખવાનું કંઇ નથી. આ મતલબની સલાહ મળી એટલે મ્હેં તો માંડી જ વાળ્યું. એ વખતે જો મ્હેં પ્રયાસ કર્યો હોત તો મિત્રોની મદદ

વડે હું જઇ શકી હોત. પણ મને એ બાબતનો પસ્તાવો જરા થતો નથી. કેમ કે એ સભાઓના કામની હકીકત જાણીને એમ જ થાય કે એ બધાં ફારસ જેવાં છે. એ જાળમાં હું ના ફસાઇ તે સારૂં જ થયું એમ હવે લાગે છે. કોઇ પણ પ્રકારની સત્તા એ સંસ્થાને હોતી નથી. અને વખત અને શકિતનો નિરર્થક વ્યય થવા જેવું છે. અલબત્ત બહુ લાંબે ગાળે કાંઇક તો પરિણામ આવે પણ શકિતના વ્યયના પ્રમાણમાં કાંઇજ નહિ.

આ વર્ષના ઊન્હાળામાં અમે સકુટુંબ નવસારી પાસે ' દાંડી ' ના દરીઆ કિનારે અંબાલાલ સાકરલાલના નાના બંગલામાં રહેવા ગયાં હતાં. મકાન બહુજ નાનું હતું. અને ગામ તો વળી છેક જ નાનું. પણ દરીઓ બહુ સરસ. અને એકાન્ત જગ્યા હતી. હવા પાણી સુંદર હતાં. અમારૂં કુટુંબ અને વૈકુંઠરાય દેસાઇનાં છોકરાં સાથે હતાં. નવસારીના નગરશેઠના પુત્ર અને તેમનાં પત્ની પણ હતાં. જેમ તેમ કરીને અમે સમાવેશ કર્યો હતો. છોકરાંઓને પરીક્ષાઓની મહેનત પછી આરામની જરૂર હતી. અને થોડે ખરચે આ લાભ મળતો હતો તેથી આ જગ્યા પસંદ કરી હતી. ગામડાંના લોકો સાથે પરિચયમાં આવવાનો લાભ બહુ મળ્યો. અને તેમના ખૂબ જ નિકટ સંબંધમાં આવવાથી એમનું જીવન જોવાના પ્રસંગો મળ્યા. લગ્ન મરણ પ્રસંગે ખોટા ખરચોનો બોજો એ લોકોને કેટલો કચરી નાંખે છે, સમાજની રૂઢિ સ્હામે જરા પણ એ લોકોથી થઇ શકાતું નથી, કેટલી બધી દુર્દશા, અજ્ઞાનના અંધકારમાં સડવું પડે છે એનો બહુજ ખ્યાલ આવ્યો. ન્હાના સરખા ગામડાંમાં પણ પક્ષાપક્ષને લઇને કુટુંબોની પાયમાલીથઇ જાય છે અને બહારગામથી ધનિક લોકો આવીને જમીનો પચાવી પાડે છે એ જોયું. આપણાં બધાંજ ગામડાંની આ દશા છે.

જાપાનનો ભયંકર ધરતી કંપ આ વખતે થયો હતો. એ

મોટામાં મોટો ધરતી કંપ હતો એમ તે વખતે લાગ્યું હતું. પોતાનું કોઈ માણસ આપત્તિમાં આવી જાય છે તો એ આપત્તિનું ભાન વધારે થાય છે. શ્રી. હંસાબેન મહેતા તે પ્રસંગે ટોકીઓમાં હતાં અને એ ભૂકંપમાં સપડાયાં હતાં. એ ખબર આવી એટલે બધાના હોશ ગગડી ગયાં—અને ખૂબ જ ચિંતાથી સઘળા સમાચાર મેળવવા લાગ્યાં. તે વખતે શ્રી. મનુભાઈ તો સીમલા ગએલા હતા. તેમના કુટુંબી જનો સ્વાભાવિક રીતે ખૂબ જ ચિંતાતુર થયાં હતાં. અમે સૌકો આશ્વાસન આપતાં અને હરેક પ્રકારે માહિતી મેળવવાના માર્ગો સૂચવતાં હતાં—તાર વિગેરેનો સંબંધ તો તૂટી ગયો હતો. એ ત્રણ દિવસ પછી સંતોષકારક ખબર આવી ને હંસા બહેનની સલામતીની ભાળ પડી. પરદેશમાં પોતાના દેશના વતનીઓ ખૂબ જ અરસ્પરસ મદદ કરે છે—સઘળાં હિન્દીઓ—તે વખતે ત્યાંના જાપાનમાં એક જ કુટુંબીઓ હોય એવો વર્તાવ થઈ રહ્યો હતો. આ ભૂકંપ વખતે પારાવાર સંકટ સહુને વેઠવું પડ્યું હતું. પણ આપત્તિ પોતાની સાથે અજબ ધૈર્ય લાવે છે—એ ખરે જ સત્ય છે. એનું હૃદયદ્રાવક ચિત્ર હંસા બહેને આવ્યા પછી આપ્યું હતું. પોતે કુટુંબથી દૂર એકલાં પરદેશમાં દૈવી કોપમાં સપડાઈ ગયાં હતાં—પણ જરા હિંમત હાર્યાં નહોતાં—મૃત્યુના મ્હોંમાં જ જઈને પડ્યાં હતાં એમ કહીએ તો ચાલે—છતાં સમયસૂચકતા અને અડગ ધૈર્યથી સામનો કરીને ધીરજ કેળવી હતી. કચુપોચું માણસ માત્ર આઘાતથી જ મરી જાય ! એમણે અમારી મહારાણી હાઇસ્કૂલમાં એ ભૂકંપ ઉપર વાર્તાલાપ કર્યો હતો. ને પોતાની સ્થિતિનો આબેહૂબ ચિતાર આપ્યો હતો. પરદેશ ખેડવાથી જે બહાદુરી ને હિંમત આવે છે તેનો પ્રત્યક્ષ પુરાવો હંસાબહેને આપ્યો.

શ્રી. રાજકુમાર જયસિંહરાવ જેઓ ઘણાં વર્ષોથી ચિત્તની અશાંતિ ભોગવતા હતા, અને જેમના લાભાર્થે ડૉક્ટર ૭ મહિના

સુધી જર્મનીમાં રહેતા હતા તે એકાએક યુરોપમાં મૃત્યુવશ થયાના સમાચાર આવ્યા. ડૉક્ટરને એમની સાથે ધાડો સંબંધ હતો, અને તેમનાં પત્ની શકુન્તલા રાજેને તો પોતાની પુત્રી માફક કાળજી કરીને જર્મનીના વસવાટ દરમીયાન રાખી હતી. એટલે સ્વાભાવિક રીતે આ સમાચારથી એમના મનને આઘાત થયો. શ્રી. શકુન્તલા રાજેને આશ્વાસન આપવાનું બહુ મુશ્કેલ હતું. પતિ જતાં એમની સ્થિતિ દયાજનક થઇ. તેમને એક પુત્રી થઇ હતી. પણ તે એક વર્ષની થતાં મૃત્યુ પામી હતી. એટલે એમને જીવનમાં કાંઇ રસ રહ્યો નહિ. યુરોપથી પાછાં આવ્યા ત્યાર પછી તેમને સ્ત્રી જાતિની સેવા કરવા માટે ખૂબ સમજાવ્યાં. જર્મનીમાં ડૉક્ટરે તેમને અનેક ઉદ્યોગ શાળાઓ બતાવી હતી. તે જ્ઞાનનો લાભ લઇને વડોદરામાં ચાલતી ઉદ્યોગ શાળાનો વહીવટ લેવાનું કહ્યું. ડૉક્ટર પ્રત્યે એમને ખુબજ લાગણી હતી. અને પોતાના ગુરૂ સમાન એ ગણતાં તેથી છેવટ એ કબુલ થયાં. પણ એ સરતે થયાં કે એ સંસ્થાનું મંત્રીપદ મ્હારે લેવું. હું કબુલ થઇ. અને વર્ષો સુધી મ્હેં એમનાં સહકારથી ઉદ્યોગ શાળાનું કામ કર્યું. એ સંસ્થાને સારી સ્થિતિમાં મૂકવા માટે એમણે સારો શ્રમ લીધેલો છે.

શ્રી. ગાંધીજી યરોડા જેલમાં હતા તે દરમ્યાન ઇન્દુલાલ યાજ્ઞિક પણ ત્યાંજ હતા. ગાંધીજીની સઘળી તહેનાત ઇન્દુલાલ ઉઠાવતા તેમનાં પુસ્તકો લખવામાં મદદ કરતા. એમના વસવાટ વખતે હું ને ડૉક્ટર ઇન્દુલાલ ને મળવા યરોડા જેલમાં ગયાં હતાં. તે પહેલાં મ્હેં કોઇ પ્રસંગે કોઇ જેલ વાસીની એ પ્રમાણે મુલાકાત લીધી નહોતી. તેથી મ્હને વિચિત્ર લાગ્યું. અને ઇન્દુલાલની બહુજ દયા આવી. બહાર વન વનાટ કરતા સિંહને પીંજરામાં પૂર્યો હોય એવી પરાધીન સ્થિતિ એમની લાગી. ઝાઝો વખત મળવાને માટે આપતા નહિ. પણ એટલું એમની પાસેથી જાણી લીધું કે જેલમાં ગાંધીજીનું

અજબ માન હતું. પહેરેગીરો સુપ્રીન્ટેન્ડેન્ટ સઘળા માન બરોબર સાચવતા. અને તેમની સાથેના રાજકારણી જેલવાસીઓ પ્રત્યે પણ બહુ સહાનુભૂતિ રાખતા.

શ્રી. ગાંધીજી જેલમાંથી છૂટીને પુનાના દવાખાનામાં હતા તે વખતે એમની મુલાકાતે હું ને ડોકટર ગયાં હતાં. દવાખાનામાં શ્રી. કસ્તુરબા, શ્રી. અનસૂયા બહેન અને બીજાં બેચાર જણાં ગાંધીજીની સારવાર કરી રહ્યાં હતાં. ગાંધીજી ખૂબજ નબળા પડી ગયા હતા. અને બહુ થોડું બોલવાની એમને રજા હતી. ડોકટરને તો ડોકટર તરીકે એમની નાડી પરીક્ષા કરી શકે તેથી પથારીમાંજ બેસાડયા. ને હું એમના ઓશીકા આગળ બેઠી. પ્રસંગવશાત છંદુલાલની વાત નીકળતાં અમને બન્નેને કહ્યું કે ઇન્દુલાલના મન ઉપર ત્હમે બન્નેએ બહુ ઊંડી અસર કરી છે. ત્હમારે બન્નેને માટે એમને અત્યન્ત પ્રેમ અને માનની લાગણી છે. એટલે ત્હમે એમને એમના કાર્યમાં સારી મદદ આપી શકશો. " ઇન્દુલાલનું માનસ જેલવાસને લીધે પરિવર્તન પામ્યું હતું. એ સમજાવવાની આ પ્રસ્તાવના હતી. આ અમારી મુલાકાત પછી થોડા વખતમાં ગાંધીજી ને સજામાંથી મુક્તિ મળી. અને પ્રજા જીવન સામાન્ય બની ગયું. અસહકારનો જુવાળ યંભી ગયો. કાઉન્સીલોમાં જવા માટે લોકોએ દોડા દોડ કરી મુકી. શ્રી. મોતીલાલ નહેરૂ, લાલા લજપતરાય, શ્રી. ચિત્તરંજનદાસ, શ્રી. વિઠ્ઠલભાઈ પટેલ-ચારે ભડવીરોએ કાઉન્સીલો ગજાવી. ને એક રીતે જોતાં કેટલેક અંશે દેશની પ્રતિભા વધારી. આ પ્રભાવશાળી વ્યક્તિઓએ કાઉન્સીલમાં બહુ સુન્દર છાપ પાડી, સરકારને વિચાર વમળમાં તો મૂકીજ દીધી. અસહકારનાં વર્ષો પછી સામાજીક વાતાવરણમાં કેટલેક અંશે પ્રગતિ થઈ હતી-સમાજ નવાં આન્દોલન ઝીલવાને તૈયાર થયા હતો. શ્રી. હંસાબેનના લગ્ન ડૉ. જીવરાજ મહેતા સાથે શ્રી અનુભાઇએ કરાવ્યાં. આંતર્જાતીય લગ્ન આ પહેલાં ડૉક્ટરના ભાઇ

ભાસ્કર અને ઊર્મિલા બહેનનાં થયાં હતાં. પણ તે અનુલોમ લગ્ન હતાં. હંસા બહેનનાં લગ્ન પ્રતિલોમ હતાં એટલે એક ડગલું આગે કુચ કદમ કહેવાય. લગ્નનાં દ્વાર વધારે ખૂલ્લાં થયાં ;અને જાતિ ભેદનું ખંડન કરનાર મોટું શસ્ત્ર હાથમાં આવ્યું. અમે સહુએ આ લગ્નમાં હર્ષથી ભાગ લીધો હતો. મનુભાઇના મોટા કુટુંબમાં નવી પ્રણાલિકા પડતી હતી. અને એમની પરિસ્થિતિવાળાને એ સુગમ પડી ગઇ. કુટુંબમાં બધાનો એકમત આ નવા માર્ગ માટે હોય નહિ. છતાં એમનાં વૃદ્ધ માતુશ્રી જમાનાને બરોબર ઓળખતાં હતાં. અને વહેણ પ્રમાણે વર્તન કરી શકે એવી એમની પ્રકૃતિ હતી. તેથી એમણે આ લગ્નને વધાવી લીધું—અને એમની શીળી ઓથમાં સહુને રાખીને નિશ્ચિંત કર્યાં. સાધનસંપન્ન માણસજ આવી વસ્તુઓમાં પહેલ કરી શકે. ગરીબનો ગજ વાગે નહિ. સમાજ ગરીબ માણસને પીખી ખાય. માટે સમાજમાં જો કાંઇ પ્રગતિ કરવી હોય તો ધનિકે જ અગ્રણી થવું જોઇએ.

## પ્રકરણ ૩૮

મહારાણી ગર્લ્સ હાઇસ્કુલની અધિષ્ઠાત્રીતરીકે નવ મહિના સુધી કામ કર્યા પછી ખાસ બીજું કામ તત્કાળ મ્હેં હાથમાં લીધું નહોતું. વડોદરામાં સ્થપાએલા સ્ત્રી અને બાળરક્ષક સંગ્રાનું કામ અને શ્રી ચીમનાબાઇ મહિલા પાઠશાળાનું કામ હાથમાં હતું તેમજ બીજાં કેટલાંક પરચુરણ કામો પણ વડોદરામાં રહીને જ કરવાનાં હતાં એટલે નવું કામ નહોતું લીધું. અમદાવાદમાં યુગ ધર્મ માસિક ચાલતું હતું તેનું કામ ડૉકટરને સતત કરવાનું હતું-કેમકે ઇંદુલાલ જેલમાં હતા શ્રી નંદલાલ શાહની નાણાંની મદદ ના હોત તો યુગધર્મ અને યુગધર્મ કાર્યાલયનું પ્રકાશન ખાતું સૂઇ જાત. ડૉકટર અને નંદલાલ બન્નેએ ટકાવી રાખ્યું.

વડોદરાના રાજકીય જીવનમાં ડૉકટરે પગપેસારો કરવા માંડ્યો ને એકદમ કામનો બોજો એમના પર ખૂબજ આવ્યો. નવસારી પ્રાંતની પછાત કોમ જે રાની પરજ અથવા કાળી પરજ તરીકે ઓળખાય છે તેમના કામ સંબંધી નીકાલ આવ્યા પછી પેટલાદ તાલુકાની પ્રજા રડતી કકળતી એમની પાસે આવી. આ તાલુકાના ખેડુત લોકો કેટલેક અંશે ખેડાના સત્યાગ્રહ અને બોરસદના સત્યાગ્રહને લઇને જાગૃત થએલા હતા. તેમજ એમની આર્થિક સ્થિતિ નબળી પડી ગઇ હતી. વરસાદ ઓછો પડવાને લીધે એમના કુવાનાં પાણી ઊંડાં ઊતરી ગયાં હતાં. આ અને બીજાં એવાં અનેક કારણો લઇને એમની જમીન આંકણીમાં ફેરફાર કરવાની વખતે ગાયકવાડ સરકાર પાસે તેઓ રાહત માગતા હતા. આ પ્રશ્ન બહુ મોટો હતો. અને પ્રમાણિક અને નિઃસ્વાર્થી સલાહની જરૂર હતી. આગલે વર્ષે ખેડુત પ્રજામંડળ સ્થાપીને એ લોકોએ સરકાર પાસે પોતાની મુશ્કીલીઓ રજુ કરી હતી. ખેડુતની મુશ્કેલીઓ તપાસીને યોગ્ય બંદોબસ્ત કર-

વાની એ લોકોએ સરકાર પાસે માગણી કરી હતી. સરકારે કાંઈ દાદ ફર્યાદ દીધી નહિ. ત્યારે એ લોકોએ મોટા પાયા પર સંગઠન કરવાની ઈચ્છા દર્શાવી. 'અને ડોકટરને નેતૃત્વ લેવાનું' કહ્યું. એમની તબીયત બહુજ નબળી રહેતી હતી. પાચનશક્તિ છેકજ ઘટી ગઇ હતી. અને હૃદય પર પણ દબાણ બહુ હતું. છતાં પ્રજાને પોકાર બ્યાજબી લાગ્યો અને એમની વ્હારે બીજું કોઇ જાય તેમ નહોતું એટલે સાથ આપવાનું નક્કી કર્યું. પ્રશ્ન બહુ વિકટ હતો. ચરોતરનો ખેડુત એટલે કાબેલ તો ખરોજ. છતાં બહુ દબાઇ ગએલો એટલે કયો માણસ ખરો સાથ આપશે અને કોણ છેવટ સુધી ટકશે એ નિર્ણય કરવો બહુ અઘરો હતો. સરકારી અધિકારી સાથે મસલત કરીને જો ખેડુતોના પ્રશ્નોનું સમાધાન થઇ શકે તેમ હોય તો ઠીક એમ લાગવાથી પહેલાં તો સમાધાનીનોજ માર્ગ લીધો. આજ સુધી સરકારી શાસનની ઉપરવટ થઇને કોઇ પણ પ્રકારની પોતાના હિતની માગણી કરવાની હિંમત પ્રજા વર્ગમાં આવી નહોતી. પણ સ્વરાજ્યની ચળવળ દેશભરમાં ચાલવા માંડી હતી. તેને પરિણામે બ્રિટિશ ગુજરાતની પાસેજ આવેલા ગાયકવાડી પ્રદેશમાં પ્રજામાં થોડી ઘણી હિંમત આવે એ સહજ હતુ. પરંતુ ગાયકવાડી અધિકારીઓ પ્રજા જાગૃતિનું માપ કરી શકયા નહિં—અને પ્રજાની માગણી ગણકારી નહિ. આ ભૂલને પરિણામે પેટલાદનો સત્યાગ્રહ મંડાયો. ખેડાના સત્યાગ્રહના પાઠ નિષ્ફળ ના ગયા. ખેડુતોની સભાઓ ગામે ગામે થવા માંડી. અને સંગઠન થવા માડયું. મોજીત્રા મુકામે ખેડુતોની પરિષદ ભરવાનું નક્કી થયું. ડૅાકટર સુમંતને તેનું પ્રમુખપદ આપવાનું ઠર્યું. પરિષદ પહેલાં પ્રચારનું કામ પુષ્કળ થયું. અને તેમાં ગાયકવાડી પ્રજાના ખેડુતો જે ગાંધીજી સાથે આફ્રિકાના સત્યાગ્રહમાં જોડાયા હતા, અને ત્યાં તાલીમ લીધી હતી તે સહુએ સાથ આપ્યો. ગાયકવાડી પ્રજા અને સરકારને એક નવોજ અનુભવ

કરવાનો પ્રસંગ મળ્યો. ખેડુતોની અનેક મુશ્કેલીઓનો ખ્યાલ સામાન્ય પ્રજાને આ પ્રસંગે થયો. ભિન્નભિન્ન અભિપ્રાયો, અને ભિન્નભિન્ન માન્યતાઓ-સઘળાની પતાવટ કરીને એક રાગ કરીને એક હળાઇ ગએલી પ્રજાને સત્તાધારી શાસન કર્તાની સ્હામે સત્યાગ્રહના મોરચા માંડીને સામનો કરવામાં સાથ આપવો એ કામ કેટલું વિકટ છે, અને કેટલાં લોહીનાં પાણી થાય છે એ જેણે જોયું હોય અથવા અનુભવ્યું હોય તેજ જાણે. કેટલાએ દિવસોના ઉજાગરા. કેટલીએ મનની તોડ જોડ આવા મોરચામાં કરવી પડે-સત્ય અને ન્યાયને રસ્તે જનાર માણસનો માર્ગ વધારે વિકટ થાય. કેમકે ધ્યેયને પહોંચવાના આડા અવળા માર્ગ લેવાય જ નહિં. અને સીધો માર્ગ અનેક મુશીબતોથી ભરેલો. છતાં પ્રજામાં જે બળ આવ્યું હતું તેની યોગ્ય દોરવણી કરીને સોજીત્રાની પરિષદ તો ડૉકટરે સફળતાથી પાર પાડી. એમની તબીયત ઠીક લથડી ગઇ હતી. તેથી તેળીને આહાર લેવાનો અને શ્રમ બહુ લેવાનો નહિં-ઝાઝું બોલવું નહિ. આ બધાંની દેખરેખ રાખવા અને દાબ રાખવા મ્હારે એમની સાથે સતત રહેવું પડતું. એટલે આ પ્રસંગે મ્હને પણ રાજકીય વાતા વરણની ઝાંખી મારી પેઠે થઇ. અને એ પ્રશ્નોમાં મ્હેં પણ રસ લેવા માંડયો. પેટલાદ તાલુકાના સોજીત્રા ગામનો તો ઇઆજ પરિષદ્‌ના દિવસોમાં અદ્દભુત હતો. હજારો સ્રી પુરૂષો આબાલવૃદ્ધ-નવું જોવા અને જાણવા તેમજ ગાંધીજીનાં દર્શન માટે આવ્યાં હતાં. ડૉકટરે પહેલેથી સંદેશો કહેવડાવ્યો હતો કે કોઇ પણ પ્રકારનું ધાંધળ કે દેખાવો અને આડંબર કરવો નહિં. પરંતુ અમે જ્યારે સહકુટુંબ સોજીત્રા સ્ટેશને ઉતર્યા ત્યારે તો માનવ મેદની સ્વાગત કરવા માટે ઉભેલી હતી. સ્વયંસેવકોની હલગાર હતી. ઢોલ તાંસાના અવાજથી સ્ટેશન ગાજી રહ્યું હતું. પેટ્રોમેક્સના દીવાનો પ્રકાશ ચારેબાજુ પડતો હતો. અમે તો સ્તબ્ધજ થઇ ગયાં-વરઘોડાની

માફક અમે એક બ્હેલમાં બેઠા. સરઘસ તો મોટું તે જતાં જતાં કલાક થઇ ગયો. ડૉકટરને જરા ગમ્યું નહિં-લોકોને નિરાશ કરવાની હિંમત પણ ચાલી નહિં-એમને તો સ્હામો શ્રમ પડયો ને મનને કચવાટ થયો. લોકો એટલા ઉમંગ અને ઉત્સાહમાં આવ્યા હતા કે તેમના ઉમળકાને તાબે થયા વિના ચાલે એમજ નહોતું.

રાતના ઉજાગરા ન થાય, વખતસર ખાવાનું સારૂં મળે, અને બહુ બોલવાથી થાક ન લાગે તે સંભાળવાનું હતું. મ્હારો જીવ આખો વખત તેમાંજરહેતો. લોકોની લાગણી જોઇને એક પ્રકારનો આનંદ થતો, તેમજ કેટલેક અંશે દયા આવતી. ભોળી પ્રજા કચડાઇ ગયેલી અને જુલમથી ઘુંદાઇ ગએલી કોઇ પણ પ્રકારના આશરા વગરની થઇ ગએલી તેમને આટલી ઓથ મળવાથી ઉત્સાહી થઇ હતી. પરિણામ શું આવશે તે તો કોઇ જાણતું નહોતું. પણ સંગઠ્ન કર્યાથી બળ કેળવાશે એટલી ખાત્રી હતી. ડોકટરનું ભાષણ લાંબુ હતું. પુરૂ વાંચવાની એમની તાકાત નહોતી. મુખ્ય મુદા વાંચ્યા અને કર્ત્તવ્યનિષ્ઠ કાર્યકર્તાઓ માટે માગણી કરી. ગામે ગામે એક એક કર્તવ્યપરાયણ સ્વંસેવક મુકીને ગામની ખરી હકીકત મેળવીને રજુ કરવી, અને ગામના ખેડુતોને સંગઠીત કરવા, એ કામ સોપ્યુ. ત્યાર પછી સરકારે સમિતિ નીમી. અને કેટલેક અંશે ખેડુતોને રાહત મળી. જો ખેડુતોએ સંપ રાખ્યો હોત, અને સ્વાર્થ બુદ્ધિ છોડી હોત તો ઘણો લાભ મળી શકત સરકારને કેટલેક અંશે નમતું તો આપવુંજ પડયું. પણ ભવિષ્યમાં હંમેશ માટે લાભ થાત.

આ પ્રસંગે ભાઇ શ્રી રંગીલદાસ કાપડીઆએ ડોકટરને તન તોડ મદદ કરી. અને એમની કાર્ય કુશળતાથી ડોકટરને શ્રમ બહુ ઓછો પડયો. લખવા કરવાનું બધુ કામ એજ ઉપાડી લેતા. એમની મદદથી પ્રચારકાર્ય બહુજ સારી રીતે થયું. એ વખતથી એમની સાથે સંબંધ બંધાયો તે આજ સુધી અમારે ચાલુ છે. રંગીલદાસ

અને તેમનાં સ્નેહાળ પત્ની સુરજબ્હેન અમારાં કુટુંબી જેવાં થઇ ગયાં. છોકરાંના રંગીલદાસ હજીએ માનીતા છે. વાંચવાનો ને પુસ્તકો ખરીદવાનો બેહદ શોખ એટલે સારાં નવાં પુસ્તકો જોઇએ તો એમની પાસેજ માંગી લેવાનાં. એમની ઘરની લાઇબ્રેરી ત્યાર પછી અમારે માટે ખુલ્લી થઇ. અને છોકરાંઓએ તેનો લાભ પણ ખૂબ લીધો, અને લે છે.

પેટલાદનું કામ ચાલતું હતું ત્યાં બિલ્લીમોરામાં પ્રજામંડળની ખાસ બેઠક બોલાવવાનું નક્કી થયું. ડૉક્ટરને તો ઘડીની નવરાશ નહિં ને શરીર અર્ધું થઇ ગએલું પણ ગામના મોખરાની જમીનના કરનો પ્રશ્ન ઉપસ્થિત થયો હતો. એનું નિરાકરણ કર્યા વગર છૂટકોજ નહોતો. મહેસુલી ખાતાના ઊંડા અભ્યાસી અને સરકારમાં પ્રતિષ્ઠા પામેલા અધિકારી રામલાલભાઇ તે વખતે સ્વમાનની ખાતર નોકરીમાંથી છૂટા થએલા હતા. તેમને પ્રમુખપદ આપવાનું હતું. પણ કમભાગ્ય એવું થયું કે તેજ વખતે તેમને ફરી નોકરીમાં શ્રી. મહારાજ સાહેબે લીધા. એટલે પ્રમુખપદ કોને આપવું તે પ્રશ્ન ગંભીર થયો. કાર્યકર્તાઓ એ ખૂબજ આગ્રહ કર્યો કે કટોકટીના પ્રસંગે ડૉકટરે જ પ્રમુખ થવું જોઇએ. શ્રી. રામલાલભાઇ સરકારી નોકરીએ ચઢયા હતા છતાં સંપૂર્ણ સહાનુભુતિથી મદદ કરવાની કબુલત આપી. શ્રી. સાણે દાદા, મહુભાઇ કાંટાવાળા, અને રામલાલભાઇના અતિ આગ્રહને માન આપીને એમણે પ્રમુખપદ સ્વીકાર્યું. ચાર પાંચ અઠવાડીઆમાં તૈયારી કરવી હતી. પણ બીલ્લીમોરાના ઉત્સાહી કાર્યકર્તાઓએ જોસભેર તૈયારી કરી. ત્રણ અઠવાડીઆ પહેલાં ડૉકટરે જઇને ધામા નાખ્યા. અને રંગીલદાસ, અને નવસારીના ઉત્સાહી ભાઇઓ, શ્રી. વામનરાવ તામ્હણકર, અહિરીકર, વિગેરેની મદદથી સુંદર પ્રચાર કાર્ય થયું. મ્હારાથી શરૂઆતમાં જવાયું નહોતું. કેમકે છોકરાઓને મુકીને આટલો બધો

વખત જવાય તેમ નહોતું. બિચારાં સુરજ બ્હેનને અથાગ શ્રમ પહોંચ્યો. પ્રચાર કામ માટે સંખ્યાબંધ કાર્યકરોને કામે લાગવું પડયું હતું. તે બધાનું ખાવા પીવાનું સંભાળવાનું અને ડૉક્ટરની તબીયત સાચવવાની. શ્રી. રામલાલભાઇની દોરવણીથી કામ સારી રીતે પાર પડયું. પેટલાદ-સત્યાગ્રહ અને બીલ્લીમોરાની ખાસ પરિષદને પરિણામે પ્રજામંડળની પ્રતિષ્ઠા વધી, લોકમાં બળ આવ્યું અને રાજકારણમાં લોકો વધારે રસ લેતા થયા.

આ પરિષદ વખતે રાનીપરજના કેટલાક પ્રશ્નોની છીણવટ. થઇ હતી. એ પ્રજાના પ્રતિનિધિઓના સંસર્ગમાં હું પહેલીજવાર આવી. પ્રજામંડળની બેઠકમાં આ પહેલાં મ્હેં હાજરી આપી નહોતી આ વખતે હું પ્રતિનિધિ થઇ અને ત્યારથી સંબંધ શરૂ થયો તે દિન પ્રતિ દિન ગાઢ થતો ગયો. બ્રિટીશ કરતાં ગાયકવાડી રાજ્યની પરિસ્થિતિ જૂદી એટલે રાજકારણના પ્રત્યક્ષ સંબંધમાં આવવાનો વધારે અવકાશ મળે તેથી એ કાર્યમાં રસ પણ વધારે પડે. પ્રજા મંડળની કાર્યવાહીમાં તે વખતથી જ મ્હને રસ લાગ્યો. જુવાન કાર્યકરો સાથે નિકટના સંબંધમાં આવતાં જાણવાનું પુષ્કળ મળ્યું અને શહેરી તરીકેના કર્તવ્યનું ભાન ઠીક ઠીક થયું.

સ્ત્રીઓની ઉન્નતિ, તેમની કેળવણી, બાળ સંભાળ વિગેરે વિષયો ઉપરાંત વડોદરા રાજ્ય પ્રજામંડળનાં કામમાં મન પરોવવાને લીધે મનનો વિકાસ થવા માટે સાધન મળ્યું જીવન બહેલાવવાનો માર્ગ મળ્યો; માણસ જો ધારે તો અનેક રીતે પ્રસંગ મેળવીને પોતાનો વિકાસ સાધી શકે છે. પ્રસંગો શોધીને તેનો લાભ લેતાં શીખવું જોઇએ. ડૉક્ટરના સહવાસથી જે મ્હારા જીવનમાં અનેક લાભ થયો છે તેમનો મોટામાં મોટો એજ છે કે વિવિધ પ્રકારના વાતાવરણમાં રહીને, વિધવિધ પ્રકારની પ્રકૃતિનાં સ્ત્રી

પુરૂષના સંબંધમાં આવીને, નવિન નવિન અનુભવો મેળવીને જીવન વિશાળ બનાવવાના પ્રસંગો સાંપડતા જ ગયા. અને તે પ્રસંગોનો લાભ લેવામાં એમની સહાનુભૂતિ અને એમની દોરવણીએજ સરળતા કરી આપી છે.

આ વર્ષમાં ભાવનગરની મહિલા વિદ્યાલયની ઉદ્દ્ઘાટન ક્રીયા મ્હારે હસ્તક કરવામાં આવી. સ્વ. ભાઈ અમૃતલાલ દાણી વર્ષો ઉપર અમદાવાદમાં મહિલા વિદ્યાલયમાં મ્હને ને રા. ઇન્દુલાલને મળવા આવ્યા હતા. નવાજ ગ્રેજ્યુએટ થએલા, બહુ મુંગા અને શરમાળ સાલસ સ્વભાવના હતા. અમદાવાદના વિદ્યાલયમાં તો કોઇ નવા માણસની જરૂર નહોતી–પણ સુરતમાં કોઇ સેવા ભાવી માણસની માગણી હતી–સુરતની કમિટીના મંત્રિ ડૉ. કરસુખભાઇ વોરા ઉપર કાગળ લખ્યો. તરતજ સુરતના વિદ્યાલયમાં દાણીની નીમણુંક થઇ. તે વખતથી સ્ત્રીઓની કેળવણીનો પ્રશ્ન દાણીએ પોતાનો કરી લીધો. વિદ્યાલયમાં પોતાનો પ્રાણ રેડયો. કન્યા કેળવણીમાં સુરત પછાત હતું તેને મોખરે આણ્યું. કેળવણી વિષયના બહોળા ક્ષેત્રમાં દાણીએ પોતાની સેવા આપી. એમના શિક્ષણનો લાભ જે બહેનોને મળ્યો તેમનાં જીવન તો ફેરવાઇજ ગયાં, એટલી સુંદર છાપ તેમણે પાડી. પણ દાણીના: ઉદાત્ત વિચારો સુરતથી જીરવાયા નહિં, તેથી તેઓ હતાશ થયા. અને અત્યન્ત લાગણીપ્રધાન પ્રકૃતિ એટલે શરીર પર અસર થઇ. આ કારણને લઇને એ કાઠીઆવાડ પાછા ફર્યા કાઠીઆવાડનું ભાવિ ઉજળું એટલે દાણી એને સાંપડયા. આ સેવા ભાવી યુવકે સ્ત્રી જીવનની ઉન્નતિ સાધવાનાં સ્વપ્નાં સેવેલાં તે શરીર સંભાળીને બેસી રહે તે અસંભવિત હતું. ભાવનગરના કેટલેક અંશે પ્રગતિમય વાતાવરણમાં પોતાનું થાણું કર્યું. અને સુરતના અધુરા રહી ગયેલા મનોરથો ભાવનગરમાં પૂરા કરવાનો નિશ્ચય કર્યો. પોતાના કાર્યમાં સંપૂર્ણ શ્રદ્ધા અને મિત્રોની સહાનુભૂતિને લઇને

ભાવનગરમાં નવા આદર્શમય સ્ત્રી વિદ્યાલય કહાડવાનો નિશ્ચય કર્યો, કાઠીયાવાડની સાહસિક પ્રજાએ આ વસ્તુ વધાવી લીધી. અણખેડાએલા ક્ષેત્રમાં જે બી રોપાયાં, અને ભાઈશ્રી દાણીની સેવાભાવનાથી જેનું સિંચન થયું એ ભાવનગરનું મહિલા વિદ્યાલય આજે કાઠીઆવાડની સુંદર સેવા કરી રહ્યું છે. નવાજ પ્રકારનો સુંદર ફાલ આ વિદ્યાલય આપી રહ્યું છે. અખિલ ભારત વર્ષીય મહિલા વિદ્યાપીઠમાં ભાવનગર વિદ્યાલયની વિદ્યાર્થિનીઓએ પ્રશંસા મેળવી છે. અને અગ્રસ્થાને આવ્યું છે. બીજ વાવનાર દાણી તો કામના બોજા નીચે ચગદાઈ ને અથાગ શ્રમને પરિણામે તેમજ અત્યંત લાગણીમય સ્વભાવ અને નબળા બાંધાને લઈને થોડાજ વખતમાં અવસાન પામ્યા. પણ એમની પાછળ એમનાં પ્રતિનિધિ–એમનાં પત્ની શ્રી. જયાબ્હેન દાણીને પોતાનો સેવાયજ્ઞ સંપૂર્ણ કરવાને મુકતા ગયા.

આવા સદ્ભાવશીલ યુવકની તરફથી ભાવનગર મહિલા વિદ્યાલયને ઉદ્ઘાટન કરવાનું આમંત્રણ આવે તે મ્હારાથી પાછું ઠેલાયજ કેવી રીતે? વડોદરાથી ભાવનગર લાંબો પંથ અને ઘરમાં બાળકો ન્હાનાં ને ડૉકટરની તબીયત પણ સંતોષકારક નહિં–છતાં સહુથી ન્હાના બાળકને સાથે લઈને જવાનો નિશ્ચય કર્યો, સુરતના મહિલાવિદ્યાલયનાં આજી અધિષ્ઠાત્રી અને દાણીનાં પરમ મિત્ર શ્રી. સુલોચના બ્હેન અમારી સાથેજ હતાં. ભાવનગરમાં પેસતાં તો કન્યાઓએ અમારૂં ભાવભીનું સ્વાગત કર્યું. 'શારદા માશી' ના વ્હાલસોયા નામથી બધી કન્યાઓએ મ્હને સંબોધવા માંડ્યું–મ્હને આશ્ચર્ય થયું. તરતજ યાદ આવ્યું કે ભાવનગર તો શ્રી. લલ્લુભાઈ શામળદાસનું વતન, અને તેમનાં સદ્ગત પત્નીશ્રી. સત્યવતી બ્હેન મ્હારા મામાના દીકરી. તેમની પુત્રીઓ શ્રી. સુમતિ બ્હેન અને શ્રીમતી બ્હેન મ્હને શારદા માશી કહેતાં. તેથી એમનાં સગાં સ્નેહી મધળાં એજ નામે મ્હને બોલાવે. સાધારણ રીતે મ્હને ગુજરાતમાં ભણતી

કન્યાઓ અને યુવતીઓ પ્રત્યે બહુજ મમતા છે. એ મહુને જોઈને મારૂં હૃદય દ્રવે છે. મ્હને એમજ થાય છે કે જો આ સુંદર કળીઓને ખીલવાનો અવકાશ મળેતો ગુજરાતનો બગીચો પુલ પાંગરીથી મહેંકી ઉઠે. ગુજરાતના સ્ત્રી જગતનું ભાવિ ઉજ્વલ છે એ મ્હને હમેશ લાગ્યા કરે છે. એમનામાં અપૂર્વ છૂપું તેજ છે. એ ચીણગારી હજી પ્રગટી નથી. પણ ઉંડાણમાં રહી રહી કોઇ કોઇ વેળા જાજ્વલ્ય માન થાય છે. એ ચીણગારી જ્યારે ચોતરફ પ્રગટશે ત્યારે ગુજરાતની રોનક બદલાઇ જશે અને તેના ચિન્હ જે ઉછરતી બાળકીઓના તેજદાર વદન ઉપર જણાય છે એ વસ્તુ મ્હને પ્રેરણારૂપ થાય છે. અને હું સ્વાભાવિક રીતે તેમના તરફ આકર્ષાઉં છું. મ્હને ફરી ન્હાની કન્યા થઇ જવાનું મન થાય છે, જ્યારે જ્યારે કન્યાઓનાં વૃન્દો હું શાળામા કે પાઠશાળામાં જોઉં છું ત્યારે મ્હને આજ પ્રકારની લાગણી થાય છે જે ઉચ્ચ કેળવણીનો લાભ મ્હને મળ્યો છે—અને જેનાથી મ્હારા મનને આનંદ અને સંતોષ મળ્યાં છે તે કેળવણી બીજી મ્હારી પુત્રીઓ અને બ્હેનો લે એ વસ્તુથી મ્હને પરમાનંદ થાય છે તેથી જ મ્હને ભાવનગર વિદ્યાલય ખુલ્લું મૂકતાં ખૂબ હર્ષ થયો અને તે વખતે જે આશા રાખી હતી તે આજે સફળ થએલી જાણીને મ્હને અત્યંત સંતોષ થયો છે બિચારા દાણી તો જોવા ન રહ્યા. પરંતુ ભાવનગરની વિદ્યાર્થિનીઓ તેમને અંતરના આશીર્વાદ હજીપણ દે છે એમના જેવા સાચા પવિત્ર સેવક વિરલ જ હોય છે ! એમણે ગુજરાત અને કાઠીઆવાડની સ્ત્રી જનતાની જે સેવા કરી છે તે અજોડ છે. છાપામા એમના ગુણગાન નહિં ગવાયા હોય પરંતુ એમની મુગી કાર્ય પદ્ધતિથી સ્ત્રીઓના જીવનમાં વિશિષ્ટતા આવી છે. સ્વાશ્રય અને સ્વાવલંબનના પાઠ એમણે શીખવ્યા છે તે એળે ગયા નથી, એમના આદેશ પ્રમાણે વિદ્યાલય અને કાઠીઆવાડનું સ્ત્રીજગત વર્તન કરશે તો જીવન ધન્ય થશે.



ભાવનગર મહિલા વિદ્યાલય ઉદ્‌ઘાટન શારદાબ્હેન હસ્તક. ૧૯૨૪.

## પ્રકરણ ૩૯

શ્રી. ખુશાલ તલકચંદ શાહ જે ઘણાં વર્ષોથી પ્રો. કે. ટી. શાહના નામથી ઓળખાય છે તેમની સાથે ૧૯૨૪ માં મ્હારે પહેલ વહેલું ઓળખાણ થયું. મુંબઇ યુનીવર્સીટીની સ્કુલ ઓફ ઇકોનોમીક્સ અને સોશીઓલોજીના એ પ્રોફેસર હતા. યુનીવર્સીટીના મકાનમાં એમની બેઠકની જગ્યા મિત્રોને મળવાનું સ્થાન હતું. મુંબઇમાં ફોર્ટમાં કામ કરતાં કરતાં આરામ લેવો હોય અથવા ચ્હાનો પ્યાલો લેવો હોય તો પ્રો. શાહની ઑફીસ બહુ જ સગવડભર્યું સાધન હતું. ડૉક્ટરને થોડાં વર્ષો પહેલેથી તેમની સાથે ઓળખાણ હતી પણ મ્હને નહોતી. એક વખત ડૉક્ટરને માટે મ્હારે ફોર્ટમા રાહ જોવાની હતી તેથી હું 'શાહ'ની ઑફીસમાં બેઠી. પહેલો જ પરીચય પણ વર્ષોનો સહવાસ હોય એમ અમે અનેક પ્રશ્નો ઉપર વાતો કરવા માંડી. 'શાહ' ને સ્ત્રીઓ પ્રત્યે હમેશ માનની લાગણી, અને સ્ત્રીઓના દરજ્જા માટે બહુ ઉદાત વિચાર– એમનાં ભાષણોમાં સ્ત્રીઓ તરફ પક્ષપાત હમેશ માલુમ પડે. અમારે એમની સાથે ખુબ રાગ બેઠો. અને એ સંબંધ અસ્ખલિત રહ્યો છે. 'શાહ'નો સ્વભાવ એક માર્ગી, બહુ મળતાવડો નહિં, તડ ને ભડ સ્પષ્ટ વાત કહી દેનારો, પણ હૃદય સ્વચ્છ, અને પવિત્ર, ઊંચી દેશ ભક્તિ, કામ કરવાની ધગશ, એવા એવા અનેક ગુણોને લઇને એમના પ્રત્યે આકર્ષણ સહજ થાય. એમનું વાંચન વિશાળ, વાંચન પચાવવાની શક્તિ પુષ્કળ, અને તેનો ઉપયોગ કરવાની આવડ પણ ખરી. એમની સાથે ઘડી વાત કરી હોય તો કાંઇ કાંઇ નવું જાણવાનું મળે. અને કાંઇ કાંઇ પ્રશ્નોના તોડ નીકળી શકે. એમના

જેવા કાબેલ અર્થ શાસ્ત્રી, આપણા દેશમાં બહુ જ થોડા છે. એ વિષયનું એમનું જ્ઞાન વિપુલ છે-અને એમાં એ હમેશ ઉમેરો કર્યા કરે છે. મુમ્બઇ યુનિવર્સિટીનાં સદ્‌ભાગ્ય જ હતાં કે એમના જેવા એક ખરેખરા નિષ્ણાત પ્રોફેસર આરંભમાં મળી ગયા. ' શાહ 'નો પરીચય એ મ્હારા જીવનની એક લ્હાણુ સંભરણું છું. એમના જેવી નિસ્પૃહી;ભાવના સાથે દેશની સેવા:થોડાં મનુષ્યો કરે છે. અત્યન્ત પ્રમાણિક અને એક માર્ગી પ્રકૃતિ, સ્પષ્ટ વક્તા, અને તેની સાથે વિદ્વાન અને સહ્રદયી મિત્ર તરિકે 'શાહ' ના સંબંધથી સારો લાભ મેળવ્યો છે. એમની સાથે રહેવાથી ઉચ્ચ પ્રકારના વાચનનો, વિવિધ વિષયોના અભ્યાસનો શોખ વધારવાનો મોકો મળ્યો, નાગરિક ધર્મનો વિકાસ વધારે પ્રમાણમાં થયો. આપ બળથી ઉંચે આવેલા એટલે એમનામાં જૂઠો ગર્વ કે દાંભિકતા નથી. રહેણી કરણી બહુ જ સાદી. કુટુંબ વત્સલ પણ બહુ જ. તેથી મ્હને એમના કુટુંબમાં પણ બહુ ગોઠી ગયું. એમનો સદ્‌ભાવ એટલો બધો કે :એમના ઘર સિવાય મ્હારાથી બીજે કોઇ ઠેકાણે ઊતારો રખાય નહિં. એમનાં પત્ની બિચારાં માંદા રહેતાં, અને એમની ચાકરી શાહ ખૂબ જ કાળજીથી કરતા. પત્ની બિચારાં રોગગ્રસ્ત રહેતાં અને અશિક્ષિત હતાં છતાં એમના પ્રત્યે ખૂબ જ માન અને સદ્‌ભાવ રાખતા. પત્નીના અવસાન વખતે એમની વય મોટી નહોતી છતાં બીજીવાર લગ્ન ના કર્યું પોતાના ત્રણે પુત્રો ને ઓછું ના આવે તેથી પોતાનું સુખ જતું કર્યું. બાકી તે વખતે સુશિક્ષિત કન્યા પસંદ કરીને લગ્ન કરી શક્યા હોત. પણ બાળકોના સુખના વિચારમાં પોતાના સુખનો ભોગ આપ્યો અને પુત્રોને માતાની ખોટ ન જણાવા દીધી. એમના જેવા પુત્રવત્સલ પિતા થોડા હોય છે. છોકરાઓ સાથે આનંદથી વખત ગાળીને અનેક મિત્રોને પોતાના ઘેર બોલાવી ને મીજબાની આપવાનો એમને બહુ શોખ છે. દેશ પરદેશથી અનેક જાતના વિદ્વાન

માણસો, રાજનીતિજ્ઞ પુરૂષો, સ્ત્રીઓ, યુનિવર્સીટી સેનેટના મિત્રો, ઇતર મિત્રોને પોતાને ઘેર આમંત્રે છે. એવા પ્રસંગોનો લાભ અમને ખૂબ મળ્યો છે. કેમકે અમારે રહેવાનું એમના મકાન પર એટલે મહેમાનો સાથે અમે તો હોઇએ જ. શાહના ટેબલ પર અનેક પ્રકારના વિષયોની ચર્ચા, યોજનાઓ, દલીલો, માહીતીઓની લ્હાણુ સાંપડે. અનેક પ્રકારનાં માનસ જાણવાનો લાભ મળે.

મુંબઇ યુનિવર્સીટીની સાથે ઘણા વર્ષોનો શાહનો સંબંધ ચાલુ છે. સેનેટ, સિંડીકેટ, કમિટીઓમાં વર્ષોથી કામ કરે છે. એટલે આંતર વ્યવસ્થાની સઘળી માહીતી એમને છે. અને એ વિષયનો અભ્યાસ બહુ ઊંડો છે, અને એમાં રસ પણ બહુ છે. એ સંબંધી અમારે એમની સાથે શરૂઆતથી જ વાતો થતી. એમની બહુ જ ઇચ્છા હતી કે મારે સેનેટમાં જવું, પણ મને કાંઇ એ તરફ વૃત્તિ થતી નહોતી.

ગયા દસકામાં જ્યારેમુંબઇ યુનીવર્સીટીનું કમીશન બેઠું ત્યારે એમણે જ મારૂં નામ કમીશન માટે સાક્ષી આપવામાં રખાવ્યું. અને ત્યારથી યુનિવર્સીટીના કાર્યમાં મને રસ ઉત્પન્ન કરાવ્યો. એ કમીશન વખતે મારે લાંબી જુબાની તૈયાર કરવી પડી હતી. યુનીવર્સીટીના ધ્યેય માટે, તેમજ સ્ત્રીઓની કેળવણી માટે, સ્ત્રીઓનાં છાત્રાલયો, પાઠશાળાઓ, રાષ્ટ્રીય કેળવણી માટે, યુનીવર્સીટીના બંધારણ માટે મૂળભૂત ફેરફારોની સૂચનાઓ મેં મારી લેખિત જુબાનીમાં મૂકી હતી. તે સહુમાં આરંભની પ્રેરણા 'શાહ'ની જ હતી. તે પ્રસંગથી અમારી મિત્રાચારી વધી. ત્યાર પછી નવા યુનીવર્સીટી ઍક્ટ પછી તો સેનેટમાં હું-સભ્ય થઇ, સિન્ડીકેટમાં આવી. સઘળી વખતે દોરવણી શાહ ની એટલે આ વિષયમાં જે જે જાણવાનું અને શીખવાનું મ્હને મળ્યું છે તે માટે હું શાહની અત્યન્ત ઋણી

છું. યુનિવર્સિટીનું તેમ જ વિદ્યાર્થીનું ખરૂં હિત શાહના હૃદયમાં છે. પ્રમાણિક વૃત્તિ, અને સત્ય તથા સ્પષ્ટવક્તા છે. તે જ સદ્દગુણને લઇને મુત્સદી વર્ગ એમનાથી દૂર રહે છે. અને એમને જે બેહદ અન્યાય કરીને પ્રોફેસરશિપમાંથી દૂર કર્યા તેનું કારણ પણ એ જ છે. ખટપટી જગતમાં પ્રામાણિક વ્યક્તિની ખરી કીમત અંકાતી નથી. અને ઘણીવાર તેમને અન્યાય કરે છે. એવી ખટપટના ભોગ ' શાહ ' થયા. અને શિક્ષણ લેતી આલમ શાહના શિક્ષણ વિહોણા થયા. જો કે યુનિવર્સીટીને તેથી એક પ્રકારનો લાભ થયો છે. કેમ કે નિસ્વાર્થ પણે નિડરતાથી, ગંભીરપણે સચોટ રદીઆ આપીને પ્રજા પક્ષની દલીલ બેધડક કરી શકે છે, એમના યુનિવર્સીટી સેનેટનાં ભાષણો સાંભળવાની એક લ્હેજત છે. એમના રદીઆ ઘણે ભાગે સત્ય હોય છે. એમના ઠરાવો ઘણે ભાગે સિદ્ધાન્તમાં તો સઘ્યો સ્વીકારે છેજ. માત્ર કાયદાની બારીકીઓ શોધીને ઘણીવાર ઉડાડી દેવાના પ્રયત્નો થાય છે પણ એમની બુદ્ધિશક્તિ માટે બે મત છેજ નહિ. તીક્ષ્ણ બુદ્ધિશાળી વ્યક્તિઓના માનસમાં અનેક ખૂણા હોય છે. સામાન્ય કોટિનાં માનસ ગમે ત્યાં ગોઠવાઇ જાય, વિવિધ ખૂણા ના ગોઠવાઇ શકે, તેથી જ જનતાને એ ખૂણા ખૂચે ને તેથી એવી angular વ્યક્તિઓ સાથે એક રાગ રહેવો મુશ્કેલ છે. પણ જો એ વ્યક્તિઓનાં anglesનું સંપૂર્ણ રીતે ભાન થાય તો એક રાગ રહેવાનું મુશ્કેલ નથી. અને એ પ્રમાણે અમારે એક રાગ રહ્યો છે. અને એમના જેવા મિત્રની મિત્રાચારી અમને પ્રાપ્ત થઇ છે તે હું એક સદ્દભાગ્ય માનું છું. કારણ કે એમના સહવાસથી જીવનની વિશાળતા અને વૈવિધ્ય મેળવવાની તક મળી છે.

---

# પ્રકરણ ૪૦



શ્રી. નાથીબાઇ દામોદર ઠાકરસી ભારતીય મહિલા વિદ્યાપીઠ સાથેનો સંબંધ ડૉકટરનો તેમજ મારો લાંબા વખતથી હતો. સેનેટમાં અમે બન્ને સભ્ય હતાં. અને ડોકટર સિન્ડી કેટમાં પણ હતા. એટલે અમારે પૂના જવાનું ઘણી વાર થતું. શ્રી. લેડી પ્રેમલીલા બહેન ઠાકરસીને ત્યાંજ અમારો ઉતારો રહેતો. તેથી એ બહેનના સહવાસમાં અમે બહુ આવ્યાં. ૧૯૨૪ ના વર્ષમાં ડૉકટરની તબીયત ઠીક નહોતી રહેતી ને આરામની જરૂર હતી. શ્રી. પ્રેમલીલા બહેને અમને આખા કુટુંબ સાથે આરામ માટે અને ઊન્હાળાની રજા ગાળવા માટે પૂના બોલાવ્યાં હતાં. તે વખતે અમે લગભગ દોઢ મહિનો એમની પર્ણકૂટીમાં રહ્યાં હતાં. યરવડા હિલ પર આવેલી પર્ણકૂટી એટલે આખા પૂનામાં આવેલું એક સારામાં સારૂં સ્થળ. તેમાં એ પર્ણકૂટીનું સુંદર આલેશાન મકાન એટલે સર વિઠ્ઠલદાસની કલ્પના શકિતનો એક નમુનો ! આ સુંદર મહોલાત પુરેપુરી તૈયાર થઇ તે પહેલાં સર વિઠ્ઠલદાસ પોતે તો અવસાન પામ્યા હતા. પ્રેમલીલા બહેન એમનાં ગુણજ્ઞ પત્ની આ સ્થાનનો સદુપયોગ કરી રહ્યાં હતાં. પોતાના આધ્યાત્મિક વિકાસ માટે વિદ્વાન શાસ્ત્રીઓ પાસે અધ્યયન કરતાં હતાં, અને અન્ય નિરક્ષર બહેનોને વિદ્યાદાન આપતાં હતાં. દૂર કાઠીઆવાડમાં રહેલી પોતાની કોમની દલિત બહેનોને જાતે જઇને પસંદ કરીને પૂના લાવ્યાં હતાં. અને તે સહુને શારીરિક, માનસિક અને બૌદ્ધિક કેળવણી આપી રહ્યાં હતાં. નાનો સરખો સ્ત્રીઓનો આશ્રમ પોતાના મકાનમાં પોતાની દેખરેખ નીચે ચલાવી રહ્યાં હતાં. લગભગ વીસેક બાળાઓનું આ પ્રમાણે માતૃવત્ રક્ષણ કરી રહ્યા હતાં. આ એમનું મૂગું કાર્ય બાહ્ય જગતને માલૂમ પણ નહોતું.

માટે રાતદિવસ એમાં મન રોકી રાખે છે. અને વિચાર કર્યાં કરે છે. અને એને માટે જે પ્રવૃત્તિ હાથમાં લે છે તે અનુકરણીય છે. એમના જેવાં સન્નારીએ સ્ત્રીઓની ઉચ્ચ કેળવણી આપતી એકની એક સ્ત્રી વિદ્યાપીઠનો વહીવટ હાથમાં લીધો છે તેનું ભાવી ઊજળું થાય એ આશા અસ્થાને નહિ ગણાય.

૧૯૨૫ ના છેવટના ભાગમાં અત્યંત શ્રમ ને પરિણામે ડૉક્ટરની તબીયત છેકજ લથડી ગઇ હતી. માથાનું દરદ તો હતું જ. પણ સાથે સાથે હૃદય પર પણ દબાણ બહુ થયું હતું. ડૉક્ટરોએ સંપૂર્ણ આરામ લેવાનું કહ્યું હતું. પણ વડોદરામાં રહીને એ વસ્તુ તો અશક્ય જ હતી. તેથી વડોદરા બહાર જવાનું નક્કી કર્યું, ઉત્તર ગુજરાતની હવા એકંદર એમને માફક આવતી. તેથી અમે પાટણ જવાનું નક્કી કર્યું. જતાં પહેલાં એક દિવસ ઠક્કરબાપા મળવા આવ્યા હતા. બનતા સુધી કોઇની મુલાકાત લેવાની ડૉક્ટરોએ ના પાડી હતી. ઠક્કરબાપાને ના કેમ કહેવાય એમ લાગવાથી મેં મળવા દીધા. બાપા તો સમય સમજીને થોડા વખતમાં પાછા વળ્યા, પણ જતાં જતાં અને મીઠો ઠપકો આપતા ગયા, કે 'તમને નર્સીંગ કરતાં બરોબર આવડતું નથી. મને તમારે રોકવો જોઇતો હતો.' મેં કહ્યું કે મને કડક થતાં કોઇ દિવસ આવડયું નથી. અને એક પ્રકારની મારા સ્વભાવની નબળાઇ છે કે મને 'ના' કહેતાં બરોબર આવડતી નથી. અને આ સત્ય વસ્તુ છે. હિંમતભેર 'ના' કહેવી એને માટે મનની દૃઢતા અને નિડરતાની જરૂર છે. એ ગુણ કેળવવાની ઘણી જરૂર છે. કોઇ વ્યક્તિને દુઃખ લાગશે એ ભયથી એટલે પોતાને માટે સારો અભિપ્રાય સચવાવી રાખવા માટે ના કહી શકાતી નથી. અને તેને લીધે ઘણાં વિપરીત પરિણામો આવે છે.

મોટાં છોકરાંઓને મૂકીને માત્ર ન્હાના બાળકને લઇને અમે

પાટણ ગયાં. પાટણનાં હવા પાણી એ ઋતુમાં બહુ સરસ હતાં. અમારે ઉતરવાનું શ્રી. ઊમીઆશંકર લાખીઆને ઘેર હતું. ત્યાંની આયુર્વેદ પાઠશાળા સ્થપાઇ ત્યારનો ઊમીઆશંકરભાઇનો આગ્રહ કે ડૉકટરથી પાટણમાં કોઇ બીજાને ઘેર ઊતારો કરાયજ નહિ. ત્યાં એકવાર સામાન મૂકયા પછી ગમે ત્યાં જઇએ તેનો વાંધો નહિ–પણ ઊતારાનું નામ તો ઊમીઆશંકરભાઇનું ધરજ હોવું જોઇએ. હું તે વખતે પાટણ પહેલીજ ગઇ હતી. છતાં મને તો ત્યાં ઘર જેવુંજ લાગી ગયું હતું. અમારી રહેવા ખાવાની રીત શુદ્ધ નાગરીઆ નહિ–અને ઊમીઆશંકરભાઇ તો આચાર વિચાર ખૂબજ પાળનારા–પણ અમને બધી છૂટ મળતી. પોતે પોતાનું માચવી લે: ને અમને કોઇ રીતે અગવડ ના પડવા દે–અને ડૉકટરને માટે એમને બહુજ સ્નેહ એટલે એ પોતે પણ કાળજી પૂર્વક ખાતરદારી કરતા. તેથી મને બહુ રાહત મળી. તે વખતે ડૉકટરને દર્દના હુમલા બહુ આકરા થતા. પણ એમની ઓથને લઇને મારૂં કામ સરળ થયું. એમનાં કુટુંબીજનો પણ બહું શ્રમ ઊઠાવતાં એટલી નબળી તબીયતમાં પણ ડૉકટરે પાઠશાળાના ચઢી ગએલા કામનો નિકાલ આણ્યો હતો. તેમાં પણ ઊમીઆશંકર ભાઇએ બહુ જ સાવચેતીથી કામ લીધું હતું. એ સબંધ હજી સુધી જળવાઇ રહ્યો છે. મારે તો પાટણમાં કાંઇ બહારનું ખાસ કામ નહોતું ત્યાંની ઔઉદ્યોગ શાળાઓ, કન્યાશાળા વિગેરે જોયું અને કન્યાઓને માટે અંગ્રેજી વર્ગની માગણી તે વખતથી મ્હેં કરવા માંડી દસ વર્ષ પછી આજે પણ સરકાર તરફથી એ રાહત છોકરીઓને નથી અપાઇ–પણ ખાનગી પ્રયાસથી મહિલા વિદ્યાલય અત્યારે ચાલે છે તેથી ત્યાંની છોકરીઓને સાધન થયું છે. પાટણ જેવા શહેરમાં કન્યાઓને ઉચ્ચ શિક્ષણ લેવાને માટે સાધન ના હોય તે વડોદરા રાજ્ય જેવા કેળવણીમાં રસ લેતા રાજ્યને માટે શરમ ભરેલી વસ્તુ કહેવાય.

પાટણમાં અમે હતાં ત્યારે વડોદરેથી અમારી મોટી પુત્રી પ્રેમલીલાનો કાગળ આવ્યો, કે રાજકોટની બાર્ટન ફીમેલ ટ્રેનીંગ કૉલેજમાં લેડી સુપ્રીન્ટેન્ડેન્ટની જગ્યા ખાલી છે. અને તેને માટે અરજીઓ મંગાવી છે. તો એ પોતે એ જગ્યા માટે અરજી કરે તો અમને કાંઇ વાંધો છે! આ પ્રશ્ન તો બહુ ગંભીર હતો. એને તો એની ગંભીરતાનો ખ્યાલ પણ નહિં હોય. પણ તે વખતે એટલે આ જથી દશ વર્ષ ઉપર બાવીસ વર્ષની યુવાન કુમારિકાને પરગામમાં એકલી મોકલવી એ અમને માતાપિતાને તો વિચાર કરવાનોજ હતો. પ્રેમલીલાને પોતાને તો એમજ હતું કે પોતે વિદ્યા પ્રાપ્ત કરી છે તો તેનો લાભ બીજાને આપવો–વેત્તન લેવામાં પણ કાંઇજ હીણપત નથી–અમે વારંવાર કહેતાં જ હતાં કે દરેક શિક્ષિત છોકરીએ અભ્યાસ પૂરો કર્યા પછી ઓછામાં ઓછાં બે વર્ષ તો દેશ સેવામાં આપવાં જ જોઇએ. ખાસ કરીને સ્ત્રી ઉપયોગી કાર્યમાં –પગાર લઇને કે લીધા વગર પણ આપવાં જ જોઇએ. એમ કર્યાથી પોતાને જીવનમાં એક તાલીમ મળે અને સ્ત્રી કાર્યકરોની અછત છે તે ના રહે. આ અમારો મત તો એ બહેન જાણતી, અને વડોદરામાં રહીને તો અમે કામ કરવાની એને છૂટ આપેલીજ હતી. અને મહારાણી ગર્લ્સ હાઇસ્કુલમાં એ કામ કરતી જ હતી અને એ એવા વાતાવરણમાં ઊછરી કે પરગામમાં એકલાં રહેવાની એને છૂટ આપવાની યોગ્યાયોગ્યતાનો એને ખ્યાલ પણ આવે નહિ. એનામાં પોતાનામાં હિંમત અને નિડરતા હતાં. અમને એની દૃઢતામાં વિશ્વાસ હતો. એટલે અમે બન્નેએ એને અરજી કરવાને હા પાડી. રાજકોટના અધિકારીઓને તો કોઇ સારી બહેન–અને બને ત્યાં સુધી ગુજરાતી બહેન જોઇતી હતી. એટલે તરત એ લોકોની તરફથી તો નીમણુંક થઇ ગઇ. પાટણમાં ડૉક્ટરની તબીયત જરા ઠેકાણે આવી એટલે અમે વડોદરે પાછાં આવ્યાં.

પ્રેમલીલાને - રાજકોટ જવાનો ખૂબ ઉત્સાહ હતો. ફીમેલ ટ્રેનીંગ કૉલેજમાં ઘણે ભાગે મોટી વયની વિધવા બહેનો શિક્ષણ લે. તેમાં આ બિન અનુભવી બહેનને કેમ ફાવશે, કુટુંબ બહાર કદી રહેલી નહિં, અને ત્યાં તદ્દન એકલાં રહેવાનું, એજન્સીના અધિકારીઓ સાથે કામ લેવાનું, કાઠીઆવાડની જનતાની પ્રકૃતિ ગુજરાત કરતાં જૂદી, આ બધા વિચારોથી મ્હારૂં મન જરા પાછું હઠતું હતું. પણ પ્રેમલીલાના આગ્રહ અને હિંમત આગળ મ્હેં પણ મન મજબૂત કર્યું. અને છેવટ એને જવાનું નક્કી થયું. રાજકોટમાં અમારા સ્નેહી ડૉ. રામપ્રસાદ મહેતા, ડૉ. રૂખ્માબાઇ અને શ્રી. મટુભાઇ કાંટાવાળાના મિત્ર શ્રી. લીલાધર મહેતા એમ ત્રણ કુટુંબમા એની સોંપરત કરીને વિદાય કરી. ત્યાં ગયા પછી એણે બહુ સુંદર કામ કરી બતાવ્યું. ફીમેલ ટ્રેનીંગ કોલેજની બૉર્ડીંગમાં રહેતી બહેનો, મેટ્રન, શિક્ષકો બધાં સાથે ખૂબ જ હળી જઇને એક કુટુંબ જેવી જમાવટ કરી, ડૉ. રામપ્રસાદ, અને લીલાધર ભાઇના કુટુંબમાં પણ એને કુટુંબીજન તરીકે સ્વીકારી. એટલે એને મુશ્કેલી ના પડી. એજન્સીનાં જૂદાં જૂદાં સંસ્થાનો સાથે સ્કૉલરોના વહીવટમા કેટલીકવાર મુશ્કેલીઓ આવી, બિચારી વિધવા બહેનોની અનેક મુશીબતોના નિકાલ કરવાના પ્રસંગો આવ્યા, કાઠીઆવાડની રીતભાત જૂદી એ બધાંનો ખ્યાલ રાખીને પોતાની વર્તણુંક રાખવાની, વહીવટી કામની જવાબદારી–એની નાની વયને માટે કામ જરા અટપટું હતું છતા એણે બહુ કુનેહથી કામ કર્યું–એથી સહુને સંતોષ થયો. આખો દિવસ કામમાં જાય, સાંજના ફરવા જાય અથવા બહેનો સાથે ગરબા ગાય, રમતો રમે, એટલે એને એકાંત જેવું તો લાગ્યું જ નહિં. ઓળખાણ પીછાણ પણ કર્યાં. બધું જાણીને અમને બન્નેને સંતોષ થયો અને એનામાં જે વિશ્વાસ મૂકયો હતો તે પ્રમાણે એણે સિદ્ધ કરી બતાવ્યો. જવાબદારીનું

અને મુરબ્બી તરફથી વિશ્વાસ રખાય તો નિર્દોષ, આદર્શવાદી હોવાથી સુંદર જવાબ આપે. અરસપરસ માનસ બાળક પણથી કેળવવું જોઇએ. અને માતા પિતાનું એજ મોટામાં મોટું કર્તવ્ય છે.

પાટણથી આવ્યા પછી ડૉક્ટરની તબીયત બરોબર સારી નહોતી રહેતી તેથી મુંબઇની પાસે ગોલવડ છે ત્યાં દરીઆ કિનારે શ્રી. રંગીલદાસ અને તેમના ભાઇ ચંદુલાલ જમનાદાસના કુટુંબ સાથે રહેવાનું નક્કી કર્યું. બહુજ સુંદર મકાન મળ્યું હતું. હું થોડા દિવસ રહી હતી. કુટુંબ બધું વડોદરે, લીલા રાજકોટ, અને છોકરાંની પાસે મારી જરૂર હતી એટલે રંગીલદાસ, સુરજબ્હેન વિગેરેને ડૉક્ટરની સોંપરત કરીને હું વડોદરે ગઇ. વડોદરામાં નવા વર્ષની શરૂઆતમાં શ્રી. મહારાજાની જ્યુબિલી ઊજવાઇ. તે વખતે મ્હને રાજ્યરત્નનો સુવર્ણપદક મળ્યો. શ્રી. સુલોચના બહેનને તથા શ્રી કાશીબાઇ હેગ્લેકરને પણ ચાંદીનો પદક મળ્યો. જન સેવાના કાર્ય બદલ સ્ત્રીઓની આ કદર પહેલીજ વાર થઇ હતી. સેવા કરનાર કદરની આશાથી કદી કામ કરતાં નથી. કર્તવ્ય સમજીને કરે છે—ને કંઇ મહાભારતે મેવાતો હોયજ નહીં—છતાં બીજાં કામ કરનારને કદાચ ઉત્તેજન મળે એ હેતુ માનવાંમાં હોઇ શકે.

૧૯૨૬ ની સાલની શરૂઆતમાં વડોદરા રાજ્ય પુસ્તકાલય પરિષદ દ્વારકામાં ભરવાનું નક્કી કરવામાં આવ્યું હતું. એ પરિષદનું પ્રમુખપદ મારે લેવાનું હતું. વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિ હિન્દુસ્થાનમાં અજોડ છે. રાજ્યમાં નાનામાં નાના ગામમાં પણ પુસ્તકાલય કે વાંચનાલય હોય છેજ. સરકાર, પંચાયત અને પ્રજાજનની ત્રિપુટી મળીને પુસ્તકાલયનો નિભાવ થાય છે.- આ ત્રિપુટી પદ્ધતિથી રાજ્યમાં દવાખાનાં, પુસ્તકાલયો, વાંચનાલયો, અખાડા

જેવી લોક હિતની સંસ્થાઓ નીભાવાય છે. સાર્વજનિક કામોને માટે આ પદ્ધતિ બહુ આવકાર દાયક છે. સંચાલકોને કાર્યની જવાબદારી રહે અને દેખરેખ પણ સારી રહી શકે. પુસ્તકાલયો-અને વાંચનાલયોનો પ્રચાર આખા રાજ્યમાં બહુ સારો થયો છે. વડોદરા શહેરના મધ્યસ્થ પુસ્તકાલયમાં વિશાળ અને વિવિધ પુસ્તક સંગ્રહ છે. ફરતાં પુસ્તકાલયોની વ્યવસ્થા પણ સુઘટિત છે. પુસ્તકાલય પરિષદને અંગે મારે એ સંસ્થાની અનેક વિધ માહિતી મેળવવી પડી. તે વખતના ક્યુરેટર શ્રી. ન્યુટન દત્ત અને શ્રી. મોતીભાઇ અમીન બન્નેએ મને સઘળી વિગતો પૂરી પાડી, વ્યવસ્થાની ત્રુટિઓ, ભવિષ્યની જરૂરીઆતો બધું સમજાવ્યું. એટલે કામમાં સરળતા થઇ ગઇ. સામાન્ય રીતે સામાજીક વિષયોની પરિષદો થાય છે તેના કરતાં આ તદ્દન જુદું જ ક્ષેત્ર હતું. છતાં વિષય ઉપયોગી અને રસિક હતો એટલે કામ કરવામાં બહુ મજાહ આવી. વડોદરાથી દ્વારકા એટલે પંથ તો લાબો—પણ વચમાં રાજકોટ આવતું, અને મારી લીલા ઘણા વખતથી મારી રાહ જોઇને બેઠેલી હતી તેની સાથે થોડો વખત રહેવાનો લાભ મળશે એ વિચારે મને આનંદ હતો. લીલાનું કામ જોવાનો મને પ્રસંગ મળ્યો. અને એનું ત્યાંનું વ્યવસ્થિત જીવન જોઇને મને સંતોષ થયો. રાજકોટથી દ્વારકા અમે વડોદરાનાં બધાં મિત્રોની સાથે ગયાં. શ્રી. રાયજુરા, રંગીલદાસ કાપડીઆ, દક્ષા બહેન અને અન્ય મિત્ર મંડળ હતું. ગમ્મત કરતાં કરતાં અમે ગયાં. સાથે મારો નાનો સિદ્ધાર્થ હતો. સંગીત અને ઉખાણાં, દુહાઓની રમઝટ લગાવતાં લગાવતાં જામનગર પહોંચ્યાં—સ્ટેશન ઉપર અમારૂં સ્વાગત થયું. ત્યાંથી દ્વારકા પહોંચી ગયાં. બહુ જ સુંદર હવા હતી. દ્વારકાના અધિકારીઓ અને શહેરીઓએ સુંદર સ્વાગત કર્યું. દ્વારકાનો સાગરતટ બહુ રળીઆમણો, અને વિશાળ. ત્યાંનાં પાણી બીજા સમુદ્ર જળ કરતાં

શ્યામવર્ણી વધારે અને મહાસાગર એટલે ધુધવાટ પણ વધારે. દ્વારકાનું મંદિર ભવ્ય અને આકર્ષક. શ્રદ્ધાળુ યાત્રાળુઓનું માનસ દયાજનક — અંધશ્રદ્ધાને પરિણામે બુદ્ધિબળ કુંઠિત થઇ જાય છે એ દયાજનક સ્થિતિ નહિ તો બીજું શું કહેવાય ? જે દેશમાં શ્રમજીવીઓને પૂરો બે વાર પુષ્ટિકારક ખોરાક મળતો નથી, કેળવણીના વાંખા છે, આરોગ્ય સ્વાસ્થ્યને માટે નાણાંની તાણ ગણાય છે ત્યાં ગોમતીના તટ ઉપર લાખો રૂપીઆનો ધુમાડો થાય, નિરૂદ્યમી લોકોનું પોષણ થાય અને આળસુ ને નિષ્ક્રીય જીવન ગાળનારને ઉત્તેજન મળે એ જોઇને મને તો દુઃખ થયું. જાત્રાના ધામમાંથી સરકાર તો સારી આવક મેળવે છે. ગોમતીમાં સ્નાન કરવું એટલે ગંદવાડમાં પડવું. ખરે જ ! આપણા દેશમાંથી ધર્મનો ધર્મંડ જશે તોજ ઉંચાં અવાશે. ધર્મમાં પણ વર્ણનો ભેદ, ગરીબ તવંગરનો ભેદ, સ્ત્રી પુરૂષનો ભેદ—આ બધા ભેદ ઇશ્વરના ન્યાયાસન આગળ ભુલાય નહિ ?

પુસ્તકાલય પરિષદનું કામ સાંગોપાંગ પાર ઊતર્યું. શહેરીઓએ સારો સાથ આપ્યો. સ્ત્રીઓની સભા પણ સારી થઇ; તેમને મેં સ્ત્રીઓની નિરક્ષરતા દુર કરવા, સ્ત્રીઓમાં સ્વાશ્રય સાધવા માટે સંદેશો આપ્યો, સંદેશો ઝીલવાને સહુ તૈયાર હતાં. ઝુકાવનારની ખોટ હતી ! પુસ્તકાલય પરિષદ અને અમરેલીમાં પ્રજા મંડળની બેઠક બન્ને લગભગ એકજ વખતે હતી. એટલે અમારા મિત્ર વર્ગમાં વિભાગ પડી ગયા હતા. દ્વારકાંથી કેટલાક મિત્રો ઓખા બંદર, બેટ, પ્રભાસ પાટણ વિગેરે સ્થળો જોઇને આવવાનાં હતાં. હું તો રાજકોટ જ ગઇ. એક દિવસ રહીને વડોદરા પાછી ગઇ. પરિષદની સ્મરણો જીવનભર મનમાં અંકાએલાં રહેશે. બહુજ ઉત્સાહ અને આનંદ જનક વાતાવરણ, સંસ્કારવાન શિક્ષકો અને વાચનપ્રિય સ્ત્રી પુરૂષોનો વિદ્યાવ્યાસંગ, એ દ્વારા જનસમાજની સેવા કરવાની

તમન્ના એ સહુ તરવરી આવતું હતું. અને તેનાં ચિત્રો સ્મરણપટ પરથી ભૂંસાઇ જશે નહિ.'

ડૉક્ટર અમરેલીથી પાછા આવ્યા. હું દ્વારકાંથી પાછી આવી. અમારી બીજી પુત્રી સરલાબહેનનાં લગ્નનો પ્રશ્ન અમારા કુટુંબની કાઉન્સીલમાં ચર્ચાતો હતો. શ્રી. જ્યોતીન્દ્ર મહેતા સાથે લગ્ન સંબંધ કરવાનો નિશ્ચય સરલાબહેને અમારી સંમતિથી કર્યો હતો. પસંદગી પોતાની મેળેજ કરી હતી. નિકટના સંબંધી સાથે લગ્ન કરવાનું યોગ્ય છે કે નહિ એ પ્રશ્ન થોડે ઘણે અંશે ચર્ચાયો, માનસશાસ્ત્રની દૃષ્ટિએ તેમજ કાયદાની દૃષ્ટિએ યોગ્ય છે કે નહિ એનો વિચાર ચર્ચો. અમારા મિત્ર શ્રી. ડાહ્યાભાઇ પુરોહિતની સલાહ ઘણી ઉપયોગી થઇ પડી. મુંબઇના ન્યા. મૂ. શ્રી. લલ્લુભાઇ આશારામ શાહે નિશ્ચયાત્મક સલાહ આપી કે લગ્ન કરવામાં ન્યાયની દૃષ્ટિએ વાંધો નથી–અને સચોટ દલીલો આપી સિદ્ધ કરી આપ્યું. એ પ્રશ્નનો નિકાલ તો આવી ગયો. માનસશાસ્ત્રની દલીલો લગ્ન કરનાર યુગલના આગ્રહ આગળ ટકી શકી નહિ. એટલે અમે અમારા આશીર્વાદ આપ્યા. પછી રહ્યો લગ્ન વિધિનો પ્રશ્ન–લગ્ન પ્રસંગે નાહકનો ખર્ચ કરવો યોગ્ય નથી, ગરીબ જનતાને ખર્ચાળ પ્રણાલિકાને લઇને પારાવાર દુઃખ વેઠવાં પડે છે, અને દેવાનો ભાર જીવનભર સહન કરવો પડે છે, તેમજ કેટલીક રૂઢિઓ તદ્દન અર્થ વગરની છે, એ સઘળા પ્રશ્નોનો વિચાર કરીને સમાજમાં દાખલો બેસાડવાની ખાતર માત્ર શાસ્ત્રીય વિધિમાં જે ખર્ચ કરવો પડે ,તે શિવાય કાંઇ પણ ખર્ચ કરવો નહિં એવો અમે નિશ્ચય કર્યો. મારાં અને ડૉક્ટરનાં ભાઇ બેનો શિવાય કોઇને પણ આમંત્રણ આપવું નહિં. માંડવો વિગેરે કરવું નહિં. જમણવાર પણ કરવો નહિં. આ સિદ્ધાન્ત દૃઢતાથી પાળવાનો નિશ્ચય કર્યો. અને કોઇ પણ આશ્રમ કે પ્રતિષ્ઠિત વ્યક્તિની ઓથ લીધા શિવાય સ્વતંત્ર રીતે એક આદર્શ

લગ્નની વ્યવસ્થા કરવી એવું નક્કી કર્યું. અમારી પુત્રીની તો સમ્મતિ હતી જ. પણ શ્રી. જ્યોતીન્દ્રનાં અત્યન્ત સહકાર અને સદ્ભાવને લીધે અમારું કામ બહુ જ સરળ થયું. મિત્ર વર્ગ અને સર્વા સંબંધીઓનાં મન દુભાયાં. મ્હને પોતાને પણ–શરૂઆતમાં જરા ડંખતું હતું. સગા અને મિત્ર વર્ગને–મ્હારા પિતાને પણ–લગ્ન સમયે હાજર ન રહેવું અને માત્ર આશીર્વાદ પાઠવવા માટે કંકોત્રી છપાવીને મોકલી, લગ્ન સમયે ઘણી સંખ્યામાં સગાં અને મિત્રો એકઠાં થવાથી રેલ્વે ભાડાં પુષ્કળ ખર્ચાય છે. મિત્ર વર્ગને બેસાડવા કરવા માટે તૈયારીઓ કરવી પડે છે. સહુને જમાડવાનો ખર્ચ થાય છે. આ સઘળી ઝીણી ઝીણી બાબતોમાં ગરીબ વર્ગ કેટલો ઘસડાય છે અને કેટલી તકલીફ વેઠવી પડે છે એનો ખ્યાલ સામાન્ય જનતાને આવવો મુશ્કેલ છે. નાની નાની કરકસીયામાં ગરીબ લોકોને કેટલો બધો ખર્ચ થાય છે. અને તે પણ ફરજીઆત. તે બધાનો વિચાર કરીને અમે ઉપર પ્રમાણે વ્યવસ્થા કરવાનું નક્કી કર્યું. આ સિદ્ધાન્તનું સત્ય સ્વીકારવું સહેલું છે, પણ આચરણમાં મુકવું અત્યન્ત મુશ્કેલ છે, મનનું પુષ્કળ મંથન કરવું પડે છે. ભાવના ( sentiment ) ને ઊંચે મુકવી પડે છે. અને બુદ્ધિ ( reason )થી બધો નિર્ણય કરવો પડે છે સિદ્ધાંતનું સત્ય મને સંપૂર્ણ સમજાયું હતું. લગ્ન કરનાર વરવધૂને પણ માન્ય હતું. એટલે વર્તનમાં મુકાયું.

ડૉક્ટરને રાજ્યે કુટુંબ સાથે તો સારો સંબંધ. શ્રી. સૌ. મહારાણી સાહેબને કાને વાત ગઇ એટલે ડૉક્ટરને બોલાવ્યા–અને પોતાને આમંત્રણ કેમ નથી આપ્યું તે પ્રશ્ન કર્યો. ડૉક્ટરે સઘળી હકીકત સમજાવી શ્રી. મહારાણી સાહેબ સમજ્યાં તો ખરાં–પણ લગ્નમાં હાજરી આપવાનો આગ્રહ બતાવ્યો. ડૉક્ટરે કહ્યું કે મારાં વડીલ તરીકે હાજરી આપશો તો વાંધો નથી. પણ પોષાક વિગેરે

આપવા, લેવાનો વિધિ કાંઇ કરવાનો નહિં—અને સાદી રીતે આ-વાની મહારાણી સાહેબે કબુનાત આપી. લગ્ન ખુલ્લા ચોકમાં બહુ જ શાન્તિપૂર્વક શ્રી. જ્યોતીન્દ્રનાં વડીલો, નિકટનાં સગાં, અને થોડાં મિત્રો તેમજ અમારાં ભાંડુઓની સમક્ષ સંપૂર્ણ વૈદિક વિધિથી—ગુજરાતી ભાષાના મંત્રોચ્ચારથી થયાં. શ્રી. મા. સૌ. મહારાણી સાહેબે અત્યન્ત સાદા વેશમાં કાંઇ પણ ઠાઠમાઠ વગર હાજરી આપી હતી. હારફૂલ લેવાની પણ ના પાડી, અને આશીર્વાદ આપીને વિદાય થયાં, સમાજમાં દાખલો બેસાડવા ને ગરીબ લોકોનો માર્ગ સરળ કરવાને માટે વધારે પડતી કડકાઇ કરીને સિદ્ધાંતનો આગ્રહ કર્યો હતો. સત્યાગ્રહ આશ્રમમાં કેટલાક લગ્ન વગર ખર્ચે થતાં હતાં પણ એવા આશ્રમમા થતા લગ્ન સમાજમાં રૂઢ ના થાય. સમસ્ત જનતાને એ વસ્તુ પ્રાપ્ય નથી. એટલે આ પ્રમાણે સ્વતંત્ર વ્યવસ્થા કરી હતી. એની અસર કેટલી થઇ હશે તે તો કોણ જાણે. પણ માન્યતા પ્રમાણે આચારમાં મુકવાની પ્રથા પાડવાનો ઉદ્દેશ હતો. પરિણિત યુગલને કે કુટુંબીઓને અસંતોષ નહોતો. સ્નેહી અને આપ્તજનો સમજુ હતા એટલે કાર્ય નિર્વિઘ્ને પાર પડયું અને અમારી મનકામના પૂર્ણ થઇ. જીવનના અનેક પાઠોમાંનો એક મોટો પાઠ શીખાયો, અને મનોબળ વધ્યું.

---

મુંબઇ યુનીવર્સીટીની મેટ્રીકયુલેશનની પરીક્ષામાં ઇંગ્લીશના વિષયમાં ૧૯૨૬ માં હું એક પરીક્ષક થઇ હતી. મોડરેટરની પ્રથા તે વખતે પણ હતી; તેમજ પ્રશ્ન કહાડનાર અને પરીક્ષકો જૂદા જૂદા રાખવાની પદ્ધતિ પણ હતી. એટલે પરીક્ષકોનું કામ તો માત્ર પ્રશ્નપત્ર તપાસીને તેમાં માર્કસ મુકવાનું કામ હતું. આખી પરીક્ષાનું ધોરણ એક સરખું સચવાય તે માટે થોડા પ્રશ્નપત્રો મોડરેટરના સમક્ષ, એમની દોરવણી નીચે બધાજ પરીક્ષકો તપાસી જાય, અને તેના ઉપરથી ધડો બાંધીને પછીથી બીજા પેપર ઘેર બેઠાં તપાસવાનો રીવાજ હતો. દરરોજના એંશી પેપર તપાસીને રજીસ્ટર્ડ પોસ્ટથી યુનીવર્સીટી ઉપર મોકલી આપવાના હતા. મારે ભાગે એક વિભાગના ચાર પ્રશ્નો આવ્યા હતા. એંશી પેપરના ચાર પ્રશ્નો એટલે એકંદર ત્રણસોને વીસ પ્રશ્નો રોજના તપાસવાના હતા. રોજના આઠ કલાક સતત કામ કરીને પણ એંશી પ્રશ્નપત્રોને યોગ્ય ન્યાય આપવાનું તદ્દન અસંભવિત વસ્તુ છે.

અમુક વખતમાં પરીક્ષકોએ બધું જ કામ પુરું કરી નાખવું જોઇએ જ; એને પરિણામે બિચારા વિદ્યાર્થીઓને ન્યાય કેવી રીતે આપી શકાય ? ગમે એટલું મગજ કેળવાઇ જાય તે છતાં મગજ શક્તિને પણ હદ હોય છે. એટલે આ પરિસ્થિતિમાં પ્રશ્ન તપાસવા એ એક ફાર્સ રૂપ છે. અને પંજાબ મેલ કરતાં પણ વધારે ઝડપથી મગજ અને કલમ ચલાવવાં પડે છે. પરિણામે સાંજને પહોર તપાસાયલા પેપરવાળા કાંતો ફાવી જાય અથવા તો નુકશાનીમાં આવી જાય–થાકેલા મગજ સાથે પરીક્ષકની પ્રકૃતિને આધારે ધોરણ રહે છે !

ખરેજ મને તો બિચારા વિદ્યાર્થીઓ અને તેમનાં ગરીબ માતાપિતાની તે દિવસથી જ દયા આવતી હતી. પેટે પાટા બાંધીને ગરીબ માબાપો પોતાનાં બાળકોને સરસ્વતી મંદિરમાં પ્રવેશ કરવા ખાતર પ્રયાસ કરે-બાળકો પારાવાર મગજમારી કરીને પારકી ભાષાનું જ્ઞાન પ્રાપ્ત કરવાને ફાંફાં મારે! ત્યાં આ પરીક્ષામાં તેમનું નિકંદન વળી જાય! આ વાતને તો દશ વર્ષ થયાં! વસ્તુસ્થિતિ સુધરવાને બદલે બગડી છે. પરીક્ષાની યોજનાજ સદંતર વિકૃત છે. યુનિવર્સીટી પ્રવેશની પાયરીપર ચઢવાના પહેલાજ પ્રયાસમાં જે બાળકો નિષ્ફળ જાય છે તેમનાં હૃદય બેશુમાર ઘવાય છે, અને તેનું પરિણામ કોઇ વાર જીવનભર વિપરીત આવે છે, અલબત પરીક્ષાને એટલું મહત્વ અપાવવું ના જોઇએ, છતાં એટલું તો સત્યજ છે કે કોઇ પણ પ્રયાસમાં અયોગ્ય નિષ્ફળતા ગળે તે અસહ્યજ છે. પરીક્ષક તરીકેના મારા અનુભવથી મને લાગ્યું કે આપણી સમાજે કાંઇ આંખે પાટા બાંધીને કેળવણીના ક્ષેત્રમાં ઝુકાવ્યું છે. એમાંથી બહાર નીકળાતું નથી અને અંદર ખેડવાનું નિષ્પ્રયોજક છે! થીંગડાં માર્યાંથી આખું તંત્ર સુધરવાને બદલે બગડે છે. દેશનો એક ગંભીર પ્રશ્ન વર્ષોથી અણઉકલ્યો જ રહ્યો છે! પ્રજા શરીરનો અને પૈસાનો ઘસારો થયેજ જાય છે અને તોડ નીકળતો નથી. શરીર તકલદી થતાં જાય છે, અને માનસ કેળવાતું નથી! જે ઉચ્ચ સંસ્કૃતિની ઝંખના કરીએ છીએ તે દૂર ને દૂર ભાસે છે-એ સંસ્કૃતિ ને મેળવવાનું સાધન આજની કેળવણી તો નથી જ-એ સાધન કયું! કેવી રીતે પ્રાપ્ત કરવું-દેશનાં શાણાં વ્યવહાર કુશળ સ્ત્રી પુરુષોએ આ ગુંચવાએલા કોકડાનો ઉકેલ કરવાનો છે, દેશ ભરના જટિલ પ્રશ્નોમંનો આ પ્રશ્ન પણ એક ગંભીર પ્રશ્ન છે.

લાખો રૂપીઆનો ધુમાડો કૃત્રિમ ઉચ્ચ શિક્ષણ પાછળ થાય છે-અને દેશની નિરક્ષરતાનું પ્રમાણ તો કાંઇ ઊંચું આવતું જ

નથી; ભયંકર અજ્ઞાન, નિરક્ષરતાને પરિણામે અનેક પ્રકારના સડા હિંદી સમાજમાં જડ ઘાલીને પેઠા છે. તેને નિર્મૂલ કરવાને માટે પ્રજાનાં જ્ઞાનચક્ષુ ખોલવાની જરૂર છે. નીચેથી પાયો મજબૂત કરીને ઊંચેનું ચણતર થવું જોઇએ. આપણે ત્યાં ઊંધો માર્ગ લેવાયો છે. ભીંત ભૂલ્યા પછી પાછા ફરવાની નૈતિક હિંમત જોઇએ. મૂઠીભર પ્રજા ઉચ્ચ વિદ્યાભ્યાસ કરે અને કરોડો વ્યક્તિઓ અજ્ઞાનમાં સડે એ કેવી ભયંકર દુર્દશા ? બહારથી ઠોકી બેસાડેલી શિક્ષણ પ્રથા જડમૂળથી ઊખેડી નાખવાની જરૂર આપડી છે એ વસ્તુ તો અત્યારે સર્વત્ર સ્વીકારાઇ છે. મહા મન્થન કરવાનું છે, અસ્તુ. શિક્ષણ પ્રથા, શિક્ષણની પ્રગતિ, સામાજિક પરિસ્થિતિ, એ અને એના પ્રશ્નોમાં હમેશ રચ્યાં પચ્યા રહેવાને લીધે જ્યાં જ્યાં, અને જ્યારે જ્યારે આ સંબંધી ચર્ચા થાય તેમાં રસ લેવાની ટેવ અમને પડી ગઇ હતી. ગુજરાતની સ્ત્રીઓમાં શિક્ષણનો પ્રચાર, વધારે કેવી રીતે થાય, શા કારણથી ગુજરાતની સ્ત્રીઓ કેળવણીમાં પછાત છે એની માહિતી મેળવવા માટે એક પ્રશ્નાવલી અમે તૈયાર કરી ભાઇશ્રી ચંદુલાલ કાશીરામ દવેને ગામેગામ ફરીને વસ્તુસ્થિતિ સમજી લેવા પર્યટને મોકલ્યા. શ્રી. પ્રેમલીલાબ્હેન ઠાકરસીએ આ ખર્ચ ઉપાડી લીધો. પણ પરિણામ કાંઇ બહુ આવ્યું નહિ. દેશની આર્થિક સ્થિતિ, સામાજિક બંધનો, તથા પ્રચલિત કેળવણીમાં અશ્રદ્ધા એ કારણો આગળ આવ્યાં. કારણો જાણ્યા પછી તેના ઉપાયો યોજવાનું કામ વધારે મુશ્કેલ હોય છે. સરકારી કાયદાની આંટીઘુંટીમાં સંડોવાયલી શિક્ષણ પ્રથા બદલવી એ કાંઇ રમત વાત નથી ! ચંદુલાલના પર્યટનના નિવેદને વિચાર જાગૃતિ કરી. એ અરસામાં એક વખત મુંબઇમાં મિસીસ કઝીન્સની મુલાકાત થઇ. આ થીઓસોફીસ્ટ બહેન આયરીશ છે. આયર્લેંડમાં હતાં ત્યારે સ્ત્રીઓનાં પ્રશ્નોમાં ખૂબ રસ લેતાં હતાં. ઇંગ્લેંડમાં જ્યારે સ્ત્રી મતાધિકારની

ઝુંબેશ પૂર જોશથી ચાલતી હતી ત્યારે તેમાં બહુજ આગળ પડતો ભાગ લીધો હતો. અને ઘણો ભોગ આપ્યો હતો. હિંદમાં આવ્યા પછી મદ્રાસમાં રહીને દેશની સ્ત્રીઓ સાથે ખૂબ ભળી ગયાં. અને સ્ત્રી પ્રગતિ માટે અનેક કાર્ય હાથમાં લીધાં. સ્ત્રીઓની સ્થિતિનો અનુભવ લેવા માટે બંગાળ, પંજાબ, યુકતપ્રાંત, ઇત્યાદિ સ્થળે ફર્યાં હતાં. અને હિંદ સ્ત્રી માનસ સારી રીતે સમજી લીધું હતું. આ બહેનની નિખાલસતા, સુનિષ્ઠા તથા ઉત્સાહ સહુ કોઇને આકર્ષણ કરે એવાં છે. એમણે અનેક બહેનોને કર્તવ્યનું ભાન કરાવ્યું છે. પોતે પાછળ રહીને કેટલીએ બહેનોને આગળ પાડી છે. સ્ત્રી શકિતમાં એમને અદ્ભુત શ્રદ્ધા છે. તેથી એ શકિતને જાગૃત કરીને તેની જ્યોત જીવંત કરવાનો એ સતત પ્રયત્ન કરે છે. સ્ત્રીઓ પરાવલમ્બી ના રહેતાં નિડર અને સ્વાશ્રયી થાય એજ એમનું કર્તવ્ય ધ્યેય છે, અને તેજ માર્ગે પ્રયત્ન કરી રહ્યાં છે.

આ બહેનની પ્રથમ મુલાકાત મુંબઇમાં જાણીતાં થીઓસોફીસ્ટ બહેન હીરાબાઇ ટાટાને ત્યાં થઇ. તે પ્રસંગે જ વાર્તાલાપમાં મિસીસ કઝીન્સે કહ્યું કે કલકત્તાની બ્રીટન કૉલેજમાં તે વર્ષના ઇનામના મેળાવડામાં ત્યાંના વિદ્યાધિકારીએ પોતાના ભાષણ દરમીઆન કહ્યું હતું કે સ્ત્રીઓને શું જોઇએ છે, સ્ત્રીઓની શી માગણી છે તે તમે એક અવાજે કહો. અને જ્યાં સુધી તે માગણી સંતોષાય નહિં ત્યાં સુધી કહ્યા કરો. આ ઉદગાર ઉપરથી તે કૉલેજનાં માજી પ્રીન્સીપાલ મીસીસ હાઇડીકૂપરે સ્ત્રી ધર્મ માસીકમાં બે લેખ આ મુદ્દા ઉપર લખ્યા હતા. તે ઉપરથી મીસીસ કઝીન્સને વિચાર સુઝયો કે સમસ્ત દેશની સ્ત્રીઓની પરિષદ બોલાવવી, સ્ત્રીઓ અને બાળકોની કેળવણીના પ્રશ્નોની ચર્ચા કરવી. આ વિચારે ક્રમે ક્રમે મૂર્ત સ્વરૂપ લીધું. મુંબઇનાં પાંચ દશ અગ્રગણ્ય બહેનોને આમંત્રણ આપ્યું. હિન્દુ, મુસ્લીમ, પારસી, ખ્રિસ્તી, સર્વ બહેનો એકત્રિત

ચઇને કામ કરે એ મિસીસ કઝીન્સનો દૃઢ આગ્રહ છે. વળી સ્ત્રીઓએ જેમ બને તેમ પોતાની બુદ્ધિશક્તિથી અને સ્વતંત્ર રીતે કામ કરવું જોઇએ એ તેમની માન્યતા છે, જરૂર પડે પુરૂષોની સલાહ લેવી પણ કામ સ્વતંત્ર કરવું એમ એ માને છે. સ્ત્રીઓનું દબાઇ ગએલું વ્યક્તિત્વ ખીલવવાનો એજ ઉપાય છે એમ એ માને છે. મુંબઇમાં મળેલી આ ન્હાની સમિતિમાં હું અને હંસાબહેન હતાં, મિસીસ કઝીન્સ મદ્રાસની વીમેન્સ ઇન્ડીઅન એસોસીએશનમાં મંત્રી હતાં. તેમણે સમસ્ત દેશમાં પ્રાન્તિક સમિતિઓ સ્થાપવા અને પ્રાન્તિક પરિષદો બોલાવવાને માટે હાકલ કરી. કેળવણીના વિષયમાં સ્ત્રીઓનું મન્તવ્ય શું છે તેની છીણવટ કરવા માટે આ પ્રમાણે વ્યવસ્થા થઇ હતી. પરિષદોમાં ઠરાવ ઘડવા અને પ્રતિનિધિનાં નામ નક્કી કરવા એમ ગોઠવણ થઇ હતી.

૧૯૨૭ ના આરંભમાં સમસ્ત દેશની સ્ત્રીઓની એક પરિષદ બોલાવા ઠર્યું હતું. આ પ્રયાસમાંથી અખિલ હિન્દ મહિલા પરિષદનું સર્જન થયું છે; બરોબર દશ વર્ષ પૂરાં થયાં છે. આરંભમાં માત્ર કેળવણીના પ્રશ્નો ચર્ચવાનો વિચાર કર્યો હતો. તેમાંથી આજે કેળવણીના પ્રશ્નો ઉપરાંત તેની સાથે સંકળાએલા આર્થિક અને સામાજિક પ્રશ્નો પણ હાથ ધરવામાં આવે છે. પરિષદે વિશાળ સ્વરૂપ ધારણ કર્યું છે અને દેશમાં તેમજ પરદેશોમાં સારી પ્રતિષ્ઠા મેળવી છે, જે સમયે મુંબઇમાં મળેલી નાની સરખી સમિતિએ પરિષદ બોલાવવાનો નિશ્ચય કર્યો હતો ત્યાં મળેલાં કોઇપણ બહેનને ખ્યાલ નહોતો કે ભવિષ્યમાં એ પરિષદ આ પ્રમાણે ફાલશે. પણ દીર્ઘ દૃષ્ટિવાળાં મિસીસ કઝીન્સને તો સંપૂર્ણ ખ્યાલ હતો.

ગુજરાત પ્રાન્તની પરિષદ બોલાવવાનું કામ મને સોંપવામાં આવ્યું હતું અને તે મેં બહુ જ ખુશીથી સ્વીકાર્યું હતું. મુંબઇની સમિતિએ જે આશા મને કરી હતી તે પ્રમાણે કાર્ય ઉપાડ-

ની તજવીજ વડોદરે આવીને તરત જ મેં કરવા માંડી. ડોકટર
વા કામમાં તો મને મદદ કરવાને હમેશ તૈયાર જ હોય. અને
બ જ વ્યવસ્થિત રીતે કામ કરવાની એમને ટેવ એટલે પરિષદ્‌ની
થમિક સામગ્રી એકઠી કરવા માટે જૂદાં જૂદાં સાધનો એમણે
તાવ્યાં. કાર્યનો આરંભ કરવા માંડયો કે તરત જ મિસીસ
ઝીન્સ સાથે પત્ર વ્યવહાર શરૂ થયો. ગુજરાતનું કામ જે પ્રમાણે
' લીધું હતું–તે પ્રમાણે મદ્રાસનું કામ એમણે પોતે લીધું હતું.
હારાષ્ટ્ર, બંગાળ, સિંધ વિગેરે સ્થળે એમણે સૂચનાઓ મોકલી
ધી હતી. પ્રાન્તિક પરિષદ્ માટે મિસીસ કઝીન્સની સલાહ બહુ
પયોગી થઇ પડી હતી. પ્રથમ પગલાં તરીકે ગુજરાતનાં મોટાં
હેરો અમદાવાદ, સુરત, ભરૂચ, રાજકોટ, ભાવનગર, વલસાડ,
ગેરે સ્થળેના કાર્ય કર્ત્તા ભાઇ બહેનો ઉપર કાગળો લખ્યા, અને
ંબઇની સમિતિના ઠરાવની માહીતી આપી, અને પ્રાન્તિક પરિષદ્
ાટે સહુના સહકાર માટે માગણી કરી, ત્યાર પછી પરિષદ્‌માં
વા પ્રકારના પ્રશ્નો પર ચર્ચા કરવી તેને માટે પ્રશ્નાવલી ઘડીને
છપાવી–અને તેના જવાબ કેળવણીમાં રસ લેતાં સ્ત્રી પુરૂષો તેમજ
સંસ્થાઓમાં મોકલી. પરિષદ્ બીન રાજકીય કરવાની હતી–એટલે
સરકારી સંસ્થાઓનો પણ સહકાર સાધ્યો હતો. ચારે તરફથી
સુંદર જવાબ મળ્યો. પરિષદ્ અમદાવાદમા ભરવાનો ઠરાવ કર્યો
હતો, એટલે હું થોડા દિવસ અમદાવાદ ગઇ. અમદાવાદમાં વિદ્યા-
બહેન, મટુભાઇ, પ્રાણલાલ ભાઇ; અને બીજાં ભાઇ બહેનોએ ખૂબ
મદદ કરી, સ્વાગત સમિતિના પ્રમુખ મિસીસ મલમાન તૈયબજીને
કર્યાં હતાં, પરિષદ્‌નાં પ્રમુખ લેડી ચીનુભાઇ થયાં હતાં. સુરત, ભરૂચ,
ભાવનગર, વડોદરા વિગેરે ગામથી પ્રતિનિધિ ભાઇ બહેનો સારી
સંખ્યામાં આવ્યાં હતાં. સ્ત્રી પુરૂષોની સંયુક્ત પરિષદ્ રાખી હતી.
આગળ મોકલાવેલી પ્રશ્નાવલિના જવાબો સારા આવ્યા હતા; એટલે તે

ઉપરથી ઠરાવો ઘડવાની મુશ્કેલી નહોતી પડી. સારા શિક્ષકોનો અભાવ તાલીમ લીધેલા શિક્ષકોની અછત, બાળલગ્નનો પ્રચાર એ ત્રણ મૂળ કારણો, તેમજ શિક્ષણ ફરજીઆત નહિ હોવાને લીધે કેળવણીની પ્રગતિ અને પ્રચારનું પ્રમાણ અત્યન્ત થોડું માલમ પડતું હતું. આ વસ્તુસ્થિતિ સુધારવા સબંધી ઠરાવો રજુ થયા હતા. એકંદર દરેક પ્રશ્નની છીણવટ ઠીક ઠીક થઇ હતી અખિલ ભારત મહિલા પરિષદને માટે પ્રતિનિધિની પસંદગી થઇ હતી તેમજ એ પરિષદના પ્રમુખ વડોદરાના મહારાણી શ્રી. ચીમનાબાઇ ગાયકવાડનું નામ સૂચવાયુ હતું, મિસીસ કઝીન્સે આ સંબંધી મને કાગળ લખ્યો હતો અને મહારાણી સાહેબના નામની સૂચના કરી હતી તેમજ મહારાણી સાહેબને આગ્રહ કરીને હા પડાવવા માટે પણ મને લખ્યું હતુ. મહારાણી સાહેબે બહુ આનાકાની કરીને છેવટ હા પાડી હતી. અને બધા પ્રાન્તો તરફથી એમની જ પસંદગી થઇ હતી એટલે મર્વાનુમતે એમની વરણી થઈ હતી.

આ વર્ષે કરાચીમાં મોટી રેલ આવી હતી અને વરસાદ બહુજ પડયો હતો. આખુ નગર જળથળ થઈ ગયું હતું. મારો મોટો પુત્ર રમેશ તે વખતે કરાંચીની એન્જીનીઅરીંગ કૉલેજમાં શીખતો હતો. મી. ગોખલે ત્યાંના પ્રીન્સીપાલ હતા. કૉલેજ અને હોસ્ટેલના એકેએક છોકરાને લઇને વરસતા વરસાદમાં રેલસંકટ નિવારણનું કામ તેમણે કર્યું હતું. વિદ્યાર્થીઓની સાથે મિત્રતા ભર્યો સંબંધ રાખીને ઉચ્ચ આદર્શની છાપ મી. ગોખલેએ તેમનામાં બહુ સારી રીતે પાડી હતી. યુવકોના કુમળા મગજ ઉપર છાપ પડી હોય છે તે જીવનભર કાયમ રહે છે. એટલે શાળા પાઠશાળાના અધિષ્ઠાતાઓમાં ઉચ્ચ સંસ્કાર હોય તો તેનું સિંચન વિદ્યાર્થીઓમાં કરી શકાય અને પ્રજાજીવન સુઘટિત બનાવી શકાય.

૧૯૨૭ના જાન્યુઆરીના પહેલાં અઠવાડીયામાં પૂના ખાતે

અખિલ ભારત વર્ષીય મહિલા પરિષદનું પ્રથમ અધિવેશન થયું. વડોદરાનાં મહારાણી ચીમનાબાઇ ગાયકવાડ તેના પ્રથમ પ્રમુખ હતા. તેમણે પ્રાથમીક કેળવણી અને બાળ લગ્ન નિષેધ માટે મનનીય વિવેચન કર્યું હતુ. સાથે સાથે સ્ત્રી પ્રગતિને વિરોધક જે જે કુરીવાજો હિન્દસમાજમાં પેસી ગયા છે, તેનું પણ વિવેચન કર્યું હતું. મિસીસ કઝીન્સ પરિષદનાં પ્રથમ મંત્રી હતા, જે. ઠરાવો પસાર થયા હતા તેમાંના ઘણા મુખ્યત્વે કેળવણીને લગતા જ હતા. પ્રાથમીક કેળવણીથી માંડીને, કોલેજનું શિક્ષણ, મોટી વયની સ્ત્રીઓનું શિક્ષણ, કન્યા છાત્રાલયો સંબંધી હતા. સામાજિક ઠરાવમા તો માત્ર બાળલગ્નની પ્રથા વખોડનારો ઠરાવ તેમજ હરીસિંગ ગૌરનું બિલ–સમ્મતિ વય સંબધીનું જે તે વર્ષની ધારાસભામાં આવવાનું હતું તેને ટેકો આપવા સંબંધી હતો આ પરિષદમા લગભગ બાવીસ સ્થળના પ્રતિનિધિઓ આવ્યા હતા પ્રતિનિધિની સંખ્યા લગભગ એંશીથી સો જેટની હતી વિષય વિચારણી સભામા પરિષદને માટે કામ ચલાઉ બંધારણ ઘડવામા આવ્યુ હતુ રાષ્ટ્રીય મહાસભાના કાર્યમાં ખૂબ રસ લેનારાં અને ભારતીય સ્ત્રીઓના અગ્રગણ્ય બહેન શ્રી સરોજીની નૈડુએ આ પરિષદને સફળ બનાવવામા ખૂબ શ્રમ લીધો હતો તેજ પ્રમાણે શ્રી કમળા દેવી ચટ્ટોપાધ્યાયે તેમની વિદ્વતા, કર્તવ્ય નિષ્ઠા, ઉચ્ચ સંસ્કૃતિની છાપ ભારત તરફની સ્ત્રીઓમા સુંદર રીતે પાડી દીધી, છેક પેશાવરથી કોચિન અને કરાંચીથી રંગૂન સુધીની સ્ત્રી પ્રતિનિધિઓ પોતાના વિચારની આપલે કરવાને એકઠાં થયાં હતાં, સમસ્ત દેશની એકત્રતા સિદ્ધ કરી આપનારી આ પરિષદ અપૂર્વ હતી ભિન્ન ભિન્ન પ્રાન્તમાથી આવનાર સ્ત્રીઓનું માનસ સ્ત્રી તરીકેનું એક સરખું જ હતું. પોતાનાં બાળકોનું પ્રજાનું અને રાષ્ટ્રનું ઘડતર ઉત્તમ કરવાની સૌને એક સરખી તમન્ના તરી આવતી હતી. અને તેનું ગંભીરતાથી, દ્રઢતાથી

મન્થન કરીને ઉપાય યોજવાની તત્પરતા હતી. આ પ્રથમ પરિષદમાં સુશિક્ષિત અગ્ર સ્ત્રીઓએ ભાગ લીધો હતો, અને પરિષદનો પાયો સુદ્રઢતાથી નાંખ્યો હતો. પરિષદને માર્ગદર્શક સંસ્થા બનાવવાનો પ્રથમથીજ વિચાર હતો. એટલે પરિષદની મફળતાનો આધાર પ્રાન્તિક સંસ્થાઓના કામ પરજ રહે. છતાં સ્ત્રીઓને લગતા ઘણા પ્રશ્નો સમસ્ત દેશને સરખી રીતે લાગુ પડતા હોય અને જેનો નિકાલ વડી ધારાસભા મારફત લાવી શકાય તેમ હોય તેવા પ્રશ્નો માટે લોકમત કેળવવાના, તથા ધારાસભામાં એવાં બીલ આવે તેને ટેકો આપવા માટે આ સંસ્થાએ 'લૉબી વર્ક' ખૂબ કર્યું છે. સમસ્ત દેશની સ્ત્રીઓના પ્રશ્નનો વિચાર કરવા માટે આ એકજ સંસ્થા છે. રાજકીય પક્ષાપક્ષથી આ સંસ્થા પર છે, એટલે આંતરરાષ્ટ્રીય સંસ્થાઓ સાથે રહીને સ્ત્રી ઘડતરના કાર્યમાં સ્થાન લઇ શકે છે. તેજ તેની ઉપયોગીતા છે, પ્રાન્તિક સંસ્થાઓએ પોત પોતાની સમિતિઓમાં કાર્ય ઉપાડી લઇને તેનો પ્રચાર કરવાની અગત્ય છે. પરિષદનું કર્તવ્ય વિવિધ કાર્યની રેખા દોરવાનું, અંગુલીનિર્દેશ કરવાનું, અને એ રસ્તે લોકમત જાગ્રત કરવાનું છે ભારત વર્ષ જેવા વિશાળ દેશમાં છૂટક છૂટક વ્યક્તિઓ ભિન્ન ભિન્ન દિશામાં સ્ત્રી પ્રવૃત્તિનું કામ કરતી હોય તેનું સંગઠન કરવાનું છે. આ મહાન સંગઠનને બળ આપવાનું કામ સમસ્ત સ્ત્રી જનતાએ કરવાનું છે. કાર્યના માર્ગમાં ત્રુટિઓ હોય તે સુધારીને તેનું કામ સરળ અને સુઘટિત કરવાની આવશ્યકતા છે. તેમજ તેનો કર્તવ્ય પ્રદેશ આમ જનતામાં પેસાડવાની જરૂર છે. કોઇપણ કાર્યના આશયો, અને યોજનાઓ ઘડનારની સંખ્યા મોટી ના હોય, પણ એ યોજનાઓ મોટી સંખ્યાને સ્પર્શ કરનાર હોવી જોઇએ. તેજ રસ્તે અખિલ ભારત વર્ષીય મહિલા પરિષદનું પ્રયાણ છે.

---



શ્રી ચીમનાબાઇ સ્ત્રી સમાજ-વડોદરા. ૧૯૨૭.

# પ્રકરણ ૪૨

અખિલ હિંદ મહિલા પરિષદની સમાપ્તિ પછી વડોદરામાં જઈને પરિષદ અંગેનું કામ મારે ઉપાડી લેવાનું હતું. કેમકે વડોદરાની સ્ટેન્ડીંગ કમીટીની સભ્ય હું થઇ હતી વડોદરાની ઓઓને પરિષદની સમજૂતી આપવાની હતી મીટીંગો કરીને પ્રચાર કામ કરવાનું હતું પરંતુ તાત્કાલિક કામ બહુ થઇ શક્યું નહિ.

લગભગ તેજ વખતે શ્રી. મનુભાઇ નંદશંકરે વડોદરા રાજ્યની સેવામાંથી નિવૃત્તિ લીધી અને બિકાનેર રાજ્યના મંત્રિ થયા, એમનાં માતુશ્રી એટલે ડૉક્ટરના માતામહી વૃદ્ધ થએલાં હતાં. વર્ષોથી વડોદરામાં કે સુરતમાં રહ્યાં હતાં. અને એકધારું સુખ, સગવડવાળું જીવન ગાળ્યું હતું. વૃદ્ધાવસ્થાને લીધે તેમની તબીયત અશક્ત થઇ ગઇ હતી. હૃદયના રોગથી પીડાતાં હતાં. વડોદરા છોડવાનો અથવા મનુભાઇના કુટુંબથી વિલક્ત થવાના વિચારથીજ એમના મનને ધોકો લાગ્યો. ટુંક વખતની માંદગી ભોગવીને અવસાન પામ્યાં, એમની ખોટ સમસ્ત કુટુંબને પડી. વિશાળ કુટુંબને સંયુકત રાખવામાં મોટા અંકોડા રૂપ એ હતાં. એમના મૃત્યુથી આખી શૃંખલા તૂટી–કુટુંબ વિચ્છિન્ન થઇ ગયું. જૂના જમાનાનાં હતાં પણ સમય પીછાણીને ચાલનારાં હતાં. કુટુંબનું ઐક્ય ઘણે અંશે એજ સાચવી રહ્યાં હતાં. એક મોટું શિષ્ટ કુટુંબ આ પ્રમાણે વડોદરામાંથી વિદાય થયું–એટલે એક મોટી ઓથ જતી રહી.

છેલ્લાં બે વર્ષથી ડૉક્ટરની તબીયત બહુ નાદુરસ્ત રહેતી હતી, તેથી અમે વડોદરા છોડીને લાંબો વખત હવાફેર જવાનો વિચાર કર્યો હતો. ચોરવાડથી શ્રી. ગોકુળદાસ રાયચુરાનું આગ્રહભર્યું આમંત્રણ આવ્યું હતું. ત્યાંના હવા પાણી સારાં ગણાતાં હતાં; તેમજ

શ્રી. જીવણલાલ મોતીચંદ પોતાનો વિશાળ બંગલો 'શાન્તિસદન' અમને સોંપવાને ખુશી હતા એટલે અમે ત્યાં જવાનું નક્કી કર્યું. રાજકોટ ઉતરીને ચોરવાડ જવાનું હતું. એટલે થોડો વખત અમારી પ્રેમલીલાની સાથે રહેવાનો લાભ પણ મળશે એમ ધાર્યું હતું.

સંજોગ એવો બન્યો કે પૂનામાં અખિલ હિંદ મહિલા પરિષદ મળી તે ઉપરથી કાઠીઆવાડમાં એ પ્રકારની ત્યાંની સ્ત્રીઓની પરિષદ બોલાવવાનો નિશ્ચય પ્રેમલીલાએ કર્યો હતો. કાઠીઆવાડનાં જૂદાં જૂદાં રાજસ્થાનો અને એજન્સીના અધિકારીઓ ઉપર લખાણો કરીને પરિષદની બધી વ્યવસ્થા એણે કરી હતી. રા. ડૉ. રામપ્રસાદ મહેતા અને એનાં બીજાં ત્યાંનાં મિત્રોએ બહુ સારી મદદ કરી હતી. ગોંડળનાં યુવરાણીએ પ્રમુખપદ સ્વીકાર્યું હતું. સ્ટેટોમાંથી શિક્ષિકાઓ ને અન્ય પ્રતિનિધિઓને સ્ટેટના ખર્ચે મોકલવાનો બંદોબસ્ત થયો હતો. સર પ્રભાશંકર પટ્ટણીએ બહુ જ સારો સાથ આપ્યો હતો અને તેમને લઇને બધાં જ સ્ટેટોએ જોઇએ તેટલો સહકાર આપ્યો હતો. કાઠીઆવાડમાં આ પ્રકારની પરિષદ પહેલી જ હતી, એટલે ઉત્સાહ ખૂબ હતો. સ્ત્રીઓ અને પુરૂષોની સંયુક્ત કેળવણી પરિષદ હતી– પોતાની જ જવાબદારી ઉપર આવી મોટી પરિષદ બોલાવવાનું, અને તેની સઘળી વ્યવસ્થા પાર ઉતારવાનું જોખમ એકલે હાથે લીલાએ ખેડયું હતું. રીમેલ ટ્રેનીંગ કૉલેજના બોર્ડીંગમાં બધાં જ સ્ત્રી પ્રતિનિધિઓને ખાવાનો અને ઊતરવાનો બંદોબસ્ત કર્યો હતો. આ પ્રમાણે બધી જ વ્યવસ્થા સુંદર રીતે થઇ હતી, તેમાં સ્વાભાવિક રીતે લીલાને એમ ઇચ્છા થઇ કે અમે બન્ને–હું ને ડૉક્ટર હાજર હોઇએ તો સારું. પણ એમની તબીયત સારી નહોતી એટલે અમારી હાજરી એને અશક્ય લાગી. તેથી શ્રી. વિદ્યાબ્હેન અને મારા ભાઇ મધુભાઇને હાજર રહેવાને એણે બહુ આગ્રહપૂર્વક કાગળ લખ્યો. એટલામાં અમારે ચોરવાડ જવાનું નક્કી થયું–રાજકોટ પે પ્રા

દિવસ આરામ લઇને જવાનું હતું એટલે તો લીલાના આનંદનો પાર ના રહ્યો. પોતે આદરેલું કામ સફળતાપૂર્વક પાર પડે તેમાં અમે સાક્ષીભૂત થઇએ એ એને આનન્દજન્ય હોય જ. એણે એવડા ઉત્સાહથી કામ કરવા માંડ્યું. અમે બે દિવસ પહેલાં રાજકોટ પહોંચી ગયાં હતાં. પરિષદની ધમાલ ફીમેલ ટ્રેનીંગ કૉલેજનાં મકાનમાં ચાલતી હતી. અધિવેશનનું સ્થાન પાસે જ હતું. વિશાળ અને ખુલ્લી જગ્યા હતી.

પરિષદનું કામ સાંગોપાંગ પાર ઊતર્યું. કેટલાએક વિસંવાદી સૂર નીકળ્યા હતા. પણ શ્રી. વિદ્યાબ્હેન તેમજ સર પ્રભાશંકર પટ્ટણી એ બન્નેએ મળીને વાતાવરણ સ્વચ્છ કર્યું હતું. સચોટ રદીઆ આપીને વિઘ્ન સંતોષી જીવોને ઠંડા પાડી દીધા હતા.

બીજે દિવસે અજવાળી રાતમાં શ્રી. મેઘાણીએ સ્ત્રી પુરૂષની મોટી મેદની વચ્ચે લોકગીતો અને લોકકથાઓની રમઝટ લગાવી હતી. સંગીત અને વાદ્યથી આખી મજલીસમાં આનંદ રેલાઇ રહ્યો હતો.

આ પરિષદનાં સીધાં અને આડકતરાં સારાં પરિણામો કેટલાંક આવ્યાં હશે, પણ તાત્કાલિક પરિણામ તો એક આવ્યું કે કાઠીઆવાડની જનતાને બે મોટાં સારાં કુટુંબનાં સ્ત્રી કાર્યકર્તા સાંપડયાં. એક બહેનનો સંસાર બહુ સુખી નહોતો તેમનો સાથ લીલાએ પરિષદના કાર્યમાં લીધો–અને તેમણે બહુ સારૂં કામ કરી બતાવ્યું. તેમના જીવનમાં નવો ઉત્સાહ રેડાયો અને આજે હવે એ નર્સીંગનું કામ સુંદર રીતે કરીને ઉપયોગી અને સ્વાશ્રયી જીવન ગાળતાં થઇ ગયાં છે. લીલાની દોરણીથીજ એમણે સેવાનું જીવન સ્વીકાર્યું હતું. બીજાં એક વિધવા બહેને સુંદર છટાદાર અને મનનીય ભાષણ પરિષદમાં આપ્યું હતું. તેમણે મારા મન પર સુંદર છાપ પાડી હતી. એ બહેન ખાનગી રીતે ઉચ્ચ અભ્યાસ કરતાં હતાં. તેમની માતા

શિક્ષિકા હતાં. પોતાની પુત્રીને આગળ ઇંગ્લીશ અભ્યાસ કરાવવાની અભિલાષા સેવતાં હતાં. પણ પાસે સાધન કંઇ જ નહોતું. ગોંડળનાં યુવરાણીની મદદ મેળવીને એ બહેનને વડોદરાની હાઇસ્કુલ તેમજ બોર્ડીંગમાં રહેવાની વ્યવસ્થા કરાવી, એ યુવાન ચપળ વિધવા બહેને મહારાણી હાઇસ્કુલમાંથી બે વર્ષની અંદર મેટ્રીકયુલેશનની પરીક્ષા પસાર કરી, અને ક્રમશઃ બરોડા કૉલેજમાં અભ્યાસ કર્યા પછી મુંબઇની મેડીકલ કૉલેજમાં અભ્યાસ કરે છે. એક વર્ષમાં ત્યનિ અભ્યાસ પૂરો કરશે, કયાં કાઠીઆવાડનો પછાત પ્રદેશ, તેની દયાએલી બાળવિધવા, અને કયાં મુંબઇની મેડીકલ કૉલેજ ! યુવરાણીની ઉદાર મદદથી આટલાં વર્ષ એનું ગાડું ચાલ્યું. એનું પોતાનું બુદ્ધિ ચાતુર્ય તો બહુ જ. નહિ તો આટલી આગળ ના આવી શકે ! અભ્યાસ દરમ્યાન આ બહેને પોતાના પછાત પ્રાંતની બહેનોની સેવા કરવામાં પણ પાછી પાની નથી કરી. આ પ્રમાણે બે સુંદર સ્ત્રી કાર્યકર્તા પરિષદ અન્તે પરખાઇ આવ્યાં. આ કંઇ નાની સરખી બાબત ન કહેવાય. પરિષદ પુરી થયા પછી કાઠીઆવાડના રાસ અને ગરબાનો જમાવટ પણ કૉલેજના ચોગાનમાં થઇ, છાત્રો સાથે પ્રેમલીલા પણ કરીને ગાતી હતી. અને કાઠીઆવાડી મરોડનો ઠેકો ચીપટી, અંગ મરોડ બધું એણે ઉપાડી લીધું હતું. ગરબાનો એને પારાવાર શોખ હતો. તેમાં કાઠીઆવાડના રાસડાએ પુર્તી કરી. એ બધી વસ્તુઓ વડોદરે આવીને એણે ત્યાં દાખલ કરી. અને પછી તો સારા ગુજરાતમાં કાઠીઆવાડી પધ્ધતિ જ ચાલુ થઇ. જો કે કાઠીઆવાડી પદ્ધતિમાં જે નૈસર્ગિક લાલિત્ય છે તે ગુજરાતની સ્ત્રીઓમાં ઉતર્યું નથી અને કૃત્રિમતા દાખલ થવાથી બેહુદું લાગે છે.

રાજકોટમાં અઠવાડીયું રહીને અમે ચોરવાડ ગયાં. સ્ટેશનથી ગામ લગભગ ચાર માઇલ દૂર છે. અને તેટલો રસ્તો તદ્દન ઉજ્જડ છે. એટલે જતાં જતાં અમને તો આશ્ચર્ય થયું કે રાયપુરાની

લીલી નાઘેર નથી, પણ વેરાન છે, અને કવિ સહજ અતિશયોક્તિ જ હોવી જોઇએ. પણ એ અમારી ભૂલ તરત માલુમ પડી. કેમકે ગામની નજીક પહોંચ્યાં ત્યાં તો જૂદુંજ દૃશ્ય માલુમ પડયું. આસપાસ લીલી સોહામણી વાડીઓ, વિશાળ વડનાં ઝાડ, પપૈયા, કેળાં, કેરી, લીલાં નાળીયેરનો સુંદર પાક, નાગરવેલીઓથી વીંટલાયલા માંડવા, કુવાનાં મીઠાં પાચક પાણી એ બધું જોઇ જાણીને રાયસુરાને જે અન્યાય કર્યો હતો તેને માટે ક્ષમા માગી લીધી. અમારો બંગલો પણ તે વખતે તો મોટામાં મોટો અને સુંદર હતો. ગામથી દરીઓ બે અઢી માઇલ દૂર હતો. એટલે દરીઆની હવાનો લાભ મળતો હતો. અને દરીઆની નજીકતાથી જે ભેજાળ હવા લાગે છે તે ગેરલાભ નહોતો. વાતાવરણ સુકું, ઠંડું અને બધી રીતે અનુકૂળ હતું. ડૉકટર મનથી નિશ્ચય કરીને જ આવ્યા હતા કે ગમે તેમ કરીને તંદુરસ્તી મેળવવી અને શરીરનો રોગ દૂર કરવો. ખોરાકની પરહેજી બહુ સખત પાળવા માંડી, અને તદ્દન આરામ લેવા માંડયો, રાયસુરાભાઇ કોમ્પાઉન્ડમાં જ એમના કુટુંબ સાથે રહેતા હતા. એમનાં વૃદ્ધ માતુશ્રી અને એમનાં પત્નીએ અમને કોઇ રીતે અગવડ પડવા દીધી નહોતી. રોજ રાત્રે રાયસુરા કાઠીઆવાડી દુહા છટાભેર લલકારતા હતા; અમારી છોકરીઓ ભાવોમાં સહીત મધુર સંગીત જમાવતી હતી. વૈશાખ મહિનાની રમ્ય નિર્મળ ચાંદનીમાં અમારા ડાયરાની અજબ રૌનક લાગતી હતી. ધીમે ધીમે દુહા લલકારતાં મારાં બધાંજ બાળકો શીખી ગયાં હતાં. રાગી સાંજે જ્યારે ખુલ્લી હવામાં ફરવા જઇએ ત્યારે સ્હામસ્હામા બે પક્ષ બંધાઇને દુહામાં જ પ્રશ્નોત્તરની રમઝટ લગાવતાં હતાં. રાજમાર્ગ ઉપર ચાલતાં લોકોને પણ કુતૂહલ થતું કે આ તે કેવો વિચિત્ર સંઘ છે!

ડૉકટરની તબીયતમાં ઠીક ફેર પડયો હતો, જો કે પિત્તની ફર્યાદ દૂર થઇ નહોતી–અને વચ્ચે વચ્ચે ખૂબ હેરાનગતી થતી હતી.

લાંબો સમય આરામ મળે તોજ સુધારો થાય એમ લાગ્યું. એટલે અમે તો આસપાસ બીજે કાંઇ જ જૂદાં જૂદાં સ્થળો જોવા માટે પણ ગયાં નહિ. ચોરવાડમાં જ રહીને શાન્ત જીવન થોડો વખત ગાળવાનું નક્કી કર્યું. ચોરવાડની આસપાસ સુરમ્ય વડોદન, વિઠ્ઠલવાડી, બીજી અનેક ન્હાની ન્હાની વાડીઓમાં ફરવાની, તેમ જ ત્યાંના ખેડુતો સાથે બેસીને વાતો કરવાની, તેમનાં સુખદુઃખો જાણવાની મજાહ પડતી હતી. ત્યાંના શેઠ હરખચંદભાઇ ઘણા સેવાભાવી ગૃહસ્થ છે. મુંગા રહીને ગ્રામ્ય ઉદ્ધારનું કામ કરે છે. આખા ગામને રોજ સ્હવારના પહોરમાં ચોખ્ખી છાશ પૂરી પાડે છે. ખેડુતનાં છોકરાંને છાશ મળતી નથી એ દુઃખ દૂર કરવાને એમણે થોડાં ઢોર રાખેલાં છે. અને જે કોઇ એમને આંગણે જાય તેમને છાશ પૂરી પાડે છે. ગામથી સ્ટેશનનો રસ્તો સાવ ઊજડ છે ત્યાં ફર્લોંગ ફર્લોંગને અંતરે ઝાડ ઉગાડવાનો પ્રયત્ન કર્યો છે ને પોતાને ખર્ચે એ ઝાડ ઊછેરે છે. હરિજન બન્ધુઓની તેમજ દબાયલા ખેડુતોની કાંઇ પણ દમ્ભ વિના સેવા કરે છે. વ્યાયામનો એમને અત્યન્ત શોખ છે. કાઠીયાવાડના વ્યાયામ વર્ગની શરૂઆત ચોરવાડમાં તેમણે જ કરી હતી. ફરતાં પુસ્તકાલયોનો મૂળ વિચાર શ્રી. રાયચુરાનો પણ તેને નાણાંની સહાયના આપીને વ્યવહારમાં મુકનાર હરખચંદભાઇ એમનું આખું કુટુંબ સેવાભાવથી રંગાએલું છે. જીવણલાલ અને હરખચંદ બન્ને ભાઇઓએ ચોરવાડને દીપાવ્યું છે, જો કે નાના સરખા ગામમાં ઊચ્ચ સંસ્કારના મૂળ નાખનાર તો સ્વર્ગનાં પુસ્તકો લખનાર શ્રી. અમૃતલાલ પઢીયાર હતા.

અમે ત્યાં હતાં તે વખત અમારી માફક જ શાન્તિ અને આરામ માટે મુંબઇથી સર જગમોહનદાસ શેઠ અને શ્રી. લેડી લક્ષ્મીબાઇ ત્યાં આવેલાં હતાં. સર જગમોહનદાસને બ્રીજ રમવાનો ઘણો શોખ હતો. અમારાં છોકરાંઓમાંથી એકાદ બે, ડૉક્ટર અને સર જગ-

મોહનદાસ એમ ચાર જણ મળીને ખીજ રમતા હતા. મારો નાનો ભાઇ કુંજવિહારી અને ભાભી સુરમા અમારી સાથે હતાં ભાભી સુરમાનું મૂળ વતન જૂનાગઢ, અને ત્યાંનાં લોક કોઇ કોઇવાર ગોરવાડ આવતાં. પણ અમારી સાથે એ બન્ને હતાં એટલે કોઇ જરા પણ એમનું અપમાન કરી શકતું નહિં-બાકી રૂઢીચુસ્ત જુનાગઢનાં લોકથી વિધવાનું પુનર્લગ્ન તો સહન થાય નહિ. સુરમા પણ હિંમત ભેર ફરતાં

હવા ફેરને લઇને ડૉકટરની તબીયત સહેજ સુધરવા માંડી હતી, અને મારી ચિંતા કેટલેક દરજ્જે ઓછી થવા માંડી હતી એટલામાં મારા પિતાશ્રીનું અવસાન પેરાલીસીસના સ્ટ્રોકને લીધે થયું. એ સમાચાર અમદાવાદથી આવ્યા. માતપિતાની શીળી ઓથ ગમે તે ઉમરે જાય તો સાલે. ડૉકટરની અત્યન્ત નાજુક તબીયતને લીધે મારાથી એમની છેવટની સેવામાં હાજર રહેવાયું પણ નહિ તેથી મને બહુ દુઃખ થયું. અમારા પિતાનું અવસાન સંપૂર્ણ શાન્તિથી અને કોઇજ યાતના વિના થયું હતું. એમને જીવનમાં સંપૂર્ણ સંતોષ મળ્યો હતો, તેમજ અમારાં માતુશ્રીના મૃત્યુ પછી એમને જીવન લાલસા ઝાઝી રહી નહોતી. જેવું પવિત્ર અને એકમાર્ગી જીવન ગાળ્યું હતું તેવુંજ સરળ તેમનું મૃત્યુ થયું. એમના શુદ્ધ હૃદયના ઉચ્ચ સંસ્કારોની છાપ અમારામાં ચિરકાળ માટે અંકિત થએલી છે. એટલે એ સદેહે અમારી સાથે ના હોય પણ એમના આદર્શો તો અમારી સમક્ષજ છે, આ પ્રમાણે મનને સાંત્વન મળી ચૂકયું.

કાઠીઆવાડના મેળાઓનાં વર્ણનો ઘણાં સાંભળેલા, અને વાંચેલા. વૈશાખી પૂર્ણિમાને દિવસે ગોરવાડની પાસેજ એક માતાનો મેળો હતો, રાયચુરાભાઇ અમને એ જોવા માટે લઇ ગયા, ચાંદની રાત્રે આસપાસનાં ગામડાંમાંથી હજારો લોકોએ અડ્ડા જમાવ્યા હતા. કોઇવાર છાવણીઓ નંખાઇ ગઇ હતી, અને મોટાં મોટાં રસોડાં

ચાલતાં હતાં, સામાન્ય જનતાને આનંદ ઉત્સવ ભોગવવા માટે આ પ્રકારના મેળા ખરેજ લાભદાયી છે, શ્રમ જીવનની બધીજ ઉપાધિઓ દૂર ફેંકી દઇને નિખાલસ વૃત્તિથી જે આનંદને હિલ્લોળે આ સમાજ ચઢી શકે છે તેવો આલ્હાદ કૃત્રિમ જીવન ગાળનાર, તેમજ શિષ્ટ સમુદાયમાં અને શિક્ષિત સમાજમાં વસનાર નગરજનો માણી શકતાં નથી. વળી સામાન્ય જનતાથી સંસ્કાર અને પરિસ્થિતિને લઇને જે મોટો અંતરાય પડી ગયો છે તે એ કોટિના સમૂહ સાથે ઓતપ્રોત થઇ શકેજ નહિ, આ મેળામાં ફરતાં ફરતાં મ્હને તો એજ વિચાર આવ્યા કર્યો કે, આટલો બધો ઉલ્લાસ મારે તરફ જોવામાં આવે છે ને મારૂં મન કેમ એ રસ ઝીલી શકતું નથી! સંસ્કાર મેળવ્યાની એ કમનસીબી ગણાય કે નહિ એ શંકા છે, સંસ્કારજન્ય આનન્દ બીજા જ પ્રકારનો હોઇ શકે એમ મન વાળ્યું.

મેળામાં અનેકવિધ વસ્તુ જોવા સાંભળવાની મળી, પરંતુ ખરેખરૂં જે જોયું તે ત્યાંના આહિર અને કોળી બહેનોના રાસ! શું એમનો અવાજ, અને શું એમનાં અંગની grace! એ દૃશ્ય તો હજી આંખ આગળ છે!

જે પ્રમાણે મેળામાં સંગીત સાંભળ્યું તેવું જ બીજે દિવસે ગામની કોશા કુટનાર કોળી બહેનોનાં કોશાનું સંગીત સાંભળ્યું. ત્યાંનું આ સંગીત એટલું પ્રખ્યાત ગણાય છે કે જે દિવસે એ સંગીત હોય ત્યારે સગાં સ્નેહીને સાંભળવા માટે આમંત્રણ અપાય અને મોટી મજલીસ ભરાય! આ સંગીતની તાલબદ્ધતા, લાલિત્ય અને ભાવનામયતા, અનેરીજ લાગી!

કાઠીઆવાડના ન્હાના ગામડામાં રહીને પણ અમે વિવિધ પ્રકારનો રસ અનુભવ્યો. રાયચુરાભાઇના મનમાં એજ ઇચ્છા કે ગુજરાતનાં આ નગરજનો લાડીલી લીલી નાઘેર માટે સારો અભિપ્રાય બાંધે તેથી જેટલી રસસામગ્રી એમને સંપ્રાપ્ય હતી તે અમારી

આગળ ધરી. પ્રભાવશાળી ગઢવી મેઘાણુંદને તો એ ભૂલેજ કયાંથી ! વળી ત્યાંના હરિજનોની ભજનમંડળીઓની ધૂન એક રાત્રે જમાવી. "ગોપીસંન ખાવો બની જાય !" એ ભજન તો અમારા ઘરમાં વર્ષો સુધી ત્યાર પછીથી લલકારાતું ! રાયચુરભાઇનાં માતુશ્રી એમના ઓરડામાંથી બહાર આવી શકતાં નહિ પણ અમારા કુટુંબને કીલ્લોલ કરતાં સાંભળીને રાચતાં–અને એમના ન્હાના પૌત્ર તથા પૌત્રીઓને પાસે બેસાડીને ભજનો સાંભળવા માટે આગ્રહ કરતાં–પુત્રવધૂ યશોદાબ્હેન–રામચુરાનાં પત્ની સદા કુટુંબસેવામાંજ આનંદ માણતાં. એકાદ વાર માત્ર અમારી સાથે બહાર આવ્યાં હતાં–બાકી એમને એમના ન્હાના જગતની બહાર આવવાનું મન પણ થતુ નહોતું–અને તે બાબતનો અસંતોષ પણ નહોતો. એમની સમોવડીઅણુ બહેનો ઘણી વાર ઊજાણીએ જતી ત્યાં જવાની પણ એમને ઇચ્છા થતી નહોતી. કુટુંબમાં એટલાં ગુંથાએલાં કે બીજી તરફ લક્ષ કરવાની ઇચ્છા જ ના થાય. આખા કુટુંબ સાથે અમારે બહુ જ ઘરવટ થઇ હતી. ચોરવાડના વણિકો વેપાર અર્થે મુંબઇ, રંગૂન, ઠેઠ એડન સુધી જાય છે. અને સારૂં ધન ઊપાર્જન કરે છે. એમની સ્ત્રીઓ તરફની વર્તણુક બહુ અસંતોષકારક છે, કીંમતી વસ્ત્રાભૂષણોથી તેમને ઢીંગલી માફક સજ્જ કરી મજાહ માણે છે. તેમનામાં સ્વમાનની ભાવના આવે કે તેમનાં દૃષ્ટિબિન્દુ વિશાળ થાય, તેમનામાં ઊચ્ચ સંસ્કારનું સિંચન થાય એ તરફનું ચિંતવન સરખું થયું નથી. અનેક પત્ની કરવાનો રીવાજ બહુ સામાન્ય છે, કુટુંબની ઉપાધિમાંથી સ્ત્રીઓને ઊંચાં આવવાનો અવકાશ જ નથી, જીવનની ગંભીરતાનું ભાન થયું નથી. સૃષ્ટિસૌંદર્યથી અનુભવાતો આનંદ સામાજીક પરિસ્થિતિ તરફ દૃષ્ટિ કરતાં ભૂલી જવાતો હતો. મનમાં નિરાશા વ્યાપી જતી હતી.

ગુજરાતની દુનીઆને તો અમે બંનેએ ઊંચી મૂકી દીધી હતી.

વડોદરા રાજ્ય પ્રજામંડળની બેઠક એજ અરસામાં પેટલાદ મુકામે થઈ હતી. સાધારણ રીતે ડૉક્ટર એ કામમાં તો ખૂબ રસ લેતા, અને ઘણે ભાગે દોરવણી કરતા પણ આ વખતે તબીયત પર અસર થાય એમ હતું. એટલે શાન્ત બેસી રહેવામાં ડહાપણ માન્યું. બાકી ગુજરાતમાં અવનવા બનાવો ચાલુ જ હતા.

સુરતમાં હિન્દુ મુસ્લીમ રાયટ સખત થયાં. ડૉક્ટરના બનેવી ડૉ. મનન્તરાય રાયજીને તેમાં ખૂબ ઇજા થઇ. અને એમના ઉપર દાવો મંડાયો. બધી હકીકત જાણી પણ મૌન સેવ્યું.

ગમે તે ઊપાયો કરીને તબીયત સુધારવાનો નિશ્ચય ડૉક્ટરે કર્યો હતો એટલે ગાંધીજીનો સૂચવેલો માટીની લેપરીનો પ્રયોગ અજમાવવાનો વિચાર કર્યો, ગાંધીજીની સલાહ લીધી. અને પ્રયોગનો વિધિ જાણી લીધો. કાળી ચીકણી માટી ઠંડા પાણીમાં પલાળીને પોલ્ટીસની આફક પેટ પર મૂકીને પાટો બાંધવો એ રીત હતી. બહારની ઠંડક ના લાગે તે સંભાળવાનું હતું. શ્રદ્ધાથી આ પ્રયોગનો આરંભ કર્યો. પણ તે સફળ થયો. અને ઘણે અંશે એમની કબજીઆત ફર્યાદ ત્યાર પછી ઓછી થઇ ગઇ. એ મોટો સુધારો એમની તબીયતમાં થયો, તેમજ ચોમાસાની શરૂઆત થઇ ગઇ એટલે અમે ચોરવાડ છોડવાનું નક્કી કર્યું. રાયચુરાભાઇના કુટુંબીએ પાસેથી વિદાય લીધી. લાંબો વખત શાંત આનંદમય સમય ગાળીને અમે ગુજરાત તરફ વળ્યાં. ગુજરાતમાં પેસતાં જ આસમાની આપત્તિ મોં વકાસીને ખડી હતી. પરંતુ નિર્બળ મનુષ્ય ભવિષ્ય લેતા નથી‒ न जाने जानकी नाथ प्रभाते किं भविष्यति ।

---

## પ્રકરણ ૪૩ મું

શ્રી મહારાણી ચીમનાબાઇ સ્કોલરશિપ ટ્રસ્ટ ફંડની મીટીંગ મુંબઇમાં તા. ૨૯ મી જુલાઇને દિવસે રાખી હતી. એ સંબંધી બીજા ટ્રસ્ટીઓ શ્રી. રતનશી મોરારજી, એમ. આર. જયકર અને શ્રી. ખાશે સાહેબ પવારને માહિતી ચોરવાડથીજ મોકલાવી હતી, એ મીટીંગમાં અમે બંને ટ્રસ્ટીઓ ડૉકટર અને હું-મળીને પ્રથમ તૈયારી કરી મૂકતાં-અરજીઓ જોવી, તેમની રીતસરની વર્ગણી કરવી, વાર્ષિક રીપોર્ટ લખવો, એ બધું વડોદરે જઇને કરવાનું હતું એટલે અમે તા, ૨૩ મીએ વડોદરે પહોંચી ગયાં. જવાનું હતું તેથી અમે સરસામાન ઝાઝો છોડયો નહોતો. ત્રણેક દિવસમાં સ્કોલરશિપના કામનો બધો ઊકેલ કરવાનો હતો. એજ કામ લઇને અમે તો બેઠાં. ડૉકટરની તબીયત થોડી સુધરી હતી. છતાં સાચવવાનું તો હતું એટલે સંભાળી સંભાળીને એમને શ્રમ આપવાનો હતો. તા. ૨૫ મીએ સવારે અમે બંને અમારા મકાનમાં નીચેને માળે બેસીને સ્કોલરશિપના ચોપડા તપાસતાં હતાં. વરસાદ ધોધમાર બહાર પડતો હતો, પણ અમારૂં લક્ષ એ તરફ ખાસ નહોતું. ઓટલા આગળ તો રેલનાં પાણી ચઢતાં હતાં! એટલું બધું પાણી પડ્યું હતું તેનો ખ્યાલ પણ અમને આવ્યો નહિં. બે નાનાં છોકરાં સાથે હતાં તેમણે કહ્યું કે રેલ આવવાની છે તેની સાવચેતી માટે સરકારી થાળી પીટાઇ હતી. અમે તો ઝાઝી કનવાર કરી નહિં. થોડીવાર થઇને વરસાદ થંભ્યો નહિં ત્યારે મને જરા વિચાર આવ્યો કે કદાચ રેલ વધારે આવે ને સામાન પલળે માટે થોડો સામાન ઉપલા માળ પર ચઢાવ્યો હોય તો ઠીક, અને ઉપર બેસીને કામ કરીએ તો ઠીક. ડૉકટરને તો ડર જરાએ નાહં, અને એમજ કહે કે કાંઇ એવું

પાણી ચઢવાનું જ નથી ને કાંઇજ ધાંધલ કે ગભરામણ કરવાની જરૂર નથી. આમ એ તો ના જ કહ્યા કરે ને પાણી તો ઉંચું ચઢયાં જ કરે. છેવટ મને થયું કે કાંઇ નહિં તો એક રાત જેટલું શીધું તો ઉપર લઇને જ ચઢવું. મારી મેળે જેટલું ચઢાવાય તેટલું ઉપર ચઢાવ્યું. ચા માટે સ્ટવ, ઘાસલેટ, કોફી, ખાંડ, એક ટંક જેટલા ચોખાને દાળ, એટલું પહેલું તો લીધું. પછી તો ડૉક્ટરે પણ જોયું કે પાણીનું જોર અસાધારણ હતું તેથી બગડે એવો થોડો સામાન ઉપર લઇ જવાનું ધાર્યું. પણ થોડું કે ચઢાવવાનું અશક્ય હતું. કોઠારના ઓરડામાં પાણી ફરી વળ્યું હતું. મહામુશીબતે એકાદ કઠોળનો ડાબડો, મીઠાની નાની કોઠી અને કોયલાનો કોથળો એટલું લઇ ગયાં. આખા વર્ષ માટે ભરેલા દાણાદુણી, અથાણાં, મશાલા, ચોપડીઓ, જાજમો, ફર્નીચર બધું તો જેમનું તેમ મુકીને અમે ઉપર જતાં રહ્યાં. અમારા મકાનના કોમ્પાઉન્ડમાં નાની નાની પચીસેક ઓરડીઓવાળી ચાલી હતી, તેમાં રેલ્વેપર કામ કરતા મજુરો રહેતા હતા. કોમ્પાઉન્ડની બહાર પણ થોડી ઓરડીઓ હતી તેમાં પણ મજુરો હિંદુ, મુસલમાન, બધા રહેતા હતા. આ બધા મળીને લગભગ સવાસો માણસો હતાં. પોતાની ઓરડીઓમાં પાણી ફરી વળ્યાં એટલે અમારા ઓટલા પર આવીને બેઠાં—બિચારાં પોતાનો થોડો ઘણો ઉચાળો લઇને આવ્યાં હતાં. એમનાં બકરાં, ભેંસ, ગાય, પોપટ, કૂતરાં, બધું જ સાથે હતું. ઓટલાનો આશરો આપવાને ના પણ કેમ કહેવાય ! ચારે તરફ ફરતા ઓટલા પર બધો સંઘ જામ્યો હતો. ઓટલા ઉપર ને કોમ્પાઉન્ડમાં પાણી ભરાઇ ગયાં એટલે બધાં બિચારાં પલળેલાં—પાણીમાં તરબોળ થએલાં બધાં ઉપર ચઢયાં. અમે પણ નોકરો સાથે માત આઠ જણ હતાં, ને આ એકસો પચીસેક માણસો બકરાં, કૂતરાં, વિગેરેનો કાફલો. ૭ સાત ઓરડા અને ફરતા રવેશોમાં પડાવ નાંખ્યો. પાણી તો સમાતાંજ નહોતાં—સડક ઉપરથી અમારૂં મકાન દશ બાર ફૂટ ઊંચું તે મકાનનો નીચલો માળ તદ્દન

પાણીમાં ડુબી ગએલો. દાદરનાં સાતેક પગથીઆં બાકી, ત્યાં સુધી પાણી ફરી વળેલાં. રાત પડી પણ કાંઇ રેલ ઉતરવાનાં ચિન્હ જણાયાં નહિં. વીજળીના દીવા ચાલતા અટકી ગયા. પાણીના નળ પણ બંધ થઇ ગયા. અંધારામાં એકાદ બે ફાનસ સળગાવીને બેઠાં. રાત્રે વરસાદ તો એક સરખોપડયાજ કરે. અમે એક ઓરડામાં ચાર જણુ નાની પથારી પાથરીને સુતાં; પણ વરસાદનો અવાજ, પાણી ચઢવાનો ખળખળાટ અને પવન, ત્રણથી એવું વાતાવરણ જામ્યું કે ઘડી આંખ મીચાય જ નહિં. છોકરાંઓ નાનાં ગંભીરતા સમજતાં નહિં એટલે ઊંઘતાં હતાં. ઓરડામાં ચારે તરફ પાણી પડતું હતું. માત્ર અમારી પથારી જેટલી જગ્યા કોરી હતી. બિચારા ચાલીવાળા માણસો તો પવન અને ટાઢમાં ઠુંઠવાતા બેઠા રહ્યા હતા. ભેંસ અને ગાય નીચે ઓટલા પર બાંધી હતી તે તો બંધ છોડીને રેલમાં ઘસડાઇ ગઇ. પરિસ્થિતિ બહુ જ ભયંકર અને દયાજનક થઇ ગઇ. ત્રણ રાત ને દિવસ આ પ્રમાણે જ કહાડયા. નીચલે માળે પાણી ભરાએલાં તેમાં વાસણ અને દાણાનાં પીપો, ખુરસીઓ, ટેબલો, બધાં ભીંતો સાથે અફળાઇને મોટા મોટા તોપના ગોળા ફુટતા હોય એવા અવાજ કરે, રસ્તામાં ખળખળ પાણીમાં મોટાં મોટાં ઝાડ, સરસામાન, ભેંસો, ઘોડા, તણાતા તણાતા ચાલ્યા જાય; પારાવાર શરદી જામી ગએલી, અને આટલાં બધાં માણસો રાત દિવસ એકઠાં રહે. કુદરતની હાજતો પુરી કરવાને કાંઇ જ જગ્યા નહિં–એક બિચારૂ ભંગી કુટુંબ અમારી સાથે જ ઉપર ચઢયુ હતું તેમણે એકાદ દિવસ તો માફ સુરી કરવાનો પ્રયત્ન કર્યા, પણ એ લોકનો પત્તો કયાં ખાય ? દિવસે અમે તો એક રવેશમાં પલંગ પર બેસી રહેતાં–રાત પડે ભયાનક સ્થિતિ લાગતી બીજે દિવસે સહેજ વરસાદ થંભ્યો એટલે આશા આવી ને પાણી ઉતરશે એમ લાગ્યું. રાતમાં વરસાદ તો બંધ થયો પણ પાણી તો પાછું ચઢવા માંડયું. એ દિવસે તો અમારાં સહુનાં ગાત્ર શિથિલ થઇ ગયાં. ઊગરવાનો

આરે રહ્યો નહિં, વરસાદ બંધ થઇ ગયો, એટલે પીવાના પાણીના એ સાંસા પડયા. નળ બંધ ને વરસાદનું પાણી ઝીલતાં હતાં. બકરાં બે ચાર, ને બે એક કૂતરા ને પોપટ એટલાં રવેશમાં થથરતાં હતાં. આખી રાત મને તો ગભરામણ થાય એટલે વચ્ચે વચ્ચે ઊઠીને હાથમાં ફાનસ લઇને દાદર પર પાણી કેટલાં પગથીઆં ચઢયા છે તે જોવા જાઉં. ફેરા આંટા ખાઉં, ડોકટરને ડર તો જરા નહિં. બિચારાં માણસો પલળતાં હતાં તેમની દયા આવ્યા કરતી હતી. રાત્રે પાણી વધારે ચઢે તે માળ પર ચઢે તો છાપરા ઉપર કેવી રીતે જવું તેની પેરવી કર્યા કરતા હતા. આટલા બધા પાણીના વેગ આગળ મકાન પણ ટકી રહેશે કે કેમ એ સવાલ રહ્યો. રાત તો વિમાસણમાં કહાડી, દિવસ થતાં એની એજ સ્થિતિ. ખાવાનું તો કાંઇ હતુંજ નહિં. મગની દાળ અને થોડો ઘઉંનો લોટ હતો તેની બાટી કરીને એકાદ બે ટંક તો ચલાવ્યું. સદ્ભાગ્યે કોલસાનો કોથળો ને ધાસ્લેટનો ડબ્બો અને મીઠું તથા કોફી હતાં. ડોકટરની તબીયત નબળી, દાળ તો ખવાય જ નહિં, એટલે ચપટી ચોખા, કોફી તે પણ ખાંડ કે દૂધ વગરની એ ઉપર રહેવું પડયું. ચાલીવાળા માણસોને ચોખા ને દાળ આપ્યાં તે એ લોકોએ બાફી ખાધાં. આ પ્રમાણે કેટલો વખત ચાલે; આખો લત્તો જળથળ થઇ ગએલો. કોઇ ઠેકાણે નજર માંડી મંડાય જ નહિં. સામે પાડોશીના બંગલામાં માણસો ફરતાં દેખાય. અમે મદદની બૂમ પાડીએ પણ મદદ મોકલાય પણ શી રીતે! વરસાદ પડતો બંધ થયો, એટલે પીવાનું પાણી પણ મળતું બંધ થયું. રેલનું પાણી રવેશ આગળથી વહી જતું હતું તેમાંથી દોરડાં બાંધી બાંધીને કઢાડતાં ને પીતાં. સડેલાં અનાજ, મરી ગએલાં ઢોર ગંદવાડ, અનેક જાતના મળમૂત્ર વિગેરેથી ગંધાઇ ગએલું પાણી મોંમાં મુકવું પડે તે જીવ પર આવે! ગુંટડે ગુંટડે એમ થાય કે કૉલેરા અને ટાઇફોઇડના જંતુનો જમાવટ શરીરમાં કરીએ છીએ. આ ગંદા પાણીની દુધ

વગરની કોરી-ખાંડ તો હતી નહિં એટલે મીઠું નાંખીને લઇએ ને કાંઇક ખોરો લોટ હતો તેની બાટી થોડી થોડી ગણીને બનાવીએ. ડૉક્ટર તો એકલી એ કોરી ઉપર જ રહેતા. એમની તબીયત માટે મને બહુ જ કાળજી થયા કરતી હતી. આ ત્રાસમાંથી કયારે છૂટાશે તેની સમજણ જ પડતી નહોતી, આટલાં બધાં માણસ સાથે રહેવાય પણ કેટલા દિવસ? વરસાદ અને પવન વંધ્યો એટલે નીચેના કોઠારમાં દાણા પલળી ગયા હતા તેની દુર્ગંધ, અને આટલા મનુષ્યોના મળની પરાવાર બદબો ફેલાઇ ગઇ હતી. આ સ્થિતિમાં શી રીતે ઘડી પણ ટકી શકયાં એ જ નવાઇ હતી. ચોથે દિવસે છેક સાંજરે પાણી કાંઇક ઓસરવા માંડયાં. અમારા મિત્ર શ્રી. પશાભાઇ પટેલ સામેના જ બંગલામાં સપડાઇ ગએલા હતા તેમને ડૉક્ટરની નબળી તબીયતની ખબર હતી. તે બિચારા મહામુશ્કેલીથી છાતી પુર પાણીમાં એક બિસ્કીટનું પડીકું લઇને આવ્યા. બહારના જગત સાથે સંબંધ થયો જાણીને અમને કાંઇક શાંતિ થઇ. તેમાં એ બિસ્કીટનું પડીકું જોઇને એમ થયું કે હવે ડૉક્ટરને કાંઇક પોષણ મળશે, છોકરાંઓ બિચારા ખોરા લોટની બાટી ખાતાં હતાં પણ બિસ્કીટ ખાવાની ના પાડી. કેમકે ડૉક્ટરને વધારે જરૂર હતી એમ એ લોકને લાગ્યું. એવી સ્થિતિ થઇ ગઇ કે આંખમાં આંસુ આવ્યા વગર રહેજ નહિં. અમારી પુત્રી સરલા ને જ્યોતિભાઇ ઘોડદોડ ઉપર ઊંચાણના ભાગમાં રહેતાં હતાં તેથી ત્યાં પાણી બહુ ચઢયાં નહોતાં; પણ એ લોકથી અમારી બાજુએ અવાય તેમ નહોતું. વચમાં પાણી બહુ હતાં. એમણે તો એમજ માની લીધું હતું કે અમારૂં મકાન પડી ગયું હશે. જ્યારે પાણી થોડાં ઓછાં થયાં ને એમનાથી બહાર નીકળાયું ત્યારે એ બન્ને જણ સામે કિનારે આવ્યાં, અમારીને એમની બાજુની વચ્ચે તો મોટો સાગર હતો. દૂરથી એમણે અમને જોયાં અને અમે એમને જોયાં, ત્યારે આનંદનો પાર રહ્યો નહિ. અમે અરસપરસ હાથ ઊંચા હલાવ્યા ને

ચુમાલો હલાવ્યા. એમને શાતા વળી અને અમારા જીવમાં જીવ આવ્યો. થોડીવારમાં જ્યોતિભાઇનો નોકર જે મહુઆ તરફનો રાનીપરજનો હતો તે તરતો તરતો કમરે દુધનો દાબડો બાંધીને આવ્યો એ દુધ જોઇને તો અમને એમ થયું કે જાણે નવે અવતારે આવ્યાં. કેમ કે ડૉકટરનો તો મુખ્ય ખોરાક જ દુધ હતું, ને છેલ્લા સો કલાકથી દુધનો છાંટો મળ્યો નહોતો. ચાલીવાળા લોકોએ પણ તરીતરીને પાસેની ઓરડીઓમાંથી અનાજ આપ્યું. મુસલમાન ભાઇઓએ બાંગ પુકારીને પ્રાર્થનાઓ કરી. બધાને એમ લાગ્યું કે જમને જવાબ દઇને બધાં પાછાં આવ્યાં. હજી આસપાસ કમરપુર કરતાં પાણી વધારે હતું. ઘરમાં તો ઘડી થંભાય એવું નહોતું. પારાવાર ગંધ મારતી હતી. ગોધરાથી અને દુરનાં ગામેથી લોકોએ રેલમાં સપડાએલા લોકો માટે મમરા, ચણા, રોટલા, ગોળ એવું એવું ખાવાનું મોકલ્યું હતું તે હોડીઓ મારફત વહેંચાવવા માંડયું. સરકારી હોડીઓ ફરવા માંડી. હાથી ઉપર ફરી ફરીને ખોરાક વહેંચ્યો. પણ બધું એ ચાર દિવસ પછી. એ ચાર દિવસ તો જે જ્યાં તે ત્યાં થંભી ગયાં હતાં. કેટલાક લોક તો ઝાડ પર ટીંગાઇ રહ્યાં હતાં. પબ્લીક પાર્કના વાઘ, સિંહ, બીજાં જનાવરો કેટલાં તો બિચારાં મરી ગયાં ને પક્ષીઓ વિગેરેનો સંહાર વળી ગયો. પાંચમે દિવસે સવારે અમારાથી નીકળાય એવું થયું. અમે તો અમારૂં મકાન છોડીને હાથ પગ લેઇને જ્યોતિભાઇને ઘેર ગયાં, ને સ્વચ્છ હવામાં સુકી જગ્યામાં રહ્યાં. પણ બિચારા ચાલીવાળા લોકો તો એમની ભીની ઓરડીઓમાં ગયાં, અને તાપણાં સળગાવી સળગાવીને જમીન કોરી કરી. જે હતું તે એમનું તો બધું જ ધસડાઇ ગયું હતું. આખા શહેરમાં પારાવાર નુકશાન થયું હતું. રેલને માટે પ્રથમથી કાંઇ જ તૈયારી સરકાર તરફથી નહોતી. આગળથી વાયુ શાસ્ત્રીનો તાર આવેલો પણ આટલી ભીષણ આપત્તિ આવશે એવો ખ્યાલ રહ્યો નહોતો. સો વર્ષની અંદર આ

પ્રકારની દૈવી આપત્તિ આવી નહોતી. સરકાર અને પ્રજા ગાફેલ થઇ ગઇ. બહારના જગત સાથે જ્યારે સંબંધ થયો ત્યારે માલુમ પડયું કે લગભગ આખું ગુજરાત થોડે ઘણે અંશે આ સંકટમાં સપડાયું હતું. વડોદરાની નદી નાની અને મકાનો નીચાણની જગ્યાએ બંધાએલાં, તેમાં અમારો સયાજીગંજ તો બહુ જ નીચાણમાં, એટલે અમને સહુથી વધારે ભોગવવું પડયું. શહેરના જૂના ભાગમાં પાણી જરા ચઢયાં નહોતા. બહાર નીકળ્યા પછી નવાઇ તો એ જ લાગી કે આટલી બધી આપદા છતાં જીવ્યાં જ શી રીતે ? ચાર દિવસ દુર્ગંધ, શરદી, પાણીનો ત્રાસ, ભૂખ, એ સઘળું સહન જ કેવી રીતે કરી શકયાં ? દુઃખ આવતાની સાથે દુઃખ સહન કરવાની શક્તિ આવે છે ! અને સહન કર્યા વિના છૂટકો જ શો હતો ?

અમારે સરસામાન, ચોપડીઓ ઇત્યાદિનું પુષ્કળ નુકશાન થયું હતું. પણ બહારથી રેલ સંકટગ્રસ્ત ગરીબ લોકોના દુઃખની કહાણીઓ જેમ જેમ કાને આવતી ગઇ તેમ તેમ ખ્યાલ આવ્યો કે બિચારા ખેડુતો, ને ગરીબ શ્રમજીવી લોકોના પાકનો તો નાશ થઇ ગયો હતો અને ઘરબાર બધું જ ઘસડાઇ ગયું હતુ. માણસના જીવને પ્રમાણમાં ઓછું નુકશાન થયું હતું. પણ ઢોરઢાંખર તો ઘસડાઇ ગયાં હતાં, ઘર પડી ગયાં હતાં, અને ખેતરોમાં કાંતો માટી ચઢી ગઇ હતી કે પાક સડી ગયો હતો. દાણાવાળા, ને કાપડવાળા વેપારીઓને પારાવાર નુકશાન થયું હતું. રેલ્વે વ્યવહારમાં અને તારના વ્યવહારમાં વિક્ષેપ પડયા હતા. તારનો વ્યવહાર તો થોડા વખતમાં ચાલતો થયો, પણ રેલ્વેની દુરસ્તી થતાં વખત ગયો. મુંબઇથી સંખ્યાબંધ લોકો ગુજરાતની સંકટ ગ્રસ્ત પ્રજાની સ્થિતિ પ્રત્યક્ષ જોવાને ઉતરી આવતાં. મુખ્ય આપત્તિમાં આવેલો ભાગ નર્મદા નદીનો કાંઠો, વડોદરા અને ચરોતરનો કેટલોક ભાગ અને ભાલનો પ્રદેશ હતો.

બીજે સ્થળે નુકશાન તો હતું, પણ તે પવનના તોફાનનું. મહેસાણા પ્રાન્ત અને ઉત્તર ગુજરાતમાં રહેવાનાં મકાનોને બહુ નુકશાન થયું હતું. તેમાં બિચારાં અંત્યજોનાં અને બીજા મજુરોનાં ખોરડાં તો નાશ જ પામ્યાં હતાં. લોકો પાસે પહેરવાને કપડાં પણ નહોતાં, ખાવાને અન્ન નહોતું, અને રહેવાને ઘર નહોતાં. ત્રણે પ્રકારનું સંકટ નિવારણનું મહાભારત કામ સરકાર અને પ્રજાના નેતાઓને માથે આવી પડ્યું. વડોદરા શહેરની એક સમિતિ સ્થાપી હતી. તેમજ પ્રજામંડળે પણ સમિતિ સ્થાપી. ગુજરાતમાં પ્રાન્તિક સમિતિ મારફત કામ થયું. પ્રજામંડળ સમિતિના મુખ્ય મંત્રી તરીકે ડૉક્ટરે કામ કરવા માંડ્યું. એમણે પોતાની નબળી તબીયતની દરકાર જ ના કરી અને આ સંકટ નિવારણના કામમાં પડ્યા. કામ અતિ વિકટ હતું. મુંબઇથી નાણાં, કાપડ, ખોરાક, પુષ્કળ આવ્યું, પણ તેની યોગ્ય વ્યવસ્થા કરવાનું કામ બહુ મુંઝવણ ભરેલું હતું. જેને ખરેખરી ગરજ હોય તેને જ મદદ પહોંચે અને પૈસા તથા વસ્તુઓ વેડફાઇ ના જાય એ જોવાનું હતું. વડોદરા શહેરની મધ્યસ્થ સમિતિ શહેર પુરતું જ કામ કરતી. તેના પ્રમુખ રાજકુમાર ધૈર્યશીલરાવ હતા. પ્રજામંડળ આખા રાજ્ય માટે કામ કરતું. કુ. ધૈર્યશીલરાવે શહેરનું સંકટ પ્રત્યક્ષ નિહાળ્યું તેથી એમને બહુ લાગણી થઇ આવી. અને ખંત રાખીને કામ કરવા માંડ્યું. આ પ્રસંગે એમણે લોકનો પ્રેમ સારો મેળવ્યો. ડૉક્ટર શહેર સમિતિમાં પણ સભ્ય હતા. અને મુંબઇનાં નાણાં બધાં એમની મારફત જ આવતાં. શહેરમાં રાહત આપવાનું કામ બહુ મુશ્કેલ નહોતું, પણ ગામડાંનું કામ બહુ કપરું હતું. મકાન બાંધવા માટે પૈસા તથા સાધનો બહારથી બહુ સારા પ્રમાણમાં આવ્યાં. પ્રજામંડળના કાર્યકરો અને ગુજરાત પ્રાન્તિક સમિતિના સ્વયંસેવકોએ મળી તે રાહતના કાર્યની દેખરેખ રાખી. બ્રિટિશ અને ગાયકવાડી વિભાગ નકશાના લાલ પીળા રંગનો ભેદ જતો રહ્યો. સંકટના ભોગ થએલાં સર્વ ભાઇ બહેનોને અનેક જાતની

મદદની અગત્ય હતી. તે પદ્ધતિસર પૂરી પાડવા માટે બધી સમિતિઓએ સંગઠિત થઇને કામ કર્યું. મુંબઇથી કેટલાક સેવાભાવી ભાઇ બહેનો છાપાના રીપોર્ટ વાંચી વાંચીને ગુજરાતમાં કામ કરવાને ઉલટી પડયા. પણ જ્યારે જોયું કે સંકટમાં આવી પડેલાં ગામડાંમાં રહીને જ કામ કરવાની જરૂર હતી અને અનેક જાતની હાડમારી વેઠવાની હતી ત્યારે એ લોકને પોતાની અશક્તિ જણાઇ હતી, ને બહારથી જોઇને જ પાછાં ફર્યાં હતાં, અને મુંબઇની જનતાને પરિસ્થિતિથી વાકેફ કર્યાં હતાં. બોરસદ ખેડાની લડતમાં તાલીમ લીધેલાં ભાઇ બહેનો જેમને હાડમારી વેઠેલી હતી, અને ગામડાંમાં ફરવાની ટેવ પડેલી હતી તે લોકો જ અને તેવાં જ બીજાં તાલીમબદ્ધ લોકો કામ કરી શકે તેમ હતું.

વડોદરા શહેરમાં સ્ત્રીઓને તેમજ બાળકોને કપડાં તથા અનાજ પુરું પાડવા માટે, તેમજ વિધવા અને અનાથ સ્ત્રીઓનાં પડી ગએલાં મકાનો બાંધી આપાવવા માટે શ્રી. શકુન્તલા રાજેના પ્રમુખપણા નીચે સ્ત્રીઓની સમિતિ નીમી હતી. હું અને એક પારસી બ્હેન તેરાબાઇ કોઠાવાળા તેનાં મંત્રી થયાં હતાં. ચીમનાબાઇ સ્ત્રી સમાજનાં બહેનોએ તેમજ વડોદરાની બીજી કેટલીક બહેનોએ આ કાર્યમાં બહુ સુંદર કામ કરી બતાવ્યું હતું. સ્ત્રીઓને વ્યવસ્થિત કાર્ય કરવાને માટે તાલીમ લેવાનું બહુ સારું ક્ષેત્ર મળ્યું; તેમજ એશ આરામમાં રહેનાર બહેનોને ગરીબાઇની મુશીબતોનો થોડો ઘણો ખ્યાલ આવ્યો, સમિતિને માટે મોટરોની વ્યવસ્થા થઇ હતી એટલે એકેએક સંકટ ગ્રસ્ત બહેનોને ઘેર આખા ગામમાં ફરી વળવાની સરળતા થઇ. મકાન બંધાવતી વખતે પણ દેખરેખ રાખવાની સગવડ થઇ. બબ્બે ચારચારની ટુકડીમાં આખા ગામમાં ફરીને રાહતનું કામ વ્યવસ્થિત રીતે થયું. શ્રી. શકુન્તલા રાજેનું કામ પદ્ધતિસરનું અને સખ્ત શિસ્ત વાળું એટલે કામ ઠીક દીપી આવ્યું અને લોકોને યોગ્ય

અને બારોબાર સ્કૉલરશીપની વહેંચણી કરી નાંખી. કેમ કે વખતસર એ કામ તો થવું જ જોઇએ ને અમારા સંજોગ એવા હતા કે એના ઉપર લક્ષ અપાય જ નહિં.

મુ. શ્રી. રમણભાઇની તબીયત બે વર્ષથી બહુ જ લથડી ગઇ હતી. લોહીનું દબાણ બહુ વધારે પડતું થઇ ગયું હતું. અને તેની અસર હાથ અને પગ પર થઇ હતી. મગજ સારી રીતે કામ કરતું હતું. દાક્તરોએ તદ્દન આરામ લેવાનું કહ્યું હતું. એ તો એમને માટે અશક્ય જ હતું–એમનાં ઘણાં કામ વિદ્યાબહેને સંભાળી લીધાં હતાં–છતાં એમને સંતોષ થતો નહિ–એટલે જેટલું બને તેટલું મેળે કરતા. માંદગીને લીધે મન બહુ નરમ થઇ ગયું હતું. વિદ્યાબહેનના મન ઉપર એમની માંદગીનો ભાર બહુ જ હતો. સતત એમની પાસે રહીને સારવાર કરતાં. બીજાનું કર્યું ગોઠે નહિ એટલે બહુ જ કાળજી પૂર્વક એમની સંભાળ લેવી પડતી વડોદરાની રેલની હકીકત જ્યારે રમણભાઇએ જાણી ત્યારે એમને બહુ જ લાગણી અમારે માટે થઇ આવી ને કોઇ વખત નહિ ને તે વખતે એમને રડવું આવ્યું; અને હૃદય ઉપર અસર થઇ, થોડા દિવસ રહીને એમની માંદગી ચિંતા જનક થઇ હતી–પણ બે એક દિવસમાં પાછી તબીયતમાં સહેજ સુધારો થયો.

ઓક્ટોબર નવેંબર મહિનામાં વડોદરામાં એક સુંદર જલસો રેલ સંકટ નિવારણ માટે ફંડ ઉઘરાવવા માટે કરવામાં આવ્યો, ગરબા, નાટ્ય પ્રયોગ, સંગીત, વૃન્દવાદ્ય ઇત્યાદિનો સુરમ્ય કાર્યક્રમ ગોઠવવામાં આવ્યો હતો. રેલસંકટ નિવારણના કામમાં જેજે બહેનોએ ભાગ લીધો હતો તે બધાએ સારો શ્રમ લઇને મોટી રકમ ભેગી કરી. શહેરની પ્રજાએ પણ સુંદર સહકાર આપ્યો. વર્ષની આખર સુધીમાં તાત્કાલિક રાહતનું કામ પૂરું થયું.

અમારી મોટી પુત્રીએ સર મનુભાઇના પુત્ર શ્રી. કાન્તીચંદ

સાથે લગ્ન સંબંધ કરવાની પોતાની ઇચ્છા થોડાં વર્ષ પહેલાં જાહેર કરી હતી. છેક બાળપણથી સાથે રમતાં, સાથે અભ્યાસ કરતાં એટલે એમને મિત્રાચારી તો હતી. બન્નેનો આગ્રહ અમે જોયો એટલે અમે સમ્મતિ અને આશીર્વાદ આપ્યો.

૧૯૨૭ ના ડીસેંબર મહિનાની આખરે લગ્ન કરવાનો નિશ્ચય એ બન્નેએ કર્યો.

શ્રી. મનુભાઇ બિકાનેરમાં હતા—અમે તો વડોદરામાં જ હતાં, અમદાવાદમાં લગ્ન વિધિ કરવાથી સહુને સરળતા પડશે એમ લાગ્યું. મારા ભાઇ ગટુભાઇને ત્યાં બહુ જ શાન્તિ અને સાદાઇથી, વિધિ ઉપરાંત કાંઇપણ ખર્ચ વગર આ લગ્ન પણ થયાં—અલબત્ત અમારી પુત્રીની તો સંપુર્ણ સહાનુભૂતિ તો અમારા નિશ્ચય માટે હતી જ, મનુભાઇ અને એમના કુટુંબી જનો તો અમારા સિદ્ધાન્ત જાણતાં જ હતાં. મનુભાઇ મોટા હોદ્દા ઉપર હતા, વડોદરાનો આટલા બધા વર્ગનો સંબંધ હતો છતાં એમણે અને કાન્તીચંદ્રે અમારી માન્યતાને સંપૂર્ણ રીતે માન આપીને કાંઇ પણ હાહ કે ધાંધલ કર્યું નહોતું. એકવાર પ્રણાલિકા પાડયા પછી મુશ્કેલી લાગતી નથી. પ્રથમ પ્રયત્ન, અને તેપ્રયત્ન વખતનું મંથન મુઝવનારૂં હોય છે. પછી એક પ્રકારનું માનસ ઘડાઇ જાય છે—ત્યારપછીનું કામ તો સરળ હોય છે. સ્નેહી સંબંધી જનો પણ એક વાર જાણી જાય એટલે તેને અનુકુળ વર્તન રાખે. ડૉકટરનાં ભાઇ અને બહેન મુંબઇ હતાં. હાથલો બેસાડવાને માટે જ એ બન્નેએ હાજરી આપી નહિ—અને પોતાને સ્થાનેથી જ નવયુગલને અંતરના આશિસ આપ્યા. અમને સહુને સંતોષ થયો. સર્વ રીતે પરિસ્થિતિ અનુકુળ કરવા માટે સામાન્ય સમાજવ્યવહારથી પર થવું પડે છે—મનની દ્રઢતા રાખવી પડે. સત્ય આગ્રહ અને સહિષ્ણુતા આગળ જગત નમતું આપે છે.

---

## પ્રકરણ ૪૫ મું.

---

વડોદરાના સ્ત્રી કાર્યકરોમાં રેલસંકટ નિવારણના કામ પછી આત્મશ્રદ્ધા આવી; અને સંગઠિત રીતે કામ કરવાની ટેવ પડી. શિક્ષિત, બહેનો, તેમજ સામાન્ય વ્યવહાર કુશળ બહેનો હિન્દુ, મુસ્લીમ, પારસી, બધાંએ એકત્ર થઇ તે કામ કરતાં થઇ ગયાં.

અખિલ હિન્દ મહિલા પરિષદ્‌ના પહેલા અધિવેશનમાં મહારાણી સાહેબ પ્રમુખ થયાં હતાં. એટલે એ કાર્યમાં વડોદરાની બહેનોને ઠીક ઠીક રસ હતો. વળી એ પરિષદ્‌માં માત્ર કેળવણીના પ્રશ્ન ઉપરાંત સામાજીક પ્રશ્ન પણ હાથ પર લેવાના હતા. એટલે બીજા અધિવેશન માટે ગુજરાતમાં અને વડોદરામાં ઉત્સાહ પૂર્વક કામ થયું, પ્રાન્તિક પરિષદો પહેલા વર્ષ કરતાં આખા દેશમાં વધારે સ્થળે થઇ હતી. અને ઠરાવો પણ મુદ્દાસર પસાર થયા હતા. સ્ત્રીઓએ આર્થિક અને સામાજીક સુધારણા માટે તેમજ દેશના આરોગ્ય માટે શાં શાં પગલાં લેવાં જોઇએ એ પ્રશ્નો વિચારવામાં આવ્યા હતા. તેમજ એ સંબંધી જે જે પ્રશ્નો ધારાસભામાં આવે તેને માટે લોકમત કેળવવા માટે વ્યવસ્થા થઈ હતી.

હરબિલાસ શારદાનું બિલ ધારાસભામાં આવવાનું હતું ત્યારે હિન્દની જનતાનો ટેકો છે તે બતાવવા માટે સંખ્યાબંધ સ્ત્રીઓની સહીઓ દેશભરમાંથી લેવાઇ હતી અને ધારાસભાના સભ્યો ઉપર મોકલવામાં આવી હતી. વળી કોન્ફરન્સના સભ્યોનું એક ડેપ્યુટેશન પણ સ્ત્રીઓનો સંગઠિત મત દર્શાવવા માટે મોકલવાનું નક્કી કર્યું

હતું. આખા દેશનો સંયુક્ત મત કેળવવાના સાધન તરીકે અખિલ ભારત મહિલા પરિષદ એક કેન્દ્રરૂપ તે વખતથી જ થઇ.

બીજા વર્ષની બેઠક દિલ્હીમાં થઇ હતી. વડોદરા રાજ્યના ખર્ચથી બે બહેનોને અને એક બીજા બહેનને શ્રી. શકુંતલા રાજેએ પોતાના ખર્ચથી પ્રતિનિધિ તરીકે મોકલ્યાં હતાં. દેશ સમસ્તમાંથી લગભગ દોઢસો પ્રતિનિધિ ગયાં હતાં. પરિષદ પછી પ્રાન્તિક સભાઓ કરીને લોકમત કેળવવાનો કાર્યક્રમ હાથમાં લેવાયો હતો.

ગુજરાતની શાખાએ શારદાબિલ માટે સહીઓ લેવાનું કાર્ય જંગી ધોરણ પર કરવા માંડયું હતું. તે ઉપરાંત શાળાઓનો મુલાકાતનું તથા શાળામા ભણતા બાળકોના શારીરિક તપાસનું કામ હાથમાં લીધું હતું. મુશ્કેલી એટલી જ હતી કે અમદાવાદ અને વડોદરા શિવાયનાં મોટાં ગામોમાં કોઇ કામ હાથમાં લે એવાં સ્ત્રી કાર્યકરો નહોતાં એટલે કામ આગળ ધપ્યું નહિં. વ્યવસાયી બહેનોને ઘર છોડીને જવાની સવડ હોતી નથી. સતત કામ કરે એવી શિક્ષિત બહેનોનું જૂથ હજી સુધી આપણે ત્યાં ઊભું કરી શક્યાં નથી. જે પોતાનો બધો વખત અને શક્તિ સામાજીક કામને માટે આપી શકે. જ્યાં સુધી એવાં જૂથ ઉભાં નથી થયા ત્યા સુધી કામ અધૂરાં ને અધૂરાં જ રહેશે. ગામમા રહીને પણ જ્યા સુધી શિક્ષિત બહેનોને ઘર કામ ઉપરાંત સામાજીક કામ કરવા પ્રત્યે પ્રેમ ઉત્પન્ન થશે નહિ. પોતાનાં કર્ત્તવ્યનુ ભાન થશે નહિં. (અને હજી સુધી તે થયું નથી.) ત્યાં સુધી સ્ત્રીઓના પ્રશ્નો અણુઉકેલાયલા જ રહેશે. એક તો શિક્ષિત સ્ત્રીઓની સંખ્યા જ અત્યન્ત જૂજ અને તે પણ જો પ્રગતિના પ્રચાર માટે આગળ ના પડે તો આગળ વધે પણ શી રીતે ? સાર્વજનિક સંસ્થાઓ માટે સ્ત્રીઓને મતાધિકાર

શુ એ પ્રકારનાં કામ કરવા માટે શક્તિ કેળવી ના હોય રથું કે જાય. સ્ત્રીઓના સહકારની, તેમના દૃષ્ટિબિન્દુની, દરેક સાર્વજનિક કાર્યમાં જરૂર છે જ એ વસ્તુ સ્વીકારાય છે છતાં સ્ત્રીઓ પોતાની મેળે પોતાનો માર્ગ સાર્વજનિક કાર્ય કરવા માટે શોધી લેતી નથી, તે પરત્વે તદ્દન ઉદાસીનતા સેવે છે, અને તેની સાથે પુરૂષો એ બાબતમાં ઉત્સાહ બતાવતા નથી અને સ્ત્રીઓની કૌટુંબિક ઉપાધિઓ ઓછી કરતા નથી, સરળતા કરી આપતા નથી, અને એ પ્રત્યે બેદરકારી બતાવે છે એટલે કોઇપણ જાહેર કાર્યમાં સારી સંખ્યામાં સ્ત્રીઓ આગળ પડતી નથી, રાજકીય ક્ષેત્રમાં એકવાર ઊભરો આવ્યો પણ તરતજ શમી ગયો, શિક્ષિત સ્ત્રીઓએ પોતાનો ધર્મ સમજીને સામાજીક અને રાજકીય ક્ષેત્રમાં આગળ પડવાનો વખત આવી લાગ્યો છે; ગમે એટલા હક્ક મળે પણ તે અદા કરવા માટે યોગ્ય સ્ત્રીઓ બહાર પડે નહિં તો હક્ક મળ્યાનું પ્રયોજન નિષ્ફળ જાય, જમાનો આગળ વધે તેની સાથે સ્ત્રીઓએ પોતાની કર્તવ્ય દિશા બદલવી જોઇએ. અને દરેક ગામે એવી સ્ત્રીઓ થોડી સંખ્યામાં હોવી જોઇએ કે જેઓ પોતાની જવાબદારી સમજીને કામ ઉપાડી શકે. આવી સ્ત્રીઓ તૈયાર કરવાનું કાર્ય પ્રાન્તિક પરિષદોનું છે. અખિલ મહિલા પરિષદનું એક મોટામાં મોટું કર્તવ્ય એ છે કે પ્રાંતવાર કાર્યકરોનાં જૂથ તૈયાર કરાવવાનો માર્ગ બતાવવો. એવાં એવાં જૂથની મારફત ગામોમાં અને ગામડાંમાં કાર્ય કરી શકાય. બે ચાર બહેનો કે ભાઇઓ અમુક પ્રકારનું કામ કરવાની ધગશ રાખે પણ તેને સહકાર મળે નહિ તો થોડા માણસની શક્તિ વેડફાઇ જાય છે. આપણા પ્રાંતનું કામ અને આપણા દેશના ઘણા ભાગમાંનું કામ આ વસ્તુસ્થિતિને લીધે આગળ વધતું નથી આ સ્થિતિ બદલવા માટે વિચારશીલ વ્યક્તિઓએ તોડ કઢાવવાનો છે. સામુદાયિક સંકટના પ્રસંગે થોડાક પ્રમાણમાં સંપબળ માલુમ પડી

આવે છે—પણ પછી કાંઇ જ નહિ—સહુ ઘરમાં ભરાઇ જાય છે અને રોજની એશઆરામની જીંદગી અથવા તો કુટુંબ કબીલામાં અને રૂઢિ, અને ધર્મના ધતીંગોમાં સ્ત્રીઓ કાળ વિક્ષેપ કરી રહે છે. રાષ્ટ્રના ઘડતરમાં સ્ત્રીઓના સહકારની પારાવાર જરૂર છે—દેશ અત્યન્ત આકરી કસોટીમાંથી પસાર થાય છે સમય સમજીને પોતાનો હિસ્સો દરેક બહેને આપવાનો છે—એ કર્તવ્ય ભાન જાગૃત થવું જરૂરનું છે અને પુરૂષોએ એ જાગૃતિ લાવવાનું કામ કરવાનું છે.

---

## પ્રકરણ ૪૬ મું.

—॥॥॥—

આ સમયે વડોદરા રાજ્યમાં બે મોટાં બિલો સામાજીક સુધારા માટે લાવવામાં આવ્યાં હતાં-એક સ્ત્રીઓના વારસા હક્ક માટેના હિન્દુ કાયદામાં સુધારો કરીને સ્ત્રીઓ પ્રત્યે થતો અન્યાય દુર કરવાનું બિલ. બીજું લગ્ન વિચ્છેદનો કાયદો ઉચ્ચ ગણાતી હિન્દુ કોમને માટે લાગુ કરવાનું બિલ.

આ બન્ને બીલો જ્યારે એરણ ઉપર હતા ત્યારે રાજ્યમાં લોકમત કેળવવા માટે સ્ત્રીઓની સંખ્યાબંધ સભાઓ ચીમનાબાઇ સ્ત્રી સમાજ તરફથી કરવામાં આવી હતી. સારા સારા વકીલો પાસે એ પ્રશ્નોની સમજૂતી અપાવવામાં આવી હતી. વારસા હક્કના પ્રશ્નમાં શ્રી. મહારાણી સાહેબ અને રાજ્યકુટુંબનાં અન્ય બહેનો ખુબ રસ લેતાં હતાં. સભામાં હાજરી ને પોતાનો મત પણ જાહેર રીતે અનેકવાર દર્શાવ્યો હતો. દેશના બીજા ભાગમાંથી પણ સરકારે લોકમત પૂછાવ્યો હતો. શહેરની સ્ત્રીઓએ આ પ્રસંગે ઠીક ઉહાપોહ કર્યો હતો-અને પોતાનો સ્વતંત્ર મત દર્શાવ્યો હતો. આ બિલની ચળવળને પરિણામે સ્ત્રીઓને પોતાની અધમ દશાનું ભાન કેટલેક દરજ્જે થયું-અને સદીઓથી જે અન્યાય થતો હતો તેની સામે થવાનો પ્રયત્ન શક્ય છે એ ખ્યાલ આવ્યો. વળી વ્યક્તિગત માગણીને બદલે સામુદાયિક માગણીથી અર્થ સરે એ પણ સમજાયું.

આ બિલ ઉપરાંત જે લગ્ન વિચ્છેદનું બિલ હતું તે વધારે વિવાદાસ્પદ બન્યું હતું, સ્ત્રીઓ અને પુરૂષો ઘણા મોટા પ્રમાણમાં આ બિલની વિરૂદ્ધ હતાં. હિન્દુ લગ્ન એકવાર થયું એટલે તે અવિચ્છિન્ન કહેવાય છે. ગમે એટલું સબળ કારણ હોય પણ તે કોઇ

કરાય નહિં. સ્ત્રી અને પુરૂષ બન્નેને ન્યાય મળે એવી કલમો દાખલ કરીને આ કાયદો પસાર કરાવવાની શ્રી. મહારાજા સાહેબની ઇચ્છા હતી. યુવાનવર્ગ બિલની તરફેણમાં હતો. મોટી વયના પુરૂષો વિરૂદ્ધ હતા. સ્ત્રીઓમાં બે મત હતા. આ બિલ પણ લગભગ બે ત્રણ વર્ષ સુધી સારું ચર્ચાયું. છેવટ સ્ત્રીઓના વારસાહકકના નિયમમાં યોગ્ય ફેરફાર થયા અને લગ્નવિચ્છેદનો કાયદો પસાર થયો. બ્રિટિશ હકુમતમાં જે સુધારા હજી સુધી નથી થયા તે કાયદા વડોદરા રાજ્યમાં થયા. બન્ને કાયદામાં સ્ત્રીઓને ન્યાય મળે એ દૃષ્ટિબિન્દુ રખાયું છે. હિંદુ સમાજમાં સ્ત્રીને માલીકીની વસ્તુ ગણવામાં આવી છે તેને પરિણામે સૈકાઓથી અન્યાયપૂર્ણ કાયદા ચાલ્યા કરે છે. જમાનો આગળ વધે, વિચારમાં પરિક્રમણ થાય તે પ્રમાણે રૂઢ થએલા કાયદામાં ફેર થવા જ જોઇએ. નહિં તો સમાજનો ઉત્કર્ષ થતો અટકે. સમય સમજીને પ્રગતિને માર્ગે સમાજને લઇ જવો એજ ધર્મ છે. રાજા અને પ્રજા અગમબુદ્ધિ વાપરે તો સમાજનું સમતોલપણું સચવાઇ શકે. રૂઢિચુસ્ત મનુષ્યોએ આ સત્ય સમજી લેવાની જરૂર છે. કારણ કે સરકાર ગમે તેટલા કાયદા કરે પણ જ્યાં સુધી પ્રજાનું માનસ કેળવાયું નથી ત્યાં સુધી એ કાયદા દફતરે જ રહે છે. એટલે પ્રજાના નેતાઓએ પણ પ્રજા ઘડતરનું કામ વધારે જોસથી ઉપાડવાનું છે, સરકારે પણ કાયદા ઘડીને બેસી રહેવાનું નથી. તેનો અમલ યોગ્ય રીતે કરાવવાને તત્પર રહેવાનું છે. સરકાર અધિકારીઓને યોગ્ય અમલ કરવાને માટે જ રોકે છે. એ કર્તવ્યનું પાલન ના થાય તેથી અધિકારીઓ તથા પ્રજા વચ્ચે વૈમનસ્ય થાય છે. પોતાના કર્તવ્યનું વ્યાજબી ભાન અધિકારીને હોય તો ઘર્ષણના પ્રસંગ ના આવે પ્રજાનો વિકાસ સત્વર થાય. સામાજીક ક્ષેત્રમાં વડોદરા સરકારે ફરજીયાત કેળવણી, બાળલગ્ન પ્રતિબંધ, સીવીલ મૅરેજ એક્ટ, લગ્નવિચ્છેદ નિયમ, સ્ત્રીઓના વારસાહકકનો કાયદો—આ

અને આવા અનેક કાયદા ઘડાયા છે. છતાં એકંદર પરિણામે સરખામણીમાં વડોદરા રાજ્યની પ્રજા પાડોશી બ્રિટિશની પ્રજા કરતાં વધારે ઊંચે ચઢી નથી. આદર્શને વ્યવહારમાં મુકવા માટે જંગી પ્રચાર કામ કરવાની આવશ્યકતા છે, એ પ્રચાર કામ તેજ અર્વાચીન જમાનાનો ધર્મ છે. સ્નાન, પૂજા, કર, ક્રીયા, ધર્મ અને રૂઢિનાં ધતીંગોમાં ધન, શક્તિ અને સમયનો વ્યય કરી નાંખવો એ કોઇને માટે પણ મુનાસીબ છે ?

૧૯૨૮ ના માર્ચ મહિનાની ૬ ઠી તારીખે શ્રી. રમણભાઇના અવસાનના સમાચાર મળ્યા. લાંબી મુદતથી એમને લોહીનું દબાણ ઘણું વધી ગયું હતું, અને કામ કરવાને અશક્ત હતા નવા વર્ષના આરંભમાં જ એમને સરકાર તરફથી 'સર'નો ઇલકાબ મળ્યો હતો. આખું જીવન એમણે લોકની સેવામાં જ ગાળ્યું હતું. ઇશ્વર ઉપર દૃઢ શ્રદ્ધા હતી. પ્રાર્થના સમાજના સિદ્ધાન્તની સંપૂર્ણ પ્રતીતી હતી. સામાજીક સુધારાનું ક્ષેત્ર–તેમાં એ વિશેષ કરીને સ્ત્રીઓની કેળવણી અને વિધવા અનાથ બહેનોની પરાધીનતા અને અન્યાય દૂર કરવાનો પ્રશ્ન એ બે–અને અમદાવાદ મ્યુનીસીપાલીટી આ બે એમનાં સતતનાં કાર્યક્ષેત્ર હતાં–આ બેમાંથી વખત કહાડીને સાહિત્યની સેવા કરતા હતા–મ્યુનીસીપાલીટીના કામનો બોજો એમને અસહ્ય થઈ પડ્યો હતો. પ્રમુખ તરીકે વર્ષો સુધી એમણે સેવા કરી–નાગરિક ધર્મનો સચોટ ખ્યાલ એમને હતો–અને મ્યુનીસીપાલીટી દ્વારા નગરની સેવા સારામાં સારી કરી શકાશે એ જ હેતુથી એમાં પડ્યા–બાકી એમને બીજી કોઈ અપેક્ષા નહોતી. પ્રજાના ખરા સેવક તરીકે એમણે પોતાની ફરજ અદા કરી હતી. સાદુ જીવન, ઉચ્ચ આદર્શ, લોક સેવા, પ્રભુ સેવા, નમ્રતા, કુટુંબ વાત્સલ્ય એ સર્વ સદ્ગુણો રમણભાઇમાં આવીર્ભૂત હતા. મારા તો ગુરુ હતા, સ્નેહી હતા, સંબંધી હતા–એમના સમાગમનો લાભ બાળકપણમાં ખૂબ

લીધો હતો, અને એમના સંદેશ ઝીલવાનો પ્રયાસ પણ જીવનમાં કર્યો. એમના જેવા શુદ્ધ, પ્રમાણિક, નિસ્પૃહી લોકસેવક વિરલ હોય છે. કર્તવ્ય પરાયણતા, નિરભિમાન ઉદારતા, સરલતા, સૌજન્ય, દૃઢનિશ્ચય, એ એમના દરેક કાર્યમાં તરી આવતું. જીવનની ગંભીરતા એ પુરી સમજ્યા અને તેથી કર્તવ્ય એ જ એમણે ધર્મ માન્યો હતો. પ્રભુમાં અત્યન્ત શ્રદ્ધા તેને બળે જીવન વ્યવસાય ઘણો સરળ થઇ પડયો. એટલાં કામ એમને કરવાનાં હોય કે મજૂરની માફક સવારના સાતથી તે રાતના બાર વાગ્યા સુધી વાસો વાળવાની એમને નવરાશ ના મળે. છતાં મનને કામનો ઉદ્વેગ નહિ. શાન્ત મન અને દરેક કામ ચોકકસ—કામનો નિકાલ બહુ જલદી લાવી શકતા. કોઇ દિવસ જુના કામનો બોજો ચઢવા દેતા નહિ.

વકીલાતનો ધંધો અને અમદાવાદની મ્યુનીસીપાલીટીના પ્રમુખપદના બોજાએ એમનો હાસ્યરસ બલ્કે સઘળો જીવન રસ સુકવી દીધો. અફસોસની વાત છે !

ગુજરાતનો નવીન ઇતિહાસ લખાશે તેમાં રમણભાઇનું સ્થાન મોખરે રહેશે. સાહિત્યકાર તરીકે, સમાજ સેવક તરીકે, અગ્રગણ્ય નાગરિક તરીકે એમને ઘણી જ ઊંચી કક્ષામાં મૂકી શકાય.

એમના જીવનની ચાવી પ્રાર્થના સમાજમાં એમણે આપેલા ઉપદેશોમાંથી મળી આવે છે. પ્રભુ પર અડગ શ્રદ્ધા એ એમનો દંડ હતો. અને એ જ દંડ હાથમાં ગ્રહણ કરીને જીવનયાત્રા કરી હતી. બીજા હાથમાં જ્ઞાનનો દીપ રાખતા અને તે સ્થળે સ્થળે પ્રગટાવતા. આ મહાન્ પવિત્ર વ્યક્તિ માટે જેટલું લખીએ તેટલું ઓછું છે. **कर्मण्ये वाधिकारस्ते मा फलेषु कदाचन** એ ગીતાવાકય એમની કર્તવ્યનિષ્ઠાની કુંચી હતી. એમણે આ જીવનમાં ક્ષોભ કર્યો નથી. શાંતિમય જીવન ગાળ્યું છે. પરમાત્મા એમને સનાતન શાંતિ આપો !

શ્રી. વિદ્યાબ્હેને પોતાના ઉપર આવી પડેલી આપત્તિને સમયે અસાન્ત ધૈર્ય અને અદ્ભૂત સહનશીલતા બેવી હતી. લગભગ ચાળીસ વર્ષના જીવનસાથીનો વિયોગ અને તે પણ રમણભાઇ જેવા સ્નેહાળ પતિનો-શાંતિ અને ગંભીરતાથી સ્વીકારી લેવો એ કાંઇ નાની વાત નથી. વિદ્યાબહેનના મોં ઉપરથી નૂર ઊડી ગયું. પણ શોકનો બાહ્યાડંબર કાંઇ જ કર્યો નહિં પોતાનાં બાળગોપાળને પાંખમાં રાખીને રમણભાઇની અધૂરી રહેલી સેવામાં પોતાની કર્ત્તવ્યદિશા બાંધી લીધી. રમણ ભાઇના અવસાન પછી એમની જવાબદારી વધી. તેની ગંભીરતા સમજીને એકેએક કાર્ય ઉપાડી લીધાં; અને રમણભાઇની જે ઉણપો હતી તે સ્ત્રીસહજ કોમળતાની ભાવનાનું સિંચન કરીને કામને શોભાવ્યું. વૈધવ્ય ધર્મનો વાસ્તવિક મર્મ સમજીને તે આચારમાં મૂકયો તે સમયે એમના મનનો ઉદ્વેગ કાંઇ ઓછો નહોતો. એક પત્રમાં અને લખ્યું હતું કે ' હરૂં છુ, ફરૂં છું, અને બધાં કામ કરૂં છું પણ જીવન શૂન્યવત થઇ ગયું છે! સચાની માફક વ્યવહાર કાંઇ અટકી રહેતો નથી પણ કાંઇ રસ રહ્યો નથી! છતાં મારે કામ તો બધાં કરવાનાં રહ્યા ને ? " રમણભાઇ પાસે રહીને તાલીમ લીધેલી એટલે એ જ પદ્ધતિ ઉપર એમણે કામ ઉપાડી લીધું.

---

# પ્રકરણ ૪૭ મું



ગુજરાત ભરમાં રેલમછેલનું કામ ચાલતું હતું ત્યાં સુરત જીલ્લાના બારડોલી તાલુકાની જમીન મહેસુલનું પ્રકરણ મંડાયું એમાં પણ અમે વિચિત્ર રીતે સંડોવાયા. બારડોલીની લડતનો ઇતિહાસ રસિક છે. એનો અણસારો અસ્થાને નહિ ગણાય. શ્રી. ગાંધીજીના ૧૯૨૧-૨૨ ના સત્યાગ્રહ વખતથી બારડોલીનું નામ તો ગવાઇ રહ્યું હતું. ત્યાંના ખેડુતો વિશેષ કરીને સ્ત્રીઓ બહુ ઉદ્યમી અને મહેનતુ, પડદાનો રીવાજ નહિ-એટલે હીંમતવાન. ઘણો મોટો ભાગ આફ્રિકા વેપારને અર્થે જઇને પાત્રધી થએલો-આથે થોડી કમાણી પર કરીને આવેલો-અને રહેણી કરણીનું ધોરણ બીજા કરતાં ઉંચું આણેલું-રહેવાના મકાન સારાં કરેલાં-ગાંધીજીની સંગતથી વ્યસનો છોડેલાં એટલે જરા આગળ આવેલો. સરકારની નજરમાં આ ખેડુત ખૂચ્યા વગર રહ્યો નહિ-પૈસો ખેતીમાંથી ઉપાર્જન થયો છે કે પરદેશ વેઠીને થયો છે તેની ગણત્રી કરી નહિ-પણ તાલુકામાં ઉજેસ આવેલો જોઇને જમીન મહેસુલની નવી આંકણી ૧૯૨૬માં કરી તે વખતે ત્યાંના અધિકારીઓએ મોટો વધારો આંક્યો, લગભગ સવાલાખ રૂપીઆનો વધારો કર્યો હતો, બારડોલીના ખેડુતો એટલે હોંશીઆર માણસો-આ વધારો એ સહન કરી શકયા નહિ. બે વર્ષ સુધી એ સહુએ મળીને ત્યાંના અધિકારી વર્ગ આગળ બધી સ્થિતિ રજુ કરી. આસીસ્ટન્ટ કલેક્ટરથી ઠેઠ કમીશનર સુધી જઇને વાત સમજાવવા માંડી જે કલેક્ટરે આંકણીનુ નવુ ધોરણ કર્યું હતું તેણે કાંઇજ ઊંડી તપાસ કરી નહોતી. ખેડુત અનાજ ઉપાર્જનમાં કેટલો ખર્ચ કરે છે, કુવા વિગેરેની સ્થિતિ કેવી છે, ઘર બંધાવીને રહ્યા માટે તે ખેતીમાંથી નાણાં એકઠાં કરીને બંધાવ્યાં હતાં કે

બીજા વેપારમાંથી એ અને એવી બીજી આસપાસની વિગતવાર સ્થિતિમાં ઊંડા ઊતર્યા વગર માત્ર એક તરફીજ વિચાર કર્યો હતો. અને આખા તાલુકા ઉપર ભારણ વધારી દીધું હતું. કાઉન્સીલમાં પણ આ બાબતના પ્રશ્ન પૂછાયા હતા. પણ બિચારા ખેડુતની દાદ કોઈએ સાંભળી નહિ, કેટલાક સફેદ ટોપીવાળા સુરત જીલ્લાના માણસોએ ખેડુતોની વહારે ધાવા માટે ગયા. પણ ૧૯૨૨–૨૩ ના વખતમાં એ લોકોને ફટકો પડયો હતો એટલે એમનો વિશ્વાસ ઊઠી ગયો હતો. છેવટ જ્યારે સરકાર પાસે દાદ સંભળાઈ નહિ ત્યારે ખેડા સત્યાગ્રહમાં પ્રખ્યાત થએલા શ્રી. મોહનલાલ પંડયા આગળ બધી બાજી મુકી. મોહનલાલે શ્રી. વલ્લભભાઈને વાત કરી. તે વખત તો વલ્લભભાઈએ પણ કાને વાત ધરી નહિ, છેવટ ગાંધીજી પાસે બારડોલીની ફર્યાદ રજુ થઈ. ગાંધીજી તો બધી હકીકત સમજી ગયા અને સલાહ આપી કે જો હિંમત હોય અને ફના થવાને તૈયાર હો તો ના–કરની લડત આદરો, બીજો ઉપાય નથી. ખેડુતોને બીજો ઉપાય નહોતો. પોતાના તાલુકામાં જઈને પૂણી ગામે ઘણા ખેડુતો એકઠા થયા અને સત્યાગ્રહ કરવાનો ઠરાવ કર્યો. આ લડત કંઈ સ્વરાજને કારણે નહોતી તેમજ તે સવિનયભંગના ભાગ રૂપે પણ નહોતી. એતો ખેડુતોની આર્થિક સ્થિતિ પૂરતી હતી. સરકાર દુરાગ્રહી હતી અને ખેડુતો મક્કમ હતા. એ ઠરાવની જાણ ગાંધીજીને કરી. ગાંધીજીએ પછી તો વલ્લભભાઈને બારડોલી મોકલ્યા. વલ્લભભાઈએ એકજ વસ્તુની ચોખવટ કરી કે "જો દાદસો માણસો ચોક્કસ રીતે છેવટ લગી પાયમાલ થવાની પ્રતિજ્ઞા લેવાને તૈયાર હો તો પોતાનો સંપૂર્ણ સાથ આપવાને રાજી છું." આ ઉપરાંત એમણે ખેડુતની સ્ત્રીઓને એકઠી કરી. કારણ કે પૈસાટકાની બરબાદીનું સંકટ સ્ત્રીઓ અને બાળકોને વધારે વેઠવું પડે તો એ સઘળું તેઓ સહન કરવાને મક્કમ પણે તૈયાર છે કે નહિ તે ચોક્કસ વાત પૂછી.

સ્ત્રીઓ તો પુરૂષો કરતાંએ વધારે મક્કમ હતી. સવાલાખ રૂપીઆ જેટલી મોટી રકમ તાલુકામાંથી ફેંકી દેવા માટે સ્ત્રી પુરૂષો કોઇ તૈયાર નહોતાં. સ્ત્રી પુરૂષોની મોટી મેદની સમક્ષ વલ્લભભાઇએ વસ્તુસ્થિતિનો સરખી રીતે ફોડ કર્યો. અને લોકો પાસે પ્રતિજ્ઞા લેવડાવી કે સરકાર તરફથી અમે તેટલી કનડગત થાય–જે કાંઇ ભોગ આપવો પડે આર્થિક કે શારીરિક–તે હસતે મોઢે સહન કરવો પણ મહેસુલ ભરવું નહિં. સર્વ રીતે ફના થવાય પણ મહેસુલ અપાય નહિં. અને લીધેલી પ્રતિજ્ઞા તોડાય નહિં. ભલે માથાં કપાય પણ પ્રતિજ્ઞાને પવિત્રપણે વળગી રહેવું. ઘણીજ ગંભીરતાથી સંપૂર્ણ વિધિસર પ્રતિજ્ઞા લેવાઇ. પ્રથમ એક તાલુકાનાં માણસોએ લીધી. પછી વલ્લભભાઇએ ચુનંદા માણસોને લઇને આખા તાલુકાના ખેડુતોને સમજાવવા માટે ગામેગામ પ્રચાર કરવાનો આરંભ કર્યો. તાલુકાનાં મોટાં મોટાં ગામોમાં છાવણીઓ સ્થપાઇ. ખેડા, અને બોરસદના સત્યાગ્રહની તાલીમ લીધેલા જુવાન કાર્યકરોને કામની સોંપરત થઇ. એક તાલુકાએ પહેલ કરી, પછી તો ઠેકઠેકાણેથી ખેડુતો પોતાની મેળે જ સત્યાગ્રહમાં જોડાવા લાગ્યા. કાયદેસરના બધા જ માર્ગ અજમાવી જોયા અને તેમાં નિષ્ફળતા મળી એટલે છેલ્લે પાટલે એઢા શિવાય છૂટકો જ નહોતો. ખેડુતો કેળવાએલા હતા ને અન્યાય મહન કરવાને તૈયાર નહોતા. એટલું સ્વમાન તેમનામાં જાગૃત થયું હતું; તેથી સ્વેચ્છાથી જ સત્યાગ્રહનાં મંડાણ થયાં હતાં. અલબત્ત વલ્લભભાઇએ પછાથી હિંમત આપી અને વ્યવસ્થા સાચવી. અને જ્યારે બધે એક સપ થયો ત્યારે એ સંઘબળને ટકાવી રાખવાને મજબૂત પ્રયત્ન કર્યો, એમાં જ વલ્લભભાઇએ ખરી કુનેહ વાપરી હતી. અને એ પરત્વે જે પ્રચાર કામ થયું તે અદ્ભૂત હતુ. એ પ્રચાર કાર્યને લીધે જ લોકોની મક્કમતા સચવાઇ. બાકી સરકાર તરફથી તો સત્યાગ્રહીઓને ફોડવા માટે

બેશુમાર પ્રયાસ થયા હતા. શરૂઆતમાં તો જ્યારે મહેસુલ ભરવાની ખેડુતોએ ના પાડી ત્યારે જપ્તીના ત્રાસ દેવા માંડયા. જે ઢોરઢાંખર જપ્તીમાં વેચી ના શકાય તેવાં પણ જપ્તીમાં લઇ જવા માંડયાં. રાચરચીલું બધું લેવા માંડયું. ખેતરો ઉપર ટાંચ મુકાઇ—નાની સરખી રકમની ઊઘરાણી માટે આખાં ખેતરો લઇ લેવાની ધમકી અપાઇ—કેટલાએ સરસામાનની હરરાજી થઇ પણ કોઇ એ હરરાજ થએલો સામાન લેવાને તૈયાર નહિં—સામાન ઉપાડી જવાને પણ તૈયાર નહિં—જપ્તીઓનો હુમલો ચલાવવા માટે ખાસ પઠાણો રોકયા. આ પઠાણો રોકવાની જરૂર નહોતી. કેમકે ખેડુતો કંઇ જપ્તીની આડે આવતા નહોતા—અને સરકાર પાસે બીજા માણસોની ખોટ નહોતી, પણ ત્રાસ વર્તાવવા માટે ઝનુની માણસો રોકયાં હતાં. લોકોએ સરકારની ચેકડી કરવામાં બાકી રાખી નહોતી. જ્યાં જ્યાં સભાઓ થતી ત્યાં ત્યાં ખાસ તૈયાર કરેલાં ગ્રામ્ય ગીતો અને રાસડા ગવાતા. નાનાં છોકરાં પણ મશ્કરી ઠઠ્ઠા ઉડાવતા. સ્ત્રીઓ તથા પુરૂષોની જંગી સભાઓ ઉન્હાળાના સ્વચ્છ આકાશના આવરણ નીચે ખુલ્લાં મેદાનોમાં થતી હતી, વલ્લભભાઇએ આ નાકરની લડતનો વ્યૂહ ખૂબ જ કુનેહથી ગોઠવ્યો હતો. તેથી જ તે સરદાર કહેવાયા અને તે ઉપનામ કાયમ રહ્યું. તાલુકાનાં મોટાં મોટાં ગામોમાં આગેવાન સેનાપતિઓને મૂકી દીધા હતા. શ્રી. અબ્બાસ તૈયબજી, દરબાર ગોપાળદાસ અને ભક્તિબહેન, શ્રી. ચંદુલાલ દાકતર, શ્રી. મીઠુબહેન, પીટીટ, કલ્યાણજીભાઇ, રવીશંકર વ્યાસ, જેવા પીઢ નેતાઓની દેખરેખ નીચે તાલુકો વહેંચી નાંખ્યો હતો. ગામે ગામ સરદાર ખેડુતોને મક્કમ રહેવા ભાષણો આપતા—અને સદ્‌બોધ આપતા—જેમ જેમ દિવસ ગયા તેમ દ્દઢતા વધી અને સરકારનો દોર વધ્યો; દમનની દિશા બદલી. જપ્તી સાથે નેતાઓને પરહેજ કરવા માંડયા. પહેલાં રવીશંકર વ્યાસની ધરપકડ થઇ. દમન વધવા માંડયું તેમ તેમ લોકોની મક્કમતા

વધતી ગઇ. આ વાતાવરણમાં અમે ત્યાં મહેજ જઇ પહેચ્યાં. ડૉકટર સુમંતની તબીયત રેલસંકટના કામના શ્રમને લઇને પાછી નબળી પડી ગઇ હતી. તેથી કાંઇક આરામને માટે જવાનો વિચાર કર્યો હતો. છોકરાંઓને આગળથી સાન્ટાક્રુઝ મોકલ્યાં હતાં. ડૉકટરે થોડો વખત બારડોલી જઇને પરિસ્થિતિ જોવાનું ધાર્યું હતું. રેલસંકટ વખતે ગુજરાત પ્રાંતિક સમિતિ તરફથી લોન આપીને શ્રી. વલ્લભભાઇએ વડોદરા રાજ્ય પ્રજામંડળને સારી મદદ કરી હતી. એટલે તે બદલ ડૉકટરને વલ્લભભાઇની મુલાકાત પણ લેવી હતી. જે દિવસે ડૉકટર બારડોલી ગયા તેજ દિવસે રવીશંકરભાઇની ધરપકડ થઇ. વલ્લભભાઇએ તો ડૉકટરને સરભણ વિભાગનું કામ જ સોંપી દીધું. એમને ખોરાકની બહુ જ પરહેજી હતી. પાંઉં, માખણ અને દૂધ, તે શિવાય કાંઇ જ એ લેતા નહિં. દરરોજ સુરતથી પાંઉં વગેરે લાવવાનો વલ્લભભાઇએ પુરતો બંદોબસ્ત કરી દીધો. અને બહુ જ કાળજીથી એમની બરદાસ કરી. બધા જ કાર્યકરો પોતપોતાને સોંપેલા કામે બેસી ગયા હતા—કામની જરૂર હતી. અને વલ્લભભાઇને ના કહી શકાય તેમ નહોતું. જ્યારે ડૉકટરને આમ બેસાડી દીધા ત્યારે હું એમને મળવા સરભણ ગઇ. બે ત્રણ દિવસ રહીને છોકરાં પાસે જવાનું ધાર્યું હતું. તે જ રાત્રે સરભણ વિભાગમાં મોટી મીટીંગ સમક્ષ વલ્લભભાઇ લડતનું રહસ્ય સમજાવવાના હતા. ગામડાંની સ્ત્રી પુરૂષોની ખૂબ મોટી મીટીંગ થઇ હતી બાળકો અને પુરૂષો—સઘળાં રામધૂન લગાડીને રાષ્ટ્રગીતો અને પ્રતિજ્ઞા પાલનનાં ગાયનો તથા સરકારની નીતિની રકાસ કરતા રાસડાથી ગગન ગજાવતાં હતાં—ઉત્સાહભેર સરદારની જુસ્સાભેર સચોટ વાણી અને રદીઆ સાંભળવા માટે અને પોતાની મક્કમતા પુરવાર કરી આપવાને એકઠાં થએલાં હતાં આ દૃશ્ય જેટલું ગંભીર તેટલું જ મનોહર અને હૃદયસ્પર્શી હતું. પોતાના વિવેચનનો આરંભ કરતાં પહેલાં એમણે તો મારૂં

ઓળખાણ કરાવવા માંડયું. અને જણાવી દીધું કે ડૉક્ટર સાહેબ તો સરભણ વિભાગની સેવા કરવા બેસી ગયા છે. પણ આજથી તો શારદાબહેન પણ તમને સાથ આપવા આવી ગયાં છે." આમ કહીને મને પણ આજ્ઞા કરી દીધી. પછી તો છુટાય જ શાનો. તે દિવસથી બારડોલી પ્રકરણમાં અમે બંને જોડાયાં. સરભણ વિભાગનું બધું જ કામ ડૉક્ટરને કરવાનું હતું. વિભાગમાં ફરીને લોકો ઢીલા ના થાય અને સંપ સાચવે તે જોવાનું હતું. મારો રમેશ સ્વયંસેવક તરીકે જોડાયો હતો, અમે કંઈ કંઈ નવા અનુભવો મેળવ્યા-ગ્રામ્ય જીવનના પ્રત્યક્ષ સંસર્ગમાં અવાયું. સરભણની છાવણી મોટામાં મોટી હતી. તેમજ નવસારીથી મોટરમાં આવતા મારેના રસ્તામાં જ હતી. એટલે મુંબઈથી આવનાર લોકોને માટે બહુ સવડવાળી હતી. છાપામાં આવતા હેવાલોથી આખા હિંદુસ્થાનની નજર બારડોલી તરફ હતી. સરકારે મચક ના આપી એટલે ધારાસભાના ચુંટાયલા સભ્યોએ વિરોધ દાખલ પોતાની જગ્યાઓનાં રાજીનામાં આપ્યાં.

ડૉક્ટર સરભણમાં આવીને રહ્યા હતા, એટલે વડોદરા રાજ્યના ઘણા કાર્યકરો લડતમાં જોડાતા, અથવા મુલાકાત માટે આવતા. જપ્તીવાળાનાં રોળાં, ખેડુતોની મક્કમતા, તેમણે સ્વીકારેલું શિસ્તપાલન, આત્મભોગથી મળતો તેમને સંતોષ, તેમના હૃદયનો ઉત્સાહ એ સઘળાં દૃશ્ય અને એ બધી પરિસ્થિતિ એક મોટો બોધપાઠરૂપ હતાં. સ્વયંસેવકોની મહેનત, અને પત્રિકા તેમજ વલ્લભભાઈની વાણીથી થતાં પ્રચારકામને પરિણામે જામી ગએલી છાવણીઓમાં અને ખેડુતોમાં સંગઠન તોડવા માટે અધિકારી વર્ગ તરફથી અનેક ઉપાયો સામ દામ ભેદના લેવાતા પણ ખેડુતો ઢીલા થતા નહોતા. હિંદુ મુસ્લીમના ભેદ પાડીને કલહ ઉત્પન્ન કરાવવાના પ્રયાસ થયા, પણ એ બાજી પણ નિષ્ફળ ગઈ.

તે સમયે વડીધારાસભામાં શ્રી. વિઠ્ઠલભાઇ પ્રમુખ હતા. તેમણે પત્ર લખીને વાઇસરોયને ચેતવણી આપી કે સરકાર જો પોતાનો માર્ગ બદલશે નહિ તો પોતે રાજીનામું આપશે અને લડતમાં પડશે. મુંબઇના મોટા મોટા વેપારીઓ પણ તાજુબ થઇને બારડોલી જોવા આવતા. હિંદુસ્તાનને ચારે ખૂણે બારડોલી સંગ્રામનો નાદ પહોંચી ગયો. કોઇ અધિકારી કલેક્ટર, કમીશ્નર કે ગવર્નર તાલુકાની વસ્તુસ્થિતિ જોવા આવે તો શ્મશાનવત્ સુનકાર શિવાય એની નજરે કંઇજ પડે નહિ. ગામના લોકો એટલી સખત હડતાળ પાડે કે કોઇ ચકલું એ બહાર નીકળે નહિ, બારણાં બંધ કરીને ઘરમાં પુરાઇ રહે–બધો વ્યવહાર બંધ કરે–ગામના લોકનું શિસ્તપાલન બહુ જબરૂં હતું. કોઇ સંદેશો પહોંચાડવો હોય તો આખા તાલુકામાં સંજ્ઞાદ્વારા પહોંચી જાય. બારડોલી પત્રિકાએ પ્રચારનું કામ અજબ કર્યું. વાંચતાં ના આવડનાર ડોસા, ડગરા, સ્ત્રીઓ, બધાં પત્રિકાનું વાચન સાંભળવા બેસી જાય, પ્રજાને તેમજ કાર્યકરોને અતિ ઉત્તમ તક મળી. વ્યૂહરચના કેવી રીતે કરવી, સ્વમાન કેવી રીતે સાચવવું, સરકારી અધિકારી આગળ માથું ઊંચું કરીને હિંમતભેર જવાબ દેવા એ મધળી બાબતનું શિક્ષણ મળ્યું. નિડરતાનો મોટો પાઠ મળ્યો–સરકારની જામી ગએલી પ્રતિષ્ઠાનો તો ભૂકો જ થઇ ગયો.

સરકારે દરેક છાવણીઓ પર દરોડો પાડવાનો અને એકેએક કાર્યકરોની ધરપકડ કરવાનો વિચાર કર્યો હતો. વાતો તો કાંઇ કાંઇ સંભળાતી હતી. બારડોલી તાલુકાને તોપથી ઉડાડી મુકાશે, કાર્યકરોને આંદામાન મોકલાશે ઇત્યાદિ–લોકને તો સ્નાન સૂતક હતું નહિં–ફના થવાને તૈયાર જ હતા. સ્ત્રીઓની હિંમત અજબ હતી. કોઇ પુરૂષ ઢીલો થાય તો સામી સ્ત્રીઓ તેને પાનો ચઢાવતી હતી.

મુંબઇના નેતાઓ સમાધાનીને માટે દોડાદોડ કરતા હતા. દરમ્યાન અમદાવાદમાં ગુજરાતના ખેડુતોની પરિષદ બોલાવી–પૂનાના

શ્રી કેળકર પ્રમુખ હતા. સ્વાગત સમિતિની પ્રમુખ હું હતી. વલ્લભભાઇએ બારડોલીની સઘળી હકીકત કહી સંભળાવી. એમની વાણીમાં તે વખતે અજબ જોમ અને કટાક્ષ હતાં–પરિષદ પછી વલ્લભભાઇ અને બીજાં ચાર પાંચ જણનું ડેપ્યુટેશન સુરતમાં ગવર્નરને મળ્યું. અબ્બાસ સાહેબ ભક્તિબહેન, હું અને બીજા બે કાર્યકરો એ ડેપ્યુટેશનમાં ગયાં હતાં. પણ તેનું કાંઇ પરિણામ આવ્યું નહિં અને સમાધાનીના મંદિરો પણ લગભગ તૂટી ગયા. શ્રી. વલ્લભભાઇની ધરપકડના પડધા ખૂબ સંભળાતા હતા એટલે ગાંધીજી પોતે બારડોલીમાં આવીને બેઠા. લોકોને તો વધારે ઉત્સાહ આવ્યો. સરકાર ગાફેલ બની ગઇ. છેવટ સરકારને નમતું આપવું પડ્યું. જમીન આંકણીની તપાસ માટે એક કમિટિ નીમી–ખેડુતોએ મહેસુલનો વધારો આપવાની ના પાડી. જૂની આંકણી પ્રમાણે મહેસુલ ભરી દીધી અને સરકારે પોતાની પ્રતિષ્ઠા જાળવવા માટે ત્રીજાજ માણસ પાસે વધારાની મહેસુલ જેટલી રકમ લઇને સરકારી ત્રીજોરીમાં અનામત મૂકાવી, તપાસ પંચે તપાસ ચલાવીને નવી આંકણી વધારા પડતી છે એમ ચૂકાદો આપ્યો. બારડોલી તાલુકાને અને સાથે સાથે ચોર્યાસી તાલુકાને આ ચૂકાદાનો લાભ મળ્યો. આ પ્રમાણે બારડોલી લડતનું સહજ પરિણામ આવ્યું. કાર્યકરોને તો આ લડતથી બહુ સુંદર શિક્ષણ મળ્યું. પ્રજામાં આત્મવિશ્વાસ આવ્યો, શહેરના કાર્યકરોને ગામડાની વાસ્તવિક સ્થિતિનો ખ્યાલ આવ્યો. ઘરઘર ફરતાં બીઓ અને બાળકો સાથે વાત કરતાં ગ્રામ્ય-જનતાના દારિદ્રયનો તાદશ્ય ખ્યાલ આવ્યો. હું વડોદરા રાજ્યના કેટલાક નાનાં ગામોમાં ડોકટર જ્યારે સેનીટરી કમીશનર હતા ત્યારે ફરેલી–પણ બારડોલી તાલુકાનાં ગામડાંએ તો આંખનાં પડળ ઉઘાડી નાખ્યાં–પાટીદાર વર્ગ તો ઠીક સ્થિતિમાં પણ નાયકા અને દુબળા, ખેડુતો અને મજૂરોની કંગાલીયત અને ગુલામી દશાનો ખરો ખ્યાલ

ગમે એટલાં વર્ણનો વાંચે કદી આવે નહિં. હું ખાદીનાં કપડાં તો પહેરતી જ હતી. એટલે તદ્દન સાદા વેશમાં ગ્રામ જનતાની મુલાકાત લેતી. છતાં મારા હાથમાં સોનાની બંગડી અને કાનમાં હીરાની બુટ્ટી એટલાં આભૂષણો રોજ રાખતી. એ વસ્તુ પણ મેં ફેંકી દીધી. ત્યાંની વસ્તીની દીન દશા જોઇને બે વખત પૂરૂં ખાતાં અને એક સોનાનો તાંતણો રાખતાં પણ દુઃખ થતું. મન પર બહુ જ અસર થઇ, દેશનું દારિદ્રય, ગુલામી દશા, અજ્ઞાન, અને અંધકારનાં હૃદય-દ્રાવક દશ્યો જોઇને ચોમેર નિરાશા જ દેખાવા માંડી, અને તે માટે જેટલો પ્રયત્ન થાય તેટલો કરવો એમ સંકલ્પ કર્યો. બ્રિટિશ સરકાર દેશને તારવા માટે કાંઇ પ્રયાસ કરે એ આશા તો મિથ્યા જ હતી.

વર્ષની શરૂઆતથી જ સાયમન કમિશન સામે તીવ્ર વિરોધ પ્રજાએ બતાવ્યો હતો. ભિન્નભિન્ન મત ધરાવનારાઓ–ઉદ્દામ અને અને વિનીત મતવાદીઓ એમાં તો એક મત હતા. અને કમિશનનો બહિષ્કાર કર્યો હતો. આ બહિષ્કાર કરવામાં પ્રજાને સફળતા મળી સરકાર આ વસ્તુ માટે તૈયાર નહોતી અને એનાથી સહન થઇ શક્યું નહિ. તેથી ત્રાસની નીતિ અજમાવી. લાહોરમાં લાલા લજ્પતરાયની સરદારી હેઠળ લોકની પ્રચંડ મેદની કમીશનનો બહિષ્કાર દર્શાવવા કાળા વાવટા સાથે ટોળે મળી હતી. પોલીસે લાઠી ચલાવી, બંદુકના કુંદાથી લોકોને ફટકાર્યા. લાલાજીને પણ ફટકો લાગ્યો, અને તેને જ લઇને એમનું અવસાન જલદી થયું એમ મનાય છે. આમ કેટલાએ નિમાસા લઇને સાયમન કમિશને પોતાનું કામ આરંભ્યું હતું. “ સાયમન પાછો જા ” એ સૂત્ર ગામે ગામ અને શહેરે શહેરમાં છોકરાઓ પુકારતા.

પાછળથી પ્રજાનું મન મનાવવાને કેટલાક હિન્દી સભ્યોને કમિશનને સલાહ આપવા માટે રાખ્યા. પણ લોકો મનાયા નહિ અને બહિષ્કાર ચાલુ રાખ્યો. દેશનું ઘડતર બહારના લોક આવીને

લા બહારના પ્રતિનિધિઓએ તેમજ પ્રેક્ષકોએ ટકી કોઈ વખત આપી નહોતી. શહેર વચ્ચે લવથી શણગારીને સુંદર અને સાદી બેઠક કરી ાથરણાં પાથરીને બેસવાનું રાખ્યું હતું. એટલે જગ્યાનો સંકોચ પણ નહોતો, પ્રજા પર જે જે અન્યાય અને જુલમો થતા હતા, ખર્ચાળ રાજતંત્રમાં જે ભારણ પ્રજા પર પડતું હતું—ખેડુતના શ્રમનો લાભ શહેરોને મળતો—વિશાળ રાજમાર્ગો અને મહેલાતો પાછળ લાખો રૂપીઆનો ધૂમાડો થતો, કેળવણી, દવાખાનાં, રસ્તાઓ ઇત્યાદિનો લાભ ગામડાંને વધારે પ્રમાણમાં મળવો જોઇએ—આ પ્રકારના અનેક પ્રશ્નો પરિષદમાં ચર્ચાયા—વડોદરાનું રાજ્ય બંધારણ ઉચ્ચ કોટિનું થાય, પ્રજાનો અવાજ રાજ્યમાં સંભળાય, અને કંગાલ પ્રજાની આર્થિક ઉન્નતિ થાય તે સંબંધી ઠરાવો પસાર કરીને સરકાર સમક્ષ મૂકવાનું નક્કી થયું—પ્રજામાં પોતાનામાં જાગ લાવવાની અગત્ય સ્વીકારાઇ—અને તાલુકા મંડળ, પ્રાન્તિક મંડળો, સ્થાપીને સંગીન પ્રચાર કાર્ય કરવાની વ્યવસ્થા થઇ—પ્રજામંડળને માટે સ્થાયી ફંડની આવશ્યકતા ડોક્ટરે ખૂબ ભારપૂર્વક સમજાવી હતી અને તે ફંડ એકઠું કરવાની વ્યવસ્થા થઈ ચૂકી હતી. પ્રદર્શનની વ્યવસ્થા પણ સારી થઇ હતી—ખાદી વિભાગની દેખરેખ શ્રી. મીઠુબહેન પીટીટે રાખી હતી. એમની સાથે મુંબાઇનાં બીજાં પારસી બહેનો પણ આવ્યાં હતાં—શહેરની બહેનોએ સ્વયંસેવિકા તરીકે સુંદર કામ કર્યું હતું. પરિષદ પહેલાં જે પ્રચાર કામ કર્યું હતું, તેને પરિણામે સ્ત્રીઓની હાજરી બહુ સારા પ્રમાણમાં હતી. છતાં એટલું કહેવું જોઇએ કે એ ઉત્સાહ ચિરસ્થાયી રહ્યો નહિ. કર્તવ્ય બુદ્ધિ હજી કેળવાઇ નથી એ દુઃખ તો મારી રોજની છે, સાર્વજનિક કાર્ય કરવાની કર્તવ્ય પરાયણતા સ્ત્રીઓમાં ક્યારે જાગૃત થશે ? એ જાગૃત કરવાનાં સ્વપ્નો હું વર્ષોથી સેવું છું મારા જીવનમાં એ સ્વપ્ન સિદ્ધિ થશે ખરી !




વડોદરા રાજ્ય પ્રજામંડળ ૭મી બેઠક સ્વાગત સમિતિનાં સભ્યો. સ્વાગત પ્રમુખ શારદાબહેન. ૧૯૨૮

## પ્રકરણુ ૪૭ મું

---

૧૯૨૮ નું વર્ષ આખું ખૂબ ધમાલમાં અને અનેક પ્રકારનાં કાર્યમાં ગયું હતું. તેથી અમને બન્નેને આરામ અને સ્વાસ્થ્યની જરૂર હતી. ડૉક્ટરની તબીયત નરમ જ ચાલતી હતી. શારીરિક કે માનસિક શ્રમ લઇ શકાય તેમ હતું નહિં. જે મકાનમાં અમે રહેતાં હતાં તેનો નીચેનો ભાગ રેલ પછી રહેવા માટે તદ્દન નિરૂપયોગી થઇ ગયો હતો. એટલે ઉપરના ભાગમાં જ રહેવું પડતું હતું. ને ઉપર તો તાપ પુષ્કળ લાગતો હતો; અને સંકડાશ પણ ઠીક હતી. એટલે અમે એજ લત્તામાં બીજા મકાનમાં રહેવા ગયાં. આ નવા મકાનમાં થોડાં વર્ષો ઉપર અમે રહેલાં હતાં. વડોદરાના સેવામંડળનાં અને બીજાં સાર્વજનિક હિતનાં કામો એજ મકાનમાં રહીને શરૂ કર્યાં હતાં-અને ૧૯૧૫-૧૬ નાં સ્વપ્નો ત્યાં જ સેવ્યાં હતાં એટલે એ મકાન સાથેનો સબંધ અનુકુળ લાગ્યો. મારી પ્રેમલીલાની પહેલી પુત્રી માયાનો જન્મ એજ વખતે થયો હતો. વળી અમારી બીજી પુત્રી સરલા યુરોપથી તરત જ પાછી આવી હતી. એટલે ઘર ભર્યું ભર્યું હતું. મારે મુંબઇ યુનિવર્સિટીના ઇલેક્ષનનું કામ ચાલતું હતું. પેટલાદ, ભરૂચ, વિગેરે ગામે રખડી રખડીને થાકી હતી. એટલામાં ડૉક્ટર સખત ઇન્ફ્લુએન્ઝામાં પટકાયા. ત્યારથી બહુ જ નબળાઇ લાગવા લાગી. અને ખોરાક જરા લઇ શકાતો નહોતો. તે વખતે તાપની પણ ઠીક શરૂઆત થઇ હતી. તેથી અમે કેમ્પને રસ્તે આવેલા મિસ નીડહમના બંગલામાં જ્યોતિભાઇ તથા સરલા સાથે રહેવા ગયાં. ત્યાં થોડો વખત રહીને સુરત અડવા લાઇન્સમાં ડૉ. મોહનનાથ દિક્ષિત સાથે દોઢેક મહિનો રહ્યાં. ડૉ. મોહનનાથ તથા એમનાં પત્ની શ્રી. માલતીબ્હેને બહુ જ ખાતરદારી

કરી—અને ત્યાંની હવા તથા કુવાનાં પાણીથી ડૉકટરની તબીયતને જરા આરામ થયો. શ્રી. લાડ જે એસીસ્ટન્ટ કલેકટર તરીકે ત્યાં કામ કરતા હતા તે અમારી પડોશમાં જ રહેતા હતા. તેમની સાથે અમારે સારૂં ઓળખાણ થયું. તરતના જ સિવીલીઅન થઈને આવેલા, ગાંધીજીની ચળવળમાં ઠીક રસ લેનારા અને ખાદી પ્રેમી યુવક હતા. હિન્દની સેવા કરવાના ઊંચા આદર્શ ધરાવતા હતા—ખુબ વિદ્વાન અને અભ્યાસી હતા સનદી નોકરીના પોલાદી ચોકઠામાં જકડાઈ જવાની એમની જરા ઇચ્છા નહોતી. અને જેમ બને તેમ એનું લેપન ઓછું લાગે એવી તમન્ના ધરાવતા હતા—એમની સાથે ડૉકટરને ઠીક ગોઠી ગયું એટલે સાંજની વખતે ફરવા જવાની એમને ઠીક લ્હેર આવતી.

સુરતથી પછી અમે સાન્ટાક્રુઝ હવાફેર માટે ગયાં. ત્યાં ડૉકટરને સારો આરામ મળ્યો, અને તબીયત જરા ઠેકાણે આવી.

જૂન મહિનામાં મુંબઈ યુનિવર્સિટીની બેઠક થઈ તેમાં હું પદેલ વહેલી સેનેટર તરીકે ગઈ. શ્રી. ખુશાલ શાહ, કનૈયાલાલ મુનશી, લલ્લુભાઈ શામળદાસ, પ્રો. અતિસુખશંકર ત્રિવેદી વિગેરે જુના મિત્રો હતા. અને સરકાર નિયુક્ત બે સ્ત્રી સભ્યો હતાં. એટલે મને કાંઈ વસમું તો લાગ્યું જ નહોતું; શ્રી. ખુશાલ શાહની સલાહ અને મદદ મને હમેશ મળતી તેને લીધે મારા કામની બહુ સરળતા થઈ હતી. આ નવા ક્ષેત્રમાં કામ કરવાથી જુદા પ્રકારનો અનુભવ મળ્યો.

એ દરમીઆન અમદાવાદની અખિલ મહિલા પરિષદની શાખા શાળાઓના ઇન્સ્પેક્શનનું અને ચાલુ ઑફીસને માટે મદદો લેવાનું કામ ઠીક જોરશોરથી કરતી હતી. શ્રી. સરલાદેવીએ એ કામને સારી મદદ આપી હતી. વળી અમદાવાદની મહિલા પાઠશાળાને

અંગે છાત્રાલય પણ શરૂ કર્યું હતું. મિસ ઇન્દિરાબાઇ ભાગવત જે ઑકસફર્ડથી વિદ્યાભ્યાસ કરીને પાછાં આવ્યાં હતાં. તેમણે એ છાત્રાલયની અધિષ્ઠાત્રી તરીકે કામ માથે લીધું હતું. પાઠશાળાનાં લેડી સુપ્રીન્ટેન્ડેન્ટ પણ એજ હતાં. એટલે એ બન્ને કામ બહુ સારી રીતે ચાલી રહ્યાં હતાં. ગટુભાઇ આ બન્ને કામમાં પહેલેથી જ ખૂબ ખંતથી કામ કરતા હતા. એટલે છાત્રાલયનો બોજો ઘણે મોટે ભાગે એમને માથે આવ્યો. વિદ્યાબહેન મદદ કરતાં હતાં—પણ એમને વ્યવસાય ઘણા વધારે એટલે ખરી મહેનતનું કામ ગટુભાઇને કરવાનું હતું. મારાથી અમદાવાદ વધારે વખત જવાતું નહિં એટલે સક્રિય કામ મારાથી એ બાબતમાં બહુ થતું નહિં. જો કે વચમાંવચમાં આવી જતી હતી. મિસ ભાગવત ઇન્દોરનાં રાજકુટુંબનાં દૌહીત્રિ, અને રાજકુટુંબમાં ઊછરેલાં છતાં વિદ્યાભ્યાસ અર્થે યુરોપ ઝાઝો વખત રહેલાં એટલે સ્વાશ્રયી થએલાં. અને તેથીજ એમણે આ કામ સ્વીકાર્યું હતું. પોતાના ઉમદાખવાસની છાપ છાત્રાલયની બહેનો ઉપર સારી પાડી—પણ કેટલીક બાબતોમાં છાત્રાલયના વહીવટનું ધોરણ જરા ખર્ચાળ બંધાઇ ગયું. તેને વ્યવહારિક રીતે નીચે ઊતારતાં લગભગ છસાત વર્ષ વીતી ગયાં. કેમકે એક પ્રકારની પ્રણાલિકા આરંભમાં બંધાઇ જાય અને અમુક ચીલો પડી જાય તે બદલતાં મુશ્કેલી પડે છે. છતાં પાઠશાળાની અને છાત્રાલયની પ્રગતિ ઘણે ભાગે મિસ ભાગવતને આભારી છે એમાં તો સંશયજ નથી. અને એ સસ્થાને સારી સ્થિતિએ પહોંચેલી જોયાથી મને તો ખૂબજ સંતોષ થતો. કેમકે એ તો મારા મનથી મારૂં બાળકજ લાગે. ગુજરાતની ઉચ્ચ સ્ત્રી કેળવણી માટે વર્ષો થયાં સ્વપ્નાં સેવેલાં, અને તેને માટે અનેક અગવડો વેઠીને મેં પોતે તકલીફ ઊઠાવેલી, ડૉક્ટરે જેને માટે ખૂબજ પ્રયાસ કરેલો, તેને ઘણે અંશે ફલિભૂત થએલાં જોવાનો વખત આવ્યો એટલે સ્વાભાવિક રીતેજ આનંદ થયો હતો.

એ અરસામાં અમદાવાદની ગુજરાત કોલેજમાં વિદ્યાર્થીઓએ મોટી હડતાળ પાડી હતી. અને તેનું નેતૃત્વ શ્રી. રોહિત મહેતાએ લીધું હતું. પ્રીન્સીપાલ શિરાઝ જૂની બ્યુરોક્રેટિક પદ્ધતિથી કામ લેનાર ગૃહસ્થ; આગળ વધતા જમાનાને સમજી ના શકે: યુવકોના આદર્શ, રાજકીય પરિસ્થિતિથી પલટાએલાં માનસ, દેશમાં વ્યાપી ગએલો સાઇમન કમિશનનો વિરોધ, ઇત્યાદી બળોની કનવાર કર્યા વગર વિદ્યાર્થીઓને દાબી દેવાની, અને પુરાણી શિરસ્ત પાલનની પ્રથાને વળગી રહેનાર પ્રિન્સીપાલે વિદ્યાર્થીઓને કળથી સમજાવી લેવાને બદલે ધમકીઓ આપી-પરિણામે યુવકો વિફર્યા–અને ઉપરી સામે ટક્કર ઝીલવાની હિંમત કરી. શહેરની જનતા અને સમસ્ત વિદ્યાર્થી આલમની સહાનુભૂતિને લઇને હડતાળ સફળ થઇ. રોહિત મહેતામાં આત્મવિશ્વાસ વધ્યો, અને વિદ્યાર્થી અને યુવક વર્ગનો માનીતો થઇ ગયો. હડતાલમાં સ્ત્રીવિદ્યાર્થીઓએ પણ સુંદર ફાળો આપ્યો હતો. વિદ્યાપીઠના અધ્યાપકોએ બહુ કિંમતી મદદ આપી હતી. વિદ્યાર્થીઓના અભ્યાસમાં ખલેલ ના પડે, તેમજ પુસ્તકો ઉપરાંત સામાન્ય સાહિત્યમાં રસ ઉત્પન્ન થાય, રાષ્ટ્રીય ભાવનાને ઉત્તેજન મળે એવા સાહિત્યનું વાચન કરાવવાના હેતુથી વિદ્યાર્થીઓના વર્ગો આ અધ્યાપકોએ શરૂ કરી દીધા. તેનો લાભ સહુએ સારા પ્રમાણમાં લીધો. અને તેને લીધે વિદ્યાર્થીઓનું સંગઠન સારી રીતે થયું. આડકતરી રીતે હડતાલની સફળતાને પરિણામે સરકારની નીતિ પ્રત્યેના અવિશ્વાસમાં પણ વધારો થયો; નવા પ્રકારનું બળ યુવકોમાં આવ્યું–નવી જાગૃતિનો આરંભ થયો. હડતાલમાં જે વિદ્યાર્થીઓએ આગળ પડતો ભાગ લીધો હતો તેમને માટે પ્રિન્સીપાલને તો ડંખ રહી ગયો; અને જેમણે હડતાલ તોડવામાં મદદ કરી હતી તે માનીતા થઇ ગયા. પણ તેની કોઇને તમા ન હોતી-કેમકે જનતામાં તો સહુની કિંમત અંકાઇ ગઇ હતી.

કેળવણી ખાતાના પ્રધાનમાં જો હિંમત હોત તો, આટલી હદ સુધી વાત જાતજ નહિં, અને પ્રજાની લાગણીને માન આપીને બાજી બગાડનારને ખરી નસીયત મળત. પણ હમેશની માફક બ્રિટીશ સરકાર આપણાં પોતાનાંજ માણસોને હાથે આપણા પગ ઉપર કુહાડો મરાવે છે. અને એ પરંપરા ચાલ્યાજ કરે છે. સર્વ સામાન્ય હિત કરતાં અંગત સ્થાપિત હિતને વધારે મહત્વ આપવાની મતિમાં જ્યાં સુધી ફેરફાર થાય નહિ ત્યાં સુધી કદી પલટો થાય નહિ. આપણી આ પ્રકારની નબળાઇ બ્રિટિશ પ્રજા સારી રીતે પીછાણે છે અને તેજ મુજબ ખેલ ખેલે છે.

---



## પ્રકરણ ૪૮ મું

—IIIII—

મુંબઇ યુનિવર્સીટી કમિશન ૧૯૨૫–૨૬ માં બેઠું ત્યાર પછી ૧૯૨૮–૨૯ માં નવો યુનિવર્સીટી ઍક્ટ અમલમાં આવ્યો, તેની રૂએ યુનિવર્સીટીના મતદાર મંડળમાં અને સેનેટના સભ્યની સંખ્યામાં ફેરફાર કરવામાં આવ્યો હતો. માત્ર કેળવણીકારો અથવા કેળવણીમાં રસ લેનાર ઉપરાંત મ્યુનિસીપાલીટી, લોકલ બોર્ડ મર્ચન્ટસ ચેમ્બર, મીલ ઓનર્સ એસોસિએશન, ઇત્યાદિ સંસ્થાઓના પ્રતિનિધિઓનો સમાવેશ સેનેટમાં કરવામાં આવ્યો–પ્રોફેસરો, શિક્ષકો વિગેરેના મંડળો અને ગ્રેજ્યુએટના મતદાર મંડળોમાં પણ કેટલીક ફેરફાર થયો–તેમજ ઓછી વસ્તીવાળી કોમો અને વ્યક્તિઓના લાભાર્થે ' પ્રેફ્રેન્શીઅલ ' મતની પદ્ધતિ દાખલ કરવામાં આવી. સ્ત્રીઓને ઇલાયદુ સ્થાન આપવામાં નહોતું આવ્યું, તેમને માટે ખાસ બેઠક, કે મતદાર મંડળ નહોતું કરવામાં આવ્યું–એટલે સર્વ સામાન્ય મંડળો-માંથી જ સ્ત્રીઓ પ્રતિનિધિ તરીકે આવી શકે એમ હતું.

ઘણા વખતથી પ્રો. ખુશાલ શાહનો આગ્રહ હતો કે મારે યુનિવર્સીટીની નવી ચુંટણીમાં ઉમેદવારી કરવી–અને એમણે અને એમનાં મિત્રોએ મને મદદ આપવાની કબુલાત આપી. નવા નવા અનુભવો લેવાની મને હોસ હતી. એટલે હું કબુલ થઇ. ડૉકટરને અસલથી યુનિવર્સીટી, મ્યુનિસિપાલીટી, ધારાસભા, જેવાં મંડળોમાં અંદર જઇ કામ કરવાનું બહુ પસંદ નથી. ઇલેક્ષનની પાછળ શકિત અને પૈસાનો વ્યય થાય છે, તેમજ પાર્ટીની પ્રથાથી અમુક સંજોગોમા સ્વતંત્ર રીતે કામ કરવામાં બાધ આવે છે તેમજ સ્થાપિત હિતો સંભાળવા તરફ જ લક્ષ અપાય છે. ઇત્યાદિ અભિ-પ્રાયને લઇને એ પોતે એવા કામમાં પડતા નથી–અને એવી સંસ્થા-

ઓની આંટીઘુંટીમાં પડીને શકિતનો વ્યય કરવો એ એમને ઇષ્ટ નથી લાગતું. એમનો મત એ બાબતમાં જૂદો છે. એમની પ્રકૃતિ જૂદી છે. મને અનુભવ લેવાનો ઉત્સાહ અને હોંસ હતી એટલે હું એમાં પડી. ગ્રેજ્યુએટ મતદાર મંડળમાંથી અરાઢ પ્રતિનિધિઓ પહેલે વર્ષે ચુંટાવવાના હતા. તેમાં મેં મારૂં નામ નોંધાવ્યું, અને ઇલેક્ષનની ઝુંબેશ આરંભી. તે પહેલાં મેં અમદાવાદ મ્યુનિસીપાલીટીનાં ઇલેક્ષનોની પદ્ધતિ જોએલી ખરી જો કે હું તેમાં ગયેલી નહિ, અને વર્ષો પહેલાં શ્રી. રમણભાઇને મ્યુનીસીપલ ઇલેક્ષનના કામમાં થોડી ઘણી મદદ કરેલી. એટલે ઇલેક્ષનના કામનો થોડો ખ્યાલ હતો. પણ મારે પોતાને માટે તો આ પહેલો પ્રયત્ન હતો. પ્રો. શાહ, ડૉ. જીવરાજ મહેતા, શ્રી. હંસાબહેન, શ્રી. જયશ્રીબહેન, તેમજ અમદાવાદમાં શ્રી. વિદ્યાબહેન, ગટુભાઇએ સહુએ મને બહુ જ સાથ આપો, અને એમની હિંમત ઉપર જ મેં કામ ઊપાડ્યું હતું. એક વાર કામ હાથમાં લીધું એટલે તે પાર ઊતારવા માટે તનતોડ મહેનત કરવામાં હું બનતા સુધી પાછીપાની કરૂં નહિં, ગુજરાતનાં મોટાં શહેરોમાં અને મુંબઇમાં ફરીને મિત્ર વર્ગના મત મેળવ્યા. સ્ત્રી પ્રતિનિધિ તરીકે ચુંટણીમાં પહેલી જ હું ઊભી થએલી–સરકાર તરફથી નિયુકત થઇને કોઇ કોઇવાર સ્ત્રીઓ પ્રતિનિધિ તરીકે આવેલી–પણ ખુલ્લી ચુંટણીમાં–પુરૂષ સાથે સ્પર્ધામાં મારા પહેલાં કોઇ ઊતર્યું નહોતું–અને પ્રથમ ગુજરાતી સ્ત્રી ગ્રેજ્યુએટ તરીકે મારા તરફ સહાનુભૂતિ ઠીક હતી. બહુ સારા પ્રમાણમાં તો કહેવાય નહિ–કેમકે ઇલેક્ષનમાં મત આપવામાં ઉમેદવારની લાયકાત કરતાં બીજાં હજાર હિતો સાચવવાનો લોકો ઇરાદો રાખે છે. મિત્રો, સગાં, વહાલાં, કોમ, જૂથ, ઇત્યાદિની વગ હોય તો જ આવી શકાય. કેટકેટલી ગણત્રી કરીને લોકો મત આપે, કોઇને દૂભવાય નહિં–આડકતરી રીતે પણ જો કોઇની દૂભણ થાય એમ હોય તો વોટ મળે

જ નહિં. ઘણી કુંચીઓ અને પેરવીઓ, અને દબાણો લગાવવાં પડે. સીધે રસ્તે ચાલનારને તો માલુમ પણ ના હોય. કેટલાક ઊમેદવારો તો પોતાના પૈસાનો ખરચીને નવા મતદાર પોતાના પક્ષના નોંધાવે-ખૂબ પૈસાનો વ્યય કરી પોતાના પક્ષનું મતદાર મંડળ ઊભું કરે જે કેટલેક અંશે સ્થાયી એમના જ પક્ષનું થઇને રહે; અને એમના જ દબાયલા રહે. આ સિવાય અનેક અપ્રમાણિક નીતિનો આશરો લેવામાં આવતો. આ બધાનો તો મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. મારે તો મારી પોતાની મહેનત અને કામ ઉપર ઊભાં રહેવાનું હતું. તેમાં મારાં યુવાન મિત્રો અને બંધુઓએ મારે માટે બહુ પરિશ્રમ લીધો હતો. અને છેવટ હું ચુંટણીમાં સફળ તો થઇ. આવડા મોટા મતદાર મંડળના પ્રતિનિધિ તરીકે ચુંટાવવામાં શ્રમ બહુ પડે, ખર્ચ પણ થાય, પોસ્ટનો જ ખર્ચ કેટલો બધો થઇ જાય ! વળી વૈમનસ્ય પણ ઊભાં થાય-એ વસ્તુ સમજાઇ ગઇ. ઇલેક્શનમાં ફત્તેહ મળી અને નવો અનુભવ લેવાની જીજ્ઞાસાવૃત્તિ હતી તે પાર પડી તેનો સંતોષ થયો.

સેનેટમાં દાખલ થયા પછી સિન્ડીકેટની ચુંટણીમાં પણ હું સફળ થઇ. તેમાં દાખલ થવામા માત્ર સેનેટના સભ્યોનો વોટ લેવામાં આવે છે. તે ચુંટણીમાં બહુ વગ વસીલો જોઇએ છીએ, અને બહુ તીક્ષ્ણ સ્પર્ધા હોય છે. સિન્ડીકેટ એટલે યુનિવર્સીટીની કાર્યવાહક સમિતિ. એમાં માત્ર અઢાર મેમ્બર. એટલે એ સમિતિમાં દરેક પક્ષ પોતાની બહુમતીનો વિચાર કરે. ને એવા જ સભ્યો દાખલ થાય એમ ઇચ્છે. એલફિન્સ્ટન કોલેજના પ્રીન્સીપાલ હેમીલે તે વખતે ફતવો કહાડયો-કે સેનેટ તરફથી સિન્ડીકેટમાં આવવા માટે અમુક ચાર મેમ્બર્સને જ વોટ આપવો. સરકાર પક્ષ અને ખુશામતીઆ પક્ષની બહુમતી કરવા માટે આ પાસો હતો. અલબત્ત એ ચારમાં મારૂં નામ નહોતું, કેમકે હું એ પક્ષની થઇ શકું

નહિ. એ પક્ષ તરફ જો હતું તો બહુમતી
પણ એ પક્ષની ઓથ નીચે આવવું એટલે
એટલે મેં મારા સ્વતંત્ર બળ ઉપર જ મોરચો
હું ફાવી. પણ તે પ્રસંગ ઉપરથી અમારો ર
ગયો. પ્રો. ખુશાલ શાહ, ડૉ. એસ. કે. વૈદ્ય,

ત્રુટી

જણ સીન્ડીકેટમાં ચોકકસ એક સ્વતંત્ર પક્ષનાં ગણાયાં. બીજા સભ્યો સમયસાધુ હતા. સરકાર તરફ ગુલાંટ ખાતાં વાર ના લાગે અને કોઇ વખતે સ્વતંત્રપક્ષ. તરફ પણ મત આપે. પણ એ લોક ઉપર ગણત્રી ગણાય નહિં, પોતાનાં હિત સાચવવા ઉપર જ એમનું લક્ષ્ય રહેતું.

સિન્ડીકેટમાં ત્રણ વર્ષ કામ કર્યું એટલે યુનિવર્સીટીની કાર્ય પદ્ધતિથી સારી પેઠે વાકેફ થઇ—કોઇ પણ મોટાં મંડળોમાં દાખલ થયા પછી કામ કરવા માટે પેટા સમિતિઓમાં દાખલ થયા શિવાય છૂટકો જ નથી—કારણ કે ખરૂં કામ તો પેટા સમિતિઓમાં અને કાર્યવાહક સભા એટલે સિન્ડીકેટમાં થાય છે. ગુજરાતીના વિષયના અભ્યાસની સમિતિમાં હું પ્રથમથીજ જોડાઇ હતી.

સિન્ડીકેટમાં ગયા પછી માલુમ પડયું કે જનતાની સાચી સેવા કરવાની ઇચ્છાથી નહિં પણ માન મરતબો મેળવવા, પોતાનાં અનેકવિધ હિતો સાચવવા માટે ઘણો મોટો ભાગ આવાં મંડળોમાં જોડાય છે—બહુમતીથી જ્યાં કામ થતું હોય, અને સરકારનું પણ પ્રતિનિધિત્વ હોય ત્યાં કામ કરવું બહુ મુશ્કેલ છે—નિઃસ્વાર્થી મનુષ્યો બહુ થોડાં હોય—અને તે લઘુમતીમાં ઘણે ભાગે હોય—આ ઉપરાંત મતદારમંડળ તરફથી ટેકો, કે ચેતવણી વખતો વખત મળે નહિં—એટલે સંગીન કામ કરવાની મુશ્કેલી પડે છે. દરેક પ્રશ્ન માટે લોકમત કેળવવાની તેમજ પીઠબળ મેળવવાની જરૂર છે. વ્યક્તિ તરીકે પ્રતિનિધિ થયાથી પ્રમાણમાં બહુ થોડું કામ થાય છે—સેનેટમાં

જ્યાજ સેનેટની બહાર વ્યવસ્થિત કામ હજી સુધી થયું નથી. તેથીજ કામમાં ભલીવાર આવી નથી. પરદેશી સરકાર અને સરકારના ખાંધીઆ, તેમજ જામી ગએલા હિતરક્ષકો તરફથી દેશના હિતના સંપૂર્ણ લાભમાં કામ થઇ શકે એ આશા મિથ્યા છે. યુનિવર્સિટીને સંપૂર્ણ રીતે પ્રજાકીય સંસ્થા બનાવાય તો જ પ્રજાકીય હિત કેટલેક અંશે જળવાય—બાકી સેનેટમાં બેસનારા મહાનુભાવોનું રુવાંટુંએ ઊંચું થતું નથી, અને દેશની રાંક પ્રજા કેવી રીતે કેળવણીનો પહાડ જેવો ખર્ચ કરે છે એનો ખુરસીઓ પર બેસનારમાંથી ઘણાં થોડાને ખ્યાલ હોય છે અનેકવાર મેં કેળવણીનો ખર્ચ ઘટાડવાને, અભ્યાસક્રમ સુધારવાને, પરીક્ષાની પદ્ધતિ અને સમય બદલવાને, સ્ત્રીઓને માટે છાત્રાલયો કરવાને ગૃહવિજ્ઞાનનો વિષય દાખલ કરવાને, પરીક્ષાઓમાં પ્રમાણિકતા સાચવવાને માટે ઠરાવો લાવીને કંઇ કંઇ ફાંફાં માર્યાં—પણ તે ઘણે ભાગે ફોકટજ રહ્યાં.

યુનિવર્સીટીમાં અનેક પેટા સમિતિઓ છે. તેમાં દાખલ થવાને ઇલેક્શનો ચાલ્યા જ કરે છે. પરીક્ષકો નીમવાની સત્તા અમુક સમિતિઓને હોય છે, કોલેજ, સ્કુલોના નિરીક્ષકો નીમવાને અમુક સમિતિ હોય છે, લાઇબ્રેરી, બાંધકામ, પાઠ્યપુસ્તકો ઇત્યાદિ કામને માટે જે સમિતિઓ હોય છે તે દરેકમાં પોતે, પોતાના મિત્રો, સગાં સ્નેહીઓને કેવી રીતે વધારેમાં વધારે લાભ કરી શકાય તેમ છે, અને તે કરવામાં કયા મિત્રો સહાય આપશે એ ધોરણ પર દરેક ચુંટણીમાં, દરેક પ્રશ્ન પર મત અપાય છે. વિદ્યાર્થી આલમનું બહેતર કરવું, તેમનું ચારિત્ર્ય ઘડવું, પ્રજા ઘડતરનું કામ દઢતર યોગ્ય રીતે કરવું, એ લક્ષ્યજ રાખવામાં આવતું નથી. કેળવણીનું ચોક્કસ ધ્યેય લક્ષમાં રાખીને તે પ્રમાણે પાયા ઘડાય નથી—જગત્ ચિંતનમાં ઉત્ક્રાન્તિ થાય તે પ્રમાણે વિચારસરણી પણ બદલવી જોઇએ તે દ્રષ્ટિબિન્દુ રખાતું નથી—યુનિવર્સીટીની સ્થાપના થઇ તે વખતે જે

ઉદ્દેશ હતો તેમાં આજે કેટલો બધો પલટો થયો છે. બ્રિટીશ શાહી સલ્તનતને મજબૂત કરવા માટે તે વખતે કેળવણીના પાયા રચાયા હતા. આજે રાષ્ટ્રની સ્વમાન ભાવના જાગૃત થઇ છે, તેને પોષક તત્ત્વો કેળવણીમાં હોવા જોઇએ. સૃષ્ટિની પુનર્ઘટનામાં આપણા દેશની સર્વદેશીય પ્રગતિસાધક શિક્ષણપ્રથા હોવી જોઇએ. ભારત-વર્ષની ઉચ્ચ સંસ્કૃતિનાં તત્ત્વો સચવાય, અન્ય દેશની સંસ્કૃતિનાં ઉમેરાય, અને તે પ્રમાણે સમાજની ખીલવણી થાય એ ઉદ્દેશ-એ ધ્યેય યુનિવર્સિટી શિક્ષણનું હોવું જોઇએ. આ મૂળ ભૂત સિદ્ધાન્ત વિસરાઈ ગયો છે-અને જૂના પુરાણા ખોખાને મલમપટ્ટા કરીને ટકાવી રાખવાનો પ્રયાસ થાય છે. એક ચોકકસ સિદ્ધાન્તને અભાવે સહુ સહુની કલ્પનાના તરંગો દોડાવીને અભ્યાસક્રમની રચના ઘડે છે. તેમાં વિદ્યાર્થીની અવદશા થાય છે. શિક્ષણનો આર્થિક બોજો પ્રજા ઉપર પારાવાર થઇ ગયો છે, બેકારી વધી છે, શારીરિક અવનતી થઇ છે, અને શિક્ષણનો લાભ ધનિક વર્ગ જ લઇ શકે એવી વસ્તુસ્થિતિ થઇ છે-અને તે ઉપરાંત આપણા દેશની વિદ્યાપીઠો કરતાં પરદેશની વિદ્યાપીઠોની કિંમત તો વધારે જ અંકાય છે! તો આ સંસ્થાનો ઉપયોગ શો રહ્યો? લાખો રૂપીઆ ઉચ્ચશિક્ષણ માટે ખરચાય છતાં એનું પરિણામ આટલું બધું નિરાશાજનક! અંદરની બાજી જાણ્યાથી આખી પ્રથાની નિષ્ફળતાનો ખ્યાલ પૂરેપૂરો આવ્યો. સેનેટમાં અનુભવ લીધાનું પરિણામ એ આવ્યું! શી અવદશા! જુદી જુદી કીર્તિ મેળવવાની ઇચ્છા, માનની ભુખ પોષવા સત્તા ભોગવવા, નાનાં નાનાં હિતોનું રક્ષણ કરવા, મામા માસીનાં, સગાં સ્નેહીઓને ટુકડો ટુકડો આપીને સંતોષવા, સાર્વજનિક સંસ્થાઓમાં દાખલ 'થવું', દાખલ થવા માટે અનેક ખટપટો નીચ માર્ગ ગ્રહણ કરવા, દગલબાજી કરવી, આ પ્રકારની દુષ્ટતા અને નીચતા ચારે તરફ જોવામાં આવી,

દિવસે દિવસે ઘટવાને બદલે આ વસ્તુ સ્થિતિ વધારે ભયંકર થતી ગઇ તેથી મન ખાટું થઇ ગયું અમે શ્રદ્ધા ઊઠી ગઇ—યુનિવર્સિટીમાં ઇલેક્ષન પદ્ધતિ હોવી જ જોઇએ, પરંતુ ઇલેક્ષન પદ્ધતિમાં મલીનતા ના હોવી જોઇએ, એ એક વાત. બીજુ સરકારના ખાંધીઆઓનું માનસ તિરસ્કારને પાત્ર—જે મનુષ્ય જનતાના હિતનો ખ્યાલ બાજુએ મૂકીને પરદેશી સત્તાના પોષાણનો વિચાર કરે અને મગજની સમતોલપણું ના સાચવી શકે એ કેટલી અસહ્ય વસ્તુ !

સ્વાર્થ સાધુઓના માનસની વિકૃતિ જ થાય છે. એ પ્રકારની ખુરસીમાં જ એ ઝેરી જન્તુ રહેલાં છે કે શું એ સમજવું મુશ્કેલ છે ! કોઇક જ વીરલા એ જન્તુનાં ભોગ થતાં બચે છે !

જે ઉત્સાહથી યુનિવર્સીટીમાં દાખલ થઇ હતી તે ઘણો ભાગી પડયો, અને કેટલેક અંશે નિરાશા થઇ. ફળ એટલું તો મળ્યું કે ખરી વસ્તુસ્થિતિનો ખ્યાલ આવ્યો. અને થોડે ઘણે અંશે વ્યવસ્થિત પદ્ધતિથી ચાલતા મોટા કાર્યના પ્રત્યક્ષ અનુભવથી અમુક પ્રકારની તાલીમ મળી. ઓળખાણ પીછાણ થઇ, જૂદાં જૂદાં માનસ ધરાવતાં ભિન્ન ભિન્ન પ્રાન્તના મનુષ્યોના ઠીક ઠીક પરિચયમાં અવાયું. કેટલાક બુદ્ધિશાળી, કર્તવ્યપરાયણ, દેશપ્રેમી વ્યક્તિઓનો સમાગમ થયો. આડકતરો લાભ બહુ થયો. કેળવણીના કાર્યમાં પહેલેથી મને રસ એટલે એ સંબંધી પ્રશ્નોમાં ઊંડાં ઊતરવાની તક મળી. વિદ્યાર્થી વર્ગની મુશ્કેલીઓ, મુંઝવણોનો ખ્યાલ આવ્યો. માધ્યમિક શિક્ષણ અને યુનિવર્સીટીના શિક્ષણનો સમન્વય યથાર્થ નથી થતો તે માલમ પડયું. પહેલાંના વર્ષોમાં મને ઠીક લાભ મળ્યો. પાછળથી સભ્યો સાથે સંસર્ગ ઓછો થઇ ગયો. અને અંદર ચાલતી કુટિલપ્રવૃત્તિથી આખરે મન ઊઠી ગયું. યુનિવર્સિટીના કાર્યનો બધો આધાર એને ઍૉટ ઉપર છે. એ ઍૉટમાં જ યુનિ-

વર્સિટીનું ધ્યેય સ્પષ્ટ રીતે બતાવેલું નથી. કારણ કે આખું એ ધારણ પરદેશી રાજ્યકર્તાઓનો અમલ મજબૂત કરવાના તત્વ ઉપર રચાએલું છે. એટલે ખરૂં જોતાં દેશની પરિસ્થિતિને અનુકૂળ, રાષ્ટ્રીય ભાવનાને પોષક કેળવણીનું ધ્યેય પ્રથમ સ્વીકારવું જોઈએ-અને તેના ઉપર બધું ચણતર થવું જોઈએ; આ ઉપરાંત આખો ઍક્ટ ખૂબ જ ગુંચવાડાવાળો છે, અને એટલી બધી ખામીવાળો છે કે તેના ઉપર સુધારા લાવવામાં જ કેટલોએ વખત અને શકિત વપરાઇ જાય છે. ઍક્ટ ઘડનાર વ્યકિતઓ પણ એની ગુંચ પુરી ઊકેલી શકતા નથી. કાયદાની દલીલો ઉપર અને ઍક્ટના ધારાધોરણ ફેરવવા માટેના જ પુષ્કળ ઠરાવો આવ્યા કરે છે. કેળવણીના પ્રશ્નો ખોરંભે મુકાય છે. સમય નાહક ચર્ચામાં જ જાય છે. દરેક સભ્યને પોતાનો અવાજ સાંભળવો ગમે એટલે લાંબી લાંબી દલીલો નાહકની ચાલ્યા કરે અને ટાયલાં ચાલે. ઘડીભર સાંભળવાથી આનંદ તો થાય-પણ ઉપયોગી કામ ઘણુંજ ઓછું થાય. બે કે ત્રણ સભ્યો શિવાય મને તો કોઇનું વકતવ્ય અસરકારક લાગ્યું નથી.

પદવીદાન સમારંભમાં મેં પ્રથમ વર્ષેજ હાજરી આપી હતી. એ નાટક તો અસહ્ય છે. પરદેશની પુરાણી ચાલતી ધાર્મિક પ્રથા આપણા દેશમાં ઘુસાડી છે તે આપણું તો માનભંગ થાય એવી છે. એ પ્રથા કહાડી નાંખવાનો ઠરાવ રજુ કરવાની પરવાનગી જ અપાઇ નહિં-એ વિધિમાં કાંઇ અર્થ નથી, કાંઇ ભવ્ય દશ્ય નથી-તદ્દન પરદેશી પ્રતિકૂળ ક્રિયા છે. ફરી મને એમાં જવાની ઇચ્છાજ થઇ નથી-પાદરી જેવા જભ્ભા, આગળ દંડનાયક, ને પાછળ બધા સેનેટના સભ્યોને સ્નાતકોનું સરઘસ-જૂઠો દંભ અને ઠાઠ! ગુલામી દશાની અવધિજ છે. ચારે તરફથી ખિચારો દેશ એટલો જકડાઇ ગયો છે કે એક પણ ખુણેથી માથું ઊંચું કરવાને અવકાશ નથી. કેવી દીન હીન દશા છે! કયારે બહાર નીકળાશે એ વિકટ પ્રશ્ન છે. એક

બાજુથી અધનો મજબૂત થતાં જાય છે. શૃંખલાઓ વધારે સજ્જડ કરવાના પ્રયાસો થાય છે. બીજી બાજુ યુવાન માનસ અંકોડા ઢીલા કરવા મથે છે. જે કેળવણીથી બંધન મજબૂત કરવાનો પ્રયાસ થયો છે તે જ કેળવણી મુક્તિનાં દ્વાર ખોલશે. ગુલામીમાં ગુંગળાઇ રહેલા સ્નાતકોમાં જ અસંતોષનો જુવાળ પ્રસરશે તેમાંથીજ સ્વાતંત્ર્યની તમન્ના ઉત્પન્ન થશે.

પહેલાં ચાર વર્ષ પૂરાં થયાં ત્યારે મારી મુદત સેનેટમાં પૂરી થઇ. સંગીન કામ કાંઇ થઇ શક્યું નહોતું પણ ભવિષ્યમાં કાંઇક કરીશ એ આશાએ ચાલુ રહેવાની ઇચ્છા થઇ. ગ્રેજ્યુએટ મતદાર મંડળ બહુ મોટું, અને તેમા ઉમેદવારી કરવાની તકલીફ પણ બહુ પડે, તેમજ અમદાવાદ મ્યુનીસીપાલીટીમાં હું સભ્ય હતો, એટલે ગુજરાતનાં મ્યુનીસીપાલીટી મતદાર મંડળ તરફથી મેં ઉમેદવારી નોંધાવી. અમદાવાદ, નડીઆદ, ભરુચ અને સુરત ચાર મ્યુનીસીપાલીટીના સમગ્ર મત મેળવીને જવાનું હતું. સ્પર્ધા એ વખતે બહુજ તીક્ષ્ણ હતી. પણ ગુજરાતની બધી મ્યુનીસીપાલીટીઓએ મને બહુ સારો સહકાર આપ્યો. ૧૯૨૨માં મહાસભાની લડત ચાલુ હતી અને રાષ્ટ્રીય પક્ષ બળવાન હતો એટલે મને સાથ મળ્યો. મારા મિત્ર વર્ગની પણ મદદ બહુ મળી હતી. પરિણામે મને સફળતા મળી.

યુનિવર્સીટીમાં ફરી દાખલ થયા પછી મેટ્રીક્યુલેશનની ફી, રેજીસ્ટ્રેશન ફી, પરીક્ષાની અપ્રમાણિકતા, અભ્યાસક્રમ, પરીક્ષાનો સમય એ પ્રશ્નો સંબંધી ઠરાવો દરેક બેઠક વખતે મારા તરફથી મુકવામાં આવ્યા હતા. ઘણા ભાગના ઠરાવો આઉટ ઓફ ઑર્ડર જાણીજોઇને કરતા હતા. અમારો થોડાક જણનો લઘુમતી પક્ષજ હતો. કાંઇ પણ બદલાની આશા વગર નિઃસ્વાર્થ વૃત્તિથી પ્રજાકીય સુધારાની ભાવનાથી કામ કરવાનું પરિણામ તાત્કાલિક તો આવેજ નહિં-અને નિરાશાજ સેરવી પડે-કારણ કે

સ્થાપિત હિતોની સત્તા બહુ ઊંડી જામેલી હોય એ—તેનાં મૂળ ઉખેડવાનું કાર્ય કાંઇ સહેલું નથી. આરંભ કરતી વખતે નિંદા વહોરવી પડે છે, મશ્કરીઓ થાય છે અને લોકો હસી કહાડે છે. ધીમે ધીમે પાયા ઢીલા થાય. પણ એમાં અખૂટ ધીરજ જોઇએ શક્તિ અને વખતનો અત્યંત વ્યય કરવો પડે. શક્તિના પ્રમાણમાં કાર્યનું પરિણામ નહિં જેવું જ આવે એટલે થાકી જવાય—પહેલું વર્ષ તો પરિસ્થિતિ જોવા સમજવામાં ગયું—સિન્ડીકેટની નીમેલી બે ત્રણ કમિટીઓમાં કામ કર્યું. છોકરીઓ માટે હોસ્ટેલની આવશ્યકતા છે કે નહિં, ચાલતી હોસ્ટેલોમાં ગ્રાન્ટ આપવાની જરૂરીઆત છે કે નહિ એ પ્રશ્ન તપાસવા માટે કમીટી નીમી હતી. છોકરીઓની હોસ્ટેલનો પ્રશ્ન જ્યારે જ્યારે યુનિવર્સીટી સમક્ષ આવતો ત્યારે કોઇ જ એને ટેકો આપતું નહોતું—છોકરીઓની કેળવણીનો વધારે પ્રચાર કરવા, તથા મેડીકલ કોલેજમાં વિદ્યાર્થીનીઓ વધારે સંખ્યામાં આવી શકે તેટલા માટે કન્યા છાત્રાલયની આવશ્યકતા છે અને જો સરકાર એ ના કરી શકે તો યુનિવર્સીટીએ તેમાં મદદ આપવી જ જોઇએ આ વસ્તુ પુરૂષ સભ્યોને ગળે ઊતરતી નહોતી. યુનિવર્સીટીના ખર્ચમાં કાપકૂપ કરવા માટે એક કમીટી નીમી હતી. તેમાં પણ મહિનાઓ સુધી મેં કામ કર્યું હતું. અને કાપકૂપના અનેક માર્ગ સૂચવ્યા હતા. ફર્સ્ટક્લાસનાં મુસાફરી ભાડાં, પરીક્ષકોને અપાતો પુરસ્કાર, અને મોટા પગારદાર નોકરોના પગારમાં ઘટાડો વગેરે અનેક માર્ગો બતાવ્યા હતા પણ એકે પસાર થયા નહિં—ને ખરચ વધતાં જ ગયાં—મેટ્રીક્યુલેશનની પરીક્ષા માટે ફી ઓછી કરવા માટે, એકંદર બધી પરીક્ષાની દાખલ ફી ઓછી કરવા માટે, તેમજ પરીક્ષાનો વખત ભર ઊનાળાનો છે તે બદલવા માટે દરેકમાં ઠરાવ હું લાવતી હતી. પણ નિરાશા જ મળતી. પ્રો. ખુશાલ શાહ અને બીજાં થોડાંક મિત્રોનો ટેકો મળતો. પણ એકંદર સભ્યો તરફથી

બેપરવાઇ જ જોવામાં આવતી હતી. છોકરીઓ માટે ગૃહવિજ્ઞાનનો ઊચ્ચતર અભ્યાસ દાખલ કરાવવા માટે કેટલાએ પ્રયત્ન નિષ્ફળ કોઇપણ ઠરાવ વિદ્યાર્થિના હિતનો આવે, અથવા બજેટમાં ફેરફાર કરવાનો, ખર્ચમાં વધારો ઘટાડો કરવાનો ઠરાવ મૂકવામાં આવે તો એ ઠરાવ કાનૂન બહાર છે કે નહિ તેજ પહેલો વિચાર કરવામાં આવતો.–અને એ પ્રમાણે રદ થાય એટલે અમારાં મોઢાં બંધ–પછી કાંઇ ચર્ચા જ નહિં–વાઇસ ચાન્સેલરનું રુલીંગ એટલે તો દૈવીવાક્ય–પછી બીજું શું થાય ! આ પ્રમાણે કેટલાએ ઠરાવો કાનુન બહાર થઇ ગયા–અને અમે રીતે થઇ ગયાં ! ઉત્તર ગુજરાતનો એપ્રીલ મહીનો એટલે કેટલો કારમો તાપ !–દરવર્ષે પરીક્ષાના મંડપમાં કોઇ કોઇ વિદ્યાર્થિઓ બેશુદ્ધ થઇ જાય, લૂ લાગી જાય એવા કિસ્સા થાય પણ કોઇનું રુવાડું હાલે નહિ અને પરીક્ષાના દિવસો ફરે નહિ. વિદ્યાર્થિઓની સવડ જોવાઇજ નહિ ! ગુજરાતનો અવાજ કોઇ સાંભળે નહિ અને બીજા પ્રાંતોને લેપન નહિ. એટલે સ્થિતિ બદલાય જ નહિ. પરીક્ષકો અને પ્રોફેસરો પોતાની સવડનો વિચાર કરીને બહાનાં કાઢે અને અગવડ બતાવ્યા કરે ! એટલું કૂર માનસ જણાઇ આવે કે કંપારી છૂટે ! પરીક્ષામાં નપાસ થએલા છોકરાઓને એગ્રેઝ્મ્પ્શન મળ્યાં હોય–એક કે બે વિષયોની પરીક્ષા આપવાની હોય તો એ યુનિવર્સીટીને પરીક્ષા નિમિત્તનો ચાંલ્લો તો સરખો જ આપવાનો ! હિન્દુસ્થાનમાં કોઇપણ યુનિવર્સીટીનું બજેટ બચતનું નથી હોતું અને મુંબઇમાં તો ખર્ચ કરતાં આવક વધારે જ હોય છતાં પરીક્ષાની ફી ઓછી થાય નહિ અને પેટે પાટા બાંધીને બાળકોને શિક્ષણ આપતાં માતા પિતા ઊહાપોહ કરીને બેસી રહે. મારા જેવું કોઇ ઠરાવ લાવે તો લાગણીહીન સભ્યો હસી કહાડે કે વર્ષે દિવસે પંદર રૂપીઆ તે કાંઇ બહુ કહેવાય ! એ માનસ જોઇને

ગુસ્સો તો બહુજ આવે. પાંચસો ને હજાર હજારના પગારદાર-માણસને પંદર રૂપીઆની શું ગણત્રી ! પણ જ્યાં ખાવાના ને કપડાં મેળવવાનાં સાંસા છે, ઘી -દૂધનો છાંટોએ વાર તહેવારે જોવા મળે ત્યાં પંદર રૂપિઆએ કયાંથી લાવવા ! કોઈજ ખ્યાલ નહિ અને ઊંડા ઊતરવાની ઇચ્છા પણ નહિ ! ભયંકર નિષ્ઠુર વાતાવરણ ! પરીક્ષાઓનું ધોરણ સુધરવાને બદલે બગડ્યાં કરે એ સ્થિતિ છેલ્લાં ચાર વર્ષોમાં તો પરાકાષ્ટાએ પહોંચી. મેટ્રીકયુલેશનની પરીક્ષાનું પરિણામ એક પછી એક વર્ષે ખરાબ આવતું ગયું. વિદ્યાર્થીઓની બુદ્ધિશકિત એકદમ ક્ષીણ થતી ગઈ ? બીજા પ્રાન્તો કરતાં આપણાં બાલકોની અકકલ બુઠ્ઠી થતી ગઇ કે થયું શું ? કાંઇ સમજણ જ ના પડે. પડદા પાચળ કાંઇ કાંઇ કાવતરાં થઇ રહ્યાં હતાં. એકજ વ્યકિત આંગળીને વેઢે યુનિવર્સીટીના કાર્યધુરંધરોને નચાવી રહી હતી ! લંડનમાં લેવાતી સીનીયર કેમ્બ્રીજની પ્રતિષ્ઠા વધારવા માટે. અને નવી નીકળતી શાળાઓની પ્રતિષ્ઠા તોડી પાડવા બાજી રચાતી હતી. જ્યારે ભયંકર ખરાબ પરિણામ આવ્યું ને વિદ્યાર્થીઓ થાકી ગયા ત્યારે એ લોકોએ વાઇસ ચાન્સેલરની મુલાકાત માગી. એ મુલાકાત ના મળી એટલે યુવાન વિદ્યાર્થીઓ આવેશમાં આવી ગયા ! ધીરજને પણ અવધિ હોય છે. સેનેટમાં સહાનભૂતિ ધરાવનાર અમે ચાર પાંચ સભ્યોએ વિદ્યાર્થીઓની ન્યાયપુરઃસરની માગણીને ટેકો આપ્યો. ને એમની વ્હારે ધાર્યા. તેમાં તો મોટેરાઓ બધા છેડાઇ પડયા ! અને અમારા ચાર સામે ' વોટ ઓફ સેન્શર 'નો ઠરાવ લાવ્યા ! તેમાં સરકાર પક્ષના સભ્યો તો સહી કરે પણ પ્રજાપક્ષના ગણાતા સભ્યો પણ અમારા વિરોધનો ઠરાવ આણવામાં જોડાયા. કારણ કે એ લોકો સરકારી સભ્યોની શેહમાં તણાઇ જતા હતા ! પરીક્ષકો નીમાવવા, કાંઇ ટુકડો મેળવવામાં એ લોકની સહાય હતી એટલે માત્ર સ્વાર્થદષ્ટિથી એમાં સામેલ થયા. એ લોકો

સહેલાઇથી તટસ્થ રહી શકયા હોત; અને ખરા હિતેચ્છુઓ તટસ્થ રહ્યા પણ હતા ! પણ સ્વાર્થસાધુઓ તો જોડાયા ! તેમાં જનતા સમક્ષ એ લોકની કીંમત અંકાઇ ગઇ. વિરોધનો ઠરાવ પસાર કરાવવાને બહુએ ફાંફા મરાયાં પણ વ્યર્થ ગયાં કેમકે ઠરાવજ કાનૂન બહારનો હતો. કોઇપણ વ્યક્તિ કે સમૂહ ચાલતી ઘરેડમાંથી માથું ઊંચકે અને પોતાનો હકક સિદ્ધ કરવાનો પ્રયાસ કરે તો કાયદા અને નિયમન-શિસ્ત-નો વિરોધ થાય છે એમ કરીને સંચાલકો દબાવી દેવાનો પ્રયત્ન કરે છે. પરંતુ એવા દાબથી ઊલટી ઉશ્કેરણી વધે છે. અને નિયમન કરનારનું સ્વમાન ભંગ થવાનો પ્રસંગ ઉપસ્થિત થાય છે–અને રકાસ થાય છે. મુંબઇ યુનિવર્સીટીની પ્રતિષ્ઠા મેટ્રીકની કતલ પછી તો હતી તેટલીએ ઘટી ગઇ. ન છૂટકે વિદ્યાર્થીઓને તેનો આશરો તો લેવો પડે છે પણ એ સંસ્થા તરફ કે સંસ્થાના સંચાલકો પ્રત્યે મમત્વ કે માનની લાગણી જરા રહી નથી. યુનિવર્સીટીમાં જે જે અનિષ્ઠ તત્ત્વો દાખલ થવા પામ્યાં છે-ઇલેક્ષનોની પરંપરાતેમાં ચાલી રહેલી હલકી બાજીઓ એ સઘળા પ્રત્યે યુવાન વર્ગને ઘૃણા ઉત્પન્ન થઇ છે–અને Alma Mater જેને કહેવાય તેના પ્રત્યેની લાગણી જરા પણ રહી નથી. અલબત્ત એ સંસ્થાને આશરે તો આવવુંજ પડે છે કેમકે બીજી સ્વતંત્ર સંસ્થાઓ છે નહિં બીજાં સાધનો છે નહિં–ખરી લાગણીથી કોઇ આવતું નથી.

યુનિવર્સીટીનું વિઘાતક તત્ત્વ મને શરૂઆતમાં જ જણાયું તો હતુંજ. પ્રો. ખુશાલ શાહ જેવી અર્થશાસ્ત્રના વિષયમાં નિષ્ણાત વ્યક્તિ તેમાંની એક આખા દેશમાં અંગ્રેજીને વેઢે ગણાય–તે યુનિવર્સીટીની સ્કૂલ ઓફ઼ ઇકોનોમીકસમાં પ્રોફેસર–એ એક યુનિવર્સીટીનું ભાગ્ય કહેવાય–પણ એમના રાજકીય વિચારો સરકારને રુચિકર નહિં. એટલે ગમે તેવા આક્ષેપો લાવીને એમને પોતાનો બચાવ કરવાની એ તક આપ્યા વગર જ નોકરીમાંથી ફારેગ કરી નાંખ્યા. સિન્ડીકેટમાં

વિઘ્નસંતોષી સભ્યોની બહુમતીથી શાહનું કાટલું કાઢી નાંખ્યું. સેનેટમાં કોઈની મગદૂર ના ચાલી કે એનો વિરોધ કરે. ' શાહ 'ના જ્ઞાનનો લાભ વિદ્યાર્થીઓને મળતો બંધ થયો. અને યુનિવર્સીટીએ ' શાહ 'ની સહાનુભૂતિ ખોઈ અને બન્ને વચ્ચે વૈમનસ્ય થયું ! સંસ્થાઓનો આંતરિક ઉચ્છેદ સ્વાર્થી લોકોથી જ થાય છે.

યુનિવર્સીટીનો કઢંગો ઍક્ટ, સરકાર તરફની ધાલમેલ કરવાની નીતિ, પ્રજાકીય ભાવનાને દાબી દેવા ઈંતેજારી, વિદ્યાર્થી આલમ પ્રત્યેની નિષ્ઠુર વર્તણુક, ઇલેક્ષનોને અંગે પેસી ગએલી મલીનતા, અંગત હિતનું રક્ષણ કરવાની વૃત્તિ, સગાં સ્નેહીને લાભ આપવાની મનોવૃત્તિ, હલકાપણું આ મધળાનો અતિરેક અને તેની સાથે કેળવણીની પ્રગતિ પ્રત્યે ઉદાસીનતા જ સેવાતી જોઈ એવા એવા ભારે નિરાશાજનક અનુભવ થવાથી–અને સાર્વજનિક સંસ્થાની અધોગતિ જોઈને મારું મન અત્યન્ત ખાટું થઈ ગયું–અને એમાંથી છેવટ નીકળી જવામાં જ મને શોભા લાગી.

---

## પ્રકરણ ૪૯ મું

૧૯૨૯ ના જુન મહિનાથી અમારો વસવાટ વડોદરેથી બદલીને અમદાવાદમાં કર્યો. કોઓપરેટીવ હાઉસીંગ સોસાઇટી રા. પ્રીતમરાય વ્રજરાય દેસાઇના પ્રયાસથી સ્થાપવામાં આવી હતી. શહેરને વિશાળ કરવાની દૃષ્ટિથી સરકારે મદદ કરી હતી–અને મોટી જમીનના પ્લોટ સોસાઇટી માટે સરકારે ખરીદ કરી આપ્યા હતા–અને લોન આપી હતી. એ સોસાઇટીનું નામ બ્રહ્મક્ષત્રીય હાઉસીંગ સોસાઇટી–પણ અમુક કોમને સરકાર નાણાં ધીરે નહિં–તેથી એ કોમ ઉપરાંત અમુક ટકા બીજી કોમના હિન્દુઓને પ્લૉટો આપવાની શરત કરી હતી, તેથી અમને તેમાં પ્લૉટ મળ્યો હતો. મધ્યમ વર્ગનાં સામાન્ય સ્થિતિનાં કુટુંબ માટે આ યોજના બહુ આવકારદાયક હતી. મકાન પેટે અમુક હફતા બાંધીને ચોક્કસ વર્ષે તે ભરપાઇ થએથી મકાનની માલીકી આપણી થાય. એવી એ યોજના હતી. આ સોસાઇટીમાં મેં અને મારા ભાઇએ બે પ્લોટ રાખ્યા હતા. તેમાં સાધારણ મકાન કરાવ્યું–આસપાસ અમુક ખુલ્લી જગ્યા રાખવાની હતી. નદીની પાસે કોરી સ્વચ્છ હવામાં આ જગ્યા આવેલી હોવાથી આરોગ્યની દૃષ્ટિએ એ બહુ સારી છે. શહેરની ધમાલથી દૂર અને સંપૂર્ણ શાન્તિવાળું આ સ્થળ છે. શરૂઆતમાં રસ્તા સારા નહોતા. પાછળથી તો રસ્તાની તેમજ વાહનની સરળતા થઇ છે એટલે અગવડો દૂર થઇ છે. પાણીની સવડ પણ સારી છે. અમારી સોસાયટીને સરકારી લોનનો લાભ મળ્યો તે પાછળથી થનારી બધી સોસાયટીને મળ્યો નહિ. કેમકે એ લાભ મધ્યમ વર્ગના સામાન્ય સ્થિતિના લોકને માટે હતો. શ્રીમંત લોકોએ આવા ને વિશાળ બંગલા બાંધવા માંડયા એટલે સરકારને મદદની અગત્ય લાગી નહિ. મધ્યમ વર્ગનો માર્ગ એથી મુશ્કેલ બન્યો. વડોદરાનો

અમારા ઘરનો વસવાટ લગભગ પચાસ વર્ષનો. એટલે રાચરચીલું જુના વખતનું ઠીક પ્રમાણમાં હતું. ડૉક્ટરની તબીયતને કારણે હું ને નાનાં છોકરાં મુંબઇ હતાં. મોટા પુત્ર રમેશે એકલે હાથે બધો સામાન સમેટ્યો ને અમદાવાદ લાવ્યો. સાત વર્ષે પાછો વ્યવસાય બદલાયો. વડોદરા શહેરમાં રહીને જે કામ કરતાં હતાં તેને બદલે ગુજરાતનાં પાટનગરમાં રહીને હવે કરવાનું હતું.

વર્ષની શરૂઆતમાં ગુજરાત કૉલેજમાં વિદ્યાર્થીઓએ સ્વમાન સાચવવાને માથું ઊંચક્યું હતું. હડતાળ પાડી હતી. એટલે વિદ્યાર્થીઓમાં બળ આવ્યું હતું. બારડોલીની લડત તાજીજ થઇ હતી; બંગાળ, મુંબઇ પંજાબના યુવકો થનગની રહ્યા હતા. જવાહરલાલ નેહરૂનો ડંકો વાગી રહ્યો હતો. તેનો પડઘો ગુજરાતમાં પડયા વગર રહે જ નહિં. અમદાવાદમાં પણ યુવકસંઘ સ્થપાયઓલો જ હતો; તેમાં પણ જીવ સારી પેઠે આવ્યો હતો. દોઢ વર્ષથી દેશમાં કાંઇ કાંઇ પ્રકારે ધમાલીઆ વાતાવરણ ફેલાઇ રહેલું હતું—અમે અમદાવાદમાં આવ્યાં ને આ ધમાલીઆ વાતાવરણમાં જ પેઠાં. વડોદરામાં એટલી ધમાલ લાગતી ન હતી. બ્રિટીશ પ્રદેશમાં સાઇમન કમીશનના આરંભથી જ વાતાવરણ ઉગ્ર થઇ ગયું હતું.

ગુજરાત કૉલેજના વિદ્યાર્થીઓએ એમની સભામાં મને ભાષણ આપવા બોલાવી—યુવકોનું દેશ પ્રત્યે કર્ત્તવ્ય એ વિષય ઉપર મેં ગુજરાતીમાં ભાષણ આપ્યું—સ્વદેશીવ્રતપાલન તથા સામાજીક સુધારણાના વિષયોમાં આગ્રહ રાખીને દેશમાં પરિવર્તન લાવી શકાય એ વિષય ચર્ચ્યો હતો. થોડા દિવસ પછી એજ સોસાઇટી તરફથી ડૉક્ટરને ભાષણ કરવા બોલાવ્યા. ડૉક્ટરે ડૉ. રવીન્દ્રનાથ ટાગોરના નેશનલીઝમ ઉપર વિવેચન એ વિષય લીધો હતો, કૉલેજના પ્રિન્સીપાલને આ વસ્તુ પસંદ પડી નહિં. ભાષણ ગોઠવાઇ ગયું હતું એટલે એનો ઉપાય નહોતો. પણ પાછળથી

છોકરાઓને ધમકાવ્યા ને હુકમ કર્યો કે કોઈ પણ બહારની વ્યક્તિને કોલેજમાં ભાષણ કરવા બોલાવવા હોય તો અધિકારીઓની પરવાનગી મેળવવી જોઈએ. રાષ્ટ્રવાદ જે અધિકારીથી સહન થઈ શકે નહિ અને ચારે તરફ લાલ રંગજ જોયા કરે તે ઊગતા યુવાનો ઉપર કેવા સંસ્કાર પાડી શકે ? વિદ્યાર્થીઓ હારે એવા નહોતા. જુદાં મંડળો કાઢીને કોલેજની બહાર વિદ્વાન વક્તાઓ પાસે ભાષણો કરાવતા અને વર્ગો ચલાવતા. યુવકસંઘોએ ઠેકઠેકાણે ગુલામીની બેડીઓ તોડી નાખવા માટે રચનાત્મક કામ કરવા માંડ્યાં હતાં અને પ્રચાર કરતા હતા. સામાજીક ક્ષેત્રમાં અને રાષ્ટ્રીય ક્ષેત્રમાં ઝંઝાવાત ફેલાઈ ગયો હતો. સ્વાતંત્ર્યની ભાવના ઉદીપ્ત થઈ હતી. સાંસારિક રૂઢિનાં બન્ધનો તોડવા માટે તેમજ રાજકીય ગુલામીની શૃંખલાઓ વિચ્છિન્ન કરવાના માર્ગો શોધવા માંડ્યા હતા–રાજદ્વારી વાતાવરણમાં સંપૂર્ણ સ્વાતંત્ર્યની ઘોષણા થવા માંડી હતી–અને ' હોમરૂલ ' લીગને બદલે સ્વાતંત્ર્યસંઘની સ્થાપના થઈ હતી. યુવકોના ઉડ્ડયનને કંઈ અવધિ હોય નહિ–એમનું માનસ ગણત્રીનું હોતું નથી–એ હામ કરીને ઝુકાવવાની વૃત્તિ હોય એ સ્વાભાવિક છે. અમદાવાદના યુવક સંઘના પ્રમુખ ડૉ. સુમન્તને કર્યા. ડૉક્ટર હમેશાં યુવાનોનો પક્ષ થામીને એમની સાથે સહાનુભૂતિ રાખનાર યુવાન આદર્શના પ્રશંસક, અને પ્રગતિપ્રિય એટલે યુવાનોનો એમના પ્રત્યે સદ્ભાવ છે. અમદાવાદની જનતા સાથે ઘણો સંબંધ નહિ એટલે ડૉક્ટરની પ્રમુખ થવા માટે ઘણી ખુશી તો નહોતી પણ યુવક બંધુઓને નિરાશ કરવાનું ઠીક લાગ્યું નહિ. એટલે એમને સહકાર આપ્યો. અમદાવાદમાં જામી ગએલા વાડામાં ફેરફાર તો ઠીક ઠીક પ્રમાણમાં થયો. એમણે કોઈ દિવસ પક્ષાપક્ષીમાં ભાગ લીધો જ નથી–તટસ્થ રહીને જ હમેશ કામ કર્યું છે એટલે ફેરફારનું લેપન એમને થયું નહિ. યુવકસંઘ મારફત યુવક પરિષદ

ઓળખાવવામાં આવી. શ્રી. સુભાષ બોઝની પ્રમુખ તરીકે પસંદગી થઇ હતી.સ્વાગતના પ્રમુખ ડૉક્ટરને કર્યા હતા, સુભાષ બોઝનું મંતવ્ય અને ગુજરાતના રાજકીય નેતાઓના મન્તવ્યમાં ભેદ હતો. યુવાનોનું વલણ સુભાષ તરફ એટલે ગુજરાતના નેતાઓને યુવકોનું આ પગલું રૂચ્યું નહિં–દમદાટી પણ આપવામાં આવી–અને કેટલાકને નુકશાન પણ થયું–આદર્શવાદી યુવકો એમ નમી જાય એવા નહોતા. એમણે તો પોતાનો કાફલો ચલાવ્યા કર્યો. પરિષદની બેઠક વખતે અનિવાર્ય કારણોને લઇને સુભાષબાબુ આવી શકયા નહિં–તેથી મહેમાન તરીકે આવેલાં શ્રીમતી કમળાદેવી ચટોપાધ્યાયને પ્રમુખ કર્યાં–કાંઇ પણ પ્રાથમિક તૈયારી વગર આ દેશપ્રેમી સન્નારીએ ખૂબ જ સચોટ રદીઆ આપીને સંપૂર્ણ સ્વાતંત્ર્યની ભાવનાને પોષક વિદ્વતા ભરેલું ભાષણ આપ્યું–એમનું વાચન વિશાળ, આંકડા અને હકીકત જીભને ટેરવે એટલે એમને કાંઇ તૈયારીની જરૂર ના પડી. સુભાષબાબુની ખોટ જરાએ જણાવવા દીધી નહિં–પરિષદે સંપૂર્ણ સ્વાતંત્ર્યનો ઠરાવ પસાર કર્યો અને લાહોરમાં ભરાનારી મહાસભા ઉપર મોકલી આપ્યો. બીજે દિવસે ' ઇન્ડીપેન્ડન્ટ લીગ 'ની બેઠક થઇ. અમદાવાદના વાતાવરણમાં ઉમતા આવી. યુવકોનો તનમનાટ તે વખતથી જ વધતો ગયો–સવાલ વિચારોથી ચાકી ગયા હતા–અને ગુલામી ફગાવી દેવા માટે સીધાં પગલાં લેવા માટે તલસી રહ્યા હતા. લાહોરની મહાસભાના પ્રમુખ જવાહર નહેરૂ ચુંટાયા હતા એટલે યુવાનોનો સિતારો ચડતી કળાએ હતો. કમળાદેવી તો અમારે ઘેર જ ઊતર્યાં હતાં; અને બધી ચર્ચાઓ અને વાટાઘાટ અમારા ઘરમાં થતી, તેથી ઘરમાં પણ પરિષદની ધમાલ ખૂબ હતી. મહેમાનો પણ બહુ જ હતા. કામના રોકાણને લીધે પરિષદની બહાર કેવું વાતાવરણ ચાલે છે એ જાણવાનો અમને અવકાશ જ નહોતો, પણ મિત્રો એ મુંબઇનાં છાપાં તરફ અમારૂં લક્ષ દોર્યું. ડૉ. સુમન્તે યુવકોને સહકાર આપ્યો હતો તે અમદા-

વાદના નેતાઓને જરા પસંદ પડયું નહોતું–એટલે મુબઇના છાપાંઓ દ્વારા રોષ દર્શાવ્યો. ડૉક્ટરની વિરૂદ્ધ ખૂબ આકરા લેખ આવ્યા, એ લખાણોથી મ્હને થોડી માનસિક અસ્વસ્થતા થઇ, પણ એમને તો સહેજ રૂવાંટું પણ ઊંચું થયું નહિં–ને જરા દરકાર કરી નહિં–થોડા વખતમાં તોફાન શમી ગયું–અને પીઢ ગણાતા નેતાઓના વિરોધ છતાં જવાહરના પ્રમુખપદે ભરાએલી જંગી મહાસભામાં પણ સંપૂર્ણ સ્વરાજ્યનો ઠરાવ જયઘોષણાઓ સાથે પસાર કરવામાં આવ્યો–જુવાનો ફાવી ગયા અને એ માર્ગે પ્રયાણ કરવાની સહુને ફરજ પડી.

અખિલ મહિલા પરિષદની ગુજરાત શાખાની સ્ટેન્ડીંગ કમિટીના સભ્ય તરીકે મેં કામ કરવા માંડયું હતું. બ્રિટીશ પાર્લામેન્ટ તરફથી વ્હીટલી કમીશન હિન્દુસ્થાનના મીલ ઉદ્યોગ અને મજૂરોની સ્થિતિ તપાસવા માટે એ વર્ષમાં આવ્યું હતું. અમદાવાદ મીલ ઉદ્યોગનું મોટું સ્થળ, અને મજૂર સ્ત્રીઓનું હિત એ કમીશનને તપાસવાનું હતું–તેથી સ્થાનિક સ્ત્રીઓને કમીશન સાથે ફરવા માટે સૂચના કરવામાં આવી હતી. ઑલઇન્ડીઆ વીમેન્સ કૉન્ફરન્સ તરફથી શ્રી. ઇન્દિરાબાઇ ભાગવતનું અને મારૂં નામ સૂચવાયું હતું–કમીશનની સાથે ફરવાની અમારી ઇચ્છા નહોતી. પણ અમારી શાખા તરફથી મજૂર સ્ત્રીઓની સ્થિતિ તપાસીને તેમના રહેઠાણ, પગાર, કામ કરવાના કલાક, રજાઓ, ઇત્યાદિની માહિતી પૂરી પાડવાનું અમે માથે લીધું. મિલમાલીકોના પ્રતિનિધિ, સરકારી લેબર ઑફીસના અધિકારી હું અને ઇન્દિરાબાઇ ભાગવત એમ ચાર જણાં અમદાવાદની કેટલીક મીલોમાં ફર્યાં–તેમના રહેઠાણ જોયાં–સારી ચાલો, ગંદી ચાલો, બાળકોના ઘોડીઆ ખાતાં બધું જોયું. મીલ મજુરોની દુનીઆમાં ત્યાર પહેલાં ડોકીઉં કર્યું જ નહોતું. એટલે આતો તદ્દન નવો જ અનુભવ હતો. બારીકાઇના ગાભરા ખૂલાં હતાં–અને દારિદ્ર્ય જોયું હતું–પણ શહેરના મજૂરણીઓનું

જીવન, અને તેમની પરિસ્થિતિ તો અતિભયંકર. એ મજુરોની રાત દિવસની મજુરી ઉપર તાગડધિન્ના કરનાર, અને લખલૂટ ખર્ચ કરનાર વિશાળ બંગલામાં વસનાર મીલમાલીકોના માનસની કલ્પના પણ કરવી મુશ્કેલ હતી. અંધારી, લગભગ અડધાં વાંકા વળીને પ્રવેશ કરાય એવી ચાલીઓમાં—જેમાં હવા ના મળે, અજવાળું ના મળે, માથે પતરાંનો તાપ, ના મળે કાંઇ મલાઓ, ન્હાવા ધોવાનાં, જાજરૂનાં કાંઇ પૂરાં સાધન નહિં—વસવાટ માટે તદ્દન અશક્ય એવી ચાલીમાં હજારો સ્ત્રીપુરૂષો અને બાળકો, ઊન્હાળામાં અને વરસાદને વખતે કેવી રીતે જીવી શકતાં હશે ! મ્યુનીસીપાલીટીએ રદ કરેલા વસવાટ પણ ચાલુ જ રહે ! આ પ્રશ્નો મનને મુંઝવી નાંખે એવા હતા. કંગાલીઅતની પરિસીમા નિહાળીને બહુ દુઃખ થયું. કમીશન આવવાનું હતું એટલે તેમના સમક્ષ સારો દેખાવ કરવાને, તેમજ કોઇ વળી દયાના સંચારવાળા માલીકના મનમાં ઇશ્વર ઊતર્યા હશે એટલે થોડીક ચાલો સહેજ મનુષ્યોને રહેવા લાયક કરી હતી. બાકી તો ઉપર વર્ણવી તેવી જ હતી. અમદાવાદ શહેરના પ્રખર સૂર્યની નીચે ભર બપોરે મીલના એન્જીનના તાપ આગળ ક્ષીણ થઇ ગએલાં શરીરવાળાં સ્ત્રી પુરૂષોને કામ કરતાં જોવાં એ દયાજનક દૃશ્ય કેટલાએ દિવસ સુધી આંખ આગળથી ખસ્યું નહોતું. જીવનની આટલી અસમાનતા વર્ગ વિગ્રહમાં ન પરિણમે તો બીજું શું થાય ? અમે સ્ત્રીઓની પરિસ્થિતિનો રીપોર્ટ તો ઘડી કહાડયો. પણ એ સ્ત્રીઓના ઝાઝા મસંગમાં આવવાનો વખત મળ્યો નહિ. સવારથી સાંજ સુધી એ લોકને મજુરી કરવાની રાત્રે થાકયાં હોય તેમને વાતચીતથી હેરાન કરવાનું ગમ્યું નહિ. રજાને દિવસે જઇને માહિતી મેળવી લીધી, એમની કનડગતો જાણી લીધી. અત્યંત શ્રમ, અનિષ્ટ વાતાવરણ અને અજ્ઞાન, સહુને લીધે જીંદગી બહુજ ટુંકી, માંદગી ઘણી અને સંતાનની સંખ્યા પણ બહુ. બધી રીતે વિપરીત અવસ્થા માલુમ પડી.

મજુર સ્ત્રીઓ ઉપરાંત મ્યુનિસીપલ કન્યાશાળાઓમાં તપાસ કરવાને અમારી સમિતિ જતી. અમે વિદ્યાર્થિનીના હિતની સૂચના વખતો વખત આપતા–પણ નાણાંની ભીડના કારણે એ સૂચનાઓનું પાલન જવલ્લેજ કરી શકાતું હતું. એ વર્ષની ગુજરાત શાખાની પ્રાન્તિક મહિલા પરિષદ સફળ બનાવવા માટે સારો પ્રયાસ થયો હતો. મહોલ્લે મહોલ્લે એને માટે પ્રચાર કામ અમે મહુએ કર્યું. બારડોલીના પાઠ પછી પ્રચારકામનું મહત્ત્વ સમજાયું હતું, એટલે સામુદાયિક કામને સફળ કરવા માટે એજ સીધો માર્ગ વાસ્તવિક લાગ્યો હતો. બહેન શ્રી. ઇન્દુમતી દીવાનને પ્રમુખસ્થાન આપવામાં આવ્યું હતું. એમણે પરિષદના કાર્યને આગળ ધપાવવા માટે ખુબ શ્રમ લઇને માર્ગસૂચક ભાષણ કર્યું હતું. શહેરની સ્ત્રીઓમાં સમે એટલો ઉત્સાહ રેડવાનો પ્રયાસ કર્યા છતાં પરિણામ નિરાશાજનક આવે છે. હતાશ થઇને પણ કામ અને ઉત્સાહ ચાલુ રાખેજ છૂટકો છે, આ પ્રાન્તિક પરિષદની વખતે ભાઇ રંગીલદાસ કાપડીઆએ બહુ સારી મદદ કરી હતી. મુંબઇના અને બીજાં બહારનાં છાપાંઓનો સહકાર એમને લીધે સારો મેળવી શક્યાં હતાં. અખિલ ભારત મહિલા પરિષદની બેઠક તે વર્ષની આખરે મુંબઇમાં થવાની હતી એટલે પ્રતિનિધિ પણ સારી સંખ્યામાં તૈયાર થયાં હતાં.

યુવક પરિષદ, સ્ત્રીઓની પરિષદ એ બે પરિષદ ઉપરાંત સમાજ સેવા પરિષદ એજ સમયમાં થી. ઠક્કર બાપાના પ્રમુખપણા નીચે મળી હતી. સમાજ સેવાના કાર્યની પદ્ધતિપૂર્વક વ્યવસ્થા કરીને વેડફાઇ જતી શક્તિને બચાવીને સંગઠન કરી સફળતા મેળવવા માટે આ પરિષદ બોલાવી હતી. ડૉ. સુમન્તે આ પરિષદ વખતે અનેક સૂચનાઓ મુકી હતી પણ તેનું પાલન થયું નહિ.એકાદ પગારદાર માણસ રાખીને તેની પાસે કામ લેવાનું ધાર્યું હતું–જૂદી જૂદી સમિતિઓ નીમાઇ હતી. કેટલીક સમિતિએ વ્યવહાર કામ કર્યું હતું–પણ પગારદાર માણસને કોઇ દોરવનાર ના મળ્યું–એટલે કંઇ કામ થયું નહિં–આખું વર્ષ અમે તો ખૂબજ ધમાલમાં અને કામમાં ગાળ્યું.

---



શ્રી. શારદા બહેન (૧૯૨૯)

# પ્રકરણ ૫૦ મું

---

૧૯૩૦ ના આરંભમાં જ અખિલ મહિલા પરિષદની બેઠક મુંબઈમાં મળી. સ્વાગત સમિતિનાં પ્રમુખ લેડી દોરાબ ટાટા હતાં. પરિષદ્નાં પ્રમુખ શ્રી. સરોજીની નાયડુ હતાં લેડી ટાટાએ અથાગ શ્રમ લઇને પ્રતિનિધિ બહેનોને માટે વ્યવસ્થા કરી હતી. પ્રતિનિધિને સહુને સાથે રહી શકાય એવી યોજના થઇ શકી નહોતી–એટલી ખામી હતી. બાકી મુંબઇની સઘળી સ્ત્રી સંસ્થાએ જોવા માટે, પ્રતિનિધિઓને અરસપરસ મળવા માટે ઇત્યાદિ સારી વ્યવસ્થા હતી. પરિષદ્નું આ ત્રીજું અધિવેશન હતું. મુંબઇનાં ગવર્નરનાં પત્નીને હાથે ઉદ્ઘાટન ક્રીયા કરાવી હતી. અમદાવાદનાં પ્રતિનિધિ બહેનોને આ વસ્તુ ખૂચી હતી ગવર્નરનાં પત્નીને અધિકારીનાં પત્ની તરીકે જ માન મળે એ વ્યાજબી નથી. એ પોતે પોતાના વ્યકિતત્વથી નેતૃત્વ લે તો વાંધો ના હોય પણ જે સ્થળે દેશની સ્ત્રીએ પોતાની સામાજીક, કે આર્થિક સ્થિતિની આટીઘુંટીને તોડ કહાડવાને એકઠી થતી હોય ત્યાં અધિકારી અને બિનઅધિકારી, ધનિક અને ગરીબ એવા ભેદ પડાય તે અયોગ્ય છે. બેશક ગવર્નરના પત્ની સામાન્ય સ્ત્રીઓની માફક પ્રેક્ષક તરીકે આવે તો તેમને સહુની સાથે સ્થાન મળે–અને બીજે દિવસે એ બહેન એજ પ્રમાણે આવ્યા હતાં ને નીચે સહુની સાથે જ બેઠાં હતાં. વ્યાસપીઠ ઉપર માત્ર સ્ટેન્ડીંગ કમિટિનાં સભ્યો બેઠા હતાં–કોમ, અધિકાર, રાષ્ટ્ર, આર્થિક સ્થિતિ–આ સઘળા જૂદા જૂદા ભેદ દૂર કરીને માત્ર સ્ત્રી તરીકે, માતા તરીકે અને શહેરી તરીકે સ્ત્રીઓનાં શાં કર્તવ્ય છે, સ્ત્રીઓએ પોતાની અને દેશની ઉન્નતિ કેવી રીતે કરવી–સંતાનોને કેમ ઊછેરવાં કેળવવા એ પ્રશ્નો સ્ત્રી જનતાના સર્વ સામાન્ય છે. આમાં અધિકારીનાં

પત્નીને વિશેષ માન આપવાની પ્રથા ઇચ્છવાજોગ નથી; ( જો કે એ બ્હેન પ્રત્યે વ્યકિતગત કાંઇ જ વિરોધ હતો જ નહિં ) તેથી એ પ્રથાનો વિરોધ દર્શાવવા માટે અમે અમદાવાદનાં પ્રતિનિધિ બ્હેનો ઉદ્‌ઘાટનનાં ભાષણો થયાં તે દરમ્યાન હૉલમાં ગયાં નહિં. અને પછી દાખલ થયાં આ વસ્તુસ્થિતિ ઉત્પન્ન થઇ ત્યારપછી પરિષદની ઉદ્‌ઘાટન ક્રિયાની પ્રથા જ બંધ થઇ, પરિષદનાં પ્રમુખ તો સર્વાનુમતે ચુંટાએલાં જ હોય છે. શ્રી સરોજીની નાયડુએ પોતાના વ્યાખ્યાનમાં એજ વસ્તુ સ્પષ્ટ કહી બતાવી કે સ્ત્રીઓની આ પરિષદ દેશની સમગ્ર પુનર્ઘટનામાં સ્ત્રીઓનો સંપૂર્ણ રીતે ફાળો આપવા માટે છે. જગતની સ્ત્રીઓ—દરેક દેશની, ખંડની અને પ્રાન્તની—સ્ત્રી જાતિ તરીકે એક માનસ ધરાવે છે—ને તેમણે પોતાની શકિતનો ઉપયોગ સુંદરમાં સુંદર સંસ્કૃતિ ફેલાવવામાં કરવાનો છે એમાં કોઇ પણ પ્રકારના ભેદ-રાષ્ટ્ર, રંગ, કોમ ઇત્યાદિ હોવા જોઇએ નહિ—વિશ્વના ઐકયની ઉચ્ચ ભાવના રાખીને આ સંસ્થાને કોઇ પણ અમુક પક્ષની સંસ્થા કરી ના નાંખવી—અન્ય વિષયો પરત્વે દરેક પ્રકારના ભિન્ન ભિન્ન મત ધરાવનાર વ્યકિતઓ મહિલા પરિષદની વ્યાસપીઠ ઉપર ઐકયની જ ભાવના પ્રેરે અને એજ આન્દોલનો ફેલાવે એવા ઉચ્ચ આશયથી જ આ પરિષદની સ્થાપના થઇ છે, જે સમયે દેશમાં સંપૂર્ણ સ્વાતંત્ર્યની ઘોષણા થઇ રહી હતી, અનેક દેશ પ્રેમી યુવકો ઉપર દમનનો કોરડો વીંઝાતો હતો, ચોમેર વાતાવરણ ઉદ્વિગ્ન થએલું હતું, ને વખતે મહાસભાનાં અગ્રેસર, સ્વાતંત્ર્યની ઝંખના કરનાર બ્હેનના વિશ્વપ્રેમના આ ઉદ્‌ગાર અનેરી ભાત પાડતા હતા—સ્ત્રી જાતિનું હિત સર્વ હિતથી પર છે એ સુંદર સૂત્ર એમના વ્યાખ્યાનનો મુખ્ય સુર હતો.

મુંબઇની પરિષદ વખત સ્ત્રીએ માટે ગૃહવિજ્ઞાનની એક મધ્યસ્થ સંસ્થા કહાડવાનો ઠરાવ કરવામાં આવ્યો, અને તેનું સ્થળ

દિલ્હી રાખવું એવું ઠરાવવામાં આવ્યું. ગુજરાતી બહેનોએ આ ઠરાવની વિરૂદ્ધ મત આપ્યો. હિન્દુસ્થાન જેવા વિશાળ દેશમાં એકજ કોલેજ હોય તેનો લાભ ઘણો થોડો લેવાય એ તો નક્કીજ, ભાષાનું નડતર આવે, રીતરીવાજ નડે એ અને એવાં બીજાં કારણોને લીધે પ્રાન્તિક સંસ્થાઓ કહાડવી એવો સુધારો અમે મૂક્યો હતો–પણ એ સુધારો ઊડી ગયો. આજે આ મધ્યસ્થ સંસ્થા ચાલે છે તો ખરી પણ જેની જોઇએ તેવી ઉપયોગી સંસ્થા થઇ શકી નથી. વળી મોટી સંસ્થા માટે જોઇતાં નાણાંની મુશ્કેલી પણ નડે છે.

મહાસભાની છેલ્લી બેઠક પછી સ્વાતંત્ર્યના ઠરાવના પડઘા ચોમેર સંભળાતા હતા. જાન્યુઆરી મહિનાની આખરમાં દેશ સમસ્તમાં સ્વાતંત્ર્યદિન પાળવાની હાકલ રાષ્ટ્રપતિએ પાડી હતી–તે પ્રસંગે લાહોરના ઠરાવની સમજૂતી આપવાની હતી. હું અને ડૉકટર બન્ને તે વખતે મુંબઇમાંજ હતાં–તે દિવસની વિરાટ સભામાં અવનવો પ્રસંગ બન્યો. વ્યાસપીઠ ઉપર મોટો ત્રિરંગી રાષ્ટ્રધ્વજ ફરકાવેલો હતો, સભાનું કામ શરૂ થયું હતું. એટલામાં એક લાંબુ સરઘસ મજુર કામદારોનું આવી પહોંચ્યું–મોખરે શ્રી. સરોજીની નાયડુના બ્હેન શ્રીમતી નીમીયાર લાલ વાવટો–હથોડી અને દાતરડાના ચિન્હવાળો–હાથમાં લઇને આવી પહોંચ્યાં–સભામાં દાખલ થવા માટે તસુપુર જગ્યા નહોતી ત્યાં આ સરઘસ તો લાલ વાવટો મધ્યમાં ફરકાવવાનો પ્રયાસ કરતું હતું. સરઘસના લોકો ખૂબજ ઉશ્કેરાયલા દેખાતા હતા–મહાસભાના વાવટા કરતાં લાલ વાવટા માટે એમને મમતા બહુ વધારે હતી. એટલે એ વાવટો ફરકાવવાને પુષ્કળ ધમાલ કરી. ખૂબ ધક્કામુક્કીને તોફાન થયું–છેવટ રાષ્ટ્રધ્વજ ફાટયો ને લાલ વાવટો ધડોલર માટે તો ફરકયો–મીસીસ નમીયાર ઉમ આંખો, છૂટા વાળ સાથે રણદેવી જેવાં લાગતા હતાં. ઇનકીલાબના ગગનભેદી નાદોથી વાતાવરણ તીવ્ર બની ગયું હતું–ધમાલ એટલી વધી અઇ

કે વિશાળ ચોપાટીના મેદાન ઉપરથી સહીસલામતીથી બહાર જવું મુશ્કેલ પડ્યું—અમે તો ખૂબ ભીડમાં અટવાઈ ગયાં હતાં—આવી મોટી ધમાલવાળી સભાનો મને આ બીજો અનુભવ હતો—એક સુરતની મહાસભા—અને આ બીજો—સ્વયંસેવકોની સાવચેતી છતાં ધમાલ અટકી નહિં—અને અવ્યવસ્થા વ્યાપી ગઈ. સ્ત્રીઓ અને બાળકોને કાળજીપૂર્વક બહાર કઢાડ્યાં—છતાં કેટલાંક છોકરાં માતાથી વિખૂટાં પડ્યાં—અને સ્ત્રીઓ પુરુષ સાથીઓથી જૂદી પડી ગઈ—કલાક પછી શાન્તિ થઈ ગઈ—કામદાર યુનીઅન અને મહાસભાનાં વૈમનસ્યમાં વધારો થયો.

## પ્રકરણ ૫૨ મું

—▭—

લાહોરની મહાસભામાં સંપૂર્ણ સ્વાતંત્ર્યનો ઠરાવ પસાર થયો હતો; વાઇસરૉય સાથે શ્રી. વિઠ્ઠલભાઇ પટેલે અને ગાંધીજીએ વાટાઘાટો કરી હતી, પણ કોઇને સંતોષ થયો નહોતો. ચારે તરફ વાતાવરણ ઠીક ઉગ્ર થઇ ગયું હતું. યુવાનો તનમનાટ કરી રહ્યા હતા. દેશમાં દમન નીતિ સરકાર તરફથી ચાલી રહી હતી. અનેક ધરપકડો થતી હતી. મહાસભાનું કામ વ્યવસ્થિત રીતે પ્રાન્તે પ્રાન્તે ચાલી રહ્યું હતું. ધારાસભામાં વિઠ્ઠલભાઇ પ્રમુખ તરીકે સરકારને અનેક પ્રસંગે કફોડી સ્થિતિમાં મુકતા હતા. મીરત કાવત્રા કેસ પછી કામદાર વર્ગમાં સારી જાગૃતિ આવી હતી. પોલીસ રાજ્ય ચાલી રહ્યું હતું. પ્રજામાં માર સહન કરવાની શકિત કેળવાતી હતી. રાષ્ટ્રધ્વજ માટે લોકોમાં મમતા વધી હતી. પ્રચંડ સભાઓ થતી હતી. ઇન્કીલાબ ઝિન્દાબાદના પુકારોની ગર્જના સંભળાતી હતી. પ્રજા આપમેળે મારે તૈયાર થતી હતી. આવે વખતે અમદાવાદમાં મહાસભાની સમિતિ મળી. દેશના રાજદ્વારી નેતાઓ એકઠા થયાં, અને સ્વાતંત્ર્યનો ઠરાવ અમલમાં મુકવા માટે કયો માર્ગ લેવો તેની મુંઝવણમાં પડયા હતા. ઘણા કલાકની વાટાઘાટોને અંતે બધા ખૂબ થાકી જતા હતા. શ્રી. સરોજીની નાયડુની તબીયત તે પ્રસંગે નરમ ચાલતી હતી. સમિતિ ચાલતી હતી અને એમનું મગજ ગુંચવાએલું હતું. અમારે ઘેર એક દિવસ તેમને જમવા બોલાવ્યા હતા તે આવ્યાં તો ખરાં– તેમને ખાવાની ઇચ્છા જરા નહોતી. પણ મગજનો થાક ઓછો કરવાને મારી લીલા પાસે એક પછી એક અનેક ગીતો ગવડાવ્યાં–અને છેવટ કહે કે આટલા બધા દિવસનો શ્રમ હું આજે ભૂલી ગઇ છું–અને મગજ એવું તાજું થયું છે કે હવે ગાંધીજી જે હુકમ ફરમાવશે

તે બજાવવાને હું તૈયાર થઇ છું. ગાંધીજીએ મીઠાની ચપટી લઇને યુદ્ધનો આરંભ કરવાની સૂચના એ વખતે મૂકી હતી. તેને પહેલાં તો એમણે હસી જ કહાડી હતી. છતાં કહેતાં હતાં કે એ અદ્ભુત ભેજામાંથી જે યુક્તિ નીકળશે તેનાથી જગત્ આખું વિસ્મય પામશે. ગાંધીજીના નિશ્ચય માટે એમને વિશ્વાસ ખૂબ જ અને સૈનિકવૃત્તિ પણ પુરેપુરી હતી.

સમિતિએ બધી જવાબદારી ગાંધીજીને સોંપી દીધી. દાંડી કૂચનો ઇતિહાસ તો એટલો જાણીતો છે કે અહીં લખવાની જરૂર જ નથી.

આ પ્રસંગે હું અમદાવાદમાં નહોતી, એટલે એ અપૂર્વ કૂચના આરંભનાં દર્શન મને થયાં નહિ. વડોદરામાં મારી સરલાને પુત્રી જન્મી હતી, તેની પાસે હું હતી. છોકરાંઓ અમદાવાદમાં હતાં. એ બધાંએ સત્યાગ્રહ આશ્રમમાં જઇને પ્રાર્થનાથી માંડીને બધો કાર્યક્રમ જોયો હતો અને તેનું સવિસ્તર વર્ણન મને લખી મોકલ્યું હતું. વડોદરા રાજ્ય પ્રજામંડળની બેઠક એ જ વખતે નવસારીમાં મળવાની હતી. શ્રી. વલ્લભભાઇ તેના પ્રમુખ ચુંટાયા હતા. ડૉક્ટર એ પરિષદની તૈયારી માટે નવસારી પ્રાન્તમાં ફરતા હતા. એકાએક શ્રી. વલ્લભભાઇની ધરપકડ થઇ. પરિષદને તો થોડા જ દિવસ બાકી હતા, અને બીજું કોઇ તે પ્રસંગે પ્રમુખ થાય તેમ હતું નહિ. એટલે ડૉક્ટરને માથે એ કામ આવ્યું. ચુંટાએલા પ્રમુખની ગેરહાજરીમાં આ બીજે પ્રસંગે ડૉક્ટરને પ્રમુખપદ લેવું પડ્યું. એ પરિષદમાં મારાથી હાજરી આપી શકાઇ નહિ. દાંડી કૂચને લીધે, દેશમાં અજબ ઉત્સાહનો પૂર જામતાં હતાં, તેની અસર નવસારી પ્રાન્તમાં તો સહેજે થાય. વળી તે વખતે પ્રજામંડળને અંગે પ્રદર્શન પણ ભરાયું હતું. ડૉક્ટરની ઇચ્છાને માન આપીને એ પ્રદર્શનની ઉદ્ઘાટનની ક્રિયા

ી. મહારાણી સાહેબે કરી. એ સમય સુધી ડૉકટરની અને મહારાણી ાથે સંબંધ ઠીક સારો હતો. પ્રજામંડળમાં બળ જેમ જેમ ધવા માંડ્યું, પ્રજાનું સંગઠ્ઠન ઠીક થતું જોવામાં આવ્યું અને જા સહેજ માથું ઊંચકી શકે એટલી તાકાત બતાવવા લાગી એટલે અધિકારીઓ તેમજ અન્ય સ્થાપિત હિત ધરાવતા વર્ગો, ખુદ મહારાણી સાહેબ પોતે અને મહારાજા સઘળાંને ડર લાગવા માંડ્યો. રદેશી દીવાન બ્રિટીશ બ્યુરોક્રમીમાં તાલીમ લઇ આવેલા તેમનું માનસ તો અમુક માર્ગે ઘડાએલુ જ હોય તેમાં નવાઇ નહિં, તેમની સલાહ અને દોરવણી હતી. વર્ષોથી મહારાજાનો યુરોપના વસવાટથી પ્રજા સાથેનો સંબંધ તો ઓછો જ થઇ ગયો હતો. બધાં કારણોને લઇને પ્રજા જાગૃતિને દબાવી દેવાનો જ માર્ગ ગ્રહણ થયો. ડૉકટરે પરિષદનું પ્રમુખપદ લીધું અને મહારાજાના ખાનગી ખાતામાં થતાં ખર્ચની ટીકા કરી, એટલે રાજકુટુંબ અને ડૉકટરની વચ્ચે વૈમનસ્ય વધી ગયું. માણસને પોતાને માટે સત્ય હકીકત સાંભળવી ગમતી નથી. ડૉકટર કદી અસત્ય સહન કરી શકે નહિ—તેમજ સામા પક્ષને ખુશ કરવા માટે સત્ય હકીકતનો ઢાંક પીછોડો પણ ના કરે—સત્ય અપ્રિય જ થાય એ સ્થિતિ ઊભી થઇ. નિડરપણે સત્ય હકિકત પ્રજા સમક્ષ મુકવાની હિમત કરી એ ડૉકટરનો ગુન્હો ગણાયો—અને તેનો ડંખ હજી સુધી અધિકારીઓને તેમજ મહારાજા મહારાણી સાહેબને ખુંચે છે. વર્ષોનો કૌટુમ્બિક સંબંધ હવે જણાતો નથી. રાજકુટુંબની આસપાસ જામી ગએલી સ્વાર્થ સાધૂ ટોળી આ પરિસ્થિતિને ટકાવી રાખવામાં સહાયભૂત થાય છે. ડૉકટરને કર્તવ્યાભિમુખ થવાનું કારણ નથી. કારણ કે એમણે તો એમનો માર્ગ ચીંધી રાખ્યો છે—દબાએલી, અજ્ઞાન ડરપોક પ્રજાને સ્વમાનને રસ્તે ચઢાવવી તેમજ નોકરશાહી પદ્ધતિના જે જે અવગુ

માર્ગ હોય તે પ્રજા સમક્ષ ખુલ્લા કરીને તેમાં સુધારા કરવા માટે પ્રજા જાગૃતિ લાવવાનો પ્રયાસ કરવો એજ એમની કર્તવ્ય દિશા છે. આ કામમાં એમણે પોતાની સઘળી શક્તિ હોમી દીધી છે, શરીર ઘસી નાંખ્યું છે. અંગત સુખનો વિચાર કર્યો નથી; પારાવાર હાડમારી વેઠી છે–નિસ્પૃહી સેવાનાં ફળનાં પરિણામની આશા સેવક રાખતો નથી. આત્મસિદ્ધિ માટે એ તો પોતાનું કર્તવ્ય કરે જ જાય છે–સામાન્ય જગત્ એ સેવા પાછળનું રહસ્ય સમજી શકે નહિં, કારણ કે એ વિચારસરણી સુધી સામાન્ય મનુષ્યો પહોંચી શકે નહિં, એની બુદ્ધિશક્તિની સીમાથી એ સરણી ઊંચી છે, અગમ્ય છે. સત્ય બળવાન છે, સત્ય પર છે. સત્યનો જ જય છે. અનેક આંટીઘુંટીમાંથી, કલેશ પરિતાપમાંથી પસાર થઈને સત્ય પોતાનું સ્વામિત્વ પ્રાપ્ત કરશે જ અને ઐહિક જીવનમાં જ સ્વર્ગનું રાજ્ય થશે. વ્યક્તિઓને નિસ્બત નથી. એતો સ્વર્ગ રચનામાં પોતાની શક્તિ પ્રમાણે ફાળો આપે છે. પ્રભુનો સાક્ષાત્કાર આ સત્યને જ માર્ગે થઇ શકે. અન્ય સઘળા આડંબર વ્યર્થ છે.

અમદાવાદથી આરંભ કરીને ગુજરાતમાં પગપાળા દક્ષિણને માર્ગે પ્રયાણ કરીને ગાંધીજી નવસારી પાસેના દાંડી નામના ગામડામાં છેવટની છાવણી નાંખવાના હતા. વડોદરા રાજ્યની હકુમતમાંથી એમને પસાર થવાનું હતું. રાજ્યની પ્રજા આ સન્તનું સ્વાગત કરવાને તલપી રહી હતી. પ્રજામંડળના પ્રમુખ એ પ્રજાના નેતા કહેવાય. તેથી ગાંધીજીનું સ્વાગત કરવાનું બધું કામ ડૉક્ટરને કરવાનું હતું. એટલે એતો ખૂબ જ કામની ધમાલમાં પડી ગયા હતા. જે વખતે ગાંધીજી નવસારીથી જલાલપુર જતા હતા તે વખતે હું એમને વડોદરેથી જઈને મળી. કૂચ કરતાં કરતાં જ ગાંધીજીએ ખૂબ વાતો કરી. કેટ કેટલા દિવસની મુસાફરી કરેલી છતાં એ જરા થાકેલા નહોતા–અને કાર્યક્રમ જરા ધીરો નહોતો કર્યો. એમની સાધારણ ગતિ

# પ્રકરણ પર મું

---

૧૯૩૧ ના એપ્રિલ મહિનામાં વડોદરા રાજ્ય પ્રજામંડળની બેઠક શ્રી. ભાઇ છોગાલાલ સુતરીઆના પ્રમુખપણા નીચે કડી ગામમાં મળી. એ પરિષદને માટે તો કાંઇ ઝાઝું પ્રચારકામ થયું નહોતું એટલે બહુ સામાન્ય થઇ. પણ સ્ત્રીઓની એક સારી સભા થઇ હતી. એને સફળ કરવાને અમે સહુએ બહુ પ્રયાસ કર્યો હતો. અમદાવાદથી શ્રીમતી સવિતાબહેનને એ સભાનું પ્રમુખ પદ આપ્યું હતું. સ્ત્રીઓમાં વ્યવસ્થિત સંગઠન કરીને સ્ત્રીઓના પ્રશ્નો ચર્ચવાનો અને પ્રચાર કરવાનો ઇરાદો રાખ્યો હતો. વડોદરા રાજ્યની સ્ત્રીઓની એક સંસ્થા કરીને પ્રાંતે પ્રાંતે પ્રચાર કરે એવી વ્યવસ્થા કરી હતી. પાટણનાં કેટલાંક ઉત્સાહી બહેનો ત્યાં હાજર હતાં. એ લોકોએ કામ ઉપાડી લેવાનું બીડું ઝડપ્યું. ધારાધોરણ ઘડાયાં—પણ પાછળથી ઉત્સાહ તદ્દન ઠંડો થઇ ગયો. એક વખત પાટણમાં ફરી મળ્યાં ને થોડુંક કામ થયું. પછી કોઇએ જરા પણ દાદ ફરીયાદ દીધી નહિં—સ્ત્રીઓને કામ કરવાની હોંસ હતી પણ કાંઇ અજબ રીતે એમના ઉત્સાહ ઉપર ઠંડું પાણી રેડવામાં આવ્યું ને એ પ્રવૃત્તિ ત્યાં જ અટકી ગઇ.

કરાંચીની કોંગ્રેસ પછી સ્ત્રીઓમાં ખાદીનો પ્રચાર વધારે થાય એ હેતુથી અમે થોડાંક કાર્યકરોએ ખાદીની સારી દુકાન કહાડવાનો વિચાર કર્યો. મહાસભા તરફથી ખાદીના પ્રચાર અર્થે આર્થિક મદદ મળશે એમ લાગવાથી અમે શ્રી. વલ્લભભાઇને વાત કરી. અને અમારામાંનાં નિમળાબહેનને એ કામનો સારો અનુભવ હતો એટલે અમારી માંગણી સ્વીકારાઇ. અને સ્ત્રી ઉપયોગી, ખાદી કાપડની સગવડ ખાતર ખાદી મંદિરની સ્થાપના કરી. આ સંસ્થા ઉત્તરોત્તર સારી સ્થિતિએ પહોંચી. અને આજ અમદાવાદની

જનતા એનો બહુ સારા પ્રમાણમાં લાભ લે છે અને એ દ્વારા ખાદીનો પ્રચાર થાય છે. એ મંદિર ગારકૃત ખાદીના અનેક પ્રદર્શનો યોજાયાં છે. અને જેમ બને તેમ સ્ત્રીઓ ખાદીના કામમાં રસ લેતી થાય અને એ રીતે શુદ્ધ સ્વદેશી ભાવનાનું પોષણ થાય એ માટે અમારી નાની સમિતિ સતત પ્રયત્ન કર્યા કરે છે. આ સમિતિમાં અમે ચાર-પાંચ સભ્યો કામ કરીએ છીએ. પણ સ્વદેશીની જ્યોત જાગતી રાખવામાં આ સંસ્થાએ ખૂબ મોટો ફાળો આપ્યો છે અને હજી આપે જાય છે. મહાસભાની ઓથ અમને મોટી છે.

વર્ષ આખરે અમદાવાદ વનિતા વિશ્રામની જ્યુબિલી ઉજવવામાં આવી. સ્વ. અંબાલાલ સાકરલાલના દોહિત્રી શ્રીમતી સુલોચના બહેનને સોળ વર્ષની બાળક ઉમરે વૈધવ્ય પ્રાપ્ત થયું. એ દુઃખદ સ્થિતિમાં મનને શાંતિ મેળવવા, તથા અમુક ચોક્કસ કર્તવ્ય દિશામાં મન ચોંટાડવા માટે એમનાં માતુશ્રીની ઇચ્છા અને આગ્રહથી વિધવાશ્રમ કાઢવાનો એમણે નિશ્ચય કર્યો હતો. અજ્ઞાન અવસ્થા એ માણસને ઊંધે માર્ગે દોરી જાય છે એમ એમને લાગ્યું હતું. જો ધર્મ અને નીતિના વાતાવરણમાં રહી તેવી જાતનું શિક્ષણ લે તો વિધવાઓ પવિત્ર અને ઊંચું જીવન ગાળી શકે. આ પ્રકારના વિચારમાંથી નાનાસરખા સરસ્વતિ મંદિરનો ઉદ્‌ભવ થયો. થોડોક વખત કામ ચાલ્યા પછી શ્રીમતી સુલોચના બહેન શ્રી નાની બહેન ગજ્જર અને શ્રી. બાજીગૌરી મુનશીના નિકટ સહવાસમાં આવ્યાં અને તેમની સૂચનાથી સરસ્વતી મંદિરને અમદાવાદ વનિતા વિશ્રામ નામ આપવામાં આવ્યું. કુમળી વયનાં સુલોચના બહેનને આ કામથી જીવન કાર્ય મળી ગયું; અને ઐહિક દુઃખને વિસારે કરવાનું ઉચ્ચ પ્રકારનું સાધન મળ્યું. ઘણી થોડી માતાઓ પોતાની વિધવા પુત્રીને આ રસ્તે પ્રયાણ કરવાનો તનતોડીને પ્રયાસ કરતી હશે. સુલોચના બહેનની મનોદશાને શુદ્ધ માર્ગે દોરવામાં શ્રી. રુક્મણી

બહેનનો ઘણો ફાળો છે. વનિતા વિશ્રામમાંથું
સ્થાપના થઇ એ આગળના પ્રકરણમાં
વિશ્રામની જ્યુબિલી પૂર્ણ ઉત્સાહથી
સુલોચના બહેને પોતે રોપેલા બીજનું વૃક્ષ ફાલ
ભાગ્ય પ્રાપ્ત થયું એ એમનાં ધનભાગ્ય. શ્રી. સુલોચના
મારે કાંઇ ઋણાનુબંધ હશે એટલે અમારો સમાગમ થયો અ..
સંબંધ સચવાઇ રહ્યો. કેટલાએ વિષયોમાં મતભેદ છતાં અમે બે બહેનોની માફક સ્નેહ સાચવી રહ્યાં. ઉત્સવ પ્રસંગે કેળવણી સંમેલન યોજાયું હતું. તેનું પ્રમુખસ્થાન મને આપ્યું હતું. તે પ્રસંગે બોલતાં મેં કહ્યું હતું તેમાંથી થોડોક ઉતારો આપું છું.

" માનસિક અને નૈતિક તેમ જ શારીરિક આરોગ્યનો પ્રશ્ન એક સાથે ચર્ચવો જોઇએ. શારીરિક આરોગ્યની મુખ્ય કસોટી એ છે કે આપણે શરીર પાસેથી જોઇએ તેટલું કામ લઇ શકીએ. મનના આરોગ્યની કસોટી એ છે કે તે ઉત્તમ વર્તનમાં મૂર્ત થાય. આમાં કોઇને એમ લાગવું ન જોઇએ કે હું નૈતિક અને વૈજ્ઞાનિક પ્રશ્નોને શેળભેળ કરી નાંખું છું. કારણ કે ચિત્ત વિજ્ઞાનની દૃષ્ટિએ પણ સપ્રયોજન પ્રવૃત્તિ એ જીવ માત્રનું લક્ષણ છે; અને જ્યારે આપણે માનસ જાતની કેળવણીનો વિચાર કરતાં હોઇએ ત્યારે ઉત્તમ પ્રયોજનો સાધનારી પ્રવૃત્તિને જ પોષણ આપવાનો આપણો ઉદ્દેશ હોઇ શકે. એટલે માનસિક આરોગ્યને સમજવા માટે વર્તનનું આરોગ્ય વિચાર્યા વિના બીજો માર્ગ નથી. આથી આ બન્ને મુદ્દાઓ સાથે ચર્ચાય એમાં મને ઔચિત્ય લાગે છે. વધારે આગળ જઇને એમ પણ કહેવાય કે શરીર અને મન એટલાં બધાં ઓતપ્રોત છે કે તે બે છે કે એક એ વિવાદનો પ્રશ્ન થઇ પડે એમ છે. અને તેથી શારીરિક આરોગ્યને પણ માનસિક આરોગ્ય સાથે જ લેવું જોઇએ. મારી દૃષ્ટિએ આ શરીર અને મનનો નિરપેક્ષ રીતે

જનતા

બ્રહ્મચર વિચાર ન જ થઇ શકે. પણ વ્યવહારમાં શારીરિક આરોગ્ય જેટલું સમજી શકાય છે માટે એનો નિર્દેશ જુદો કર્યો છે. જ્યારે વર્તન અને મન વ્યવહારમાં તેમજ શાસ્ત્રમાં જુદાં નહિં પાડી શકાય.

આ કેળવણીના વિષયમાં ઓછામાં ઓછી કેટલી કેળવણી આવશ્યક છે તેનો વિચાર કરતાં આરોગ્યના તત્વની આજુબાજુ ગુંથણી થવી જોઇએ, એવો મેં પહેલાં નિર્દેશ કર્યો છે. શારીરિક આરોગ્ય કરતાં માનસિક આરોગ્યનો પ્રશ્ન વધારે વિકટ છે-કારણ એક મૂર્ત છે, બીજુ અમૂર્ત છે. એકના નિયમો થઇ શકે છે. બીજાને વાતાવરણમાંથી દરેકને પોતાની જાતે લેવું પડે છે આમ છતાં ટુંકામાં કેટલાક ગુણોનો હું નિર્દેશ કરૂં, જે દરેક આ કેળવણીના પ્રબંધમાં હયાત હોય. ગાંધીજીએ ધરમથ્થુ કરી નાખેલા બે ગુણો સૌથી પ્રથમ સ્મરણમાં આવે એ સ્વાભાવિક છે. સત્ય અને અહિંસા. હું માનું છું કે વિચાર સ્વાતંત્ર્ય વિના સત્યની વૃત્તિ કદી પોષણ પામતી નથી, અને નિર્ભયતા વિનાની અહિંસા એ કેવળ વેવલાપણું જ હોય છે. આથી મારે મન વિચાર–સ્વાતંત્ર્ય એ બુદ્ધિના પ્રસાદ માટે અને નિર્ભયતા વર્તનની મક્કમતા માટે આવશ્યક ગુણો છે. આ ગુણોનાં કાંઈ પાઠ્ય–પુસ્તકો ન બનાવી શકાય–માત્ર વાતાવરણ-માંથી શ્વાસની માફક લેવાની બાબત છે.

શારીરિક, માનસિક, અને નૈતિક આરોગ્યના ધોરણ ઉપર કેળવણીનો પાયો રચાય એટલે કેળવણીની ઓછામાં ઓછી જરૂરીયાત –minimum Skill–કેટલી હોવી જોઇએ તે કાઢી શકાય જીવનની જવાબદારીનો વિચાર કરીને કેળવણીનું ઘડતર કરવાથી જ ખરી કેળવણી આપી શકાય. આપણે જાણ્યું છે બહુ, જોયું છે બહુ, અમલમાં મૂકવાનું છે.

---

# પ્રકરણ ૫૩ મું

—।।।।।—

ડૉકટર સુરત છાવણીનું કામ પૂરું કરીને અમદાવાદ આવ્યા હતા. ગાયકવાડી રાજ્યની પ્રજાનું સંગઠન સાધવાના એમના પ્રયાસો તો ચાલુ જ હતા. ગુજરાતના દક્ષીણ ભાગમાં રાજકીય વાતાવરણમાં જાગૃતિ આવેલી હતી. પણ ઉત્તરના ભાગમાં કાંઇક કાર્ય થયું નથી. વડોદરા રાજ્યના કડી પ્રાન્તની હદ અમદાવાદથી છેક જ નજીક પણ ત્યાં કોઇ રાષ્ટ્ર નેતા કે સમાજ સેવકે લક્ષ આપ્યું ન હોતું. લાખોની સંખ્યામાં ઠાકરડા પ્રજા અજ્ઞાનમાં સડતી હતી. અને પાટીદાર ખેડુત વર્ગમાં રાજ્યના અધિકારીઓનો ભારે ડર પેસી ગયો હતો. કોઇપણ પ્રકારની પ્રગતિ આ વિભાગમાં નહોતી. તેના તરફ ડૉકટરનું લક્ષ ગયું. અમદાવાદની પાસે 'શેરથા' નામનું નાનું ગામ આવેલું છે. ત્યાં આશ્રમ સ્થાપી આખા કડી પ્રાંતને જાગૃત કરવાનો નિશ્ચય એમણે કર્યો. પ્રજાને જાગૃત કરવાના સાધન તરીકે આશ્રમો સ્થાપવાનો અખતરો બારડોલી તાલુકામાં સફળ થએલો હતો. તે પદ્ધતિથી કડી પ્રાંતમાં કામની શરૂઆત કરવાનો વિચાર થયો. સવિનય ભંગની લડત વખતે મહાસભા તરફથી શેરથા મુકામે છાવણી નંખાઇ હતી. બ્રિટીશ હકુમતમાં છાવણી ગેરકાયદેસર ગણાની હતી, તેથી ગાયકવાડી હકુમતમાં ચાલુ કરી હતી. તેને પરિણામે શેરથાના લોકોને થોડી તાલીમ મળી હતી. વળી શેરથા ગામ જરા આર્થિક દ્દષ્ટિએ ઠીક સ્થિતિમાં હતું, લોકો પણ ભાવનાશીલ હતા. એટલે એ જગ્યા નિશ્ચિત થઇ. આશ્રમ સ્થાપવો એટલે તો ઘણો ભાગ ત્યાં વસવાટ કરવો પડે જ. ડોકટરની તબીયત તો હમેશ નરમ ગરમ ચાલ્યા જ કરે. છોકરાંઓના અભ્યાસ માટે મારાથી ઘર છોડીને

જવાય નહિ. છતાં એમણે તો બધી અડચણોને ઠોકરે મારીને શરૂઆત કરી દીધી. વિજયા દશમીના શુભ દિવસે નવા અખતરાનો આરંભ કર્યો. એમની સાથે બે જુના જોગીઓ છોટુભાઈ પંડિત અને ભાઈશંકર ભટ્ટ જોડાયા. અને ત્રણેએ મળીને ગામ બહાર મંદિરની ધર્મશાળામાં આશ્રમની સ્થાપના કરી. વડોદરા રાજ્ય પ્રજામંડળના અગ્રગણ્ય કાર્યકર્તાઓ સ્થાપનાને દિવસે શેરથામાં એકઠા થયા. અમે પણ સકુટુંબ મિત્રમંડળ સાથે અમદાવાદથી ગયાં હતાં. કડી પ્રાન્તના બધા તાલુકામાંથી પ્રજાજનો હાજર થયા હતા. આરંભમાં સહુએ સારી સહાનુભૂતિ બતાવી હતી—અને ગામ લોકોએ પણ આશ્રમ નિભાવ માટે મદદનો હાથ લંબાવ્યો, બે ત્રણ મહિનામાં બહુ જ સુંદર કામ થયું. ગ્રામપ્રજાનું સંગઠન પણ થવા માંડ્યું. ત્યારે કામ ચાલી પડવા જેવું થયું એટલામાં જ ગાંધીજી રાઉન્ડ ટેબલ કોન્ફરન્સમાંથી પાછા આવ્યા, મહાસભાની સમિતિ મળી. અને સરકાર સાથે સમાધાન કોઈ રીતે થયું નહિં, પ્રજાજાગૃતિના પૂરથી સરકાર ગાફેલ બની ગઈ, અને રાષ્ટ્રીય મહાસભાને કચરી નાંખવાની પેરવી થઈ. દમનનીતિનો કોરડો પૂર જોરથી ચાલ્યો. સઘળી રાજદ્વારી સંસ્થાઓ, યુવકોની સંસ્થાઓ, સમિતિઓ ગેરકાયદેસર ઠરી ગઈ. ચારે તરફથી કાર્યકરોને જેલમાં પૂરી દીધા. ડોક્ટર વડોદરા રાજ્યમાં કામ કરતા હતા છતાં પણ એમના ઉપર વોરન્ટ નીકળ્યું, અને ગાયકવાડ રાજ્યની હકુમતમાં જઈને એ વોરન્ટ બજાવ્યું—સુરતના મેજીસ્ટ્રેટનો હુકમ હતો એટલે એમને જલાલપુરની સબ જેલમાં લઈ ગયા. ત્યાં પંદર દિવસ રાખીને એમને પેરોલ ઉપર છોડ્યા ને તે મનાઈ હુકમ તોડવા બદલ એમને એક વર્ષની સજા અને રૂ. ૫૦૦ નો દંડ થયો. તે ના ભરે તો ૭ મહિનાની બીજી જેલ. આમ દોઢ વર્ષની સજા અને 'સી' ક્લાસ મળ્યો. સજા કરનાર મેજીસ્ટ્રેટ

શ્રી. કોઠાવાળા તે વડોદરાના અમારા મિત્ર
દીકરા અને અમારા છોકરાંનાં સ્નેહી, એટલે
ચાલીને સુરતના સ્ટેશનેથી લઇ જવાનો હુકમ

ડૉકટરની પછી તેમની સાથે કામ કરના તથા બીજા બે શેરથાના સ્થાનિક કાર્યકરોને પણ જેલમાં મોકલવામાં આવ્યા. એટલે શેરથાના આશ્રમનું કામ અટવાઇ ગયું. થોડું ઘણું કામ ચાલતું તો હતું—પણ સરકારની ઘણી કરડી નજર આશ્રમ ઉપર હતી, એટલે જોઇએ તેવો પ્રચાર થયો નહિં, જો કે મહેસાણા પ્રાન્તમા ડૉકટર શરૂઆતમાં ફર્યા હતા, અને એ પોતે ત્યાંથી જ પકડાયા હતા એટલે મહેસાણા પ્રાન્તમાં ઠીક ઉત્સાહ હતો. અને સંખ્યાબંધ લોકો જેલમાં ગયા હતા અને બીજી રીતે પણ લડતને ટેકો આપ્યો હતો. આ પ્રમાણે રાજકીય જાગૃતિ કેટલેક અંશે આવી હતી, પણ જે હેતુથી આશ્રમ કઢાડવામા આવ્યો હતો તે તરતને માટે મુલતવી રાખવો પડયો.

ડૉકટરને પકડીને સુરત ને જલાલપુર લઇ ગયા તેજ વખતે અમદાવાદમાં દારૂના પીઠાની હરરાજી અટકાવવા માટે સ્ત્રીઓની ટુકડીઓ ગઇ હતી, તેમાં હું ગઇ હતી. પણ પંદર સોળ કલાક સુધી અટકાયતમાં રાખીને સહુને છોડી દીધાં હતા. ડૉકટર જેલમાં ગયા હતા, અને છોકરાં એકલાં હતા ને તેમના અભ્યાસમાં રોકાણ થાય એ મને ઠીક ના લાગ્યું એટલે મેં રચનાત્મક કાર્ય જારી રાખ્યું. શેરથાના આશ્રમને અંગે કડી પ્રાન્તમાં કેટલાંક ગામની મુલાકાત લીધી હતી, અને લોકો સાથે ઠીક પ્રમાણમાં સંસર્ગ સાધ્યો હતો.

ડૉકટરને ' સી ' કલાસ આપ્યો હતો અને સાબરમતી જેલમાં મુકયા હતા. એમની સાથે એમના ઘણા યુવાન મિત્રો હતા, એટલે

એક રીતે જોતાં એમની સ્થિતિ સારી હતી. પણ ખોરાકની મુશ્કેલી હતી. એમની ઘણી નબળી તબીયત, દૂધ જરા મળે નહિં, દાળ કોઇ પણ જાતની ખવાય નહિં—એટલે એ પ્રમાણે આખો સમય કેવી રીતે નીકળી શકશે એની મને બહુ જ ચિંતા થવા માંડી. વળી જ્યારથી એ જેલમાં ગયા ત્યારથી વડોદરા સરકારે એમનું પેન્શન પણ બંધ કરી દીધું. ત્રણ છોકરાઓને યુનિવર્સિટીનો ઊચ્ચ અભ્યાસ કરાવવાનો અને ખર્ચ તો નિભાવવાનો જ. થોડું થોડું એ પેન્શન આવતું હતું તે બંધ થયું—પણ બિચારા લોકોની જમીનો ને મકાનો જપ્ત થઇ જતાં હતાં ત્યાં આટલી ખોટનો વિચાર શી રીતે કરી શકાય ? લડતમાં ઝંપલાવ્યું, એટલે તો સઘળી વ્યથા સહન કરવી જ પડે. ત્રેવડ કરવાની રહી. ડોકટરની તબીયતની સતત ચિંતા ના હોત તો તો આનંદથી સઘળું સહન કરી શકાત. સાબરમતી જેલમાંથી એમની ફેરબદલી વીસાપુર જેલમાં થઇ. ત્યાંનાં પાણી બહુજ ખરાબ ગણાતાં—અને તાપ પણ પુષ્કળ. વસવાટ માટે તદ્દન નાલાયક એ જગ્યા ગણાઇ હતી. વળી મુલાકાતે જવું હોય તો એ કેટલે દૂર અને કેટલો ખર્ચ કરીએ ત્યારે જવાય—‘ સી ’ કલાસ એટલે ત્રણ મહિને એક મુલાકાત થાય અને એકાદ કાગળ લખાય ! જરા મુંઝવણ તો થતી હતી. પણ જાતે વહોરી લીધેલી ઉપાધિ એટલે એને ઉપાધિ કેમ ગણાય ! ત્રણેક અઠવાડીઆં વીસાપુરમાં એમને રાખ્યા પછી એમની બદલી ‘ બી ’ વર્ગમાં થઇ અને નાસીકની જેલમાં મોકલ્યા. ધારાસભામાં એમના મિત્રોના કહેવાથી આ ફેરબદલી થઇ—કારણ કે એમની નબળી તબીયત તો સહુની જાણીતી હતી. નાસીકનાં હવા પાણી સારાં, ‘ બી ’ વર્ગમાં ખોરાક પણ જરા સારો મળે એટલે જરા નિરૃતિ મને થઇ જો કે, એટલા વખતમાં જ એમનું વજન તો વીસ શેર ઘટી ગયું હતું. નાસીક મુલાકાત માટે અમે ગયાં ત્યારે ખૂબ જ સુકાઇ ગયેલું

શરીર લાગ્યું—જો કે સદા આનંદમાં જ રહેતા—અને કંપની પણ સારી હતી. મુંબઇના કાર્યકરોની સાથે એમને રહેવાનું હતું. વાંચવાનું પુષ્કળ મળતું, કાંતવામાં વખત જતો. અને પોતાનું આત્મજીવન લખવા માંડયું હતું. જેલ જેવી શાન્તિ અને નવરાશ બહાર કેવી રીતે મળી શકે એટલે વખતનો સદુપયોગ એ રીતે કરી લીધો—ઘણી જ નાની વયથી એમણે પોતાની ડાયરી લખવા માંડેલી અને ઠેઠ સુધી એ ટેવ જારી જ રાખેલી એટલે જીવન વૃતાન્ત લખવામાં મુશ્કેલી નડી નહિં. અને ડાયરીનાં બધાં પુસ્તકો જેલમાં રાખવાની પરવાનગી તો સુપ્રિન્ટેન્ડેન્ટ તરફથી મળી જ હતી. વચ્ચે વચ્ચે જ્યારે મારે મુંબઇ જવાનું થતું ત્યારે હું નાસીક જેલમાં એમની મુલાકાત લેતી અને જોઇતી ચીજો આપી આવતી. પરાધીનતા જોઇને ઉદ્વેગ તો કોઇ કોઇ વાર મુલાકાત પછી થતો—પણ ધીમે ધીમે ટેવાઇ જવાયું હતું. વારા ફરતી છોકરાંઓ મારી સાથે મુલાકાત માટે આવતાં હતાં—જો કે એક રીતે જોતાં મુલાકાતનો ખર્ચ અને પહેલાં અને પછીના ઉદ્વેગના અનુભવથી એમ થતું કે મુલાકાત લેવા જવામાં એક પ્રકારની અધિરાઇ અને નબળાઇ છે.

મારો રમેશ એ વખતે અમેરિકામાં અભ્યાસ કરતો હતો. બી. ઇ. ની પરીક્ષા પસાર કર્યા પછી શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરસીની લોન સ્કોલરશીપ લઇને એ વધારે અભ્યાસ માટે ત્યાં ગયો હતો. જ્યારે ડૉક્ટરે રાજ્યની નોકરી છોડી ત્યારે જણાવી દીધું હતું કે છોકરાંને ઉચ્ચ સંસ્કાર આપી શકાશે, ઉચ્ચ આદર્શમય જીવનનું દૃષ્ટાંત અને બોધ પાઠ આપી શકાશે અને એ લાભ લઇને સંતોષી જીવન ગાળવાની ટેવ પાડવી પડશે. યુરોપીય કેળવણી ના આપી શકાય. કૉલેજની કેળવણી જ એ છોકરાંને આપવી એ કાંઇ રમત વાત નહોતી. એટલે પરદેશની તાલીમ તો જાતી હોંશીઆરી અથવા કોઇની મદદ વગર સંભવિત જ નહોતી, કુટુંબમાં બધાં જ પરદેશી

કેળવણી મેળવેલી અને એવા જ વાતાવરણમાં રહેલાં; વળી રમેશના અંગત મિત્રોને અમેરિકા જવાની સવડ મળી હતી. એટલે એણે ઝંપલાવ્યું અને લોન લઇને ગયો, ત્યાં ગયા પછી જ્યારે એણે ડૉક્ટરની ધરપકડનું સાંભળ્યું ત્યારે એના મનને જરા દુઃખ થયું કે પોતે પરદેશ જઇને બેઠો છે અને વૃદ્ધ ઉમરે એમને જેલવાસ વેઠવાનો છે–પણ એના ભવિષ્યના સુખને માટે ઊચ્ચ અને અભ્યાસ લાભદાયક લાગ્યો એટલે એ સ્થિર થઇને રહ્યો. ત્યાં બહુ જ કરકસરથી અને નિયમિત જીવન ગાળતો એટલે મારા મનને શાંતિ હતી. એક વાર ડૉક્ટરે જેલમાંથી કાગળમાં લખ્યું હતું કે "તારો છોકરો છે એટલે રમેશ માટે મને કાંઇ ચિંતા નથી. એ સારા સહવાસમાં રહેતો જ હશે અને ત્યાંના જીવનમાં સદ્દસંગમાં જ ફરતો હશે." છોકરાંઓમાં શ્રદ્ધા રાખીએ છીએ તો પોતાની જવાબદારી એ અદા કરે છે, એવો અત્યાર સુધીનો મને અનુભવ છે.

ડૉક્ટરની ગેરહાજરીમાં ગેરથા આશ્રમની થોડી ઘણી દેખરેખ મેં રાખી હતી. કડી પ્રાન્તનાં ગામોમાં ફરીને લોકોને થોડો ઘણો બોધ સ્વાશ્રયી અને નિડર થવાનો આપતી હતી. રાજ્ય તરફથી થતી કનડગતો હિંમતભેર જાહેર કરવા માટે સૂચનાઓ આપતી હતી. પણ એ અજ્ઞાન પ્રજાને અધિકારી વર્ગ જરા ઊંચું માથું કરવા દેતો નહિં, કોઇ સારો નેતા નહિં–એટલે આરંભેલું કામ પણ નભી શક્યું નહિં. ગેરથાની કન્યાશાળામાં શીવણ વર્ગનો બંદોબસ્ત કરી આપ્યો. મોટી વયની સ્ત્રીઓને હાથમાં સોય પકડતાં આવડે નહિં, કાતર રોઇના ઘરમાં હોય નહિં, ફાટેલાં કપડાંને થીગડાં મારતાં આવડે નહિં તેમને માટે આશ્રમના ખર્ચે એક બહેનની મારફત શીવતાં શીખવાનો પ્રબંધ કર્યો પણ બિચારી ગામડાની સ્ત્રીઓને ઘર કામમાંથી અવકાશ જ મળે નહિં.

ઘડી પગવાળીને બેસવાનો જ વખત ના મળે. આખો દિવસ વહેને પરોઢીએથી કામ શરૂ થાય તે રાત સુધી. છોકરાંને નહવરાવવા ધોવરાવવાનો મહા મહેનને વખત મળે. પોતાના માથાં હોળવાની પણ નવરાશ ના મળે—અને એ ટેવ પણ પડેલી નહિં. માથું ઓળીને ચાંલ્લો કરીને બહાર નીકળવું એ તો નખરાં કર્યાં ગણાય એવું એ બિચારીઓનું માનસ ! ધર્મને નામે પણ કાંઇ બહાર જવાનું નહિં. રોજના વ્યવહારની રપેટીમાંથી ઊંચાં જ ના અવાય. ને જગતની સાથે કાંઇ લેપન જ નહિં. પોતાનાં બાળક માંદા પડે મરી જાય તો એ નસીબનો વાંક કહાડીને બેસી રહે. આશ્રમને અંગે દવાખાનું કહાડ્યું હતું તેથી ઘરગથ્થુ ઇલાજો થઈ શકતા હતા—અને મલમપટો થવાથી કાંઈક રાહત મળતી હતી. બાકી ગામડાંમાં રોગની સીમા જ નથી. ધુળ, ધુમાડો, કુદરતી હાજતે જવાના સાધનનો અભાવ, અને અજ્ઞાન બધાંને પરિણામે માંદગી પુષ્કળ. અને સાથે સાથે વહેમ પણ બહુ જ. દાકતરી મદદની મુશ્કેલી, દર ત્રીજા ઘરમાં સ્ત્રીઓને કાંઇને કાંઇ પેટનાં દર્દ તો હોય જ. આ બધી પરિસ્થિતિ જોઇને મારાં તો ગાત્ર જ શિથિલ થઇ જતાં !

નારદીપુર ગામમાં ગયાં ત્યાં એક યુવાન વિધવા બહેન નજરે પડી. ઊચ્ચ જ્ઞાતિની અને સશક્ત જણાતી. તે પોતાનું જીવન નિરર્થક ગાળતી હતી. તેને અને તેની માતા તથા સર્વાવહાલાંને સમજાવીને અમદાવાદ લઇ આવી. અને મુકી દીધેલો અભ્યાસ તાજો કરાવ્યો. ઘરમાં રાખીને એને અભ્યાસની સરળતા કરી આપી. મારા ભાઇએ એને અભ્યાસમાં ખૂબ મદદ કરી, અને ખૂબ મહેનત કરીને વર્નાક્યુલ ફાઇનલની પરીક્ષા માટે તૈયાર કરી. એ બહેનના જીવનમાં ઉત્સાહ આવ્યો અને વિદ્યાભ્યાસનો રંગ લાગ્યો. ક્રમે ક્રમે એણે પરીક્ષાઓ પાસ કરીને આજે પાંચ વર્ષે ટ્રેનીંગ

કોલેજમાં ત્રણે વર્ષનો અભ્યાસ કરીને શિક્ષણના વિષયમાં ચાંદ મેળવીને પોતાનો પગભર થઇ છે. મ્યુનિસીપાલીટીની શાળામાં કામ કરે છે. એના જીવનનો તો પલટો જ થઇ ગયો છે. ગામડામાં પડી રહી હોત તો વખત અને શક્તિનો દુરૂપયોગ થાત. અત્યારે તો એનું દૃષ્ટિબિન્દુ જ બદલાઇ ગયું છે. જીવનમાં ઉચ્ચ સંસ્કાર મેળવ્યા છે. અને શિક્ષણનો લાભ બીજાને આપી શકે છે; વળી સ્વાશ્રયી થવાથી એને આત્મ વિશ્વાસ આવ્યો છે. વિદ્યા વ્યાસંગ લાગ્યો છે અને હજી આગળ વધવાની અપેક્ષા સેવે છે. એવી તો કેટલીએ બહેનોને મોકો મળે તો જીવન સુધારી શકે ! શિક્ષિત બહેનોનું કર્તવ્ય છે કે આવાં ખુણે પડેલાં જીવનને કાંઇ નહિ તો અંગુલિ નિર્દેશ કરીને મદદ કરવી.

આ બહેનનું તો આખું કુટુંબ, ને એનાં સાસુ બધાને તો આશ્ચર્ય જ થયું કે ટુંકા સમયમાં આટલી બધી પ્રગતિ થઇ શકી; અને આટલી સારી રીતે બધી પરીક્ષાઓ પસાર કરી શકી. ફીમેલ ટ્રેનીંગ કોલેજનાં શિક્ષિકા બહેનો તથા અધિકારીનો સહાનુભૂતિ, શ્રી. ગટુભાઇની મહેનત, અને બહેનનો પોતાનો દૃઢ નિશ્ચય અને તેમની માતાની હિંમતને પરિણામે બધું સાંગોપાંગ પાર ઉતર્યું—અને મને પણ સંતોષ થયો.

## પ્રકરણ ૫૪ સું.

—▭—

જે વખતે બધા સક્રિય કામ કરનારા જેલમાં ગયા હતા તે વખતે સ્વદેશીની ભાવના જાગૃત રાખવાને, તેમજ સ્વદેશી વસ્તુઓ ખરીદવાની સરળતા થાય તે માટે સ્વદેશી બજાર કહાડવાની વ્યવસ્થા સ્થાનિક કાર્યકરોએ કરી હતી. બહિષ્કારની ચળવળને સરકારે ગેરકાયદેસર ગણી કહાડી હતી. પણ સ્વદેશી પ્રચારને રોકી શકાય તેમ નહોતું. તેથી તે કામ અમે હાથમાં લીધું. શરૂઆતમાં મૃદુલા બહેને સારી મદદ કરી. અને ને વિદ્યાબહેનને એ કામ કરવા માટે એમનો જ અતિ આગ્રહ હતો, અને તેથી જ અમે તે સ્વીકાર્યું હતું. એ રસ્તે સ્વદેશીનો પ્રચાર થઇ શકશે એમ લાગ્યું હતું. જો કે વખત જતાં એ બધો જુવાળ શમી ગયો. સ્વદેશી માટેની મક્કમતા બહુ ઓછી થઇ ગઇ. અને વેપારીઓએ બહુ છેતરપીંડી કરવા માંડી, એટલે એ કામ અમારે બંધ કરવું પડયું. અમદાવાદ જેવા મોટા શહેરમાં જ્યાં રાષ્ટ્રીય ભાવનાનાં પૂર છલકાઇ જતા હતા ત્યાં એક પણ સ્વદેશી વસ્તુનો ભંડાર નહિં કે દુકાન નહિં-તે બહુ શરમાવનારી વસ્તુ હતી. સહકારના ધોરણ ઉપર એક ભંડાર ખોલવાનું વળી નકકી થયું. એને માટે ઘેર ઘેર ઊઘરાણું કરીને શેરો ભરાવ્યા. અને એક સહકારી સ્વદેશી ભંડાર 'આપણા ઘરની દુકાન' એ નામથી શરૂ કર્યો. મૃદુલા બહેનનોજ આ વિચાર પણ હતો. એ દુકાન કહાડયા પછી એ થોડો વખત ફરી જેલમાં ગયા, અને બજારની હરીફાઇમાં એ ભંડાર ટકી શકયો નહિં એટલે એ પણ બંધ કરવો પડયો આમ એ પ્રયાસ નિષ્ફળ ગયા. જો કે ખાદી મંદિર સફળતાથી કામ કરી રહ્યું છે. સ્વદેશી કાપડ માટે મીલોની દુકાનો છે. એટલે તેની.

જુદી અગત્ય રહી નહોતી. અને બીજા માલમાં સ્વદેશી માટે આગ્રહ ઓછો થઇ જવા લાગ્યો હતો—એટલે બંધ કરવા શિવાય ઉપાય નહોતો. મનને દુઃખ તો થયું. પણ પ્રજા વર્ગની સહાનુભૂતિ વગર કોઇ પણ વસ્તુ કેમ ટકી શકે ?

અમદાવાદની મ્યુનિસિપાલીટીમાંથી ઘણા સભ્યો જેલમાં ગયા હતા. રાષ્ટ્રીય મત ધરાવનાર સભ્યોની બહુમતી રાખવા માટે મહાસભાવાદીઓની જ ખાલી પડેલી બેઠકોની પસંદગી થતી હતી. એવી એક ખાલી પડેલી જગ્યા માટે મારે ઊભાં રહેવું એમ તે વખતના પ્રમુખશ્રી. માવલંકરનો આગ્રહ હતો. ઇલેક્ષનમાં ઊભાં રહેવાની મારી ઇચ્છા નહોતી. યુનિવર્સિટીમાં તો કામ કરતી જ હતી. મ્યુનિસિપાલીટી જ દ્વારા કાંઇક સેવા થઇ શકશે એમ લાગ્યું તેથી મેં હા પાડી હતી. એકાદ બે ઊમેદવારો ઊભા થયા હતા. પણ હું ઊભી થઇ હતી તે જાણ્યું. એટલે એ લોકોએ પોતાનાં નામ પાછાં ખેંચી લીધાં—અને ચુંટણીની ધમાલ વગર હું મ્યુનિસિપાલીમાં દાખલ થઇ શકી. આ કાર્ય મે બે વર્ષ સુધી કર્યું. સ્કુલબોર્ડમાં કામ કરવાની ઇચ્છા હતી પણ એમાં મને સ્થાન મળ્યું નહિ. આરોગ્ય સમિતિમાં મે શ્રી. પુરૂષોતમદાસ ગજ્જર સાથે, અને સ્ટેન્ડીંગ કમિટીમાં શ્રી. દોલતરામ સાથે કામ કરતાં કરતાં મને ઘણી સારી તાલીમ મળી. સ્ટેન્ડીંગ કમિટી આગળ મ્યુનિસિપાલીટીનાં બધાં જ ખાતાંના પ્રશ્નો નિરાકરણ માટે આવે, એટલે ઘણું જાણવાનું મળ્યું. આરોગ્ય ખાતાના તેમજ બીજા વહીવટમાં અસંખ્ય ખામીઓ મને જણાઇ આવી. જાહેર જીવનની પવિત્રતા અને પ્રમાણિકપણાનો ખ્યાલ ઘણાં થોડાં મનુષ્ય રાખે છે. અંગત હિત અને લાભની દૃષ્ટિ આગળ કરવામાં આવે છે, પરિણામે અનેક અનિષ્ટ તત્વો દાખલ થઇ જાય છે. પોતાનો, પોતાના મિત્ર કે સગાં સંબંધીઓનો સ્વાર્થ સાધવા તરફ વલણ થાય છે. અને

વહિવટમાં તદ્દન અપ્રમાણિકતા પેસી જાય છે. અંદરની માહિતી હોવાથી વેચાણના સોદામાં પણ મલીનતા પેઠેલી હોય છે. જાહેર હરાજી કે કૉન્ટ્રેકટની દેણગી પણ સ્વાર્થરહીત હોતી નથી. સંસ્થા પહેલી અને પછી બીજાં તત્વો એ ખ્યાલ તો ઊંધો જ મુકાય છે. પડદા પાછળની રમતો, સત્તાનો મદ, અને મોહ ભમાનક છે. દોરી સંચાલકોની બાજી તો એથી પણ ભયંકર માલમ પડી. સ્ટેન્ડીંગ કમિટીનું કામ, સેનીટરી કમિટીનું કામ અને સામાન્ય મીટીંગોનું કામ આ સઘળું કરવામા પુષ્કળ વખતનો અને શકિતનો વ્યય થતો હતો; વળી અંતરનો અવાજ અનેક પ્રકારની ખટપટોમાં ગુંચવાઇ જવાની ના પાડતો હતો. તેથી છેવટ મ્યુનિસિપાલીટીનું કામ છોડી દીધું. ફરી જ્યારે ઇલેક્ષનનો સમય આવ્યો ત્યારે રહેવાનો વિચાર માંડી વાળ્યો.

જે પ્રમાણે મ્યુનિસિપાલીટીમાં થયું તે જ પ્રમાણે ડીસ્ટ્રીક્ટ લોકલ બૉર્ડમાં પણ બન્યું. પ્રાથમિક શાળાનો વહીવટ સુધારવાનો હતો; બૉર્ડમાં સ્ત્રી પ્રતિનિધિની પરવાનગી મળી હતી. તેથી મિત્રોએ મને એ સ્થાન લેવાનો આગ્રહ કર્યો, ભાઇશ્રી જનુભાઇની ચેરમેન તરીકે ચુંટણી થઇ અને મને વાઇસ ચેરમેન કરી, શાળાઓના કામકાજમાં, ગામડાંના શિક્ષકો અને શાળાઓના નિકટ સંબંધમાં આવતાં આનંદ થયો–પણ નાણાંના અભાવે તેમજ અમુક તંત્રથી જકડાએલા વાતાવરણમાં આપણાં પોતાના આદર્શ પ્રમાણે કામ કરી શકતું નથી. જનુભાઇ સાથે તો મીઠો સબંધ રહ્યો અને એમની મદદથી કન્યાશાળાઓમાં થોડું કામ થઇ શક્યું. વળી આખો પ્રાથમિક અભ્યાસક્રમ નવેસરથી ઘડવામાં સલાહ આપી શકાઇ પણ વાતાવરણ ગુંગળામણ ભરેલું લાગ્યું એટલે એ પણ મુકી દીધું.

આમ ત્રણે સંસ્થાઓનો અનુભવ કડવો થયો. રાજકીય ગુંગળામણ અને ખાનગી હિતોને અપાતું મહત્વ એ બન્ને વસ્તુને લઇને કામ કરવાનું અરૂચિકર થઇ પડયું–પરિણામે અનુભવ લઇ વેગળાં રહેવાનું દુરસ્ત લાગ્યું.

---

# પ્રકરણ ૫૫ મું

રાઉન્ડ ટેબલ કૉન્ફરન્સમાંથી પાછા આવ્યા પછી ગાંધીજીને પરહેજ કર્યા હતા. તે વખતથી યરવડા જેલમાં બેસીને દેશનાં બાળકોને સ્ત્રીઓને અને સમસ્ત જનતાને આત્મ શુદ્ધિના સંદેશાઓ ગાંધીજી મોકલાવતા હતા, અને ઊંડાં મનન કર્યા કરતા હતા. હિન્દુમુસ્લીમ એકયના પ્રશ્નનો તોડ કઢાડવાનો રાઉન્ડ ટેબલ કૉન્ફરન્સ સમયે એમણે પ્રયાસ કર્યો હતો અને તેમાં નિષ્ફળતા મળી હતી. નવા રાજ્યબંધારણમાં કોમી ભેદભાવને પૂરું સ્થાન મળ્યું હતું. હરિજનનો પ્રશ્ન એમને બહુ ખુંચતો હતો. હરિજનને મંદિર પ્રવેશનો તેમજ હિન્દુ જનતા સાથેનો સંયુકત મતાધિકાર આપવાના પ્રશ્ન ઉપર એમણે જેલની અંદર અપવાસ આદર્યા, એ બીના તો જગમશહુર થઇ ગઇ છે ગાંધી સપ્તાહ દરમીઆન અમે અમદાવાદનાં શ્રી કાર્યકરોએ સનાતનીઓને સમજાવવા માટે તનતોડીને મહેનત કરી. એક પણ સનાતની શેઠીઆએ કે મંદિરના અધિકારીઓ સહેજ પણ મચક આપી નહિ—મંદિરોના ને હવેલીઓના દાદરના પગથીઆં ચઢ ઊતર કરીને અમે થાકી ગયા—ગાંધીજીના અપવાસની કદર પણ એ રીઢા થઇ ગયેલા માનસને નહોતી, સરકારે કેટલેક અંશે સમાધાન કર્યું—પણ દયાળુ ગણાતા હિંદુભાઇઓનાં પાણી હાલ્યાં નહિ. ધનિક વર્ગનું માનસ સમજાઇ ગયું—મુડીવાદ અને સત્ય ધર્મની વચ્ચે આસમાન જમીનનું અંતર સર્જનજૂનું છે—અને તે સામ્યવાદ આવતાં સુધી રહેશે જ. અનેક કોયડાનો ઉપાય સામ્યવાદમાં જ સમાએલો છે.

રોકટરની તબીયત જેલ જીવનના આરામને લીધે કેટલેક અંશે સુધરી હતી. નિયમિત ખોરાક, કસરત, સ્વચ્છ હવા, અને મનની

-શાન્તિ, બહારના જગતની ઉપાધિમાંથી મુક્તિ એ સઘળાં કારણોને લઇને સ્વાસ્થ્ય કેળવ્યું હતું. આત્મવૃતાન્ત લખવાનું કામ ચાલી રહ્યું હતું. કુટુંબ પરીવાર તરફની કાંઇ ચિંતા હતી નહિં, એટલે વર્ષ તો વહી ગયું. દંડ બદલતી છ મહિના બીજા કહાડવાના હતા, જે સરકાર સામે સામનો કર્યો હોય, તેમનો માગ્યો દંડ તો ભરી શકાય જ નહિં—છતાં અનેક મિત્રો, સગાંસ્નેહી તરફથી પૈસા ભરી દેવાની માંગણીઓ આવવા લાગી. કોઇને અમે કોડું આપ્યું નહિં. છેવટ એમનાં એક નિકટનાં સ્નેહી બહેનથી રહેવાયું નહિં અને બારોબાર દંડ ભરી દીધો. ડૉકટરને કાંઇ જ માહિતી નહિં—અને એક સવારે એમને છૂટકારાનો હુકમ મળ્યો. એમનો જીવ ખાટો થયો દંડ ભરાઇ ગયો તે એમને બહુ ખૂચ્યું—પણ ભરાઇ ગયા પછી ઇલાજ નહોતો. થોડા જ દિવસ પહેલાં મેં મુલાકાત લીધી હતી. નાસીક જેલમાંથી છૂટીને મારી લીલા ને કાન્તુ ભાઇ ત્યાં જ હતા તેમને ઘેર ગયા ને બેચાર દિવસ મુંબઇ રહીને અમદાવાદ આવ્યા. વર્ષ દિવસમાં શરીર સુકાઇ ગયું હતું, અને વજન બાવીસેક રતલ ઘટી ગયું હતું, પણ પિત્ત વિગેરેની ફરીયાદ નાબુદ થઇ હતી. જેલ જીવન ગાળ્યા પછી બહારના જીવન સાથે ઓતપ્રોત થતાં થોડોક વખત થયો. પછી શેરથા આશ્રમનું અને વડોદરા રાજ્ય પ્રજામંડળનું કામ હાથમાં લઇ લીધું. લડતના વાતાવરણમાં મંદી આવી ગઇ હતી, અને અજંપાનું વાતાવરણ જામી ગયું હતું. અનેક પ્રકારના મતમતાન્તરો અને વાડા બંધાઇ ગયા હતા. જીવનમાં સ્વાસ્થ્ય કે આનંદ જેવી ચીજ રહી નહોતી. હારેલાં થાકેલાં મનુષ્યો સાથે રહીને કામ કામ કરવાનું હતું. નિરાશામય પરિસ્થિતિ થઇ ગઇ હતી. છતાં કાર્ય કરનાર હાથ જોડીને બેસી રહી શકે નહિં, કાર્યની નવી દિશાઓ શોધી કહાડીને તે રસ્તે પ્રયાણ કરે. કામ કરનારને કામના ઢગ પડેલા હોય છે. એટલે કાંઇને

કાંઈ મળી આવે, કડી પ્રાંતના ઠરકડાનો પ્રશ્ન એમણે ફરી હાથમાં એ પ્રજાને કોઈએ સાથ આપ્યો નહોતો, હાથ પકડ્યો નહોતો; તેમને જનતા તરફથી તેમજ સરકાર તરફથી રાહત અપાવવા માટેની યોજના ઘડી, અને તાલુકાઓમાં તપાસ કરીને માહિતી મેળવવા માંડી. ગામડાં માટે કાર્યકરોને તૈયાર કરવાનો તાલીમ વર્ગ કઢાડ્યો શેરથા આશ્રમની પુનર્ઘટના કરી. એ વખતે હું પણ થોડો વખત એમની સાથે શેરથામાં રહી, અને કડી પ્રાંતનાં બીજાં ગામોમાં સાથે ફરી હતી. મારાથી લાંબો વખત રહી શકાતું નહિ; છોકરાંઓ ઘરમાં હોય અને કેટલાંક કામ હાથમાં લીધેલાં હોય તે અધવચ છોડી દેવાય નહિ—એટલે શહેરમાં રહેવું પડતું હતું. કામ સિવાય એક ઘડી પણ અમારી જતી નહિ. રાતદિવસ એ જ પ્રકારની વાતો, ચિંતન, મનન, અને વ્યવહાર—સામાન્ય સામાજિક વ્યવહારોને તો ઘણા વખતથી તિલાંજલી જ આપી હતી. છોકરાંઓનું માનસ પણ એ જ પ્રકારનું ઘડાઈ ગયું હતું. અમારા કરતાં એ છોકરાં તો એક ડગલું આગળ હતાં. ચાલતી રૂઢિનાં બંધનો તોડવા માટે તો ઉલટાં છોકરાં અમને બોધપાઠ આપતાં હતાં. એ સંબંધી તો અમે નિશ્ચિંત હતાં—સૌથી સામાન્ય કોટિના જીવન કરતાં જૂદું જ જીવન ગાળતાં આવ્યાં હતાં. સ્વાર્થનો વિચાર કદી કર્યો નહોતો. કીર્તિ કે માન મેળવવા માટે કામ આદર્યાં નહોતાં—આત્મ સિદ્ધિના માર્ગે જવાનો પ્રયત્ન કર્યો હતો—એમને એમ જીવન વહી જાય છે. જીવનકાળ મૂકેલી સેવાનો સમય પણ પામે આવી ગયો છે. સ્મરણોની છાપ તાજી હતી તેટલી આપવાનો પ્રયાસ કર્યો છે. જડ થઈ ઘરને કાર્ય કરવાની શક્તિ રહી નથી છતાં હાથપગ જોડીને બેસી તો રહી શકાશે જ નહિ. વર્તમાન સમયનાં સંભારણાં શાં! ગુજરાતની જનતા, અને વિશેષ કરીને સ્ત્રી જનતા માટે મને ઊંડી લાગણી છે. તેમની પાસેથી એક પ્રકારની હું વિદાય

લઉં છું. ગુજરાતનાં સ્ત્રી-પુરૂષોએ મારા ઉપર ખુબ મમતા છે, પ્રેમ દર્શાવ્યો છે. મારા યતકિંચિત પ્રયાસોમાં સફળતા મળી છે, આનંદના પ્રસંગો અસંખ્ય આવ્યા છે. વિશાદના પણ કેટલાક તો આવ્યા જ છે. અનેક સાહસોમાં જય, પરાજય મળ્યો, પણ એકંદર રીતે ભૂતકાળમાં દ્રષ્ટિપાત કરતાં મારી જીવન નૌકા સરળતાથી વહે ગઇ છે.

વિદ્યાર્થી અવસ્થા પસાર કર્યા પછીનાં લગભગ પાંત્રીસ વર્ષના લાંબા ગાળામાં આનંદ ઘણો માણ્યો છે. શ્રમ પણ સારા પ્રમાણમાં વેઠયો છે. જમાનાના અનેક પલટા જોયા છે, અને અનુભવ્યા છે. મિત્રો અને સ્નેહીઓનો મીઠો પ્રેમ અનુભવ્યો છે, અને તેમનાં હૃદયના ખૂણામાં સ્થાન મેળવ્યું છે. કામને અંગે પ્રાન્તભરનાં કાર્યકર્તા બહેનો અને ભાઇઓ સાથે મયાળુ સંબંધ બંધાયો છે. એ સંખ્યાબંધ મિત્રો સાથે કામ કરવાનું મને સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું છે તે માટે હું મને પોતાને ધન્ય ગણું છું. એમનાં જીવનમાંથી મને અનેક પ્રસંગે કાંઇને કાંઇ શીખવાનું મળ્યું છે. એ સહુના સહકારથી મારા કામને વેગ મળ્યો છે. મુશ્કેલીઓના પ્રસંગે મિત્ર વર્ગના સાથથી પ્રસંગનો બોજો હળવો થયો છે. કુટુંબીજનોના પ્રેમ, પ્રોત્સાહન, અને સદ્‌ભાવથી માર્ગ સરળ થયો છે.

વિચાર કરવા બેસું તો જણાય છે કે સ્ત્રીઓની પ્રગતિના કેટકેટલાક પ્રશ્નમાં માથું માર્યું છે ! કેટકેટલી મગજમારી કરી છે. સ્ત્રી સંસ્થાઓ, પરિષદો, શિક્ષણ વર્ગોના આરંભ કરવામાં, ચલાવવામાં જેટલો બન્યો છે તેટલો સક્રિય સાથ આપ્યો છે. વડોદરા, મુંબઇ, અમદાવાદ ઇત્યાદિ સ્થળોએ સ્ત્રી સમાજો, સ્ત્રી મંદિરો, ઉદ્યોગ શાળાઓ, મહિલા શાળાઓ, પાઠશાળાઓ કઢાવવામાં ને ચલાવવામાં મેં મારાથી આપી શકાય તેટલી શક્તિ ખર્ચી છે. અલબત્ત સમાજની ઓથ વિના કાંઇ સંભવિત જ ના

કોઇ મ, પરંતુ એક વસ્તુ હું સ્પષ્ટ રીતે વિના સંકોચે કહેવા માગું એ, કે મારા જીવનમાં જેટલે અંશે સફળતા મળી છે, તેનું મૂળભૂત કારણ તો એ જ છે કે મારા પૂર્ણ સદ્ભાગ્યે મારા જીવન સાથી તરીકે ડૉક્ટર સુમન્ત જેવા પતિ પ્રાપ્ત થયા છે મારાં સઘળાં કાર્યમાં એમનું પીઠબળ અને પ્રોત્સાહન મળતું રહ્યું છે–બલ્કે અનેક પ્રકારની અગવડો વેઠીને પોતે મારા કાર્યનો માર્ગ શોધી આપ્યો છે, અને સરળ કરી આપ્યો છે. સેવાના જે ઉચ્ચ માર્ગે જવાને પોતે કટિબદ્ધ થયા તેજ માર્ગે મને દોરવાનો પ્રયાસ કર્યો છે. સઘળી પ્રેરણા એમના તરફથી જ મને મળી છે. કેટલાં એ કામો એવાં હતાં કે જે એમની સક્રિય સદ્ભાવને લઇને જ ઉપસ્થિત થયાં હતાં. અનેક કામો અમે સાથે રહીને-જ આદર્યાં છે. અને સમર્થ સફળ થયેલાં નિહાળ્યાં છે. વર્ષોના સહચારથી વિચાર સરણી લગભગ એક જ પ્રકારની બંધાઇ ગઇ છે. અને તેને લઇને બન્ને જૂદાં છતાં એક જ થઇને જીવન પ્રવાસ કર્યું છે.

આ પ્રવાસમાં મારા પ્રેમાળ સંતાનોએ જે સાથ આપ્યો છે તે નાનોસુનો નથી. એ છએ બાળકોએ અમારા માર્ગમાં ખૂબ સરળતા કરી આપી છે; અને અમારૂં જીવન આનંદમય બનાવ્યું છે. તેને માટે તો હું શું કહું–માત્ર મારા અંતરના આશીર્વાદ છે કે, જીવનમાં ઉચ્ચ આદર્શ રાખીને પ્રમાણિક અને ઉચ્ચ જીવન ગાળજો, ઊંચે ને ઊંચે ચઢવાનાં સ્વપ્નાં સેવજો.

સહુને એજ મારા આશીર્વાદ છે.

---

# પરિશિષ્ટ

## ડૉ. સુમન્તના કેટલાએક પત્રો.

### ૧

૨૫ જુન ૧૯૨૦
વડોદરા.

શારદાદેવી,

પૂનાના સર વિઠ્ઠલદાસના મકાનમા મળેલી એક ન્હાની ગોળમેજી પરિષદ્દનું ચિત્ર મ્હારા સમક્ષ ખડું થાય છે. શ્રી. કર્વે અને બીજાં સભ્યો કન્યા કેળવણીના પ્રશ્ન પર ચર્ચા કરતાં હતાં–તે વખતે ઉપસ્થિત થએલા પ્રશ્નમાં ખૂબજ મશગુલ થએલી ત્હને જોઉં છું, ચપળતાથી ત્હારૂં પોતાનું દૃષ્ટિબિન્દુ રજુ કરવા માટે આતુર, બીજાંની માન્યતા સુધારવા તત્પર એવી તું મ્હારી નજર સમક્ષ આવે છે, અને ત્હારા ખોળામાં ન્હાનો સિદ્ધાર્થ અધિરો થઇને ત્હારાં લુગડાં ખેંચે છે, અને પોતાના તરફ જ બધું લક્ષ આપવાની માગણી કરતો હોય છે. પુરૂષ ઉમર લાયક હોય કે બાળક હોય પણ સ્ત્રીની તહેનાતની સદા અપેક્ષા રાખે છે.

સ્ત્રી કેળવણીના ક્ષેત્રમાં પ્રગતિ કરવાને ત્હેં જે ત્હારો ફાળો આપેલ છે તેનું આ ચિત્ર ખરેખરૂં લાક્ષણિક છે. અનેક મુશ્કેલીઓ અને વિટંબણાઓ સહન કરીને ત્હેં કામ કર્યું છે. ઘરકામમાં ત્હેં લક્ષ આપ્યું છે, છોકરાંઓને ઉછેર્યાં છે, તેમને શિક્ષણ આપ્યું છે, તેમને રાંધી પીરસ્યું છે, અને તે ઉપરાત ત્હેં શાળાનું કામ ઉપાડ્યું છે. મ્હને ઘણી શંકા છે કે ત્હારી મુશ્કેલીઓનો પુરો ખ્યાલ ત્હારા આત્મભોગની કદર કોઇને હોય ઇન્દુલાલ જેવો મિત્ર પણ પુરૂં સમજતા નથી, મ્હારી માફકજ ત્હને જાહેરાત કરવાની. ટેવ નથી. આ મહાન પ્રયાસની યાદ તરીકે ( તેની કદર તરીકે નહિ ). આ વર્ષની બક્ષિસ તરીકે સાથેની બક્ષિસ મોકલું છું.

ત્હારૂં કામ કાંઇ હજી પુરૂં થયું નથી. અમદાવાદનું ક્ષેત્ર ઉપાડે તો એ એટલી કે એથી વધારે જવાબદારી લેવાને માટે જ. આપણાં જેવાને

આરામ તો હોઇ શકે જ નહિં. આપણે તો કામમાં જ આરામ અને ચેન મેળવી લેવાનાં છે.

આપણે ૧૭ વર્ષ સાથે રહ્યાં છીએ-આપણે પોતાના સુખ માટે જીવન ગાળ્યું છે તો આપણે બીજાને માટે પણ જીવન ગાળ્યું છે. આપણે ગૃહજીવનનાં ઘણાં સુખ જતાં કર્યાં છે. એક બીજાથી છૂટાં રહેવાથી જે થાય છે તે સહન કરી શક્યાં છીએ કારણ કે એકબીજામાં સંપૂર્ણ શ્રદ્ધા અને અરસપરસનાં પ્રેરક બળો છે. ભવિષ્યમાં આપણી શી સ્થિતિ થશે તે તો આપણે જાણતાં નથી. શુભેચ્છા કે પ્રાર્થનામાં તો હું માનતો નથી. માત્ર મ્હારા વિચારો રજુ કરૂં છું.

ત્હને સંપૂર્ણ આરોગ્ય, સંતોષ, શાન્તિ, સ્વાસ્થ્ય આત્મશ્રદ્ધા અને સુખ મળે એ આશીર્વાદ છે. *

(સહી) સુમન્ત.

૨

પાટણ, ૨૫-૧-૨૨

પ્રિય શારદાદેવી,

આપણા જીવનમાં બાર મહિનામાં ઘણો ફેરફાર થાય છે. અને છેલ્લા પાંચ મહિનામાં તો અનેક નવા અનુભવો થયા છે.

આ પ્રગતિમાં આપણે બન્ને સાથે રહીને આગળ વધીશું. તેટલા માટે જે ધીરજ, શ્રદ્ધા, શૌર્ય અને આત્મબળની જરૂર છે તે આપણે મેળવી શકીશું. એવી મ્હારી તો ખાત્રી થાય છે. આપણાં છોકરાં પણ સાથે રહે એમ ઇચ્છું છું. અને તે માટે પ્રયત્ન પણ કરતાં રહીશું.

તહારા જન્મ દિવસે આ કાગળ પહોંચશે, તેથી તે માટે આશીર્વાદ આપું છું.

---

* મ્હારી વર્ષગાંઠ નિમિત્તનો કાગળ, ગુજરાતની સંસ્થાઓને સર વિઠ્ઠલદાસના પંદર લાખના દાનમાંથી મદદ આપવાની ચર્ચાની સભા. જેમાં શ્રી. ન્હાની બહેન મઝ્મુદાર, ડૉ. સુમન્ત, મન્છુલાલ વકીલ, સર વિઠ્ઠલદાસ, શ્રી. કર્વે અને એક બે બીજા ગૃહસ્થો હતા. ૨૫-૧-૨૦

મ્હારા મનમા કેવા જુદા જુદા પ્રકારની લાગણી થતી હશે, ત્હમને કોઇ પણ જાતનો અસંતોષ થાય તેથી મને કેટલી દીલગીરી થાય તેનો ખ્યાલ તો સહેજ આવી શકશે પૈસાને લાત મારી છે તેથી મ્હારા કુટુબને શુ ખમવુ પડશે તેનો પુરો ખ્યાલ મ્હને નથી પણ સ્વાર્થ ત્યાગ કરવાથી બધો કલેશ જતો રહે છે એ તો મારી ખાત્રી છે

ઇશ્વર કૃપાથી આપણુ કુટુબ સુખી થશે આદર્શરૂપ ગણાશે, સેવા કરશે, અને આનન્દથી જીવન ગાળશે *

સુમન્તના પ્રેમાશીર્વાદ

૩

હ્યુઝરોડ
મુબઇ
તા ૩૦ જુન ૧૯૨૬

ચારદાદેવી,

આવતી કાલે સહવારે ૧૧ વાગે મારા જીવનના ૪૯ વર્ષ પુરા થશે પચાસમુ બેસશે

૧૯૨૨ થી ૧૯૨૫ સુધી-લગભગ ૪ વર્ષ સુધી અમુક કામમા ગુથાઇ રહ્યો. આજે હુ સમજુ છુ કે ઇશ્વર-સમાજ-વાતાવરણ મને દોરી રહ્યુ હતુ, મારા હાથમા લગામ પણ નહોતી હુ એક હથિઆર, એક સાધન, મને દોરનાર ' હુ નહિ " એ તો કોઇક શક્તિ

એક વર્ષની માદગી, એ વખતની અદર આત્મમથન આત્મ પરીક્ષા, Searching of Heart થયુ ૪ હજી તે પુરૂ થયુ નથી

જે ઉમગ અને ઉત્સાહ મને પ્રેરી રહ્યો હતો તે Selfrealisation માટે હતો પણ હવે તે Self લોપ થવા લાગ્યો છે મારૂ વ્યક્તિત્વ અદશ્ય થવા માડયુ છે પણ તે Self-effacement કર્યા બાદ જે " હુ " જેવુ રહે તેના નસીબમા પણ કર્તવ્ય તે એ જ, મારે આવા પ્રકારના mental

*નોકરી છોડીને આઠસો રૂપીઆના પગારને લાત મારીને સેવાનો ધર્મ સ્વીકાર્યો તે વર્ષની જન્મગાઠને દિવસે પાઠવેલો પત્ર. ૨૫-૬-૨૨

adjustments કરવાના છે જ્યારે આ mental conflict, lower Plane ઉપર હોય છે ત્યારે હુ pessimist થઇ જાઉં છુ. હોમે ઉપર સખત ટીકા કરૂ છુ, કારણ કે મારાથી તેમજ બીજા લોકોથી " મારા ' આદર્શને પહોચી શકાતુ નથી મારો standard ખરો છે એમ હુ તો માનુ, અને તે પ્રમાણે બીજાની ઉણુપ જોઉં.

ભૂતકાળનુ ભૂત દરેક માણસને ચોંટી રહે છે મા બાપના ગુણ અવગુણો પણ પેઢીઓ સુધી ઉતરી આવે છે આસપાસ રહેનાર માણસો અને કેળવણીની અસરથી આપણે દૂર થઇ શકતા નથી આ બધા handicap ની સાથે જન્મેલો માણસ કેટલો આગળ ધપી શકે ? I have tried my best I shall try to better my best મે હમેશા કહ્યુ છે—અને હુ માનુ છુ કે મારો દાવો ખોટો નથી—કે હુ એકલો આગળ જતો નથી. પણ તમને બધાને સાથે રાખવાનો પ્રયત્ન કર્યો છે તમે બધાએ મને આગળ જવામા મદદ કરી છે તે પણ હુ પુરેપુરૂ સમજુ છુ હુ ખોટી credit લેવા ઇચ્છતો નથી પણ હુ એટલુ કહીશ કે મે એરી છોકરાનો વિચાર કર્યા વિના આગળ દોડવાની આતુરતા બતાવી નથી.

અનુભવો અનેક પ્રકારના થયા. બહુ રખડપો, બહુ જોયુ, બહુ ટોકરો ખાધી, બહુ આનદ અને વૈભવ અનુભવ્યો હવે નિવૃત્ત અને શાંતિ, આધ્યાત્મિક ઉન્નતિના આશ્રમમા પ્રવેશ કરીશ.

તમે જેટલા પ્રમાણમા મદદ કરશો તેટલે અંશે સફળ થઇશ મારો આમદપૂર્વક પ્રયાસ તો હોવો જ જોઇએ, મારામા એટલુ આત્મબળ છે કે નહિ તે હુ આજે શી રીતે કહી શકુ ?

આ વી તપશ્ચર્યા છે એમ નથી કહેતો. પણ હવેથી વધારે એકાગ્ર ચિત્ત થવી જોઇએ, અને તેમ કરવા પ્રયત્ન કરીશ. તમે બધા આનદમાં રહો અને પોતપોતાના પુરૂષાર્થમા મચ્યા રહો ! *

શ્રી સુમન્તના પ્રેમાશીર્વાદ

* ડૉ. સુમન્તની પોતાની વર્ષગાંઠને દિવસે પાડરવે. ૧ ૭ ૧૯૩૧

૪

શેરથા—
૨૩-૩-૧૯૩૩

પ્રિય શારદાદેવી,

મારી તબીયત સારી છે એટલુ નહિ પણ સુધરી છે એમ મને લાગે છે હમણા સહવારનો ઠીક વખત દર્દીઓને જોવામા જાય છે માદગીનુ તો પૂછવુ જ શુ ? અનેક જાતના રોગો છે સ્ત્રીઓ અને છોકરા મોટી સખ્યામા આવે છે ઘણુ કરીને ઇન્ફ્લુ એન્ઝાનો વાવર છે, પણ તેમાથી ન્યુમોનીઆ થઇ જાય છે ન્હાવા માટે કુવામાથી પાણી ખેચવુ પડે છે. પણ મને કોઇને કોઇ મળી રહે છે અને થોડુ ક હુ પોતે પણ કાઢુ છુ. સહવારના ૧૨ સુધી તાપ બીલકુલ જણાતો નથી ગામમા કોઇ કોઇ વાર જાઉં છુ તે ૯ થી ૧૦-૩૦ સુધી બાર પછી આરામ લઉં છુ. વખતે ઓરડીમા બે ત્રણ જણા વાત કરતા હોય છે જેવની મારી coll ના કરતા સવાઇ રૂમ છે મને કોઇ વેળા એ જીવન સાબરી આવે છે ખાવાનુ સાદુ અને જાડુ ખરૂ પણ પૌષ્ટિક તત્ત્વો હોય છે અને છાશ સારા પ્રમાણમા પીઉં છુ બપોરે પણ છાશ સહવારે રાબ અથવા દુધ રાત્રે કેટલીકવાર એકલો ભાત ને દુધ અથવા ( રોટલો ) ભાખરી ને દુધ હમણા શેરથાનુ કામ વ્યવસ્થિત કરવામા રોકાયા છીએ ધણા ભાઇઓ મળી ગયા છે નટવરલાલ માદા હોય એવુ જણાય છે રગીલદાસનો પણ કાગળ નથી એટલે ત્યા મોકલવા માટે એક ભાઇને તૈયાર કર્યા છે તે પણ મોકલ્યા નથી.

હમણા તો બધુ તપાસુ છું અને ભવિષ્ય માટે યોજના મનમા ઘડી રહ્યો છુ આ પાર કે પેલે પાર એવો વિચાર આવી રહ્યો છે મોટુ expansion નહી તો તદ્દન ટુકાવી નાખુ બધો આધાર વાતાવરણ પર રહેશે-કાર્યકર્ત્તાઓની છત પર—

× × × ×

મારો પ્રોગ્રામ નક્કી નથી પણ વખતે એપ્રિલની શરૂઆતમા પારણુ થશે અને ત્યાથી થોડા દિવસ વીસનગર-કોન્ફરન્સની તારીખ હજી જણાઇ નથી. ત્યાર પહેલા અમદાવાદ આવી જઇશ

ગાંધીજીને મારો કાગળ મળ્યો છે કે નહિં તે મ્હેં ત્રિવેદીને પુછાવેલું પણ તેમના તરફથી પણ કાગળ નથી. ઘણા કાગળો વિષે શંકા રહે છે. વખતે એ બધું ખોટું હશે.

×　　×　　×　　×

અહીંની પ્રજા પર પણ રાષ્ટ્રીય વાતાવરણની અસર જણાય છે. મંદી, નિરુત્સાહ અને સુઝે નહી કે શું કરવું ? પણ એવા ups & downs તો આવ્યા જ કરે.

તમને વાત કરવા માટે મિત્રો હોય, અમને તે ન મળે. પણ અમે તો face to face જીવન કલહ જોઇએ છીએ કામ, કામ ને કામ. ખાસ કરીને સ્ત્રીઓને માટની જનમ અને મરણ જન્મ્યા જ કરે છે, અને કીડી માફક મરે છે. હિંદી પ્રજામાં અજબ જડતા છે man must work & women must weep. એ સો ટકા માનું છું. પણ મારા જેવા sensitive પ્રેક્ષકનું હૃદય ચીરાઇ જાય છે. કામ કરનારને પણ અન્યાય જુલમ, તેથીને પણ આંસુ સાથે વેતરૂ. * .

લી. સુમન્તના વંદે માતરમ્

## શ્રી ઇન્દુલાલ યાજ્ઞિકનો પત્ર.

૧

મુંબઇ

૨૧-૩ ૨૭.

વહાલાં બહેન,

ધરતીનો છેડો ઘર ! ફરી ફરીને અઢી વરસે તમારે ઘેર આવ્યો ત્યારેજ હિલને એક દિવસમાએ ઘરોજ વીસામો મળ્યો.

શારદાએ મને કહ્યું તેમ શેહદરી આવ્યા રાતમાં ઘણીવાર એમ લાગ્યું કે મોટા ત્રણ છોકરા વિના ઘર કેવું લાગશે ? મારે એ પણ કબુલ

* જેલમાંથી આવ્યા પછી રોરથા આશ્રમમાંથી લખેલો પત્ર ૨૩-૩ ૧૯૩૩.

કરવું જોઇએ તમારાં નાનાં છોકરાં બહુ જ ગમ્યાં. બીજાં તો કોઇ એવાં લાડકવાયાં છોકરાં મારી સાથે રમવાને છે જ નહિં-પણ તો એ જરા નાનાં તો પડેજને ! છતાં એકંદર મારા દિલને અણધારી શાંતિ મળી ! સરલા તો જમવાને આવીને તેને ઘેર પણ જઇ આવ્યો, એટલે તેની ખોટ તો ન સાલી ! ને બીજાં વ્હાલસોયાં મુખડાંમાં પણ પ્રતિબિંબ તો તમારી અનુપમ જોડીનું જ-ને તેમની છાયા નીચે હું વસું તેમાં કાંઇ ખોટ કેમ લાગે ? તમારા રસોડામાં તમારે હાથેથી આટલે વખતે ચહા પીતાં અને ડાકટરની સાથે પાર્કમાં ફરતાં મારા દિલમાં જે અપૂર્વ આનંદ થયો છે તેનું વર્ણન હું કરી શકતો નથી. તમારા બન્નેમાં-ડાકટરમાં પણ અદ્ભુત domestic quality છે-ને જો કે તેથી કેટલાંય અળવીતરાં કરતાં નથી રોકાયો તો પણ તેનો મારાં આટલાં પરિવર્તન પછી મારા દિલ પર એટલો બધો પ્રભાવ કાયમ છે તે જોઇને હું પોતે જ ચકિત થયો.

× × × ×

તમારાં ત્રણે ભુલકાંને બહુ જ બોલાવશો. *

લિ. ઇન્દુલાલના સસ્નેહ પ્રણામ.

૨

મુંબાઇ
તા. ૧૫-૭-૨૭

સૌ. શારદાબ્હેન,

તમારો કાગળને રાખડી વખતસર મળ્યાં. તે માટે તમારો ઉપકાર શા શબ્દોમાં માનું ? આટઆટલાં વરસોથી તમારી રાખડી મારી રક્ષા કરતી આવી છે અને હજી કરશે એવી ખાતરી છે.

તમે મને સરલાની માફક ગુજરાતમાં કુદી પડવાની સલાહ આપો છે. તમે ખચીત માનજો કે તમારો ભાવ હું બહુ જ સારી રીતે સમજી શકું છું. મારે એ પણ કબુલ કરવું જોઇએ કે મારા કઠોર દેખાતા દિલ

* શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિક બે વર્ષના ગાળા પછી વડોદરે આવી ગયા ત્યારપછીનો પત્ર.

પર આવા ભયંકર અકસ્માતની કંઇક કંઇક અસર થઇ છે. પણ આવી જાતનું સંકટ નિવારણનું કામ તો અમે તેમ નાના પાયા પર-મેં પહેલાં કર્યું છે, ને તેવું કાંઇ repeat કરવા તો નથી માગતો ને આથી એ વધારે મુદ્દાની વાત તો એ છે કે ગુજરાતમાં હતો ત્યારે મુળમાં તો કોઇ પણ જાતના Vague revolutionary phrpose થી કામ કરતો હતો જે તે કરતે કરતે વચમાં કંઇ સંકટ દેખાય ત્યારે જ તેને માટે કામ કરતો હતો.

પણ તમે ને ડાકટર કદાચ જાણીને રાજી થશો કે ફરીવાર મારા દિલમાં નવી તરેહનું revslutionary Vision ખુલતું જાય છે. હું રશીઅન રાજકીય પુસ્તકોમાં હમણાં ગીરફતાર થતો જાઉં છું જે સમાજ જીવનની આખી ફીલસુફી બદલાતી જાય છે-અથવા બીજી રીતે કહું તો મારી કેટલીએ antipathies, predilections, opinions વગેરેનું નવું interpretation મને આ પુસ્તકોમાં મળતું જાય છે. વળી હું તો ખરું જોતાં રૂશીઆમાં પડેલા અગાધ દુઃખની અને ચમત્કારીક કામની વાતો વાંચું છું તેથી મને કામ કરવાની નવી પ્રેરણા મળતી જાય છે; ને તેના પહેલા જ પરિણામ રૂપે હવે મુંબઇના મજુરોનું કેટલું કામ જોવાને આવતા પખવાડીઆમાં કેટલાક સાથીઓની સાથે જવાનો છું.

વળી મારો spiritual evolution નાનો કંઇક ખ્યાલ આપું. હોટેલમાં ખાતો કરતો નથી. એક ગુજરાતી કુટુંબમાંથી મંગાવીને થાક ખાખરીને દુધ બપોરે ખાઉં છું. બીડી પણ છોડી છે, રાતે ન જમવાનું પણ વાળું વ્રત લીધું છે. આમ ફરીથી જુની જીવન પ્રણાલિકા જાગૃત કરતો જાઉં છું તેથી નવું કામ કરવાની સ્ફુરણા પણ થતી જાય છે. આ બધું તમને બન્નેને ઘણું જ hopeful લાગશે એવી મારી ખાત્રી છે.

ડૉકટરને અત્યારે આ વંચાવશો.*

લી. ઇન્દુલાલના સપ્રેમ પ્રણામ

* વડોદરાના અને ગુજરાતના રેવન્યુ પછી પાડેલો પત્ર. ૧૯૧૭

૩

૧૮ કોરમસ્ટ્રીટ
લંડન
૧૫-૪-૩૫

સ્નેહી સૌ શારદાબ્હેન,

અત્યાર સુધી તમે મારા કાગળના જવાબ નથી લખ્યા, તેનું કારણ હું સમજી શકું છું તમે મારા પાછા આવવાની આશા લગભગ મુકી દીધી હશે. અને મારે કહેવું જોઇએ કે પહેલાના કોઇ પણ વખત કરતા આજે હાવે તેટલા વખત લંડનમા કે યુરોપમા રહેવાની અનુકુળતા મને મળી છે. પણ તે જ ક્ષણે હિન્દુસ્થાનમા મારૂં દિલ ગીરફતાર થયું છે ને મારો દેઢ વરસની આખર પહેલા સ્વદેશની ભુમિ પર પાચ વરસે પગ મુકશે—એ પણ મારા નસીબની કઇક ખુબી જ કહેવાય !

હું જાણું છું કે મારો માર્ગ સહેલો નથી અર્હીવાંને મુકાબને હિન્દના જેવો પરાધીન દેશ પીંજરા સમાન છે જ. તેમા યે મારા લખાણો ને આગળી કારકીર્દીને લીધે મારી વિરૂદ્ધ મે ઘણા વહેણુ ઊભા કર્યાં છે છતા હું પાછા આવવાનો છેવટનો નિશ્ચય કરી ચૂક્યો છું તેમા એક કારણ તો એ પણ ખરૂં કે હવે જો બીજા પાચ વરસ જવા દઇશ તો તો પછી જીદગીભર ભડભડ સળગતી સગડી આગળ મોટી ખુરશીમા બેસીને વાચવા કે લખવાને લાયક છેક જ થાથા થાપડ થઇ જઇશ ?

× × × ×

તમે જાણો છો કે હિન્દનુ વાતાવરણ મારા મનમા એટલું બધું જામતું જાય છે કે ફરીવાર ૧૭-૧૮-૨૦ ના અમદાવાદમા ઘણીવાર સ્વપ્ના આવ્યા કરે છે ? તમારા કુટુંબના સહવાસગી મગેની પ્રેરણા વિષે તમારા લેખમા વાચેલુ ત્યારે તો જાણે મારા જીવનનુ એક પુરાણું પ્રકરણ વાચતો હોઉં એમ લાગેલુ પણ જ્યારે ડૉક્ટરે લખ્યુ કે નદલાલને લખેલો કાગળ સિદ્ધાર્થે વાચ્યો ત્યારે મને ઓચીંતી ખુબ જ ચટપટી થઇ.

સિદ્ધાર્થ આખો કાગળ વાચે ! ને સમજી પણ શકે ! જે ગઇ કાલે મને ' પુપુ ' કહેતો હતો ને રમકડાની માફક તમારા ઘરમા પડતો આખડતો હતો ! અશોકની પળીના એ છોકરાની ઘણી જ ઝાખી છાપ મારા મન

પર છે વિચાર કરતા તમારા હાલના આવાસનુ ચિત્ર મારી કલ્પના આગળ રચવા માંડ્યુ. હવે તમારા મોટા ત્રણ છોકરા પોતાને હુમડે વરતા થયા છે, એ ત્રે અશોક ઇન્દી–ને સિદ્ધાર્થની મારે નવી દોસ્તી થશે કેટલુ વિચિત્ર છતા કેવુ રળીઆમણુ !

તેમા અશોકના તરફ તો મારૂ દિલ ઘણું જ ખેચાય છે તેની મને ઘણી જ આશા છે કોઇ પણ પ્રકારે તેને લડન ને બને તો અમેરિકા ભણવા મોકલી શકો તો તેનુ ભવિષ્ય ને માનસ ઘણુ જ સુધરશે

" ઇન્દુલાલ એવા ને એવા તો નહિ જ હોય ! " એમ દાક્તરે લખેલુ વાક્ય તમારૂ જ ધારૂ છુ એવો ને એવો તો હથ વરસે કોણ રહી શકે ? રહે તે ગવેડો પણ કહેવાય ! મારા વિચારોમા પ્રેરણાઓમા, કાર્યક્રમમા ઘણા ફેર થયા છે, પણ માણસ તરીકે મારામા બહુ ફેર નહિ પારખો એમ ધારૂ છુ

મારામા ઉત્સાહ, જુસ્સો, ઉદ્યમ, ઉતાવળીઆપણુ, સપાટો–એ બધુ એવુ ને એવુ છે અહીંયા પણ ભલભલા જુવાનીયા મારી સાથે ચાલતા પાછળ પડી જાય છે સીપાઇગીરીના ગુણ ઘણાખરા જે હતા તે સાચવી રાખ્યા છે. હજી પણ એને એ મગફળી ખજુર ને પાઉરોટી જ મને વધારેમાં વધારે ગમે છે, બીજુ ઘણુંયે–અને ત્યા સુધી મફત મળે ત્યારે ખાઉ છુ પણ તે તો આવન જાવન તેનો મોહ નથી.

વળી આ જીંદગીમા ' settle ' દુનીઆદારીની ભાષામા થવાનો નથી. ને બર્લીન ને પેરીસ, લડન ને ડબ્લીન જ્યા ગયો ત્યા જે કોઇ છોકરાનો સોગ થતો તેમની સાથે ધીંગાણુ કરતો ત્યારે વમરા દીવાનખાનામા અશોકની સાથે ક્રીકેટ રમતો તે યાદ આવતુ ! *

× × × ×

ને ઇન્દુલાલના સસ્નેહ પ્રણામ

* યુરાપથી પાછા આવ્યા તે પહેલા થોડા મહિના આગળનો પત્ર.
૧૫ ૪–૩૫.

# પૂજ્ય શ્રી. ગાંધીજીના કેટલાક પત્રો.

## ૧

વહાલા બહેન—

ધારાસભાને બહાને પણ તમારો કાગળ મળે એ તો મને ગમેજ.

અબ્બાસ સાહેબે માન્યું છે એટલું તો મે નથી ઇચ્છયું. સ્રીઓને સરખા હક હોવા જોઇએ એ હુ માનનારો હોવાથી તે વિષે વાત નીકળતા મે કહ્યુ જવાને લાયક બહેનોમા શારદાબહેન સહુથી વધારે લાયક ગુજરાતમા તો હું ગણું. ' ત્યારે આ વાત હું શારદાબહેનને કહું ' એમ અબ્બાસ સાહેબે પૂછ્યુ. મેં કહ્યું ' જરૂર કહેજો ' પણ તમે ના ફેરવાદી મારા જેવા જ હોવ તો હું તમે વટલાઓ એવું ન જ ઇચ્છું. તમારી ઉપર કુટુંબનો ભાર ને દાક્તરની સેવા છે. એ તો પ્રશ્ન મે મારી આગળ રાખ્યો હતો. ધારાસભા એ તો મોહજાળ છે એમ મારા મનમા વધારે ને વધારે દઢ થતુ જાય છે. પણ જો તમને તેમ ન લગે, તમને તેમા સેવા જોવામા આવે ને કુટુંબ ઇ પ્રત્યેના ધર્મોના પાલનમા અડચણ ન આવે, તેમા રહેવાનુ ખર્ચ તમને પોસાય તો ને તમે જાઓ તો તમે તમારા સ્થાનને શોભાવો એ હું જાણું છું એકંદરે જવુ કે ન જવુ એમ મને પૂછો તો મારો જવાબ ' ના ' છે

દાક્તર માંદા રહ્યા કરે છે એ મને ખુચે છે. ' દરીયે મે લગી આગ, બુઝા કોણ સકેગા ' વાળી વાત થાય છે.

તમારાથી તો માંદા પડાય જ નહિ
ફરી ગરીબ ભાઇને સભારજો. *

મોહનદાસના
બં મા.

શ્ર. વ ૧૩

* ધારાસભામા જવા માટે રહેં સલાહ માગેલી તેનો જવાબ. તા. ૪. સપ્ટેંબર ૧૯૨૬.

૨

વહાલાં બહેન,

ભાઈ અમૃતલાલ ઠક્કર લખે છે કે દાક્તરની તબીયત હજુ નાજુક ચાલ્યા કરે છે. તેથી તે કદાચ કાળી પરજની પરિષદને સમયે નહિં પહોંચી શકે. મારી ઉપરના બીજા કાગળો ઉપરથી મેં તો આશા બાંધી જ હતી, કે તમે બન્ને આવશો જ. જો વિના પરિશ્રમે આવી શકાય તો દાક્તર આવે એમ હું માગી લઉં છું. પણ પરિશ્રમ વિના ન અવાય એમ હોય તો તમે તો આવશો જ એમ માગી લઉં છું. દાક્તરને નોખો કાગળ લખી તેને વાંચવાની તકલીફ નહિં આપું. પણ આટલું તો દુરસ્ત ધારો તો કહેજો જ કે દાક્તર થઇને માંદગીને ઘર કરવા દે છે એ ક્યાંનો ન્યાય ? દીવેમેં લગી આગ બુઝા કૌન સકેગા ?

ગુરુમંગી

મંગળવાર

મોહનદાસના
બં. મા.

મારી મુસાફરીનું તો શું લખું ? ન. છ વાંચતાં હશો— *

૪

વહાલાં બહેન,

તમારું પ્રદર્શન વખતે અપાયેલું ભાષણ મારે હાથ આવ્યું છે. સરળ સીધેસાદું, વિચારો ટૂંકા ને ઠસ, આડંબર રહિત, આવું બધું મને તો બહુ ગમે-ભાઇ પન્નાલાલ દાક્તર શરીર સારું રાખે છે ના ? તમારો હીરો તો મારી સાથે એક કે બે દીવસ જ રહ્યો. પણ મને તેનો નમ્ર ચહેરો ગમ્યો હતો. ×

મોહનદાસના
બં. મા.

૨૧ ડીસે

---

* ૧૯૨૩ ના ફેબ્રુઆરી મહિનાની ૨૩ મી તારીખે પારેવૈદ્ય બાર- ડોલી તાલુકા પાસે આવવાની મ. ગાં. ની પરજ પરિષદ ભરાવવાની હતી તેને સંબંધે લખેલો પત્ર.

× વિશેષ કાપાનો અધિકાર સ્વીકૃત તારીખ બાંધી અમદાવાદ દાખીવાન મોકલ્યા મારી પ્રદર્શન પ્રસંગે વાંચવા ભેટમાંથી પારેવો પત્ર.

૫

વહાલાં બહેન,

તમારા કાગળની લીટીયે લીટીયે પ્રેમ નીતરે છે. તમારા જેવી પુત્રી મને સાંપડે એ મારાં સદ્‌ભાગ્યજ ના ? જે પદ તમ જેવી બહેનોએ મને આપ્યું છે તે લઇ બેઠો તો છું. તે પણ ઇશ્વરને નામે લીધું છે ! તે શોભાવે ને લાજ રાખે. ડાક્તરની તબીયત સારી હશે. *

તમ સહુને

મોહનદાસના
આશીર્વાદ.

મને થોડા વેગે શક્તિ
આવી રહી છે.
૩૦-૯-૩૨

---

* હરિજન પ્રશ્ન પર આરંભેલા જગવિખ્યાત ઉપવાસ છૂટ્યા બાદ તરત લખેલો પત્ર.

# શુદ્ધિપત્રક

| અશુદ્ધ | શુદ્ધ |
|---|---|
| અનુકુળ | અનુકૂળ |
| શ્વશુર | શ્વશ્રુર |
| ધૃષ્ટતા | ધૃષ્ઠતા |
| દષ્ટી | દષ્ટિ |
| રવીવાર | રવિવાર |
| ગોવીંદ | ગોવિંદ |
| વીચાર | વિચાર |
| ક્રીયા | ક્રિયા |
| પરીચય | પરિચય |
| વિનિત | વિનીત |
| ધુન | ધૂન |
| ગુમ | ખૂમ |
| તુટ | તૂટ |
| શુદ્ધી | શુદ્ધિ |
| વીમરાય | વિમરાય |
| કીર્તી | કીર્તિ |
| જાગ્રતી | જાગૃતિ |
| શુધ | શુદ્ધ |
| અધીકારી | અધિકારી |
| ધુમાડો | ધૂમાડો |
| પરિણિત | પરિણીત |
| પ્રતિતિ | પ્રતીતિ |
| રવીબાબુ | રવિબાબુ |
| હરિન્દ્રનાથ | હરીન્દ્રનાથ |
| તરિકે | તરીકે |
| ખુણે | ખૂણે |
| જસ | જશ |

| | |
|---|---|
| અધુરૂં | અધૂરૂં |
| પ્રગતી | પ્રગતિ |
| પ્રસુતિ | પ્રસૂતિ |
| વકતા | વક્તા |
| મેદીની | મેદની |
| ખ્યાતી | ખ્યાતિ |
| અગ્રગણિત | અગ્રગણ્ય |
| ધત્તીંગ | ધતીંગ |
| સુચવતો | સૂચવતો |
| સુઝ | સૂઝ |
| અધીષ્ઠાત્રી | અધિષ્ઠાત્રી |
| ઋણિ | ઋણી |
| શુરાતન | શૂરતન |
| પૂત્રીઓ | પુત્રીઓ |
| મ ત્રિ | મંત્રી |
| ચંપારણ | ચંપારણ્ય |
| લુંટાય | લૂંટાય |
| સુશ્રૂષા | શુશ્રૂષા |
| શાંતી | શાંતિ |
| સુરજ | સૂરજ |
| વૃદ્ધી | વૃદ્ધિ |
| અખીલ | અખિલ |
| સુરૂચી | સુરૂચિ |
| ઉપાધી | ઉપાધિ |
| બેહેલાવવાનો | બહેલાવવાનો |
| ઉદેશી | ઉદ્દેશી |
| સંહાનુભુતિ | સહાનુભૂતિ |
| સંમાજીક | સામાજીક |
| સ્ફુરણા | સ્ફૂરણા |
| મુત્સદી | મુત્સદ્દી |

| | |
|---|---|
| વસ્તારિક | વસ્તારી |
| વિદ્યાધીકારી | વિદ્યાધિકારી |
| ત્રુટિ | ત્રૂટિ |
| સીદ્ધો | સીધો |
| ઉદાત્ત | ઉદાત |
| વેત્તન | વેતન |
| દુર | દૂર |
| ચુકાવનાર | ચૂકાવનાર |
| વિરતા | વિગ્તા |
| પૂર્તી | પૂર્તિ |
| ભાવોર્મી | ભાવોર્મિ |
| મધુગ | મધુર |
| સંપુર્ણ | સંપૂર્ણ |
| આવીર્ભૂત | આવિર્ભૂત |
| પાવર્ધો | પાવરધો |
| નરાશ | નિરાશ |
| માતાપીતા | માતપિતા |
| પરિક્ષા | પરીક્ષા |
| કુશીને | કુલીને |
| પરીણામ | પરિણામ |
| વિગેરે | વગેરે |
| અપંગ | અઠંગ |
| અખુટ | અખૂત |
| વક્તૃત્વોત્તેજક | વક્તૃત્વોત્તેજક |
| ખુંચતું | ખૂંચતું |
| ભુલાભાઇ | ભૂલાભાઇ |
| અમુલ્ય | અમૂલ્ય |
| તુલ્નાત્મક | તુલનાત્મક |
| વિષયિક | વિષયક |

| પા. નં. | પંક્તિ | અશુદ્ધ | અશુદ્ધ |
|---|---|---|---|
| ૭ | ૭ | સુધારા માટે | સુધારા |
| ૧૬ | ૪ | ઉમર | ઉમરે |
| ૧૯ | ૧ | છોકરીઓને | છોકરીઓની |
| ૨૦ | ૧૫ | વર્ષે | વર્ષે |
| ,, | ૨૩ | વિદ્યાર્થી | વિદ્યાર્થીની |
| ૨૬ | ૨૫ | સારૂં એ, તેથી | સારૂ, તેથી એ |
| ૨૯ | ૯ | પિતાનો | પિતાને |
| ૩૬ | ૩ | થવાનો | કરવાનો |
| ૩૭ | ૪ | વિષયોની | વિષયોના |
| ૫૨ | ૮ | જોડાવવું | જોડાવું |
| ૫૯ | ૧૧ | જ્યારે ડૉ. | ડૉ. |
| ૬૦ | ૭ | બીજાની | બીજાના |
| ,, | ,, | વ્યક્તિમાં | વ્યક્તિત્વમાં |
| ૬૨ | ૯ | ચીંધે | આંગળી ચીંધે |
| ૬૩ | ૧ | વડોદદરાનું | વડોદરાનું |
| ૮૧ | ૭ | પણ પણ | પણ |
| ,, | ૧૨ | ભાઇઓએ | ભાઇઓ |
| ૮૩ | ૧૭ | તેને | તેમને |
| ૯૦ | ૨૩ | Mnst | must |
| ૯૮ | ૧૦ | સ્ત્રી પુરૂષનું | સ્ત્રી પુરૂષના |
| ૧૦૨ | ૧૮ | તેમાં | તેમનાં |
| ૧૦૨ | ૨૨ | રાજા | રાજે |
| ૧૧૦ | ૩ | જગ્યા | યોગ્ય જગ્યા |
| ,, | ,, | યોગ્ય મેળવવાને | મેળવવાને |
| ૧૧૩ | ૧૯ | કે | કે" |

